

સર્વાધાર, સર્વસ્વરૂપ, સ્વયંસિદ્ધ, સૃષ્ટિ ઉત્પત્તિ સ્થિતિ લય કર્તા સર્વેશ્વર, ગુણ વિકૃતિ રહિત અહેતુક કૃપાનિધિમ આત્મા જ્યોતિરૂપ, નિરંકુશ જ્ઞાન તૃપ્ત ભવપાશ મુક્તદાતા, અખંડ અદ્વૈત શુદ્ધ સચ્ચિદાનંદ સદ્‌ગુરૂ કૃપા કટાક્ષથી જીવોના હૃદયમાં અજ્ઞાનાંધકાર નષ્ટ થઈ જ્ઞાનમાર્તંડનો ઉદય થતા જ્ઞાનાજ્ઞાન રહિત સ્થિતિમાં ગુરૂ શિષ્ય ભાવનો લોપ થતાં સાધક સિદ્ધ સદ્‌ગુરૂરૂપે પ્રકાશી બ્રહ્મ સ્થિત ભાવે નિરતસ્યાનંદ સામ્રાજ્યનો ઉપભોગ કરે છે એવા ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितं (જ્ઞાન માત્ર, જાણવાજોગ જ્ઞાનથી જાણવામાં આવે એવા સર્વના હૃદય ધારણ કરી રહેલા) અંતર્યામી સદ્‌ગુરૂ સમર્થને

આ પુસ્તક

ખરા ભક્તિભાવ અને પ્રેમયુક્ત વૃત્તિથી અર્પણ કરૂં છું.

અનુવાદક.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવના.

चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये ।
वस्तुसिद्धिर्विचारेण न किञ्चित्कर्मकोटिभिः ॥

કર્મો કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે પણ યથાર્થ રીતે આત્મજ્ઞાન થતું નથી. આત્મજ્ઞાન તો વિચારથી જ મળે છે પણ કરોડો કર્મ કરવાથી મળતું નથી.

વિવેકચૂડામણિ.

પરમાત્મા અને તેની ઇચ્છા શક્તિ આદિમાયાની ક્રીડાભુવન આ સૃષ્ટિ છે, તેમાં અનંત પદાર્થ, અનંત જીવ, અને અનંત દ્રવ્યો, તેઓનાથી ઓતપ્રોત ભરેલા છે. સૃષ્ટિમાં કાળ, ક્રમ અને દ્રવ્યના એકમેકના સ્વભાવના મિશ્રણથી સ્વેચ્છાએ કરી વિહાર કરતી માયાએ અનંતવિધ પદાર્થ અને અનંત જીવો નિર્માણ કીધા છે અને તેઓમાં સ્વયંવ્યાપક પરમાત્મા સ્વાત્મા સ્વરૂપથી પ્રવિષ્ટ થઈ અખંડરૂપે વિરાજમાન થઈ રહ્યા છે. આ ક્રીડાભુવનનો મુખ્ય વ્યવસ્થાપક કાળ અને ક્રમ છે. એ કાળ અને ક્રમ સર્વેશ્વર પરમાત્માના હેતુ અનુરૂપે અનંત કોટિ બ્રહ્માંડની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરી રહ્યા છે. આ સર્વ સૃષ્ટિ ઇશ્વરમય હોવાથી સર્વ જીવ માત્ર ઇશ્વરનો અંશ છે. સૃષ્ટિ સૌખ્ય જીવ માત્રને સરખો મળવો જોઇએ, સુખદુઃખનો અનુભવ બરાબર સરખી રીતે તેઓને થવો જોઇએ, અને ઇશ્વર જ્ઞાન એ કાળ અને ક્રમે કરી સર્વને સમાન રીતે પ્રાપ્ત થવો જોઇએ, એવા હેતુથી પરમાત્માએ પોતે પ્રચંડ કાળરૂપ અખંડ દંડાયમાન સ્વરૂપ ધારણ કરી સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કરતા થઈ પ્રચંડ કાળનું બંધારણ બાંધ્યું, જેથી તે કાળરૂપી દંડની ઉન્નતિ કાળ અને અવનતિ કાળ એવી બે સીમા રચવામાં આવી. એ કાળ ઉન્નતિ અને અવનતિરૂપે ગોળાકારે વિશ્વમંડળમાં પરિભ્રમણ કરે છે. ઉન્નતિ કાળમાં જીવો પોતાની બુદ્ધિ, બળ અને પરાક્રમનો વધારો કરી સારાસાર વિચાર શક્તિથી પોતાની ઉન્નતિનો માર્ગ પ્રાપ્ત કરવા મંથન કરે છે અને અવનતિ કાળમાં બુદ્ધિ, બળ અને પરાક્રમનો ઘટાડો થઈ સારાસાર વિચાર શક્તિની ક્ષીણતાથી પોતાના ખરા ધર્મના રહસ્યથી અજ્ઞાત રહી જીવો પ્રપંચિક વૈભવ સુખમાં નિમગ્ન રેહે છે. આવી રીતે કાળની મર્યાદાની પાળ બાંધી જીવોની ઉન્નતિ અર્થે ઉદ્યોગ અને કર્માદિકનું બંધારણ સ્થાપી તે કર્માદિક કાર્યો જીવોએ પોતાના વિશે કેવી રીતે

વધારતા જવા, એ હેતુથી મનુષ્ય જીવોને સારાસાર વિચાર શક્તિ પરમાત્માએ આપી પોતે તટસ્થ લક્ષણરૂપે અલિપ્ત થઈ રહ્યા. આવા અનંત કાળચક્રની ક્ષણ, પળ, ઘટી, પ્રહાર, દિનાદારભ્ય, વિગેરે કૃત ત્રેતાદિ યુગમાં લાવી આખરે સૃષ્ટિ કલ્પ પર્યંત અનેક કાળના વિભાગ પાડવામાં આવ્યા. વિભાગ પડેલા કાળના ખંડોમાં અનંત જીવો પોતાની બુદ્ધિબળ અને પરાક્રમના જોરે કરી પોતાના કર્મોની વૃદ્ધિમાં સૃષ્ટિ સૌખ્ય ઉપભોગાર્થે પોતપોતામાં સરાસરી કરવા લાગ્યા. પોતાની ઇચ્છા અને લાભ વૈભવનો સુખ અનુભવ લેવા લાગ્યા; પણ એવા સુખ વૈભવ ભોગવવામાં પોતાની ખરી ઉન્નતિનો માર્ગ તેઓને સુજ પડયો નહી. તેના પરિણામે જીવોના આયુષ્યો પૂર્વે દીર્ઘ હતા તે કાળ ક્રમે કરી ઓછા થતાં થતાં હાલના જમાનામાં આધિદૈવિક ઉપદ્રવોથી અલ્પ થવા લાગ્યા, અલ્પ થતી અવસ્થા પરત્વે બુદ્ધિ, બળ, પરાક્રમ પણ જીવોના નિર્બળ પડતા ગયા અને ઈશ્વર પ્રાપ્ત અર્થે વૃદ્ધ અનુરૂપ સુખ સાધન પ્રયત્નો ઓછા થવા લાગ્યા. આત્મા ઉન્નતિનો માર્ગ વિસ્મૃત થતો ગયો અને પરિણામે ઉલટા જીવો અવનતિના માર્ગમાં વધારે ને વધારે પ્રવિષ્ટ થતા ગયા.

આત્મા ઉન્નતિ, ધર્મ ઉન્નતિના આધીન છે; ધર્મ ઉન્નતિ વ્યક્તિ ઉન્નતિના આધીન છે, અને વ્યક્તિ ઉન્નતિ પોતાના કુટંબના જાતિ વર્ણાશ્રમ ધર્મ ઉન્નતિના આધીન છે, એવો એકમેકનો અન્યોઅન્ય સંબંધ હોવાથી આત્મા ઉન્નતિ, વ્યક્તિના વર્ણાશ્રમ ધર્મ આદિ ઉન્નતિના આધીન છે. પણ સામાજિક અને ફક્ત રાજ્ય ભાષા વિદ્યા સંપાદન કરી તેમાં પ્રવીણતા મેળવી રાજ્યથી સ્થપાયલી વિશ્વ વિદ્યાલયની ઉચ્ચ પદવી (ડીગ્રી) પ્રાપ્ત કરવી એ જ ઉન્નતિ જ્યાં ત્યાં જોવામાં આવે છે પણ આત્મા ઉન્નતિ તરફ હરહમેશ દુર્લક્ષતા રહે છે. બાળપણથી આપવામાં આવતી શિક્ષણ પદ્ધતિથી શિક્ષણ લઈ તેઓ મોટા વિદ્વાન્ તથા વિચારવાન કહેવડાવે છે ખરા, પણ સ્વધર્મ શિક્ષણ ન હોવાથી તેઓના અંતઃકરણમાં ધર્મ ઉન્નતિ તથા આત્મા ઉન્નતિ સંબંધી વિષયોમાં વિશ્વાસ અને ભક્તિની આર્દ્રતા ઘણું કરીને હોતી નથી. જેના પરિણામે તેઓના અંતઃકરણમાં તર્ક ચિકિત્સાની પ્રબળતા વધતી જાય છે અને ખરા ધર્મના રહસ્યને સમજાવતાં તેઓ તેની ઉપેક્ષા કરે છે અને પોતાની સમજ ધર્મ ઉન્નતિ તથા આત્મા ઉન્નતિ તરફ દિવસે દિવસે ભ્રષ્ટ થતી જાય છે.

જગતમાં કોઈ પણ રાષ્ટ્રય સામાજિક અને ઐહિક ઉન્નતિનો મૂળ પાયો ધર્મ છે. ધર્મ ઉન્નતિ વગર રાષ્ટ્રય, સામાજિક, અને ઐહિક ઉન્નતિ કદી પણ ફળીભૂત થતી નથી.

"ઇશ્વિર છે કે નહી અને ઇશ્વિર છે તો તે દેખાતો નથી. મરણ પછી "શું સ્થિતિ છે? કઇ વસ્તુનો નાશ નથી? અને મરણ પછી આપણી સ્થિતિ "કેવી? પૂર્વ જન્મ થવાનો સંભવ છે કે નહી? જ્યારે આગલા જન્મની "સ્મૃતિ નથી ત્યારે આવતો જન્મ છે એમ કેમ કહેવાય?" વિગેરે અનેક તરેહના તર્ક વિતર્કરૂપી સવાલો હાલની કેળવણીના પ્રભાવથી વિદ્વાન વર્ગમાં ઉપસ્થિત થાય છે અને તેના સમાધાનકારક અથવા યથાયોગ્ય ઉત્તરના અનુક્રમને તેઓ તરફથી જ્ઞાન એવી સંજ્ઞા અને તે જ્ઞાન સંપાદન કરવાની વસ્તુને વિદ્યા એ સંજ્ઞા આપવામાં આવે છે. પણ ખરા ધર્મ વિચારણાની શુષ્કતાથી તેઓને ખબર નથી કે જેનાથી શાશ્વત સુખનું સ્થાન પ્રાપ્ત થાય તે જ્ઞાન એ આત્મજ્ઞાન છે. પણ તેઓની એ વિદ્યા ઐહિક સુખ સમ્પન્ન છે એનું તેઓને ભાન હોતું નથી. પારમાર્થિક વિદ્યા જે પોતાના કલ્યાણ માર્ગનો રસ્તો બતાવે છે તે પ્રાપ્ત કરવામાં તેઓની બુદ્ધિ હોતી નથી અને એ વિદ્યા સંપાદન કર્યા વગર મનુષ્ય વ્યક્તિની પોતાના આ જન્મની સાર્થકતા સફળ થતી નથી એની પણ તેઓને સમજ હોતી નથી. બી. એ. કે એમ. એ. પદવી પ્રાપ્ત કરનારા વિદ્વાનોમાં કેહેવાતા અતિ વિદ્વાન્ તો વ્યવહારશૂન્ય અને ધર્મશૂન્ય હોય છે. આવા ધર્મ અને વ્યવહાર શૂન્ય વિદ્વાનોની ગણના વેદીયા ઢોર તરીકે કરી જનસમાજ પછી તેની ગણના અજ્ઞાનતા મધેજ કરે છે. ખરૂં જ્ઞાન યંત્રશાસ્ત્ર શીખવામાં કે રસાયનશાસ્ત્ર શીખવામાં કે જ્યોતિષશાસ્ત્ર શીખવામાં કે ભૂગોળશાસ્ત્ર શીખવામાં નથી. એ શાસ્ત્ર અભ્યાસ ઐહિક અવિદ્યા હરણના સાધન માત્ર છે પણ આત્મા બોધ આપવા સમર્થ નથી. ખરી વિદ્યા સંપાદન તો એ છે કે જેના જ્ઞાનથી પોતાનું શરીર પોતાના અંકુશમાં રહી શકે, શરીર ચેતનથી સરળતાએ પોતાને સોંપેલું કામ કરી શકે; જે જ્ઞાનથી બુદ્ધિ શુદ્ધ શાંત નિર્મળ અને ન્યાયદર્શી રહી શકે, જેનાથી મન કુદરતના કાયદાથી ઇન્દ્રિયો વશ રહી અંતર વૃત્તિને વિશુદ્ધ રાખે; જેનાથી પોતે નીચ કામને ધિક્કારે, પોતાના વડીલો, ગુરૂ આદિને પૂજ્ય ભાવથી ગણે અને કુદરતના નિયમનો સારો ઉપયોગ કરે અને જેનાથી પોતાની સમાન બીજાઓને ગણી તેઓની સાથ પોતાની સારી વર્તન રાખે. પણ એમાંના કોઈ પણ સદ્‌ગુણ વ્યવહારશૂન્ય વિદ્વાનોમાં હોય એમ જોવામાં આવતું નથી. વાસ્તેજ આત્મજ્ઞાનને ખરૂં જ્ઞાન કેહેવામાં આવે છે. સર્વ બ્રહ્માંડનું મૂળ તત્વ એ જ્ઞાન છે. એ આત્માને બ્રહ્મ કહે છે અને એ બ્રહ્મ ઓળખવાની વિદ્યાને અધ્યાત્મ શાસ્ત્ર કહે છે. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ સાથ સર્વ કંઈ કામનું જ્ઞાન થાય છે અને ખરા સુખનો ભંડાર એ જ્ઞાન છે આ જ્ઞાનનો ઉદય થવા આત્મ-

બોધ થવો જોઇએ. સર્વ શાસ્ત્રનો સમાસ એ જ્ઞાનમાં આવે છે કારણ ખરૂં જ્ઞાન આપનારી વિદ્યા એ આત્મવિદ્યા છે. ધર્મની વ્યાખ્યા પણ એમજ બતાવે છે કે વિવેક વિચારથી આત્મા મોક્ષનું સાધન શોધી કહાડી તે સાધન મેળવવામાં મન દૃઢ રાખી પોતાના સદાચરણથી નિશ્ચયપૂર્વક જે વર્તન કરવામાં આવે તે વર્તન સંજ્ઞાને ધર્મ કહે છે. નીતિ, સદાચાર, સદ્‌ગુણ અને સત્ય કર્મો એને આચરણ કહે છે. વેદના આધારે ચાલતા આવેલા ધર્મમાં સ્મૃતિ પ્રમાણરૂપે એ આચરણ વાસ્તે માનવામાં આવે છે. એમ પ્રમાણરૂપ માનવાથી અંતઃકરણ શુદ્ધ અને પ્રસન્ન થતાં, સર્વ દુર્ગુણ નષ્ટ થઈ, સત્ય, દયા, પવિત્રતા, સહનશીલપણું, યોગ્ય અયોગ્યનો વિચાર, મન ઇન્દ્રિયોનું સંયમ આદિ સાધારણ લક્ષણોનો ઉદ્‌ભવ થાય છે અને છેવટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ સુલભ થાય છે.

વિદ્યા બે પ્રકારની છે. એક ઐહિક અને બીજી પારમાર્થિક. ઐહિક વિદ્યા સંસાર સુખ જનકમાં ફક્ત ઉપયોગી છે. ત્યારે પારમાર્થિક વિદ્યા એ ઐહિક વિદ્યાની ઉપયોગતાની સાથ કલ્યાણ માર્ગ તરફ લઈ જાય છે, જેથી ઐહિક વિદ્યાની પ્રાપ્તિ સાથ પારમાર્થિક વિદ્યાનું જ્ઞાન સંપાદન કરવામાં આવે છે તો સૃષ્ટિ વ્યાવહારિક બાબત સુખ–જનક નિવડી છેવટે નિવૃત્તિ માર્ગ તરફ લઈ જવા તે ભૂફળીત થાય છે. વાસ્તે ઐહિક વિદ્યાની પ્રાપ્તિ સાથ પારમાર્થિક વિદ્યા પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે. જેમ તરૂણ અવસ્થાથી ઐહિક વિદ્યા પ્રાપ્ત કરવામાં આવે છે તેમ આ પારમાર્થિક વિદ્યાનો સાથે સાથ બરોબર ક્રમવાર અભ્યાસ કરવામાં આવે તો કાળે ક્રમે કરી પોતાના જીવત્વપણાનું પૂર્ણ સાર્થક છેવટ અવસ્થાએ કરી લેવા બની આવે છે. આ પારમાર્થિક વિદ્યાનો યથાર્થપણે વિચાર કરવાનો સમય પણ તરૂણ અવસ્થા છે કારણ એ તરૂણ અવસ્થામાં જીવને જે માર્ગે જે કાર્યમાં લગાડવામાં આવે છે તેમાં તેનો પૂર્ણ ઉપયોગ થાય છે. તરૂણ અવસ્થામાં દેહ ઇન્દ્રિયો નિરોગી હોય છે; અંતઃકરણ નિર્દુષ્ટ હોય છે; બુદ્ધિની વિચારશક્તિ ધારણા પ્રૌઢ અને પરિપક્વ હોય છે; અને એ અવસ્થામાં જે વિચાર આ પારમાર્થિક વિદ્યા સંબંધી સુદૃઢ થાય છે તે અગાડી અવશ્ય ફળદ્રૂપ નિવડ્યા વગર રહેતા નથી. મનુષ્ય જન્મમાં આવી જે કાંઈ કરવાનું છે તે તરૂણ અવસ્થામાં કરવાનું છે. વિદ્યા આદિ જ્ઞાન સાહિત્યનો વિચાર કરવાનો વખત પણ તરૂણ અવસ્થા છે. આ વયમાં મૂલ્ય વખત પ્રાપ્ત થતાં સર્વ શ્રેષ્ઠ પરમ ફળ (મોક્ષ ફળ) પ્રાપ્ત ન કીધું તો પછી જીંદગી નકામી છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરી પરમ ફળ પ્રાપ્ત કરવું એ જીવનું મુખ્ય જીવત્વપણું છે પણ જો તારૂણ અવસ્થાનો,

વિષયોના પરિભ્રમણતામાં નિ:શંકપણે અને કર્તવ્ય પરાઙ્મુખથી વ્યય કરવામાં આવે તો વૃદ્ધ અવસ્થા પ્રાપ્ત થતાં તેમાં કંઈ પણ કર્તવ્યની આરંભતાથી આત્મા વિદ્યા કોઈ પણ કારણે સફળ થતી નથી.

એવા કહેવાતા વિદ્વાનોની ધર્મ ઉપર અશ્રદ્ધા અને અવિશ્વાસ હોય છે; પોતાના ખરા ધર્મનું સંશોધન કરી તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયાસ તેઓ બીલકુલ કરતા નથી. આ વિદ્યાના અભ્યાસથી થતાં જ્ઞાનને આત્મ-જ્ઞાન અથવા તત્વજ્ઞાન કહે છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થવાથી અનર્થની નિવૃત્તિ અને પરમાનંદ પ્રાપ્તિ (મુક્તિ) થાય છે. પણ હજુ સુધી એ ફળ કોઈ પાશ્ચાત્ય પંડિતોએ મેળવ્યું હોય એમ જોવામાં આવ્યું નથી; ત્યારે આ ફળના શોધ-નાર્થે તેઓના હાથે લખાયલા મીમાંસિક ગ્રંથોના અભ્યાસ ઉપર પોતાનો દૃઢ વિશ્વાસ બાંધી કેળવણી પામેલા ભારત નિવાસીઓ ખોટે રસ્તે દોરવાઇ જઈ ભારત ધર્મના ખરા રહસ્યનો અનાદર કરે અને પોતાના સ્વધર્મની બાહેર આચરણ કરે ! તો તેમાં નવાઈ જેવું કંઈ નથી.

જે વિચારવાનું છે તે એ કે પોતાના મનુષ્ય જન્મમાં તેઓને જેમ વ્યાવહારિક પુરૂષાર્થ સાંધવાનો છે તેમ ભારત નિવાસી વિચારવાન તત્વ-વેત્તાઓની અધ્યાત્મવિદ્યા સંપાદન કરવાનો મુખ્ય પુરૂષાર્થ તેઓએ પણ સાંધવો જોઇએ. કારણ આ વિદ્યાના જ્ઞાન વગર જે કાંઈ ઉદ્યમ અથવા પુરૂષાર્થ વ્યાવહારિક વિષયોમાં સાંધવામાં આવે છે તો તે આગળ જતાં નિરૂપયોગી તથા અફળ નિવડે છે. તેઓના જન્મનો ખરો પુરૂષાર્થ આ વિદ્યા સંપાદન કરવાનો છે. આ વિદ્યાને ખંડન કરવા કોઈ પણ પુરૂષ હજી સુધી શક્તિમાન થયો નથી. શ્રુતિ સ્મૃતિએ જે પરમાત્માને નિર્ગુણ નિર્વિકાર અલિપ્ત અને અસંગ કહ્યો છે તે જ પરમાત્માને સર્વાધાર સર્વસ્વરૂપ જગત્ મૂળ કારણ અને અધિષ્ઠાનરૂપ પણ કહ્યો છે. આ ભાસમાન થતો વિરોધ આભા-સનો પોતાના સિદ્ધાંતથી નિવારણ કરી શ્રી ભગવાન્ જગદ્ગુરૂ શ્રી શંકરા-ચાર્યે અદ્વૈત માર્ગની સિદ્ધતા બતાવી આપી છે અને પોતાના આ સિદ્ધાંત-ના પ્રબળતાથી તર્કવાદી, પદાર્થવાદી, પરમાણુવાદી, નૈયાયિક, અનીશ્વરવાદી, કર્મ ધર્મ શૂન્ય નાસ્તિકવાદીઓના મતનું ખંડન કરી અદ્વૈત માર્ગની સિદ્ધતા શ્રેષ્ઠપણે કરી આપી છે.

ઐહિક (વ્યાવહારિક) વિદ્યાની સાથે સાથ અધ્યાત્મ વિદ્યાનો અભ્યાસ કરવાથી કર્મશૂન્યતા અથવા નાસ્તિક મત જે મોટે ભાગે પ્રચલિત થતો જોવામાં આવે છે તે શિથિલ અથવા નષ્ટ થાય છે અને અનેક જન્મ સંસિદ્ધિથી જ્ઞાન પ્રાપ્ત થઈ મોક્ષ થાય છે. અનેક જન્મ પ્રારબ્ધ પ્રતિબંધ દૂર કરવા

બોધ થવો જોઇએ. સર્વ શાસ્ત્રનો સમાસ એ જ્ઞાનમાં આવે છે કારણ ખરૂં જ્ઞાન આપનારી વિદ્યા એ આત્મવિદ્યા છે. ધર્મની વ્યાખ્યા પણ એમજ બતાવે છે કે વિવેક વિચારથી આત્મા મોક્ષનું સાધન શોધી કહાડી તે સાધન મેળવવામાં મન દૃઢ રાખી પોતાના સદાચરણથી નિશ્ચયપૂર્વક જે વર્તન કરવામાં આવે તે વર્તન સંજ્ઞાને ધર્મ કહે છે. નીતિ, સદાચાર, સદ્‌ગુણ અને સત્ય કર્મો એને આચરણ કહે છે. વેદના આધારે ચાલતા આવેલા ધર્મમાં સ્મૃતિ પ્રમાણરૂપે એ આચરણ વાસ્તે માનવામાં આવે છે. એમ પ્રમાણરૂપ માનવાથી અંતઃકરણ શુદ્ધ અને પ્રસન્ન થતાં, સર્વ દુર્ગુણ નષ્ટ થઈ, સત્ય, દયા, પવિત્રતા, સહનશીલપણું, યોગ્ય અયોગ્યનો વિચાર, મન ઇન્દ્રિયોનું સંયમ આદિ સાધારણ લક્ષણોનો ઉદ્‌ભવ થાય છે અને છેવટે આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો માર્ગ સુલભ થાય છે.

વિદ્યા બે પ્રકારની છે. એક ઐહિક અને બીજી પારમાર્થિક. ઐહિક વિદ્યા સંસાર સુખ જનકમાં ફકત ઉપયોગી છે. ત્યારે પારમાર્થિક વિદ્યા એ ઐહિક વિદ્યાની ઉપયોગતાની સાથ કલ્યાણ માર્ગે તરફ લઈ જાય છે, જેથી ઐહિક વિદ્યાની પ્રાપ્તિ સાથ પારમાર્થિક વિદ્યાનું જ્ઞાન સંપાદન કરવામાં આવે છે તો સૃષ્ટિ વ્યાવહારિક બાબત સુખ–જનક નિવડી છેવટે નિવૃત્તિ માર્ગે તરફ લઈ જવા તે ભૂફળીત થાય છે. વાસ્તે ઐહિક વિદ્યાની પ્રાપ્તિ સાથ પારમાર્થિક વિદ્યા પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે. જેમ તરૂણ અવસ્થાથી ઐહિક વિદ્યા પ્રાપ્ત કરવામાં આવે છે તેમ આ પારમાર્થિક વિદ્યાનો સાથે સાથ બરોબર ક્રમવાર અભ્યાસ કરવામાં આવે તો કાળે ક્રમે કરી પોતાના જીવત્વપણાનું પૂર્ણ સાર્થક છેવટ અવસ્થાએ કરી લેવા બની આવે છે. આ પારમાર્થિક વિદ્યાનો યથાર્થપણે વિચાર કરવાનો સમય પણ તરૂણ અવસ્થા છે કારણ એ તરૂણ અવસ્થામાં જીવને જે માર્ગે જે કાર્યમાં લગાડવામાં આવે છે તેમાં તેનો પૂર્ણ ઉપયોગ થાય છે. તરૂણ અવસ્થામાં દેહ ઇન્દ્રિયો નિરોગી હોય છે; અંતઃકરણ નિર્દુષ્ટ હોય છે; બુદ્ધિની વિચારશક્તિ ધારણા પ્રૌઢ અને પરિપક્વ હોય છે; અને એ અવસ્થામાં જે વિચાર આ પારમાર્થિક વિદ્યા સંબંધી સુદૃઢ થાય છે તે અગાડી અવશ્ય ફળદ્રૂપ નિવડ્યા વગર રહેતા નથી. મનુષ્ય જન્મમાં આવી જે કાંઈ કરવાનું છે તે તરૂણ અવસ્થામાં કરવાનું છે. વિદ્યા આદિ જ્ઞાન સાહિત્યનો વિચાર કરવાનો વખત પણ તરૂણ અવસ્થા છે. આ વયમાં મૂલ્ય વખત પ્રાપ્ત થતાં સર્વ શ્રેષ્ઠ પરમ ફળ (મોક્ષ ફળ) પ્રાપ્ત ન કીધું તો પછી જીંદગી નકામી છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કરી પરમ ફળ પ્રાપ્ત કરવું એ જીવનું મુખ્ય જીવત્વપણું છે પણ જો તારૂણ અવસ્થાનો,

વિષયોના પરિભ્રમણતામાં નિઃશંકપણે અને કર્તવ્ય પરાઙ્મુખથી વ્યય કરવામાં આવે તો વૃદ્ધ અવસ્થા પ્રાપ્ત થતાં તેમાં કંઈ પણ કર્તવ્યની આરંભતાથી આત્મા વિદ્યા કોઈ પણ કારણે સફળ થતી નથી.

એવા કહેવાતા વિદ્વાનોની ધર્મ ઉપર અશ્રદ્ધા અને અવિશ્વાસ હોય છે; પોતાના ખરા ધર્મનું સંશોધન કરી તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રયાસ તેઓ બીલકુલ કરતા નથી. આ વિદ્યાના અભ્યાસથી થતાં જ્ઞાનને આત્મજ્ઞાન અથવા તત્વજ્ઞાન કહે છે. આત્મજ્ઞાન પ્રાપ્ત થવાથી અનર્થની નિવૃત્તિ અને પરમાનંદ પ્રાપ્તિ (મુક્તિ) થાય છે. પણ હજુ સુધી એ ફળ કોઈ પાશ્ચાત્ય પંડિતોએ મેળવ્યું હોય એમ જોવામાં આવ્યું નથી; ત્યારે આ ફળના શોધનાર્થે તેઓના હાથે લખાયલા મીમાંસિક ગ્રંથોના અભ્યાસ ઉપર પોતાનો દૃઢ વિશ્વાસ બાંધી કેળવણી પામેલા ભારત નિવાસીઓ ખોટે રસ્તે દોરવાઇ જઈ ભારત ધર્મના ખરા રહસ્યનો અનાદર કરે અને પોતાના સ્વધર્મની બાહેર આચરણ કરે! તો તેમાં નવાઈ જેવું કંઈ નથી.

જે વિચારવાનું છે તે એ કે પોતાના મનુષ્ય જન્મમાં તેઓને જેમ વ્યાવહારિક પુરૂષાર્થ સાંધવાનો છે તેમ ભારત નિવાસી વિચારવાન તત્વવેત્તાઓની અધ્યાત્મવિદ્યા સંપાદન કરવાનો મુખ્ય પુરૂષાર્થ તેઓએ પણ સાંધવો જોઇએ. કારણ આ વિદ્યાના જ્ઞાન વગર જે કાંઈ ઉદ્યમ અથવા પુરૂષાર્થ વ્યાવહારિક વિષયોમાં સાંધવામાં આવે છે તો તે આગળ જતાં નિરૂપયોગી તથા અફળ નિવડે છે. તેઓના જન્મનો ખરો પુરૂષાર્થ આ વિદ્યા સંપાદન કરવાનો છે. આ વિદ્યાને ખંડન કરવા કોઈ પણ પુરૂષ હજી સુધી શક્તિમાન થયો નથી. શ્રુતિ સ્મૃતિએ જે પરમાત્માને નિર્ગુણ નિર્વિકાર અલિપ્ત અને અસંગ કહ્યો છે તેજ પરમાત્માને સર્વાધાર સર્વસ્વરૂપ જગત્ મૂળ કારણ અને અધિષ્ઠાનરૂપ પણ કહ્યો છે. આ ભાસમાન થતો વિરોધ આભાસનો પોતાના સિદ્ધાંતથી નિવારણ કરી શ્રી ભગવાન્ જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યે અદ્વૈત માર્ગની સિદ્ધતા બતાવી આપી છે અને પોતાના આ સિદ્ધાંતના પ્રબળતાથી તર્કવાદી, પદાર્થવાદી, પરમાણુવાદી, નૈયાયિક, અનીશ્વરવાદી, કર્મ ધર્મ શૂન્ય નાસ્તિકવાદીઓના મતનું ખંડન કરી અદ્વૈત માર્ગની સિદ્ધતા શ્રેષ્ઠપણે કરી આપી છે.

ઐહિક (વ્યાવહારિક) વિદ્યાની સાથે સાથ અધ્યાત્મ વિદ્યાનો અભ્યાસ કરવાથી કર્મશૂન્યતા અથવા નાસ્તિક મત જે મોટે ભાગે પ્રચલિત થતો જોવામાં આવે છે તે શિથિલ અથવા નષ્ટ થાય છે અને અનેક જન્મ સંસિદ્ધિથી જ્ઞાન પ્રાપ્ત થઈ મોક્ષ થાય છે. અનેક જન્મ પ્રારબ્ધ પ્રતિબંધ દૂર કરવા

કર્મ અને ઉપાસનાની આવશ્યકતા છે જેથી જીવના જન્મ મરણ પરંપરાનો પૂર્વાપાર સંબંધ દૂર થઈ જે વિષયોનું હાલ તેઓને કાલ્પનિક રચનાનું સ્વરૂપ દેખાય છે તેના ખરા સ્વરૂપનું પૂર્ણ લક્ષ આત્મજ્ઞાન પ્રાપ્તિથી તેઓને આવે છે. પણ નવા સુશિક્ષિત બહુ જનસમાજ એવા પ્રકારના શિક્ષણ પદ્ધતિથી તૈયાર થાય છે કે તેઓમાંના ઘણાખરાને તો પોતાની બુદ્ધિમાં જીવના જન્મ મરણની લોકાંતર ગમનાગમનની, અદૃષ્ટ સુખની અને સંચિત ક્રિયાભાવ પ્રારબ્ધ અનુરૂપ ફળ પ્રાપ્તિ વિશેની કલ્પના એવી તો સાંતર નષ્ટ થઇ ગયલી હોય છે કે તેઓની બુદ્ધિમાં જન્માંતરની કલ્પના ન આવવાથી કર્મ બુડી જાય છે અને ધર્મના ખરા રહસ્ય તરફ તેઓની દુર્બુદ્ધિ રહે છે. તેઓનું વિપરીત બોલવાનું એ થાય છે કે જન્મ પ્રાપ્ત થવાથી ફળ પુર્વ દેહ સાથ ગયા. જન્મના કર્મનો કાંઈ સંબંધ નથી, જેથી સંધ્યાઆદિ કર્મ થાય તો તેનું ફળ આવતા જન્મમાં મળતું નથી, લોકાંતર ગમનાગમન ન હોવાથી પુણ્ય પાપનો કંઈ સંબંધ નથી; જ્યારે પુણ્ય પાપ નહી ત્યારે ધર્મ અધર્મની આવશ્યકતા નથી અને તેથી વર્ણાશ્રમ ધર્મની આવશ્યકતા કેવી? આચાર વિચાર પણ શા વાસ્તે જોઇએ? આચાર વિચાર નહી ત્યારે કર્મ પ્રતિપાદક કર્મકાંડની જરૂરીઆત નથી, દરેક મનુષ્ય સરખા હોવાથી જાતિવર્ણ એક જાતનો પ્રતિબંધ છે આદિ અનેક તરેહના તર્ક વિતર્કના તરંગમાં સદા રહેનાર મનુષ્યોની ક્ષુદ્ર કલ્પના શાંત કરવા આ પુસ્તક લખવાનો પ્રયાસ હાથ ધરવામાં આવ્યો છે, જેથી ક્ષુદ્ર વૃત્તિ ધારણ કરનાર કોઈ પણ વ્યક્તિ ભારત ધર્મનો ખરો રહસ્ય સમજી ધર્મ ઉન્નતિ તથા આત્મ ઉન્નતિનો યોગ્ય માર્ગ ધારણ કરવા સમર્થવાન થાય. આત્મવિદ્યાનો અનુભવ દેહપાત પહેલાં વિવેકી પુરૂષોએ લેવો જોઇએ અને આ જીંદગીમાં પોતાની મુક્તિનો લાભ તથા આનંદ તેથી પોતે મેળવવો જોઇએ એવો સિદ્ધાંત છે, જેથી વિષયાસક્તિની બાજુએ જેમ બને તેમ ઓછો વધતો વૈરાગ્ય ધરી મોક્ષ ફળ પ્રાપ્ત કરવું એ સર્વ જીવોનું અવશ્ય કર્તવ્ય છે. જન્મ કાળથી તે મરણ કાળ પર્યંત જીવની જીવનયાત્રા મૃત્યુના મુખમાં છે, અને તે મૃત્યુના મુખમાં કઈ વખતે સપડાશે એની ખબર તો નથી અને જ્યારે એવો વખત આવે છે ત્યારે કોઈ કોઇનો ઉપયોગ થતો નથી. જેમ જેમ તે અધિક પ્રપંચમાં ગુંઠાય છે તેમ તેમ અધિક વ્યામોહ અને સંતાપ મરણ સમયે તેને થાય છે. આ સંતાપ આત્મવિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન થવાથી દૂર થાય છે. આ વિદ્યાનો અભ્યાસ તરૂણ અવસ્થામાંથી થવો જોઇએ. જેથી વૃદ્ધ અવસ્થા પ્રાપ્ત થતાં એ અભ્યાસ પરિપકવ થઈ ઉદ્દેશ ફળ સિદ્ધિ મળવા વિલંબ લાગતો નથી, પણ તરૂણ

અવસ્થામાં યોગ્ય અયોગ્ય વ્યવહાર કરી ધન સંપાદન કરી વૃદ્ધ અવસ્થા આવતા આ અભ્યાસ શરૂ કરવામાં આવતાં તેની ફળસિદ્ધિ અમોને થાશે, એવો વિચાર કરવો કંઈ કામ આવતો નથી કારણ વૃદ્ધ અવસ્થામાં શરીર વિગેરેના અવયવો શિથિલ થાય છે, વાયુ અને કફ વધી બુદ્ધિ મંદ પડી જાય છે, સ્મરણ શક્તિ રેહેતી નથી અને એ વિદ્યાના અંગે જે ઉપાસના અથવા સાધના કરવામાં આવે છે તે ખરોબર થતા નથી, અને શરીરના વિઘ્નો સન્મુખ આવી ઉભા રેહે છે.

જેમ સૂર્યના તેજે કરી આકાશમાં સર્વે ગૃહો અને જગત્ પ્રકાશ પામે છે, ચંદ્રને પ્રાપ્ત થયેલુ અમૃત ચંદ્રને પોતાના ઉપયોગમાં ન આવતા સર્વ વનસ્પતિ માત્રનું તે રક્ષણ કરતા છે અથવા સમુદ્રે આપેલું મેઘનુ પાણી સર્વ જગતનુ પોષણ કરતા છે તેમ આ અદ્વૈત બોધરૂપી જ્ઞાન વિવેક વિચારી પુરૂષને જીવન મુક્તિના આનંદનો લાભ આપનાર છે. વેદાંત શાસ્ત્રના અર્થનો વિચાર કરવાથી અજ્ઞાનતા નષ્ટ થઈ અદ્વૈત જ્ઞાન ઉત્પન્ન થાય છે. પરમાત્મા સ્વતઃસિદ્ધ છે જેને બીજા કોઈ પણ કાર્ય સિદ્ધિની ગરજ રેહેતી નથી. અદ્વૈત જ્ઞાન માર્ગનો મુખ્ય સાર એ છે કે પરમાત્મા ઓત-પ્રોત સર્વ પદાર્થ અથવા વસ્તુમાં વ્યાપ્ત છે અને તેમ આ શરીરમાં પણ વ્યાપ્ત છે. જ્યાં સુધી સત, ચિત્ત અને આનંદ (જેનું વર્ણન આ પુસ્તકના પાછલા ભાગમાં કરવામાં આવે છે) એ ત્રણ ગુણોની ઉપાધિથી વ્યક્તો થયો નથી, ત્યાં સુધી તે નિર્ગુણ, નિર્વિકાર અને નિઃસંગ છે. પ્રથમ એની વ્યક્તિમાં "અહં" એવી સ્ફુરણા ઉત્પન્ન થઈ એટલે સર્વાન્તર આત્મા બ્રહ્મમાં "અહં" એ શબ્દ ઉત્પન્ન થયો. આ શબ્દ ઉત્પત્તિથી તે વ્યક્તિમાં આવ્યો, પછી ઇચ્છા ઉત્પન્ન થઈ અને ઇચ્છા પ્રમાણે ક્રિયા ઘડવામાં આવી જ્યાં અહંપણાનું સ્ફુરણ આવ્યું, ત્યાં જ એ પરમાત્માની સાકાર અવસ્થા થઇ. જે સૃષ્ટિના આરંભમાં સ્ફુરણ થઈ બીજ ભાવે રહેનાર, મધ્યમાં (સ્ફૂર્તિ ઉત્પન્ન થયા પછી અને તે લય પામી બીજી સ્ફૂર્તિ ઉત્પન્ન થાય એ દરમ્યાનમાં) રહેનાર અને છેવટે સ્ફૂર્તિના લય વખતે પોતાની અંદર સ્ફૂર્તિનો લય કરી અભાવ રહિત સ્વતઃ સિદ્ધ સ્ફૂર્તિ રહિતપણે રહેનાર એજ પરમાત્મા છે, અને તે સર્વનો અંતરાત્મા છે. પરમાત્માનું આ સ્ફુરણ આ જગતરૂપે ભાસે છે એટલે દશ્ય જગત્ એ જ એની પ્રકૃતિ અંગ છે. પર-માત્માનું એક પ્રકાશરૂપ શરીર જેને ધારણ કીધેલુ છે એવો પુરૂષ અને પ્રકૃતિ અનાદિ કાળથી પરમાત્મા બરોબર છે. એમાં દ્વિપણું નથી. ચિન્માત્ર સ્વરૂપ આત્માનું છે અને તેને પોતાની ચિત્ પ્રભાથી પોતાને ઠેકાણે વિશ્વનો આકાર

ધારણ કીધેલો છે અને પોતે તેના સાક્ષિત્વ રહી સ્વરૂપ અવલોકન કરે છે. શરીરમાં સપ્ત ધાતુના સ્વાભાવિક મિશ્રણથી ગોલકની રચના છે એમાં ઇન્દ્રિયો ન હોવાથી સંચાર અવસ્થાને પ્રાપ્ત થયલી વૃત્તિને તેના ગમનાગમનના અન્વયે, ઇન્દ્રિય એવી સંજ્ઞા આપવામાં આવે છે. આત્મા, શરીર, અને ઇન્દ્રિયો એ વિશે વિવેક વિચાર કરી આત્મા તત્ત્વનું સંશોધન કરવાનો આ માર્ગનો ઉદ્દેશ છે. ઇન્દ્રિયોમાં બુદ્ધિ એ ગુણ છે, રાગદ્વેષ અને મોહ એ બુદ્ધિના દોષ છે એ દોષના અન્વયે બુદ્ધિમાં મોહ ઉત્પન્ન થાય છે. એથી "આ શરીર આત્મા છે" એવા પ્રકારનો ભ્રમ ઉત્પન્ન થાય છે. એ બુદ્ધિના ભ્રમનો નિવારણ કરી ખરો આત્મા સિદ્ધ કરી આપવાના અને તેમાં સ્થિત રહેવાના માર્ગને અદ્વૈત જ્ઞાન અથવા આત્મજ્ઞાન કહેવાય છે. એવું જ્ઞાન પ્રાપ્ત કરવાથી આ જન્મમાં મોક્ષ પ્રાપ્ત થઇ શરીર મૃત થતાં ફરીને અવતરવું પડતું નથી. બ્રહ્મ, જીવ અને જગત્ એનો યથાર્થ વિવેક વિચાર કરવાથી આ અદ્વૈત જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને એ જ્ઞાન મોક્ષનું સાધન છે; કારણ મોક્ષપ્રાપ્તિમાં ધર્માધર્મનો અભાવ હોવો જોઇએ, ધર્માધર્માભાવને પ્રવૃત્યભાવ હોવો જોઇએ, પ્રવૃત્યભાવને દોષાભાવ હોવો જોઇએ અને દોષાભાવને મિથ્યા જ્ઞાનનો નાશ થયલો હોવો જોઇએ. પણ કર્મ અને જ્ઞાનનો સમુચ્ચય એ જ મોક્ષનું સાધન નથી કારણ કર્મ એ જ્ઞાનનું સાધન છે. કર્મો કરવાથી પાપનો નાશ થાય છે; પાપના નાશથી આત્મશુદ્ધિ થાય છે અને આત્મશુદ્ધિ વગર વિષયાદિક વિષે વૈરાગ્ય ઉત્પન્ન થતો નથી અને તે વગર શ્રવણ, મનન અને નિદિધ્યાસન તરફ પ્રવૃત્તિ થતી નથી; પ્રવૃત્તિ વગર જ્ઞાન ઉત્પન્ન થતું નથી અને જ્ઞાન વગર મોક્ષ પ્રાપ્ત થતું નથી જેથી કર્મ એ મુખ્યત્વે કરીને જ્ઞાનનું સાધન છે પરંતુ કર્મ એ સાક્ષાત્ મોક્ષનું તો સાધન નથીજ. મોક્ષ સ્વસ્વરૂપ વિચાર અવલંબી છે જે વિવેક વિચારી જ્ઞાનથી સાધ્ય છે અને એ જ્ઞાન આ પુસ્તકદ્વારા પ્રગટ કરવામાં આવે છે.

ૐ શાંતિ, શાંતિ, શાંતિ.



જગદ્ગુરૂ શ્રીમચ્છંકરાચાર્ય શ્રી શારદામઠ દ્વારકા સંસ્થાનાધીશ્વર
શ્રીમન્માધવતીર્થ સ્વામી.

# યોગાનંદ સ્વાનુભૂતિ

## બ્રહ્મયોગ

अशब्दमस्पर्शमरूपमव्ययं तथाऽरसन्नित्यमगन्धवच्च यत् ।
अनाद्यनन्तं महतः परं ध्रुवं निचाय्य तं मृत्युमुखात्प्रमुच्यते ॥
सर्वे वेदा यत्पदमामनन्ति तपाꣳसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदꣳसंग्रहेण ब्रवीम्योमित्येतत् ॥
एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरं परम् ।
एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ॥

જે (બ્રહ્મ) શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપરહિત, અવ્યય તથા રસરહિત, નિત્ય ગંધરહિત, અનંત, મહતથી પર ધ્રુવ (છે) તેને જાણીને મૃત્યુના સુખમાંથી મોક્ળો થાય છે.

સર્વ વેદો જે પદને પ્રતિપાદન કરે છે અને સર્વ તપો જેને કહે છે, જેને ઈચ્છનારા બ્રહ્મચર્યને આચરે છે તે પદને તારા-પ્રતિ સક્ષેપથી કહુ છુ. આ ૐ પદ છે

આ પ્રસિદ્ધ અક્ષર (અપર) બ્રહ્મ છે, આ પ્રસિદ્ધ અક્ષરપર (બ્રહ્મ) છે, આ પ્રસિદ્ધ અક્ષર ઉપાસીને જે જેને ઈચ્છે છે તેને તે (પ્રાપ્ત થાય છે).

**શ્રીકૃષ્ણયજુર્વેદીય કાઠકોપનિષત.**

આ દૃશ્ય જગત્ સ્વપનાની પેઠે પરમાત્મામાં પ્રગટ થયું છે, જે કોઈ શ્રવણાદિક ઉપાયથી તેને જાણે છે તેને પરમાત્માનો (બ્રહ્મનો) સાક્ષાત્કાર થાય છે. ઉત્પત્તિ આદિ સબંધો સંસાર કોટીમા છે, આત્મામાં નથી. આત્મા પ્રથમ છે તેવો જ છે અને પ્રથમથી પણ તેમ જ રહે છે જે આ સ્થાવર જંગમ જોવામા આવે છે, તે પ્રલય કાળમા લય પામે છે, તે વખતે સ્થિર, ગભીર તેજ અંધકારથી ન્યારૂ, વ્યાપક પણ નામરૂપ વગરની કોઈ સદ્વસ્તુ અવશેષ રહે છે જેને વિદ્વાનો એ ઉપદેશના સગવડ ખાતર આત્મા, પરબ્રહ્મ, સત્ય, એવા નામથી કલ્પેલું છે, અને એને પરમાત્મા કહે છે. જેનો વાચક શબ્દ ૐ છે.

"સત્ય" એ શબ્દનો વિરોધિ શબ્દ અસત્ય અથવા મિથ્યા છે. આ સત્ય અસત્યથી જુદું પાડવામાં આવતાં, નિઃપક્ષપાત એટલે તટસ્થ એવો ભેદ પ્રતીત થાય છે. એ ભેદ ત્રણે ઠેકાણે જ્યા સુધી કાયમ છે, ત્યા સુધી ત્રણને પોતપોતાનો અભિમાન દૃઢ હોય છે. એવા ત્રણ પ્રકારના દૃઢ અભિમાનથી,

ત્રણ ભેદ સદાના કાયમ થઈ રહે છે એટલે ખરાનું ખરૂંપણું, ખોટાનું ખોટું-પણુ અને તટસ્થનું અલિપ્તપણું એવી રીતે ત્રિવિધ ભેદ જતા નથી. આ ત્રિવિધ ભેદની જ્યાં સુધી પ્રતીતિ રહે છે, ત્યાં સુધી અવિચાર અથવા અજ્ઞાન કાળની યત્તા છે પણ જ્ઞાન કાળ પ્રાપ્ત થતા આ ત્રિવિધ ભેદનો અત્યંત લય થાય છે. આ જ્ઞાનદશાનો જ્યાં સુધી અનુભવ આવતો નથી, ત્યાં સુધી જીવ-ભાવ જતો નથી. જીવનું સ્વરૂપ વાસનાત્મક છે અને તેનાથી છૂટયા વગર જ્ઞાનદશાનો કદી પણ ઉદય જીવને થવાનો નથી. ઉદય થવું, એટલું સ્વરૂપ સાક્ષાત્કાર અથવા બ્રહ્માનુભવ થવું એ છે. આ અનુભવ આવ્યા સિવાય ત્રિવિધ ભેદનો અત્યંત લય કદી પણ થતો નથી. અને લય થાય નહી ત્યાં સુધી અજ્ઞાનદશા કાયમ રહે છે. જ્યારે જીવનો જીવભાવ જતાની સાથ જગદ્‌ભાવ પણ નહી જેવો થઈ સર્વ ઇશ્વિરમય થાય છે ત્યારે જ્ઞાનદશાનો ઉદય થાય છે પછી જીવ, જગત્ અને બ્રહ્મ આ ભિન્ન શબ્દોની ભેદ કલ્પના નષ્ટ થઈ એક પરમાત્મા ઓતપ્રોતભાવે સર્વમા વ્યાપ્ત છે, એવું જ્ઞાન થાય છે.

સર્વ અજ્ઞાનકૃત ભેદભાવ દૂર થવા વાસ્તે, પોતાનું અખંડ અદ્‌ભૂત ઐશ્વર્ય સમજવા વાસ્તે અને જીવનુ નિજાનંદ સ્વરૂપ તેમાં ને તેમાં પ્રાપ્ત થવા વાસ્તે, સાક્ષાત્ પરમાત્માના સ્વરૂપમાં પોતાની ઇચ્છા જે માયા છે તે માયાથી અને પરમાત્માથી બનેલી એ અખિલ સૃષ્ટિમા વાસ્તવિક યદ્કિંચિત ભેદ નથી, એવો જીવને બોધ કરવા પોતાની વેદવાણીરૂપે પરમાત્માના સ્વરૂપનો, માયાનો, અને સૃષ્ટિનો વિભાવ કલ્પી પાછું સર્વનું ઐક્યરૂપતા બતાવવાનો ઉપદેશ શાસ્ત્રકારોએ કીધો છે.

સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લય અનાદિ અનત કાળથી એક સરખી ચાલી આવે છે તેમાં આદિ સૃષ્ટિ કહી અને તે ક્યારે ઉત્પન્ન થઈ એનો પત્તો બિલકુલ લાગતો નથી. સાક્ષાત્ વેદને પણ એની સીમા માલમ પડી નથી. પણ તેએ અખંડ મંડલાકાર સૃષ્ટિમાંથી કાંઈ એકાદિ સૃષ્ટિ પોતાના વિચારથી હાથમા તેની ઉત્પત્તિ, સ્થિતિ અને લય અનુક્રમે બતાવ્યો છે. એ સૃષ્ટિ તે જીવ છે ઇન્દ્રિયો અને મનથી જ્યાં સુધી કાંઈ ગ્રહણ કરી શકાય ત્યા સુધી તે સીમા છે. સૃષ્ટિનું પ્રત્યક્ષ અને કલ્પિત સ્વરૂપ માયા છે. આ માયા પરમાત્માને ઉપાધિરૂપ થઇને પરમાત્મા તેને વ્યાપક સ્વરૂપમા લાવ્યા છે. અખિલ સૃષ્ટિ ઉત્પત્તિ પૂર્વે વાસનાત્મક બીજરૂપે હતી અર્થાત્ માયા ત્રિગુણાત્મક ન હતાં માયા તમોગુણ પ્રધાન હતી. તમોગુણ પ્રધાન માયાએ પોતાની શક્ત્યાનુસાર પોતાથી બન્યું તેટલું પરમાત્માના સ્વયંસિદ્ધ વ્યાપકપણામાં પોતાનો પ્રવેશ કીધો, જેથી આ માયાના પ્રસ્તુત ભાગમાં જે કંઈ પરમાત્માનો વ્યાપક પ્રવેશ આવ્યા સરખો દેખાયો, તેટલા વ્યાપકતાના નામને ઇશ્વર

એવી સંજ્ઞા આપવામાં આવી. આ વ્યાપકતાના પ્રદેશમાં કોઈ પણ ચલન વલન ન થતાં સ્તબ્ધપણે રહેનાર એ ગુણ પ્રકૃતિને તમોગુણ પ્રધાન કહે છે અને ઈશ્વરની આવા પ્રકારની નિશ્ચળ સ્થિતિ હોવાને લીધે, તેમાં સ્તબ્ધપણે રહેનાર પ્રકૃતિને, સુષુપ્ત અવસ્થા કહેવામાં આવે છે, તે અવસ્થામાં જીવને કંઈ પણ ભાન હોતું નથી. તોપણ તેમાં બીજરૂપ વાસના તો કાયમ હોય છે. એવી રીતે અનંત કોટિ બ્રહ્માંડમાં અખિલ જીવ માત્રની સુષુપ્ત અવસ્થા અને તેમાં સર્વ જીવોની વાસના એ બન્ને એકત્ર થતાં એક વાસના બીજ અને સુષુપ્ત અવસ્થા. તેજ પરમાત્માની સુષુપ્ત અવસ્થા અને વાસના છે. પ્રલય કાળમાં પંચ ભૌતિક સૃષ્ટિ જીવ પોતાની ઉત્પત્તિના ઉલટ ક્રમથી લય પામે છે એટલે સાફ નષ્ટ ન થતાં એકમાં એક લીન રહે છે. દાખલા તરીકે વૃક્ષમાં બીજ ઉત્પન્ન થાય છે અને એ બીજમાંથી વૃક્ષ પાછું ઉત્પન્ન થાય છે. એમ અનુક્રમ બીજ વૃક્ષની ઉત્પત્તિ થાય છે. એવી રીતે આ વાસના બીજમાં અખિલ સૃષ્ટિ અથવા જગ્ સમષ્ટિરૂપે અવ્યક્ત હોય છે અને એ સર્વનું કેવળ અસ્તિત્વ-રૂપ એજ વાસના બીજ, જે માયાનું સ્વરૂપ છે. સુષુપ્તમાં તમોગુણરૂપ અજ્ઞાન અસ્તિત્વ હોવાથી કોઇને કાંઇ જ ખબર પડતી નથી; પણ તે અવસ્થામાં આનંદગુણ હોવાથી તેમાંથી જાગૃત થતાં તે આનંદગુણનું સુખ દેખાય છે. એ સર્વ કોઇને પોતાના નિત્ય અનુભવથી જાણવામાં આવે છે. જે એ જીવની વ્યષ્ટિ સુષુપ્તિ છે, તેજ સર્વનો એક કારણ ભાવ છે અને તેને જ ઈશ્વરની મહા પ્રલયરૂપ સુષુપ્તિ કહે છે. આ સુષુપ્તિ કાળમાં જે પુનઃ સૃષ્ટિ ઉત્પત્તિની વાસના જે લીન હોય છે તે **માયા** છે અને માયા અને સુષુપ્તિનું અભિમાન અહંકાર તે ઈશ્વરરૂપ છે, જેથી સુષુપ્ત અવસ્થામાં અહંકાર ધારણ કરી રહેનાર ઈશ્વરને પ્રાજ્ઞાભિમાની કહે છે. સુષુપ્તના અભિમાની ઈશ્વર પોતાના સ્વરૂપે સૃષ્ટિ બીજરૂપ માયામાં લીન રહી નિદ્રા કરતા હતા ત્યાં સુધી તે તેની સુષુપ્ત અવસ્થા હતી અને ત્યાં સુધી તેનો માહાઘોર પ્રલયકાળ હતો. તે કાળમાં સૃષ્ટિ વાસનાત્મક બીજ જેમ ને તેમ રહ્યું હતું. અનંત કાળ વિત્યા બાદ અનંત જીવોની વાસનાનું એક સૃષ્ટિ બીજ પરમાત્મા ભૂમિમાં રોપવામા આવ્યું અને તેનાથી આત્મા ભૂમિના ગર્ભવૃદ્ધિની ક્રિયા શરૂ થવા લાગી, સાથે સાથ આ બાજુએ જીવની ભોગદશા પણ સમાપ્ત થવા આવી અને તે સૃષ્ટ બીજરૂપ વાસના ચળન વળન થતાં ગાઢ નિદ્રામાં પડેલા ઈશ્વરને કાંઈ સ્ફુર્તિ આવી એટલે અહં કહેતા "હું છું" એવી ઉર્મિ આવતાં તેને પોતાનું ભાન થવા લાગ્યું. ત્યાર બાદ एकोहं એટલે "હું એકલો છું." એમ તેને દેખાવવા લાગ્યું. ઈશ્વરને એ एकोहं એ સ્ફુર્તિ આવતાં ઈશ્વરની અસ્મિતા (અસ્મિત્વ) અહંરૂપમાં સ્ફુરણરૂપે પ્રગટ થઈ અને તેને પછી પોતાનું પૃથકપણું દેખાવવા લાગ્યું, એથી માયા જે સુષુપ્ત અવસ્થામાં તમોગુણ પ્રધાન હતી તે સ્ફુરણરૂપે

ચંચલત્વે પ્રાપ્ત થતાંની સાથ તેમાં રજોગુણ પ્રધાનતા અને તમોગુણની ન્યૂનતા ઉત્પન્ન થઈ. એ યોગે કરીને ઈશ્વરની ગુણરૂપ ઉપાધિમાં પોતાના આનંદગુણની ન્યૂનતા અને ચૈતન્ય ગુણની પ્રધાનતા વ્યક્ત થઈ. પછી માયાનો રજોગુણ પ્રધાન અને ઈશ્વરનો ચૈતન્યગુણ પ્રધાન એ બે ક્રિયારૂપ ગુણ એકત્ર થતાં ઈશ્વરને જે "હું એકલો છું" એવું પ્રથમ જે સ્ફુરણ હતું તે સ્ફુરણમાં "શું કરવું" એવો વિચાર આવ્યો. "હું છું" તેમાં "હું" એ અહંપણું ઈશ્વરનું છે. અને "છું" એ અસ્મિતા માયાની છે. તે પ્રમાણે "હું" એ ઈશ્વરનો શબ્દ થયો અને "શું કરવું" એ સંશયની ઉર્મિ માયાની થઈ. આ માયાના સંશય ઉર્મિને **મન** એવી સંજ્ઞા આપવામાં આવી. જેથી આત્માતત્વ જે સર્વ શક્તિમાન્ છે તેની વૃત્તિની અવસ્થાદ્વારા સંકલ્પ શક્તિથી રચાયલા સ્વરૂપને **મન** કહેવામાં આવે છે. સંકલ્પ વિકલ્પ કર્મ શક્તિ એ મનની સંભવીતા બતાવે છે. પછી અમુક કરવું એવી ઈશ્વરની નિશ્ચય ઉર્મિ આવતાં તેમાં માયાનો સત્વગુણ પ્રધાન થયો અને રજ એ ગુણ ગૌણ ઉત્પન્ન થયો એટલે ઈશ્વરનો સત્વગુણ તે આનંદ થયો અને રજ તે ચિદ્‌ગુણ ગૌણ થયો. સત્વ જે ગુણ પ્રધાન થયો તે સત્વ અને સત્વગુણ પ્રધાન ઉર્મિને **બુદ્ધિ** એવી સંજ્ઞા આપવામાં આવી. જેથી સંકલ્પ વિકલ્પ થયા પછી એકજ વસ્તુનો નિશ્ચય કરી સ્થિરપણે રહેનાર મનને **બુદ્ધિ** કહે છે. આવી રીતે માયાના વ્યક્ત ત્રિવિધ ગુણસ્વરૂપ મન અને બુદ્ધિરૂપે દ્વિવિધ થયું. મન બુદ્ધિરૂપનો વ્યાપાર સર્વ કલ્પનારૂપે હોવાથી તે કલ્પિત વ્યાપારને **સ્વપ્ન** એવું નામ આપવામાં આવ્યું. આ સ્વપ્ન અવસ્થાનો તૈજસ અભિમાની ઈશ્વર હોવાથી તેને **હિરણ્યગર્ભ** એવું નામ આપવામાં આવ્યું.

આ પ્રમાણે હિરણ્યગર્ભ પરમાત્માથી અને મન બુદ્ધિરૂપ માયાથી સ્વપ્નિક સૂક્ષ્મ સૃષ્ટિ નિર્માણ થઈ. અહીઆં સુધી પરમાત્મા ભૂમિગર્ભમાં અનંત જીવો બાહેર પડવાની અગાઉ સૃષ્ટિવાસના બીજની આ સર્વ ઘટના તેઓમાં થવા લાગી. તેમાં અનંત કાળ વિત્યા છતાં પણ આ કાલાંતીત સૃષ્ટિ કેવળ કાલ્પનિક કહેતા સ્વપ્નિક હતી; અને અખિલ જીવો પણ આ સ્વપ્ન દેશમાં અવ્યક્ત રહ્યા; અવ્યક્ત હોવાથી આ દેશમાં જીવોનો કર્મ ભાગ અને કર્મ ક્ષય બરાબર થતાં ન હતાં એટલે સર્વ વ્યાપાર બંધ પડી રહ્યા હતા. ત્યાર પછી જીવોના કર્મભોગ દેશનો ઉદયનો વખત આવતાં "હુ એકલો છું" "શું કરવું" એવી જે હિરણ્યગર્ભ પરમાત્માની ઉર્મિ પ્રથમ ઉત્પન્ન થઈ હતી, તે ઉર્મિ "હું બહુરૂપે થાઉં" એવા પરિણામને પ્રાપ્ત થતાં હિરણ્યગર્ભ પરમાત્મા જે પહેલાં સ્વપ્ન અવસ્થામાં હતા તે હવે જાગૃત અવસ્થામાં આવ્યા અને માયાના તમ, રજ અને સત એ ત્રણ ગુણોથી વિલાસ પામતાં પોતાના સત્ ચિત્ત અને આનંદ એ ગુણો માયાના ઉપાધિરૂપ જણાવેલા ત્રણ ગુણોમા પ્રકાશિત થયા.

આવી રીતે આ ૭ ગુણ સમ્પન્ન (તમ, રજ, સત અને સત્, ચિત્ત, અને આનંદ) ભગવાન્ જાગૃત અવસ્થામાં દાખલ થઈ આ અવસ્થાનો વિશ્વ અભિમાની વિરાટ્ એ નામ તેણે ધારણ કીધું. ત્યાર બાદ જે સૃષ્ટિ પ્રથમ કાલ્પનિક અવ્યક્તરૂપે હતી, તે એકદમ વ્યક્તરૂપે પ્રગટ થઈ. જેથી સૃષ્ટિ વાસનાત્મક માયા જે પૂર્વે મન બુદ્ધિરૂપે દ્વિવિધ હતી, તે માયા આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી એમ પંચભૂતરૂપાત્મક થઈ. અને પંચ ભૂતોમાંથી ચતુર્દશ ભૂવનાત્મક અખિલ જડ ચૈતન્ય સૃષ્ટિ નિર્માણ થઈ. એવા આ સૂક્ષ્મ દેહધારી વિરાટ્ ઇશ્વરને અંતઃકરણ ચતુષ્ટ (મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર) ઉત્પન્ન થયું. પછી તેમાંથી પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, અને સમાન એવા પાંચ પ્રાણ, પછી તે પ્રાણોમાંથી શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, રસના અને ઘ્રાણ એવી પાંચ જ્ઞાનેન્દ્રિયો, પછી તે જ્ઞાનેન્દ્રિયોમાંથી વાક્, પાણી, પાદ, ગુહ્ય, ઉપસ્થ એવી પાંચ કર્મેન્દ્રિયો, પછી તે કર્મેન્દ્રિયોમાંથી સર્વ ઇન્દ્રિયો, દેવતાની ઉત્પત્તિ થઈ, પછી તે ઇન્દ્રિયો પોતાના દરેક વિષયો (શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ) ગ્રહણ કરવા લાગી. આવી રીતે વિષયો એ ભોગ્ય, ઇન્દ્રિયો તે ભોગ ભોગવવાના સાધન; અને ભોક્તા એ આત્મા એમ જાગૃત અવસ્થાની ત્રિપુટી નિર્માણ થઈ.

માયાનું ચલનવલન આત્માના આશ્રય વગર થતું નથી અને માયાનો સર્વ પ્રપંચ પુરો કરનાર એ આત્મા છે, એ આત્માની સત્તા વગર માયાનું અસ્તિત્વ નથી, જેથી આ માયાની ઉપાધિ આત્મા દેશમા પ્રવેશ થઈ કે આત્મતત્વને માયાએ પોતાકૃત વ્યાપારનો આધારભૂત કીધો. આવી રીતે માયા પોતે અતિનિર્મળ, સ્વચ્છ અને ગુણવંતી હોવાથી તેને બ્રહ્મનો આશ્રય કરતાં પોતાના તમોગુણ પ્રધાનતાથી બ્રહ્માપર આનંદગુણતા તથા સુષુપ્ત અભિમાની ઇશ્વર એવા નામનો બ્રહ્મને આરોપિત કીધો; રજોગુણ પ્રધાનતાથી ચૈતન્યગુણતા અને સ્વપ્ન અભિમાની હિરણ્યગર્ભ એવા નામનો તેને આરોપિત કીધો અને સત્વગુણ પ્રધાનતાથી બ્રહ્માપર સત્તગુણતા અને જાગૃત અભિમાની વિરાટ એ નામનો તેને આરોપિત કીધો. આ સર્વ નામો, ત્રણ અવસ્થા, અને ત્રણ અવસ્થામાં અનંત કોટિ બ્રહ્માંડની ઉથલપાથલ માયાએ કેવળ પોતાના પરાક્રમે કરી, બ્રહ્માના આધાર અને આશ્રયથી કીધી છે. માયાએ પોતાની લિપ્તત્વમા બ્રહ્મને લાવવા પોતાથી બન્યું એટલું કીધું પરંતુ તેમાં બ્રહ્મના પ્રકાશ શિવાય બીજી કંઈ પણ તેને સહાય મળી નહી. આ પ્રચંડ પરિશ્રમથી માયિક જીવ છેવટે થાકી શાંત થઈ જ્ઞાનથી વિચાર કરવા લાગે છે, ત્યારે તેને સમજ આવે છે કે "માયાની ગુણ વિક્રાન્તિ એજ મને "મારો પોતાનો પરિશ્રમ છે, આત્મા આશ્રયથી આ ધામધુમ ચાલે છે, તે તો "માયાના ગુણ વિક્રાન્તિમા આવતો નથી, એ આત્મા તો અલિપ્ત રહે છે, "આત્માનો ગુણ આનંદ રૂપ છે, જે તેના ગુણ સાથ માયિક ગુણો મેળવવાથી

"આનંદ ગુણનો લાભ તો મને મળશે પણ જ્યાં સુધી માયાના દુઃખરૂપી વિરૂદ્ધ "ગુણ તે આનંદગુણમાં મિશ્રિત છે ત્યાં સુધી નિર્મળ આનંદનો લાભ મને "મળવાનો નથી. વાસ્તે માયાગુણ વિકૃતિનો અભિમાનનો ત્યાગ કરી અભિમાન "રહિત થવામાં આવે તો મને નિજાનંદ રૂપની પ્રાપ્તિ થયા વગર રહેશે નહી. "બ્રહ્મને આનંદગુણનો અભિમાન નથી. જેથી માયિક ગુણનું અભિમાન છોડી "દઈ, બ્રહ્મ ગુણનો અભિમાન ધારણ કરવામાં આવે તો સુખરૂપ મારાથી થવાય ખરૂં." એવો વિચાર જીવને આવે છે ત્યારે માયાના ત્રિગુણ અભિમાનનો ત્યાગ થાય છે અને પછી જીવમાં માયા કેવળ અસ્મિતા રૂપમાં રહે છે. પછી માયિક જીવ આધારાશ્રય, આનંદરૂપનો પોતાના સ્વરૂપમાં (આત્મામાં) અભિમાન ધરતા આનંદ રૂપ થાય છે અને ફક્ત માયાની અસ્મિતાથી જીવને "આનંદ રૂપોહં" એવો ઉદ્દગાર આવે છે. એવી રીતે પ્રાપ્ત થતી આનંદ સ્ફુરણાની સ્થિતિને "તુરીયવસ્થા" અથવા તુરીયબ્રહ્મ કહે છે એટલે જે આત્મા અલિપ્ત રહી માયાની ઉપાધિમાં આવ્યા સરખો દેખાય છે, જે પોતે આનંદરૂપ છતાં પોતાનો આનંદ ઓતપ્રોતપણે ન્યૂનતાના લેશ વગર પૂર્ણ ભરપુર છે, જેના ગંભીરપણાનો પાર નથી તેમ અનંતપણાની સીમાએ નથી, જે કેવળ સ્વઃસંવેદ્યરૂપ છે અને જેને પોતાના અસ્તિત્વમાં માયાનું બીલકુલ સ્ફુરણ નથી પણ તે નિર્ગુણ નિર્વિકાર, નિઃસંગ, નિરવેદ્ય અને નિત્ય છે અને જે કાંઈ છે તેજ છે, એવા આત્માને તુરીય બ્રહ્મ એવી સંજ્ઞા આપવામાં આવે છે. આ પરમાત્માનું અનુચરિત અને અલિખિત સ્વરૂપ એટલે કેવળ સત્તારૂપ અસ્તિત્વ જે અમૃત સ્વરૂપ છે તે સ્વરૂપને ॐ કહે છે. એ પરમાત્મા સ્વતઃસિદ્ધ ઉન્મન અને કેવળ શુદ્ધ છે એવો નિર્દેશ શ્રુતિ કરે છે. આ ॐકારને પ્રણવ કહે છે, કારણ તે શરીરમાં સર્વ પ્રાણને નમાવી તાણે રાખનાર છે. આ પરમાત્માને જાણવા તપ, દાન, કે વ્રત આદિ કંઈ કામ આવતું નથી; પણ જીવ, જગત્ અને પરમાત્મા એ સર્વેનો વિવેક વિચાર કરવાથી અજ્ઞાનતાનો નાશ થાય છે ત્યારે જીવ અને જગતભાવ તિરોહિત થઈ સ્વસ્વરૂપ આત્માનું અવિશિષ્ટપણાનું જ્ઞાન થાય છે. આ તુરીય અવસ્થામા મન કેવળ બુદ્ધિના સાક્ષીમાં વિશ્રામ લઈ સઘળા વિષયોને તુચ્છ ગણી વ્યાપક ચૈતન્યના અનુસંધાનમાં તત્પર રહે છે. પછી સાક્ષી ચૈતન્યનો પણ ત્યાગ કરી શાંત ચિત્તઘન થઈ સ્વરૂપમાં સ્થિત રહે છે એટલે ત્રણ અવસ્થાના ભાવાભાવનો સાક્ષી (આત્મા) પોતે ભાવાભાવ રહિત હોય છે.

જેમ માયાકૃત ઉપાધિથી અવ્યક્ત નિર્મળ વાચ્ય પરમાત્માના ઈશ્વિર, હિરણ્યગર્ભ, વિરાટ્ અને તુરીય બ્રહ્મ એવા ચાર પદની કલ્પના થઈ તેમ વાચક ॐના અ-ઉ-મ, અને ત્રિભેદ રહિત અમાત્રા બિંદુ એમ ચાર પાદ થયા, જેથી વાચ્ય પરમાત્માનાં ચાર પાદ અને વાચ્ય ॐનાં ચાર પાદ એમ બે

સમાન ગુણવાન થયા. અર્થાત્ માયાના સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણની ઉપાધિથી વાચ્ય પરમાત્માના ચાર પાદ થયાં. વાચ્ય, વાચકતા અને નામરૂપ એ સર્વે માયાકૃત છે.

માયાની વ્યાપ્તિ પરમાત્મામાં ૐરૂપે થયા છતાં, પરમાત્મા સ્વયંસિદ્ધ છે તેથી ૐ પણ સ્વયંસિદ્ધ પરમાત્મા છે. માયાનું ઉત્થાન જે સ્થાન ઉપર સ્થિર કહેતાં જડ રહ્યું તે જડ અંશ એ માયાનો તમોગુણ અને સુષુપ્ત છે. સુષુપ્ત અવસ્થાનું સ્થાન હૃદય છે અને ઈશ્વર સુષુપ્ત અભિમાની હોવાથી તેને **શિવ** એ સંજ્ઞા આપવામાં આવે છે. યોગીઓ જે હૃદય કમળમાં તેનું ધ્યાન ધરી લય ચિંતન કરે છે તેથી તે સ્થાનને ગોલ્હાટ પણ કહે છે. પછી માયાની ગતિ (ચાંચલ્ય) અથવા માયાનો રજોગુણ એજ સ્વપ્ન અવસ્થા છે. એ રજોગુણ વ્યાપ્તિમાં આવેલો પરમાત્માનો ભાગ એ ચૈતન્યગુણી હિરણ્યગર્ભ **ઉકાર** સંજ્ઞક છે. સ્વપ્ન અવસ્થાનું સ્થાન કંઠ છે અને તે સ્થાનને **શ્રીહાટ** એવી સંજ્ઞા આપવામાં આવવાથી ત્યાં યોગી સ્વપ્ન અભિમાની હિરણ્યગર્ભ એવા રૂપે વિષ્ણુ ભગવાનનું ધ્યાન કરે છે. માયાની ગતિ ઉત્પન્ન થતા કાઈપણ થોભવાનું સ્થાન ન મળવાથી પરમાત્માની સીમા માયાને હાથ આવી નહી, જેથી પાછી ફરતાં ફરતા પોતે લીધેલા અથાગ પરિશ્રમથી થાકી માયા એ શાંત અને તૃપ્ત થતાં સત્વગુણ પ્રધાન જાગૃત અવસ્થાને પ્રાપ્ત થઈ. આ અવસ્થાનો અભિમાની વિરાટ્ અકાર સંજ્ઞક છે. જાગૃત અવસ્થાનું સ્થાન નેત્ર હોવાથી તેને ત્રિકુટ એવી સંજ્ઞા આપવામાં આવી, જ્યાં યોગીઓ અકારરૂપ વિરાટમા પોતાના ભ્રૂકુટિ સ્થાનમાં બ્રહ્મદેવનું ચિંતવન કરે છે. સારાંશ એ કે ત્રિપાદ ૐની ત્રણ અવસ્થા અને માયાનો સત્વ, રજ અને તમ તથા પરમાત્માના સત્, ચિત્, અને આનંદ એવા ૭ ગુણ સમ્પન્ન જડ ચૈતન્યાત્મક સૃષ્ટિરૂપે પરમાત્મા થયા, ત્રિગુણ રહિત માયા કેવળ અસ્મિતા રૂપે અનુચ્ચરિત અને અલિખિત એવો કલ્પનારૂપ ૐ થઈ. આ ૐ નો ચોથો પાદ તુરીય થયો આ અવસ્થામા માયા કેવળ અસ્મિતા ૐ રૂપે છે. જ્યા તુરીય બ્રહ્મ એ તુરીય ૐ રૂપે છે માયાની અસ્મિતા પાંગળી થવાથી બ્રહ્મનું અથવા ૐ નું ભાન જતું રહે છે ત્યારે એવા અનુભવ ગમ્ય સ્થળને તેના દર્શક તરીકે "ઉન્મની" એવો સંકેતિક શબ્દ આપવામાં આવે છે. આ સ્થળમા તૃપ્ત થઈ યોગીઓને કંઈ કર્તવ્ય રહેતું નથી. એટલે શાસ્ત્ર સમૂહોનો ત્યાગ કરી સત્ય ( આત્માને ) ઉપાસે છે એમાં કંઈપણ દ્વૈતભાવ ઉત્પન્ન થતો નથી પણ સર્વ તેને બ્રહ્મમય દેખાય છે. જ્યારે એમ દેખાય છે, ત્યારે જડ ચૈતન્યાત્મક ચરાચર સૃષ્ટિના અખિલ પદાર્થ માત્રમાં ઓતપ્રોત ભાવે પરમાત્મા સરખો ભરેલો તેને માલમ પડે છે.

**માયા**

અગાડી જણાવ્યા પ્રમાણે જેમ પરમાત્મા સ્વયં સિદ્ધ છતાં ઉપાધિના યોગે સત્ ચિત્ અને આનંદ આ ગુણોથી વ્યક્ત થયા છે, તેમ મૂળ પ્રકૃત્તિ અથવા માયા પોતાની ક્રિયાના યોગે સત્વ, રજ અને તમ એવા ત્રણ ગુણોથી વ્યક્ત થઈ છે. માયાએ પોતાના તમોગુણથી ચલનવલનત્વ શૂન્ય એવા અખિલ જડ પદાર્થ નિર્માણ કરી તેની સાથ તે પદાર્થોમાં પરમાત્માનો સત્ (અસ્તિત્વ) એવો ગુણ પ્રગટ કીધો. પોતાના રજોગુણથી સમર્થ થઈ અખિલ પદાર્થ નિર્માણ કરતાની સાથ તે પદાર્થમાં, માયાથી પરમાત્માનો ચૈતન્ય ગુણ વ્યક્ત થયો, અને તેમાં સત્વ-ગુણથી બુદ્ધિ તત્વની ઉત્પત્તિની સાથ પરમાત્માના આનંદ ગુણની સ્ફુર્તિ પણ ઉત્પન્ન થઈ. એવી રીતે દ્વંદ્વ વ્યક્તિની (માયા કહેતાં પ્રકૃતિ તથા પુરૂષની) ઉત્પત્તિ થઈ. સારાંશ એ કે જ્યા હુંપણાનું સ્ફુરણ ઉત્પન્ન થયું તે પુરૂષ એ પરમાત્મા અને જ્યાં હુંપણાની સ્ફુરણ ઉત્પન્ન થવાની ઇચ્છા તે સ્ત્રી પ્રકૃતિ એ માયા ઉત્પન્ન થઈ. એવી રીતે બન્નેના સંયોગથી જગનું નિર્માણ કરવામાં આવ્યું જડ પદાર્થ, સજીવ પદાર્થ, અને પ્રાણિ એ ત્રણ વર્ગના બનેલા સમુદાયને જગ્ કહેવામાં આવે છે અખિલ જગ્ માયાથી નિર્માણ થયું છે અને તેથી માયા અને જગતનું કાર્ય કારણ ભાવનો સંબંધ છે. એટલે માયા એ જગતનું કારણ અને જગત્ એ માયાનું કાર્ય છે. અર્થાત્ માયા એ જગત્, અને જગ્ જ્યારે એ માયા રૂપે થઈ દૃશ્યમાન થાય છે, ત્યારે જગત્ કહેવાય છે પણ અદૃશ્યમાન થાય છે ત્યારે માયા સિવાય બીજું કાંઈ રહેતું નથી. અદૃશ્યમાન થતા માયા નષ્ટ થતી નથી પણ પોતાના કારણ ભાવમાં લીન રહે છે જેથી તે કારણરૂપ જ છે. જે પ્રમાણે જગત્ અને માયાનો કાર્ય કારણ-ભાવ સંબંધ છે તે પ્રમાણે પરમાત્મા અને માયાનો કાર્ય કારણભાવ સબંધ છે. માયા વ્યક્ત થયા અગાઉ પરમાત્મા અવ્યક્તરૂપે છે, વ્યક્ત થાય છે, ત્યારે પરમાત્મારૂપ છે અને લીન થવાથી પણ પરમાત્મા સ્વરૂપ જ રહે છે. જેથી જગત્ એ કાર્ય કારણરૂપ એટલે માયારૂપ થયું અને માયા એ પરમાત્માનું કાર્ય તે કારણરૂપ એટલે પરમાત્મા સ્વરૂપ થઈ. વાસ્તે જગ્ માયારૂપ, માયા પરમાત્મારૂપ અને પરમાત્મા માયારૂપ એ પ્રમાણે ત્રણની ઐક્યતા થાય છે. આવી રીતે ત્રણની ઐક્યતાનો બોધ થવાથી સર્વ અખિલ જગત્ બ્રહ્મ છે એમ અનુભવમાં આવે છે. અને તે અન્વયે પછી જગ, માયા અને પરમાત્મા એ ત્રણમાં કંઈ પણ ભેદ–પ્રતીતિ ઉત્પન્ન થતી નથી.

શ્રુતિકારોએ પણ એ માયાને સત્ અને અસત્ એ બન્નેથી વિલક્ષણ એવી મિથ્યા ગણેલી છે. કારણ અજ્ઞાનકાળે માયા પોતાના કાર્યથી પ્રતીતિમાં આવે છે પણ જ્ઞાનકાળે કાર્ય ઉપરથી તે અનુમાનમાં આવે છે. તે કારણથી માયાને અનિર્વચનીયરૂપ ઠરાવી છે. જેનું યથાર્થ વિવેચન

થઈ ન શકે એવા રૂપને અનિર્વચનીય કહે છે. માયાની પ્રતીતિ એ ભ્રમકાળ એટલે અજ્ઞાનકાળ સુધી રહે છે અને અજ્ઞાનની નિવૃત્તિ થતાં માયાથી નિવૃત્ત પમાય છે. ભ્રમ હોય છે, ત્યાં સુધી માયા સત્ દેખાય છે પણ જ્યારે માયાના ખરા સ્વરૂપનો યથાર્થ બોધ થાય છે, ત્યારે તે ભ્રમની નિવૃત્તિ થાય છે; અને ત્યાર પછી તે માયાને મિથ્યા કહેતાં અસત્ કહેવામાં આવે છે. પણ પરમાત્મા સ્વયં બોધરૂપ હોવાથી તેને ઠેકાણે અજ્ઞાનતા બીલકુલ નથી. માયા પરમાત્માને ઠેકાણે છે એમ કહેવાનું કારણ એ કે પરમાત્મા આશ્રિત એ માયા છે; પરમાત્મા વ્યાપક સ્વરૂપ હોવા છતાં અજ્ઞાનીને માયા વગર એની (પરમાત્માની) પ્રતીતિ જાણવામાં આવતી નથી; પણ જ્યારે એનું યથાર્થ જ્ઞાન થઈ ભ્રમની નિવૃત્તિ થાય છે, ત્યારે પરમાત્માની વ્યાપકતા જાણવામાં આવે છે. એવી સત્ અને અસત્થી વિલક્ષણ માયાના ભ્રમની નિવૃત્તિને તેમજ જગ્, માયા, અને પરમાત્માની ઐકયતાના સંપૂર્ણ જ્ઞાનને વેદાંત દર્શનમાં તત્ત્વજ્ઞાન, આત્મજ્ઞાન અથવા બ્રહ્મજ્ઞાન કહેવામાં આવે છે.

જેમ માયા સત્ અને અસત્ છે તેમ તેનું રૂપ પણ વ્યક્ત અને અવ્યક્ત છે. અજ્ઞાનકાળમાં માયાની પ્રતીતિ હોય છે ત્યારે તે માયા વ્યક્ત છે પણ અજ્ઞાન નિવૃત્ત થતાં તે અવ્યક્ત થાય છે. અર્થાત્ અજ્ઞાનકાળમાં જે કંઈ ઈશ્વર, જીવ, જગત્ વગેરેની પ્રતીતિ થાય છે એ સર્વ માયાનું વ્યક્ત રૂપ છે. પરમાત્મા નિઃસંગ નિર્વિકાર છે અને તેને નામરૂપાત્મક સૃષ્ટિ વિકારનો સ્પર્શ બીલકુલ નથી, પરંતુ પોતાના કેવળ સ્વયં વ્યાપક ગુણના આધારે માયાકૃત ઉપાધિમાં પરમાત્મા પોતે હોવા સરખો દેખાય છે, પણ જ્યારે એ સંબંધમાં અજ્ઞાનતાની નિવૃત્તિ થાય છે ત્યારે તે માયા અવ્યક્ત જાણવામાં આવે છે અને પછી પરમાત્મા અને એની શક્તિ માયા એક છે એમ સ્પષ્ટ જ્ઞાનચક્ષુથી દેખાય છે.

જેમ પરમાત્માના નિર્ગુણ નામનો વાચક શબ્દ "ૐ" છે, અને સગુણરૂપે તેમાં ઈશ્વર, હિરણ્યગર્ભ, અને વિરાટ્, એ નામનો સમાવેશ થાય છે, તેમ માયાની વ્યાપકતાનો વાચક શબ્દ "શ્રી" છે. માયા નિર્મિત પદાર્થ માત્રમાં જે કાંઈ ગુણ, સૌંદર્ય, શોભા, કીર્તિ, અપૂર્વતા, અને અદ્ભુતપણું રહેલું હોય છે તે સર્વ ગુણના સમુદાયને "શ્રી" એવા શબ્દથી કહેવામાં આવે છે. સૃષ્ટિ પદાર્થ માત્રમાં જે શોભા સૌંદર્ય આદિ ગુણો આપણા જોવામાં આવે છે તે ગુણો માયાની વ્યાપકતા વગર જોવામાં આવે એમ નથી એટલે તે ગુણોના આધારે જ માયાની વ્યાપકતા દેખાય છે. એ ગુણો પદાર્થ આશ્રિત રહે છે અને પદાર્થથી પૃથક્ થઈ શકતા નથી. એવા ગુણો જ્યારે જ્યારે પદાર્થમાં જોવામાં આવે છે ત્યારે આશ્ચર્યાનંદથી તે ગુણોને પ્રભુની લીલા તરીકે પણ સાધારણ રીતે ઓળખવામાં આવે છે. જેમ આકાશ એ અખિલ

ચરાચર સૃષ્ટિ સર્વત્ર વ્યાપક છે, તેમ આ "શ્રી" અખિલ ચરાચર સૃષ્ટિ પદાર્થ માત્રમાં વ્યાપક છે, અને વિશેષતાથી કહીએ તો અનંત કોટિ બ્રહ્માંડની સૃષ્ટિરચના એ જ માયાનું સ્વરૂપ છે. એ માયાની વ્યાપકતા સૃષ્ટિની સીમા પર્યંત હોય છે. માયા શક્તિનું સ્વરૂપ સદૈવ અદશ્ય છે અને એ શક્તિનું જ્ઞાન એ કાર્ય ઉપરથી જાણવામાં આવે છે એટલે કાર્યરૂપે વ્યક્ત થવા પૂર્વે પોતે કારણરૂપ પદાર્થમાં અવ્યક્તરૂપે માયા રહે છે. જ્યારે પરમાત્મા અખંડ સ્થિરરૂપ છે ત્યારે એ માયાશક્તિ અખંડ ચંચલરૂપ છે. સારાંશ એ કે માયાના ચંચલત્વના નિયમ પ્રમાણે પરમાત્મામાં જે માયાનું પરિભ્રમણ છે, તેજ અખડ "ૐ" રૂપ છે અને એ માયા પોતાની મૂળ આકૃતિથી વસ્તુ માત્રમાં પરિભ્રમણ કરી રહેલી છે. એ પરિભ્રમણના યોગે કરી અચિંત્ય મહા શક્તિ ( માયા ) એ પદાર્થ માત્રમાં ન્યૂનાધિકભાવે ઓતપ્રોત વ્યાપ્ત છે. એ માયાશક્તિ પરમાત્મા આશ્રિત છે પણ પરમાત્મા આગળ એ શક્તિની કંઈ પણ પ્રબલતા ટકી શકે એમ નથી.

એ માયાશક્તિ ત્રિગુણાત્મક એટલે તમ, રજ અને સત્ એવા ત્રણ ગુણથી વ્યક્ત છે. માયાનું વ્યક્ત સ્વરૂપ એ જગ્ છે. જીવન રહિત અને ચલનવલન શૂન્ય એવા જડ પદાર્થમાં એ માયા તમોગુણરૂપે વ્યક્ત છે. એવા જડ પદાર્થ બીજાની પ્રેરણા વગર એક જગાથી બીજી જગાએ હાલી શકતા નથી. જે પદાર્થમાં ચલન વલન તથા જીવન છે તેમાં તે માયા રજોગુણરૂપે વ્યક્ત છે એટલે મૂળનો જડાંશ કાયમ રહી તેમાં સજીવપણું આવવાથી તેનું ચલનવલન માયાના રજોગુણરૂપથી થાય છે. એમાં માયાના બે ગુણો વ્યક્ત હોય છે, પણ પદાર્થમાં રહેતા તમ, રજ, એ બે ગુણો જાણવાની શક્તિ અને એ બે ગુણો વિશિષ્ટ પદાર્થની ઉપયોગિતા કરવાની અને તે ઉપયોગિતાથી પ્રાપ્ત થતાં સુખદુઃખ અનુભવવાની જ્ઞાનશક્તિ જે પદાર્થમાં હોય છે તે પદાર્થમાં સત્વગુણરૂપે માયા વ્યક્ત હોય છે. એવી રીતે માયાના સત્વ ગુણે યુક્ત હોનાર અથવા જ્ઞાનશક્તિ યુક્ત પદાર્થ છે તે બુદ્ધિ છે. વાસ્તવિક રીતે દરેક પદાર્થમાં એ ગુણો પોતાના માંહોમાંહ ન્યૂનાધિક ભાવથી મિશ્રણ થઈ રહેલા હોય છે પણ અખડ એકરૂપે તે ગુણો રહેતા નથી. આ ગુણોના ન્યૂનાધિક ભાવ તથા વૃદ્ધિ ક્ષયની શરૂઆત પદાર્થમાં સદા કાયમ હોય છે. ગુણોના ન્યૂનાધિક ભાવના પરિણામથી તે પદાર્થ શક્તિરૂપ થાય છે, પછી શક્તિરૂપ થઈ તેમાં કાર્યક્ષમ થાય છે, કાર્યક્ષમ થતાં તેનાથી ઘડેલાં કાર્યો વ્યક્ત થાય છે ત્યારે એ કાર્યથી અમુક પદાર્થમાં અમુક ગુણ અને અમુક શક્તિ છે એવો બોધ થાય છે. ગુણો મધે શક્તિરૂપતા ( તમોગુણશક્તિ રજોગુણ-શક્તિ અને સત્વગુણશક્તિ ) આવે છે ત્યારે તેમાંથી ઉપર જણાવેલા ત્રણ વર્ગની સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે, નિર્માણસૃષ્ટિ થઈ કે સૃષ્ટ પદાર્થમાં ગુણ અથવા

શક્તિ એ પદાર્થના યોગ્ય અનુરૂપ ન્યૂનાધિક ભાવે વ્યક્ત થાય છે અને જે પદાર્થમાં જે ગુણ અધિક હોય છે તે પદાર્થમાં તે ગુણને પ્રધાન ગુણ તરીકે કહેવામાં આવે છે, ત્યારે બીજા ગુણો તો ગૌણપણે તે પદાર્થમાં હોય છે. આ પ્રમાણે માયાના પ્રધાન ગુણની જે ક્રિયા ઘડાય છે તે ક્રિયાથી ત્રણ વર્ગના પ્રધાન ગુણ પદાર્થ નિર્માણ થઈ તે તે પદાર્થમાં તે ગુણ અને તે શક્તિ વ્યક્ત થઈ રહે છે. પછી તે પદાર્થથી એ ગુણ શક્તિરૂપ અન્વયે ક્રિયા ઘડવામાં આવે છે. બુદ્ધિ તત્ત્વમાં પણ માયાના આ ત્રણ ગુણોની સત્તા છે એટલે જ્યારે બુદ્ધિમાં તમોગુણ પ્રધાન હોય છે ત્યારે નિદ્રા, આળસ, મોહ વગેરે ઉત્પન્ન થાય છે. જ્યારે બુદ્ધિમાં રજોગુણ પ્રધાન હોય છે ત્યારે સારાં નરસાં કર્મ કરવાની પ્રવૃત્તિ થાય છે અને જ્યારે તેમાં સત્વગુણ પ્રધાન હોય છે ત્યારે આનંદ ઉત્પન્ન થઈ નિવૃત્તિ થાય છે. આ સત્વગુણ પ્રધાન બુદ્ધિ તત્ત્વમાં જ્ઞાનશક્તિ સ્વતંત્ર હોય છે. આ પ્રમાણે માયાની ગુણશકિત પદાંથમાં અને પદાર્થની ગુણશક્તિ માયામાં એમ માયામાં આવી રીતે અભિન્ન રૂપતાથી શક્તિ તથા ગુણનો મહાપ્રવાહ જગતમાં પરમાત્મા આશ્રિત પરિભ્રમણ કર્યો કરે છે અને તે પ્રવાહ પદાર્થની યોગ્યતા રૂપે માયાદ્વારા વ્યક્ત થાય છે. તાત્પર્ય એ કે પરમાત્માના આધારે માયા એ પોતાના ગુણશક્તિરૂપે અખંડ ચરાચર સૃષ્ટિ રચનામાં ઉત્પત્તિ, સ્થિતિ, અને લયરૂપે વર્તુળાકારે ફરીફરી આ મહા પ્રવાહથી ચાલેલી રહે છે જેથી પરમાત્માનું અગાધ સામર્થ્ય અને ગુણ જે માયાનું સ્વરૂપ છે એ માયા સ્વરૂપે પરમાત્મા સૃષ્ટિરૂપ થઈ પોતે જ આ સૃષ્ટિના સ્વામી નિયંતા અને ભોક્તા થાય છે.

માયાની તમોગુણ પ્રધાન તામસશક્તિ જે પદાર્થને આવરણ કરવાની એટલે ઢાંકવાની શક્તિ છે તે શક્તિને <u>આવરણશક્તિ</u> કહેવામાં આવે છે અને માયાની રાજસશક્તિ જેને પદાર્થને વિક્ષેપ કરવાની અથવા ગતિ ઉત્પન્ન કરી પ્રવૃત્તિ કરવાની શક્તિ છે તે શક્તિને <u>વિક્ષેપશક્તિ</u> કહેવામાં આવે છે; અને માયાની સત્વગુણશક્તિ જેને પદાર્થના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન ઉત્પન્ન કરવાની શક્તિ છે તે શક્તિને <u>જ્ઞાનશક્તિ કહેવામાં આવે છે</u>. આવી રીતે માયા ત્રિવિધ શક્તિરૂપ થઈ ત્રણ પ્રકારના કાર્યોમાં પ્રવૃત્ત થઈ રહે છે.

પરમાત્મા સ્ફુરણરૂપે વ્યક્ત થવાથી પોતે માયાના અન્વયે પોતાની ત્રણ અવસ્થા રૂપે વિભક્ત થાય છે; એટલે તમોગુણરૂપે સુષુપ્તાભિમાની ઈશ્વર, રજોગુણરૂપે સ્વપ્નાભિમાની હિરણ્યગર્ભ અને સત્વગુણરૂપે જાગ્રદાભિમાની વિરાટ્ અને એ ત્રિગુણ ત્રણ અવસ્થારૂપે ત્રિઅવસ્થાતીત એવી ચોથી અવસ્થારૂપે તુરીય બ્રહ્મ વિભક્ત થાય છે. આ સર્વ વિભક્ત ભેદ માયાની ઉપાધિને લીધે દેખાય છે પણ વાસ્તવિક રીતે તો એ પરમાત્મા નિર્ગુણ, અલિપ્ત અને સર્વ-વ્યાપક છે, પરંતુ સૃષ્ટિ વ્યાપાર કરવા માટે પરમાત્મામાં પોતાની શક્તિ અનુરૂપ

માયાએ આ સર્વ પ્રપંચ ફેલાવેલો છે. સર્વ સૃષ્ટિ માયાના બીજરૂપમાં અવ્યક્ત છે, અને માયા પરમાત્મામાં બીજરૂપે છે, એટલે માયા સંવલિત પરમાત્મા સગુણરૂપે વ્યક્ત છે. માયાની તમોગુણપ્રધાન અવસ્થા તે પરમાત્માની સુષુપ્ત અવસ્થા છે, જેનો સંજ્ઞક ઈશ્વર થયો. આ સુષુપ્ત અવસ્થામાં સ્વરૂપનો આવરણ હોવાથી કાંઈ પણ પ્રકારનું ચલનવલન ન થતાં કેવળ શાંત અને ગંભીર સ્થિતિ હોય છે, પછી માયાએ પોતાની તમોગુણપ્રધાન આવરણ શક્ત્યનુરૂપે કરી પરમાત્માનો જેટલો ભાગ ઢાંકયો તેટલો ભાગ ઢંકાઈ ગયો. એવો ઢંકાયલો ભાગ પરમાત્માની કારણ અવસ્થા અથવા જેને કારણ શરીર પણ કહે છે તે થઈ, અને એવા કારણસ્વરૂપ પરમાત્માથી સૃષ્ટિરૂપ કાર્ય વ્યક્ત થયું. કાળાનુરૂપ તમોગુણપ્રધાન માયા રજોગુણપ્રધાન થતાં વિક્ષેપ શક્ત્યનુરૂપ થઈ, તેથી જેટલો પરમાત્માનો ભાગ અગાડી જણાવેલા આવરણથી ઢંકાયલો હતો તેટલા ભાગમાં ચાંચલ્યરૂપ ગતિ ઉત્પન્ન થતાં પરમાત્માનો સૂક્ષ્મ દેહ ઉત્પન્ન થયો એ જ પરમાત્માની સ્વમાવસ્થા છે. પછી માયા તમોરજોગુણપ્રધાન શક્ત્યનુરૂપ હતી તેમાં સત્વગુણ પ્રધાન થવાથી ચરાચરાત્મ સૃષ્ટિ પૂર્ણ વ્યક્તરૂપે દેખાવવા લાગી જેથી એ પરમાત્માની સ્થૂળ અવસ્થા થઈ, એને સ્થૂળ દેહ કહે છે. આ પ્રમાણે ત્રિવિધ ગુણ શક્ત્યનુરૂપથી પરમાત્મા પોતાના સ્વરૂપથી વ્યાપ્ત થઈને, તમોગુણની આવરણશક્તિથી ઈશ્વર, રજોગુણ વિક્ષેપ શક્તિથી હિરણ્યગર્ભ અને સત્વગુણ જ્ઞાનશક્તિથી વિરાટ્ એવી અવસ્થાપરત્વે શરીર તથા નામનું પોતે આરોપણ કરી અનાદિ અનંત કાળની સૃષ્ટિ, માયા અને પરમેશ્વર એવો ભેદ અવિચાર કાળ સુધી વિવેક અવિચારથી બતાવે છે. પણ જ્યારે વિચારદૃષ્ટિથી વિચાર કાળે કાંઈ પણ ભેદ રહેતો નથી ત્યારે કેવળ પરમાત્મા અવશેષ રહે છે. "પરમાત્મા" આ વિશેષ શબ્દ જીવાત્માની અપેક્ષાથી છે, કારણ જીવભાવ જવાથી પરમાત્માભાવ રહેતો નથી. પછી સર્વાધાર સર્વસ્વરૂપ જે કાંઈ છે તે હું પોતે છું એમ જ્ઞાનવાનને અનુભવમાં આવે છે.

જેથી માયાનું વાસ્તવિક સ્વરૂપ શાસ્ત્રકારો બતાવે છે કે અવ્યક્ત એ નામવાળી, અનાદિ અવિદ્યારૂપ ત્રિગુણાત્મક, કાર્યપરથી સત્ત અને અસત્તથી વિલક્ષણતાવાળી અજ્ઞાનકાળે પોતાનું કાર્ય દેખાડનારી જ્ઞાનકાળે પ્રતીત થનારી અને કાર્યપરથી પંડિતના અનુમાનમાં આવતી પરમેશ્વરની શક્તિ એ માયા છે જેમાંથી સઘળું જગત્ ઉત્પન્ન થાય છે. એ માયા મહાઅદ્ભુત્ અનિર્વચનીયરૂપ છે. એ માયાની બે શક્તિ છે, આવરણ અને વિક્ષેપ. આવરણશક્તિ આત્માને ઢાંકે છે ત્યારે વિક્ષેપશક્તિ આત્મામાં જગતની પ્રતીતિ કરાવે છે. એ માયાને વશ વરતાવનાર નિયંતા પરમેશ્વર છે.

**ઈશ્વર** પોતે નિર્મળ અલિપ્ત વ્યાપક અને ચૈતન્યરૂપ હોવાથી પરમાત્માને માયાનો સંયોગ થયો નથી, તેમ માયાના આવરણમાં પણ આવેલો નથી.

તેના વ્યાપક અને પ્રકાશક સ્વભાવને લીધે માયાકૃત ઉપાધિમાં પરમાત્મા આવેલો સરખો દેખાય છે. સહજ વ્યાપક સ્વરૂપ હોવાથી પરમાત્મા જે માયાકૃત ઉપાધિમાં આવ્યા સરખો ભાસમાન થાય છે, તે મિથ્યાભાસ છે માયાકૃત ઉપાધિ નિર્માણ કરવી અથવા નષ્ટ કરવી એ પરમાત્માના પોતાના સ્વયં વ્યાપકપણામાંજ રહેલી છે. જ્યારે તેને માયાનો સંયોગ નથી, ત્યારે તેને માયાનો વિકાર પણ લાગુ પડતો નથી. વાસ્તે તેનું સ્વરૂપ નિર્મળ અલિપ્ત અને વ્યાપક કહેવામાં આવે છે. જેમ ઘટાકાશમાં ઘટ ઉત્પન્ન અથવા નષ્ટ થતાં તેના આકાશનો સંયોગ વિયોગ જોવામાં આવતો નથી, તેમ પરમાત્માનું સ્વયં વ્યાપકપણું હોવાથી પરમાત્માનો માયા સાથે સંયોગ તથા વિયોગ થતો નથી. પરમાત્માના આશ્રયે માયા છે અને પરમાત્માનું વ્યાપક વિશેષ પણ માયાની ઉપાધિના અપેક્ષે છે. અર્થાત્ માયા ઉપાધિવ્યાપ્ત છે અને પરમાત્મા વ્યાપક છે. પરમાત્મા ઓતપ્રોત વ્યાપક સ્વભાવરૂપ હોવાથી તેની વ્યાપકતા માયાકૃત ઉપાધિના આક્ષેપથી છે એમ પણ નથી, તેમ પરમાત્માએ આધાર આશ્રય માયાને આપેલો છે એમ પણ નથી પણ માયા ઉપાધિને અન્યત્ર આધાર આશ્રય ન હોવાથી તેમ સ્વાત્મા આશ્રય હોવાનો મૂળથીજ સંભવ ન હોવાથી માયાએ પરમાત્માની વ્યાપકતાનો આશ્રય લીધો છે. પરમાત્મા દૃષ્ટિએ પરમાત્માના ઠેકાણે માયા સંગનો આરોપ આવતો નથી કારણ જ્યાં સુધી માયા દૃષ્ટિ એટલે અજ્ઞાનતા રહે છે ત્યાં સુધી માયા ઉપાધિને પરમાત્માનો સંગ છે એમ કહેવામાં આવે છે, જેથી પરમાત્મા અને માયા એવી દ્વૈત કલ્પના ભ્રમથી ઉભી થાય છે; જો કે એ બન્ને ભિન્ન તો નથી. બુદ્ધિમાં ભ્રમ ઉત્પન્ન થવાથી પરમાત્માનું યથાર્થ સ્વરૂપ ઢંકાઈ જાય છે, એટલે "હું એક અને પરમાત્મા જુદો" એવી દ્વૈત કલ્પના ઉત્પન્ન થાય છે. પણ જ્યારે આત્મા અનુભવ થાય છે, ત્યારે પરમાત્મા અને માયારૂપ જગત્ પ્રપંચનું યથાર્થ જ્ઞાન આવે છે. નિર્મળ પરમાત્મા નિર્ગુણ છે પણ કાંઈ કારણથી ધનીરૂપ થઈ માયા અથવા જગત્ પ્રપંચથી તે સગુણરૂપે જીવની અજ્ઞાનતાથી ભાસમાન થાય છે વાસ્તવિક તો તે નિર્ગુણ છે. પોતાની નિર્ગુણતા ન છોડતા જીવને સગુણરૂપે દેખાતા છતાં તે નિર્ગુણ છે. પણ જ્યારે ઈશ્વર, જીવ, જગત્ ઇત્યાદિ ભેદકલ્પના આત્મા જ્ઞાનથી નષ્ટ થાય છે, ત્યારે સર્વ ઈશ્વરમય છે એમ અનુભવ આવે છે. અવસ્થા પરત્વે પરમાત્માનાં ત્રણ નામો કહેવામાં આવે છે પણ તેના સ્વરૂપમાં કંઈ પણ ભેદ નથી.

એકંદર જગત્ વ્યાપાર એટલે પુણ્યપાપ, સુખદુઃખ ભોગ આદિ વ્યવહાર અને પ્રાપંચિક કર્મો તેમ જ પારમાર્થિક કર્મ ઉપાસના જે કંઈ કર્તવ્ય ભોક્તવ્ય છે, તે કર્તવ્ય ભોક્તવ્ય જીવને છે એ સર્વ ક્રિયા જાગૃતિમાં થાય છે, એ જાગૃતિ પ્રપંચરચનાનો અભિમાની અને જીવ ઉપર તેના કર્માનુરૂપ

નિગ્રહ અનુગ્રહ કરનાર પરમાત્મા વિરાટ્ સ્વરૂપ છે જેને આપણે આપણના વ્યવહાર મધ્યે ઇશ્વિર એવી સંજ્ઞા આપીએ છીએ. ઇશ્વિર એ નામ સુષુપ્ત અભિમાની પરમાત્મા છે કારણ તેની અવસ્થા પરત્વે એ ઇશ્વિર નામ પણ પરમાત્માનુંજ છે. માયાના સત્વગુણપ્રધાન અને જાગૃત અવસ્થા અભિમાની એવાં વિરાટરૂપ ઇશ્વિરનું જડ ચૈતન્યાત્મક પંચભૌતિક અખિલ સૃષ્ટિ એ સ્થૂળ શરીર છે. આ સ્થૂળ શરીરના પગ નખથી તે શિખરની મર્યાદા પર્યંત વ્યક્ત સૃષ્ટિરૂપથી અભિન્ન એ ઇશ્વિર વ્યક્ત છે. જેથી તેની નામરૂપ વ્યક્તિએ એવા ત્રણ અભેદ હોવાથી અમુક ઠેકાણે ઇશ્વિર છે, અમુક તેનું સ્વરૂપ છે અને અમુક તેનું નામ છે એવો ભિન્નપણાનો નિર્દેશ થઇ શકતો નથી. જે કાંઈ છે તે ઇશ્વિરમય છે એમ સમજવું. પણ અજ્ઞાની જીવને ઇશ્વિરસ્વરૂપનું યથાર્થ જ્ઞાન થવું જોઇએ, એવા હેતુથી શ્રુતિએ જડ ચૈતન્યાત્મક સૃષ્ટિ ઇશ્વિરના કયા કયા અવયવોથી નિર્માણ થઇ છે અને તેમાં કેવી રીતે ઇશ્વિર વિરાજમાન છે, એનું વર્ણન શ્રુતિએ કર્યું છે અને ઇશ્વિરના સ્વરૂપનું પણ યથાર્થ બોધ સદૈવ તે કરે છે.

માયાના તમ, રજ, અને સત્વગુણોની ઉપાધિના યોગે સુષુપ્ત, સ્વપ્ન, અને જાગૃતિ, એવી ત્રણ અવસ્થાની રચના પરમાત્મામાં છે, અને એનો અનુભવ દેહ ઇન્દ્રિયો વગર મળી શકતો નથી. ઇન્દ્રિયોના ન્યૂનાધિક ભોગના યોગે કરી શરીરમાં જાગૃતિ આદિ અવસ્થાઓ જીવને પ્રાપ્ત થઇ છે, અને એ ભોગના યોગે કરી આ અવસ્થાઓને એ કારણથી અન્યોઅન્ય સંબંધ થયો છે જેથી અવસ્થાપરત્વે ભોગ (વિષય), ભોગ સાધન, (ઇન્દ્રિયો) અને ભોગ ભોક્તા (જીવ) એવા ત્રણ ભેદ થવાથી આ ત્રિવિધ ભેદને ત્રિપુટી એવી સંજ્ઞા આપવામાં આવે છે. અજ્ઞાનતાથી માયારૂપ જગત્ આભાસ પ્રપંચમાં પરમાત્મા સિવાય પૃથક્ સત્તા પરમાત્માપર આવી શકતી નથી જેથી ઉપર જણાવ્યા પ્રમાણે પંચભૌતિક જડ ચૈતન્યાત્મક સૃષ્ટિ એ જાગૃત અભિમાની વિરાટનું શરીર હોવાથી અંતઃકરણ ઇન્દ્રિયો, અને ભોગ વિષય, એ સર્વનો સૃષ્ટિમાંજ સમાવેશ થાય છે જેથી તે વિરાટ રૂપ કહેવાય છે. જેથી ભોગ્ય વિષય, ભોગ સાધન, (અંતઃકરણ ઇન્દ્રિયો) અને ભોક્તા (જીવ) એ ત્રિપુટી પરમાત્મારૂપ ઠરે છે. આ ત્રિવિધ ભેદ અજ્ઞાનકલ્પિત છે, તો પણ જ્યારે એનું યથાર્થ જ્ઞાન થાય છે ત્યારે આ અજ્ઞાનકૃત ભેદની નિવૃત્તિ થાય છે. એ ઉપરથી ભોગ વિષય (જગદ્રૂપ) ભોગ સાધન (ઇન્દ્રિયો) અને ભોગ ભોક્તા (જીવ) એ ત્રિવિધરૂપે પરમાત્મા છે. માયાકૃત વિષય ઇન્દ્રિયોની ઉપાધિના ભિન્ન ભાવથી, ભોક્તા પરમાત્મા એ ભિન્ન ભિન્ન વિભૂતિરૂપે થઇ, ઇન્દ્રિયોદ્વારા વિષય ભોગ કરે છે અને અહંપણારૂપી અંહકાર જે કાર્યાભિમાની દેવ છે તે અને જે સાધનથી કાર્ય કરવામાં આવે છે તે ઇન્દ્રિય, અને કાર્યરૂપ વિષય

એવી પ્રત્યેક ત્રિપુટી પોતપોતાનું પૃથક્ કાર્યક્ષમ કરે છે. પણ એક ઇન્દ્રિયનું કામ બીજી સાધન ઇન્દ્રિયથી થતું નથી એવી સૃષ્ટિ કાર્યની જુદી જુદી રચના જગત્ નિયંતા પરમાત્માએ કીધી છે. સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો આધાર પરમાત્મારૂપ અધિષ્ઠાન ઉપર છે, અને સૃષ્ટિ પણ ત્રિકાલે પરમાત્મા રૂપ છે; ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ વિકારથી સૃષ્ટિ જો કે પરમાત્માથી કેવળ ભિન્ન નામકૃત માત્ર થઈ છે તો પણ તેનું વાસ્તવિક સ્વરૂપ એકજ છે. આ ત્રિવિધ વિકારથી સૃષ્ટિના ત્રિવિધ કાર્ય થયાં અને આ ત્રિવિધ ઉત્પત્તિ, સ્થિતિ અને લય એવા કાર્યથી પરમાત્માની ત્રણ વિભૂતિ (ઇશ્વર, હિરણ્યગર્ભ અને વિરાટ્) ઉત્પન્ન થઈ. માયાની ઉપાધિથી પરમાત્મા સગુણરૂપે ઇશ્વર થયો અને સત્વ, રજ, અને તમ તથા સત્, ચિત્ત અને આનન્દ એવા છ ગુણ સંપન્ન માયાપતિ ભગવાન્ જગત્ આત્મા થયા. શક્તિના અસ્તિત્વ વગર કંઈ પણ કાર્ય થતું નથી એવો નિયમ છે તેથી પરમાત્માના સચ્ચિદાનંદ ગુણોના પ્રધાનપણાથી પુરૂષ વિભૂતિ તથા જગત્ માયાના સત્વ, રજ અને તમ ગુણોના પ્રધાનપણાથી શક્તિરૂપ પ્રકૃતિ વિભૂતિ એવી ત્રિવિધ દ્વંદ્વ વિભૂતિઓ સૃષ્ટિનાં ત્રિવિધ કાર્યો સુવ્યવસ્થિત રીતિને કરવા સમર્થ થઈ છે. વિરાટ ઇશ્વર એ પરમાત્માના આનંદગુણપ્રધાનપણાથી અને મહામાયાના સત્વગુણ ઉપાધિના પ્રધાનપણાથી જગત્પાલક ભગવાન્ મહાવિષ્ણુ અને જગન્માતા વૈષ્ણવી શક્તિ મહાલક્ષ્મીની ઐક્યરૂપ દ્વંદ્વ વિભૂતિ પ્રગટ થઈ; ઇશ્વરના ચૈતન્ય ગુણપ્રધાનથી અને માયાના રજોગુણપ્રધાનરૂપથી ભગવાન્ પ્રજાપતિ જગત્ ઉત્પાદક બ્રહ્મદેવ અને માયાશક્તિ મહા સાવિત્રી એવી એક દ્વંદ્વ વિભૂતિ ઉત્પન્ન થઈ; અને જગત્ આત્માના સદ્ગુણપ્રધાનથી અને આદિશક્તિના તમોગુણપ્રધાન રૂપથી મહાદેવ શંકર અને ભગવતી મહાકાલી (પાર્વતી) એવી ઐક્ય દ્વંદ્વ વિભૂતિ જગતના સંહારકર્ત્તી પ્રગટ થઈ. એવા સમર્થ ત્રિમૂર્ત્તિ જગદીશ્વર એ વિરાટરૂપના ચરણકમલને ઠેકાણે મહાવિષ્ણુ, જનનેન્દ્રિય સ્થાને પ્રજાપતિ, અને લલાટ સ્થાને મહારૂદ્ર, એમ વિરાજમાન થયા. પરમાત્માસ્વરૂપ આનંદનો ભોગ લેતા સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, લય એ કાર્ય એ વિભૂતિઓ અપ્રતિહત (કંઈ પણ અડચણ વગર) કરે છે.

જગન્નિવાસ પરમેશ્વર વિરાટાત્મા સર્વાધાર સર્વસ્વરૂપ સર્વાંત અંતરાત્મા સર્વજ્ઞ સર્વેશ્વર અને સર્વમય એવો સર્વગુણસંપન્ન છે. જગત્ પ્રપંચ રચનાના નામરૂપથી ઉત્પત્તિ સ્થિતિ અને લયમાં કેવળ પરમાત્મા આધાર હોવાથી ત્રિકાલે જગત્ અધિષ્ઠાન પોતાનું રૂપ છે, એ કારણથી તેને **સર્વાધાર** કહેવામાં આવે છે, માયારૂપ પ્રપંચની ભિન્ન પ્રતીતિ હોવા છતાં પણ તે અધિષ્ઠાન રૂપે છે તેથી તેને **સર્વરૂપ** કહેવામાં આવે છે. જગત્ પ્રપંચની અંદર અને બાહેર પરમાત્મા ઓતપ્રોત વ્યાપ્ત હોવાથી તેને સર્વના

**અંતરાત્મા** કહેવામાં આવે છે. સર્વાંતરાત્મા થઈ જગત્માં ચૈતન્યરૂપે અને જડપદાર્થરૂપે સૃષ્ટિના આત્મા સ્વરૂપ હોવાથી અને કોઈપણ સ્થળ એની વ્યાપ્તિ વગર ખાલી ન રહેવાથી તેને **સર્વજ્ઞ** કહેવામાં આવે છે. દરેક પદાર્થ-માં શક્તિનો ન્યૂનાધિક ભાવ અને અસંખ્ય બ્રહ્માંડની તોડફોડ કરનારી મહા પ્રચંડ શક્તિ (આદિમાયા) જે પરમાત્માની ઇચ્છા છે અને જે ઇચ્છા વગર એક ઝાડનું પાંદડું પણ હાલી શકતું નથી એવી ઇચ્છાના અધિષ્ઠાતા પરમાત્મા **સર્વેશ્વર** કહેવાય છે અને એવી રીતની તેની સર્વ વ્યાપકતા હોવાથી તે **સર્વમય** કહેવાય છે.



# યોગાનંદ સ્વાનુભૂતિ



## સૃષ્ટિયોગ

तमकेनेमिं त्रिवृतं षोडशान्तं शताधारं विंशतिप्रत्यराभिः ।
अष्टकैः षड्भिर्विश्वरुपैकयासं त्रिमार्गभेदं । द्विनिमित्तैकमाहम ॥

સંસાર ચક્ર ( માયારૂપ ) એક નેમિવાળું ત્રણ ( સત્વ રજસ્ ને તમસ્રૂપ ) વડે ઢંકાયલું ( મન સહિત અગીઆર ઇન્દ્રિયોને પાંચ ભૂત ) સોળ અંતવાળું (પાંચ કલેશ, અઠાવીશ અશક્તિઓ, નવ તુષ્ટિઓ અને આઠ સિદ્ધિઓ ) પચાસ આરાવાળું ( દશ ઇન્દ્રિયો ને દશ વિષયો એ પદાર્થરૂપ) વીશ પ્રતિઆરાએ છ અષ્ટકોએ સમગ્ર રૂપ ભૂત એક ( આત્મારૂપ ) પાશ (બંધનકારણ સ્થિતિકારણવાળુ ( દેવાયન પિતૃયાણ અને કીટાદિ ભાવની પ્રાપ્તિરૂપ ) ત્રણ માર્ગવાળુ ( પુણ્ય પાપરૂપ ) બે કારણવાળુ ( ને આત્માને અવિવેકરૂપ ) એક મોહવાળુ ( છે ).

આપણ આગળ કહી ગયા તેમ સૃષ્ટિ ક્યારે અને કેવી રીતે ઉત્પન્ન થઈ, તેની આદિ સ્થિતિ શું હતી, અને તે વૃદ્ધિગત કેમ થઈ, એ વિશે વિચાર કરવાનો કંઈ પણ પત્તો હાથ લાગશે નહી. અનાદિ કાળથી અસંખ્ય સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ લયનું ક્રમ ચાલુ છે, જેથી આદિ સૃષ્ટિ કહી એ નિર્ણય થઈ શકતો નથી. વિચાર કરનાર વ્યક્તિ વગર વિચાર ઉત્પન્ન થતો નથી, અને વિચાર થયા પછી પરિપક્વ દશાને પોહોચ્યાં વગર વિચાર કેમ ઉત્પન્ન થયો તેનો નિર્ણય થઈ શકતો નથી. પણ જ્યારે તેવો નિર્ણય થાય છે, ત્યારે તે વિચાર પોતામાંથી જ ઉત્પન્ન થયો છે એવો નિશ્ચય થાય છે અને તે વિચાર સદા કાયમનો ગણાય છે, તેવી રીતે સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિના વિચારની ખટપટ ન કરતાં પરમાત્માથી અભિન્ન સૃષ્ટિની અનિર્વચનીય જે સત્તા છે તે નહી જેવી કરીને અધિષ્ઠાન સત્ય પરમાત્માનો પત્તો લગાડવો એ જ મુખ્ય પુરૂષાર્થ છે; એમ સમજીને જ શ્રુતિ એ સૃષ્ટિ શોધમાં વૃથા પરિશ્રમમાં ન પડતા કોઈ પણ એક સૃષ્ટિ એટલે આ શરીર રચનાના નિર્વાણાર્થે તે સૃષ્ટિ રચના પરમાત્મા આધિન છે એમ દેખાડીને શ્રુતિકારોએ પરમાત્માને બતાવ્યો છે. સૃષ્ટિના અર્થમાં દૃષ્ટ શ્રુત અને મનોવેદ્ય એ ત્રણનો સમાવેશ થાય છે એટલે જે દૃષ્યમાન થઈ, જેને વિશે શ્રુતિ બોધ કરે છે અને જે મનોવૃતિથી જાણવામાં આવે છે, તે સૃષ્ટિનો અર્થ થાય છે. માયાની અવ્યક્ત સ્વરૂપ તે કાલ્પનિક સૂક્ષ્મ સૃષ્ટિ, અને માયાનું વ્યક્ત સ્વરૂપ તે પચભૌતિક સ્થૂળ સૃષ્ટિ છે. સૃષ્ટિનું સ્વરૂપ અથવા અવસ્થા ત્રિવિધ છે એટલે કારણ સૃષ્ટિ, સૂક્ષ્મ સૃષ્ટિ, અને સ્થૂળ સૃષ્ટિ છે. સૃષ્ટિનું સ્વરૂપ અમૂર્ત છે, સુક્ષ્મ સૃષ્ટિનું સ્વરૂપ સાકાર અથવા કાલ્પનિક છે અને સ્થૂળ સૃષ્ટિનું સ્વરૂપ પંચભૌતિક વ્યક્ત

અનંતવિધ સ્થૂળ પદાર્થરૂપ છે. માયા-પ્રલયકાળે સર્વ આ સૃષ્ટિઓની ઉત્પત્તિના ઉલટ ક્રમથી પોતે પોતાના મૂળ કારણમાં લય થાય છે; પણ જ્યાંસુધી પરમાત્મા અધિષ્ટાન સ્વરૂપમાં (જે કેવળ બીજરૂપથી અસ્તિત્વની સ્થિતિ છે) જીવમાત્રના કર્મો, વાસના, અને પંચભૌતિક એવા જડ પદાર્થ એ સર્વ પંચભૂત સાથ કેવળ સંસ્કારરૂપે રહે છે. (સર્વ સૃષ્ટિનો સમેટ સંસ્કારરૂપથી એક વાસનામાં આવી તે સૃષ્ટિ બીજાત્મક વાસના પરમાત્મા અધિષ્ટાન સ્વરૂપમાં લીન થઈ રહે છે.) અને પાછો સૃષ્ટિની ઉત્પત્તિ કાળ આવે છે ત્યાંસુધી જે મધ્ય કાળ વ્યતીત કરવાનો હોય તે વ્યતીત કરી ઉત્પત્તિ સમયે આવીને શાંત એવા પરમાત્મા સ્વરૂપમાં લીન રહેલી સૃષ્ટિ વાસનાનું ઉત્થાન થઈ એ વાસનામાં રહેલા સર્વ પૂર્વ સંસ્કાર માયાએ કરી ઉદય પામે છે અને તદનુરૂપ સૃષ્ટિનો આરંભ થાય છે. પરમાત્મા સ્વરૂપમાં લીન રહેલી આ વાસનાને **મૂળ પ્રકૃતિ, જગત્ કારણ આદિમાયા,** અથવા **ઇચ્છા શક્તિ** કહે છે, પણ મૂળ તો અધિષ્ટાન સ્વરૂપ પરમાત્મા છે અને એ વાસના પૂર્વ જન્મનું બીજ છે. આ બન્નેનો આધાર આશ્રય સંયોગ થતાં ઇક્ષણપૂર્વક સૃષ્ટિ ઉત્પત્તિના આરંભનું પ્રથમ કાર્ય આકાશ ઉત્પન્ન થયું. ઇક્ષણપૂર્વક કહેતાં માયા સંવલિત પરમાત્મા સગુણરૂપે થઈ પોતાના સ્વરૂપમાં પ્રથમ અહંકાર સ્ફુરણરૂપે ઉત્પન થયો, અને તેમાં એકદમ અહં સ્ફુરણાથી પોતાનો વિચારપુર્વક અવલોકન કરવા લાગ્યો, પછી તે સ્વરૂપમાં અહંકારની સાથ વિચાર કરવાના સાધનો કેહેતા મન તથા બુદ્ધિ ઉત્પન્ન થઈ–એવી રીતે જેમાં અહંકાર, મન અને બુદ્ધિનો સમાવેશ થાય છે તેને ઇક્ષણ કહે છે અને એ ત્રણના એક સ્વરૂપને મહત્તત્ત્વ કહે છે. જે ઉર્મિમાં એ મહત્તત્ત્વ લીન રેહે છે, તેને મૂળ પ્રકૃતિ કહે છે. એ મૂળ પ્રકૃતિના આધાર આશ્રયનો સંબંધ જેટલો આત્મા પ્રદેશમાં હોય છે, તેટલો પ્રદેશ માયાઆવૃત-અથવા માયાથી વ્યાપક છે, અને જે વ્યાપ્ત પ્રદેશને પરમાત્મા ભાગમાં મહાકારણ સંજ્ઞા આપવામાં આવે છે. "ભાગ" આ શબ્દ સમજુતિ પુરતી સંજ્ઞા છે, વસ્તુતાએ પરમાત્મામાં અશઅંશી ભાવ બીલકુલ નથી. આ મહાકારણી માયા અવ્યક્ત ત્રિગુણીક છે. પછી અગાડી ચાલતા એ માયા કારણઅવસ્થામાં વ્યક્ત ત્રિગુણીક થઈ એટલે તમોગુણરૂપે અહંકાર, રજોગુણરૂપે મન, અને સત્વગુણરૂપે બુદ્ધિ એવી, ગુણરૂપે માયા કાર્ય વ્યક્ત થઈ. આ સર્વ રચનાનો સમાવેશ ઇક્ષણ શબ્દમાં આવે છે. ઉપર કહેલા વિચારપૂર્વક અવલોકન કરવાના કૃત્યથી વિચાર કર્તા સિદ્ધ થયો. પરમાત્મા જગતનો દૃષ્ટા છે અને એનું દ્રષ્ટપણું તે જગતનું શ્રેષ્ઠપણું છે. પરમાત્માના ઇચ્છાપૂર્વક અવલોકનમાં જ આ અદ્‌ભુત શક્તિ છે એજ વિચાર વિષય જે સમજવાનું આથી છે-તે એ છે કે સૃષ્ટિનો જે કાંઈ આપણો સંબંધ છે તે કેવળ વિચારપૂર્વક અવલોકનથી છે; પણ જ્યારે વિચારનો અત્યંત લય થાય છે, ત્યારે સૃષ્ટિ

સાથનો આપણનો કંઈ પણ જાતનો સંબંધ રહેતો નથી. એ ઉપરથી જાણવાનું મુખ્ય વિશેષ એ છે કે જે અગાધ વિચારનો અતિ સૂક્ષ્મ વેગ જીવના હૃદય સ્થાનમાં સર્વત્ર પસારો કરી જેના યોગથી જીવ માત્રને વિચાર સ્ફુરણ ઉત્પન્ન થાય છે, એ મૂળ ઠેકાણે વિચારનો ઉત્થાન અથવા લય થાય કે સર્વત્ર સૃષ્ટિ એકદમ ઉત્પન્ન અથવા લય થાય છે. આ સર્વ જે છે તે જ અનિર્વચનીય આદિ શક્તિની રચના છે. એક ઇક્ષણ ઉર્મિમાં જ પોતાનું અવલોકન કરવું અને વિચાર ઉત્પન્ન થવો એ જ વિચાર શબ્દનો અર્થ અત્રે કરવાનો છે પણ વાસ્તવિક રીતે સ્વાતિરિક્ત (પોતાથી બીજું) કાંઈ નથી; ત્યારે કોણનું અવલોકન અને વિચાર કોણે કરવો? એ સવાલ સેજ ઉત્પન્ન થશે. જેથી પોતાનો એટલે વિચાર કર્તા પોતે (પરમાત્મા), વિચારરૂપ માયા, અને વિચાર કરવાનો પદાર્થ સૃષ્ટિ એ ત્રણ એકરૂપ હોવાથી પોતાનું પોતે જ ઇક્ષણ કરે છે એવો અર્થ થાય છે. ઇક્ષણનો મુખ્ય હેતુ એજ છે કે પૂર્વે પ્રલયકાળે (જન્મ મૃત્યુ વખતે) જે અનંત જીવોની વાસના અને કર્મ એકત્ર થઈ સંસ્કારરૂપ સ્વસ્વરૂપમાં લીન હતી તે યથાર્થ રીતે જેને તેને સુવ્યવસ્થાએ પ્રાપ્ત થવી જોઇએ; અને એ મુખ્ય હેતુ ઉપર પ્રારબ્ધ અને પુરૂપાર્થનો મુખ્ય આધાર છે. પણ વાસ્તવિક જોતાં સ્વયં સિદ્ધમાં (પરમાત્મા) કંઈ પણ ભિન્નતા નથી અને આવી રીતે ત્રિવિધ ભેદની જે પ્રતીતિ થાય છે તેનેજ ભ્રમ કહે છે. કારણ ભ્રમ કાળ સુધી એ ભેદની પ્રતીતિ છે અને ભ્રમ નિવૃત્ત થતાં એની અપ્રતીતિ છે અને એ જ અનિર્વચનીયતા છે. ભ્રમ નિવૃત્ત થાય છે એટલે ભ્રમના પદાર્થનો અધિષ્ઠાનમાં લય થાય છે, ત્યારે અધિષ્ઠાનરૂપ થાય છે. વાસ્તે સૃષ્ટિ પરમાત્માથી ભિન્ન નથી; પરમાત્માના સ્વરૂપના અવલોકનનું સ્ફુરણરૂપ તે સૃષ્ટિરૂપ અને પરમાત્માના સ્વરૂપનું દૃષ્ટપણું તે જ જગત્ દૃષ્ટપણું છે.

**સૂક્ષ્મ સૃષ્ટિ**

આ મહાકારણ સ્વરૂપ પરમાત્મામાં ઇક્ષણના સ્ફુરણથી અહંકાર, મન અને બુદ્ધિ એવા ગુણાનુરૂપ એમ કારણ સૃષ્ટિ ઉત્પન્ન થઈ, પછી સૂક્ષ્મ સૃષ્ટિનું પ્રથમ કાર્ય તે આકાશની ઉત્પત્તિ થઈ, આકાશમાથી વાયુ, વાયુમાથી અગ્નિ, અગ્નિમાંથી જળ, અને જળમાંથી પૃથ્વી, એમ અનુક્રમે ઉત્પન્ન થયાં, એટલે પંચ મહાતત્વની ઉત્પત્તિ થઈ. આ સર્વ તત્વોમાં માયાનો ગુણ અનુસ્યુત હોવાથી તત્વથી ગુણ–અંશ કારણ થયો, એટલે આકાશનો ગુણ–શબ્દ, વાયુનો ગુણ–સ્પર્શ, તેજનો રૂપ, જળનો રસ, અને પૃથ્વીનો ગંધ; એવી રીતે ગુણો વ્યક્ત થયા એટલે એકમાંથી બીજો, બીજામાંથી ત્રીજો, એમ વ્યક્તતાનો ક્રમ ચાલુ થવાથી ગુણોની વ્યક્તતા અધિક અધિક થવા લાગી; અને તેના ન્યૂનાધિકતાથી તત્વોના વ્યક્તતાનો અનુક્રમ થવા લાગ્યો. આકાશમાંથી શબ્દ અને આકાશમાંથી વાયુની ઉત્પત્તિ થઈ. વાયુમાંથી સ્પર્શ થયો જેથી આકાશનો ગુણ

શબ્દ ને વાયુ છે, એમ બીજાં તત્વોમાં એકમેકના ગુણનો સંબંધ થવા લાગ્યો એ તત્વોમાં પરમાત્મા અને માયા એ અધિષ્ઠાન રૂપે સર્વત્રનો આધાર થઈ રહ્યા છે. જેથી અહંકાર, મન, બુદ્ધિ, આકાશ, વાયું, અગ્નિ, જળ, અને પૃથ્વી એ મુખ્ય આઠ તત્વોનો સુક્ષ્મ સૃષ્ટિમાં સમાવેશ થાય છે.

મહાકારણ, કારણ, અને સૂક્ષ્મ એવી સૃષ્ટિની રચના થઈ અને તે સર્વનો અધિષ્ઠાન પરમાત્મા છે. પરમાત્માને પૃથક્ રાખી આ આઠ તત્વો સૂક્ષ્મ સ્થિતિનાં છે. આ તત્વના અભિવ્યક્તથી બીજા ત્રણ પદાર્થ (કાળ—ક્રમ અને ગુણ) સહજ વ્યક્ત થયા. કાળની પ્રતીતિ એ પદાર્થની ઉત્પત્તિ સ્થિતિ અને લયને અવલંબન છે અને કાળની પ્રતીતિ વસ્તુ વગર હોતી નથી, અર્થાત્ પદાર્થના નિર્માણ બરાબર ઉત્પત્તિ, પછી સ્થિતિ, અને પદાર્થની નષ્ટતા બરોબર કાળનો વિનાશ, એવી રીતે ક્રમ ચાલુ છે. ક્રમ એટલે ક્રિયા અથવા ગતિ. મહાકારણ સ્વરૂપી સૃષ્ટિ બીજ સહિત મહા માયા જે કેવળ સંસ્કાર રૂપે પરમાત્માના અધિષ્ઠાન રૂપમાં લીન હતી, તે લીન સૃષ્ટિને સંસ્કાર અનુકુળ કાલે કર્મનો ધક્કો બેસાડતાં જ ઇક્ષણની ઉર્મિ ઉભી થઇને શરૂઆત થતાં છેવટ પર્યંત તેના જઈ પોહોચવાના યોગે પ્રત્યેક તત્વ સેહેજ કાર્યક્ષમ બની પછી ક્રિયા ઘડવામાં આવી એ ક્રિયાને કર્મસંજ્ઞક કહેવામા આવે છે.

ગુણ એટલે સ્વભાવ. પ્રત્યેક પદાર્થ અથવા તત્વમાં આ સ્વયંસિદ્ધ હોય છે. મહાકારણ સ્વરૂપી માયા જે પ્રથમ અવ્યક્ત ત્રિગુણિક હતી તે કારણસૃષ્ટિરૂપે વ્યક્ત ત્રિગુણક થઇને સત્વ, રજ, અને તમ, એવા ત્રિગુણથી અગાડી પ્રત્યેક તત્વોમાં ગુણવંત થઈ; જેથી પદાર્થને ગુણવાન કહેવામાં આવવાથી ગુણસ્વરૂપ પદાર્થનો સ્વભાવ સિદ્ધ થયો ગુણ ધર્મ અને સ્વભાવ એમાં વિશેષ ભેદ નથી. કારણ તત્વોના વ્યક્તથી કાળ, કર્મ અને સ્વભાવ સહજ વ્યક્ત થઇને જગતના પદાર્થમાં અનુસ્યૂત રહે છે. કોઈ પણ પદાર્થ આ જગતમાં કાળ, કર્મ અને સ્વભાવ વગર ઉત્પન્ન થયો નથી અને પદાર્થની વ્યક્તિ વગર એ ત્રણ વ્યક્ત હોતા નથી. આ બધાની વ્યક્તિ સાથ દેશ અથવા સ્થળની વ્યક્તિ થઈ, કારણ કાંઈ પણ થાય અથવા કાર્ય ઘડવામા આવે તો સ્થળ અથવા જગા વગર કાર્ય ઘડવામાં આવતું નથી. જેથી કેઈ પણ કાર્ય ઘડવાના સ્થળની અપેક્ષા અને તે ઘડાયાથી સ્થળની અભિવ્યક્તતા એ બન્નેનો સંબધ અનિવર્ચનીય છે.

એવી રીતે સૂક્ષ્મ સૃષ્ટિ પર્યંત પરમાત્મા અધિષ્ઠાન ઉપરથી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, કાળ, કર્મ, અને ગુણ એવા બાર પદાર્થો વ્યક્ત થયા એ ઉપરથી એકથી બીજાની વ્યક્તતા ઉત્પન્ન થઈ એવો ક્રમ છે. પણ કાર્ય કારણ ભાવ જોવામાં આવતો નથી. પણ શ્રુતિકારોએ સમજણ વાસ્તે કાર્યકારણભાવનો નિર્દેષ કીધો છે. કોઈ કારણથી એક પદાર્થની

બીજા રૂપમાં પ્રતીતિ થવી અને કારણ નિવૃત્ત થતાં બીજા રૂપમાં પ્રતીતિ થવી અને કારણ નિવૃત્ત થતાં બીજા રૂપમાં પ્રતીતિ થતો પદાર્થ પોતાના આગલા સ્વરૂપમાં દેખાવવું, એ કાર્યકારણભાવ સંબંધ અનિવર્ચનીય છે. મૂળથી એક પદાર્થ હતો પણ કારણના આધારે ઉપર જણાવેલા બારે પદાર્થરૂપે જોવામાં આવે છે. એનું કારણ સંસ્કાર છે. વિચાર કર્તા પરમાત્મા, વિચારરૂપ માયા, અને વિચાર કરવાનો પદાર્થ સૃષ્ટિ, એ ત્રણનો મૂળ પદાર્થ એક હોવાથી એ ત્રણનો ત્રિવિધ ભેદથી પ્રતીત થતો પરમાત્મા છે. પરમાત્માને પોતાના સ્વરૂપ પૂર્વ સૃષ્ટિ સંસ્કારના આધારથી, ઇક્ષણરૂપ સ્ફુરણાથી જે કાંઈ આભાસ માત્ર જોવામાં આવ્યું, તે પરમાત્માએ સ્ફુરણરૂપે સૃષ્ટિની ઉત્પત્તિ કીધી પણ જ્ઞાન થવાથી જ્ઞાન કાળે એ સ્ફુરણા લીન થતાં પરમાત્મા સ્વરૂપ દેખાઈ, અને ભાસમાન થતી સૃષ્ટિ અધિષ્ઠાન પરમાત્માથી જુદી સત્તા નથી પણ અભિન્ન અને અનાદિ છે એમ તેને અનુભવમાં આવ્યું. તેથી જેવી રીતે આભાસ માત્રથી સૃષ્ટિ, અધિષ્ઠાન પરમાત્માથી ભિન્ન ન થતાં, પરમાત્મા રૂપજ થઈ, તેવી રીતે સૃષ્ટિરૂપે દેખાતા બાર તત્વો (પદાર્થો) પરમાત્માથી ભિન્ન ન છતાં એક જ રૂપ છે. અને જે સ્ફુરણાના દબાણથી પરમાત્મા અને સૃષ્ટિ ભિન્ન ભિન્નરૂપે જોવામાં આવી, એ જ સ્ફુરણાના દબાણથી બાર પદાર્થો ભિન્ન ભિન્ન દેખાવવા લાગ્યા. બાકી વાસ્તવિક રીતે જોતાં સર્વ પદાર્થ એક જ રૂપ છે. એ કારણથી શ્રુતિએ પ્રથમ એક અખંડ પરમાત્મા સ્વરૂપના અનેક પદાર્થો બતાવીને પાછી તે પદાર્થોની ઐક્યતા કરી દેખાડીને કેવળ વિચારશીલ જીવને સર્વાત્મ ઐક્ય ભાવ પ્રતીતિનો નિરતિશયાનંદ બતાવ્યો છે; તે એવી રીતે કે પરમાત્મામાં કાળ, દેશ, અહંકાર અને આકાશ એવા ચાર અને માયામાં કર્મ, ગુણ, મન, બુદ્ધિ, વાયુ, અગ્નિ, જળ, અને પૃથ્વી, એવા આઠ મળી બાર તત્વો ઉત્પન્ન થયા. શાંત સ્વરૂપ યોગ નિદ્રસ્ત પરમાત્માને સંસ્કારના આઘાતથી પોતાનું સ્ફુરણ પોતાને ઠેકાણે ઉત્પન્ન થયું અને એ આઘાતની જગા પરમાત્માના પોતાના સ્થાનમાં હોવાથી તે જગા અથવા દેશ પણ પરમાત્મા થયો. એ સ્થાનમાં સ્ફુરણના ઉત્થાનનો વખત નિર્દિષ્ટ હોવાથી તે વખતની પોતાની જાગૃતિ એજ કાળ તે પણ પરમાત્મા થયો સ્ફુરણના આઘાતથી સ્ફુરણરૂપી અહં પોતાનામાં ઉત્પન્ન થયો જેથી એ સ્ફુરણરૂપી અહંકાર એ પણ પરમાત્મા થયો. આકાશ સર્વ સૃષ્ટિનું સમાવેશ થવાનું સ્થળ હોવાથી પરમાત્મા પ્રદેશમાં તેનું અંતર્ભાવ થઇ પરમાત્મા આકાશરૂપ થયો. આકાશાંત આકાશ આ શબ્દ માત્ર પરમાત્માથી ભિન્ન ઉપાધિ છે અને એ ઉપાધિના કારણે પરમાત્માથી ભિન્ન આકાશ દેખાય છે, પણ વાસ્તવિક રીતે તે અભિન્ન છે, આવી રીતે કાળ, દેશ, અહંકાર અને આકાશ પરમાત્મા સાથ ઐક્યતારૂપ છે.

સંસ્કારના આઘાતના દબાણથી માયા પૂર્ણરૂપે વ્યક્ત થાય છે. આ

આધાતનો ધક્કો અગાડી ચાલતાં અંહકાર જે શાંત અને સ્થિર હતો તે ગતિરૂપે થઈ મન બુદ્ધિરૂપે થયો એટલે અંહકાર એ મન બુદ્ધિ સાથ ઐક્ય થયો. આટલું થયા પછી માયાના તમ, રજ, અને સત્વ, એ ત્રણ ગુણો અહંકાર, મન, અને બુદ્ધિમાં, અંતર્ભાવ થઈ પરસ્પર ઐક્ય થયા. અત્રે પર્યંત પરમાત્માના કાળ, દેશ, અંહકાર, મન, બુદ્ધિ, આકાશ, તથા એ ત્રણ ગુણો ઐક્ય થયાં. અગાડી ચાલુ થતા સંસ્કારના આધાતથી સ્વતઃ કર્મરૂપે સ્પષ્ટ તે દેખાવવા લાગ્યો. કર્મરૂપ આધાત ગતિમાન થઈ મહાકાશના કાંઈ ભાગમા પરિભ્રમણ કીધું; અને તે યોગે મહાકાશનો તેટલો ભાગ ગતિરૂપ થયો. આ ભાગમાં ગતિરૂપે ઉત્પન્ન થતા પદાર્થને **વાયુ** એવી સંજ્ઞા અપાઈ, અર્થાત્ મહાકાશમાં જેટલો ભાગ આધાતને પરિભ્રમણ કરાવે છે તેને વાયુ મંડળ કહે છે. શાંત અને ચંચળ એવા બે આકાશનાં રૂપ હોવાથી આકાશ અને વાયુ અભેદ થયા. એ બન્ને રૂપ અમૂર્ત છે. સ્થિર વસ્તુને ગતિરૂપ આવવાથી તે ગતિનો આધાત બીજાને લાગતાં તે આધાત જાણવામાં આવે છે જેથી એ જાણવું સ્પર્શ ગુણ છે એથી વાયુ એ આકાશરૂપ થયું.

આવી રીતે શાંત હતું તે ગતિરૂપ થયું. ગતિનું પરિભ્રમણ કાંઈક વખત ચાલુ રહેવાથી તે ઘર્ષણરૂપ થાય છે. ઘર્ષણરૂપ થતાં ઘર્ષણનો વેગ ચાલુ રહેવાથી ઉષ્ણુતા ઉત્પન્ન થાય છે. જેથી જે ઘર્ષણરૂપ વાયુ હતો તે અગ્નિરૂપ થયો; જેનો ગુણ પ્રકાશરૂપ છે અર્થાત્ જે આકાશના કોઈ ભાગમાં વાયુ મંડળ થયો હતો તે વાયુ મંડળના મધ્ય પ્રદેશમાં અગ્નિ મંડળ ઉત્પન્ન થયો. કાળકર્માદિકથી જે શાંત હતો તે શાંતતામાં ઉલટું ચંચળત્વ થવાથી ઉષ્ણુતા આવી જેથી જે ચંચળ હતું તે ઉષ્ણુ થયું. ઉષ્ણુતાનું ઉલટ કાર્ય શુષ્કરૂપ ઉષ્ણુ હતું તે આર્દ્રરૂપે ઠંડુ થયું જેથી શુષ્કતા ગઈ અને તેથી ઉલટી આર્દ્રતા અને ઉષ્ણુતાના વિરોધિ શીતલતા આવી એટલે આર્દ્ર અને શીતલ એવો જળરૂપ અગ્નિ ઉત્પન્ન થયો. ઉપર આધાતના પરિભ્રમણથી મધ્ય કેન્દ્ર સ્થાનમાં સર્વે તત્વોના ઘર્ષણથી જે પરિણામ આવ્યું તે જળનું આદ્ર અને મૃદુપણાથી ભિન્ન, શુષ્ક અને કઠોર ભૂમંડળરૂપ ઉત્પન થયું અને તે મૃદશ પરિભ્રમણના વેગથી પાછું ઉપર જવા લાગ્યું જેથી તે સર્વ તત્વોને સ્થૂળરૂપ આપવાને કારણ થયું. બતાવવાનો મુખ્ય હેતુ એ કે સર્વ પદાર્થના એકીકૃત મહાસ્વરૂપ પરમાત્મા અને પરમાત્માનું અપૃથક્ ભિન્નરૂપ તે તત્વોરૂપ દેખાય છે.

**સ્થૂળ સૃષ્ટિ**

સૂક્ષ્મ સૃષ્ટિમાં સર્વ તત્વો સૂક્ષ્મરૂપે હોવાથી તેઓનાથી જીવને યથાર્થ ભોગ અને કર્મફળ પ્રાપ્ત થઈ શકે છે અને એ કારણથી સૃષ્ટિના ક્ષય અને વૃદ્ધિ થવાના કારણે કાલકર્મગુણના રૂપ પૂર્વ સંસ્કારના પ્રચંડ આધાતથી સર્વ તત્વોનું પરસ્પર મિશ્રણ થઈ એકદમ સર્વની સ્થૂળરૂપે વ્યક્તિ થાય છે. આવી સ્થિતિમાં કોઈ પણ તત્વો

પૃથક્ રહેતાં નથી. પ્રત્યેક તત્વમાં એક પ્રધાન અને બીજાં તત્વો ગૌણરૂપે તારતમ્ય ભાવે રહે છે. આ તત્વોના પરસ્પર મિશ્રણને **પંચીકરણ** કહેવામાં આવે છે. પંચીકરણ એટલે આકાશ, વાયુ, અગ્નિ, જળ, અને પૃથ્વી આ પાંચ તત્વોના બરાબર બે બે ભાગ કરી એક અર્ધો ભાગ પૃથક્ રાખી બીજા અર્ધા ભાગના બરાબર ચાર ભાગ કરવા અને પોતાના પૂર્ણ અર્ધા ભાગમાં રાખી બીજા તત્વોના પૂર્ણ અર્ધા ભાગમાં મેળવવા એટલે તત્વનો અર્ધો ભાગ અને બીજા ચાર તત્વોના ચાર ભાગ મળી બીજો અર્ધો ભાગ એમ મેળવવાથી પ્રત્યેક તત્વોના પાંચ પાંચ અંશ મેળવી પચીસ થાશે, એને પંચીકૃત માહાભૂત કહે છે. આ પંચીકરણમાં દેશ, કાળ, કર્મ, અને સ્વભાવની રચનાની એવી રીતે વ્યવસ્થા થઈ છે કે જ્યારે પંચીકરણ થયું ત્યારે તે વખત એ કાળ છે; જેના આધારથી થયું તે દેશ; મિશ્રણ ક્રિયા થઈ એ કર્મ; અને ગુણ અથવા સ્વભાવ એ છે કે તે શબ્દ સ્પર્શાદિક એવા પ્રત્યેકમાં રહેલા છે. દેશ, કાળ, કર્મ, અને સ્વભાવ વગર કોઈપણ પદાર્થની સ્વરૂપતા નથી. આવી રીતે સર્વે તત્વો પંચીકૃત સ્થૂળરૂપ થતાંને સર્વ સૃષ્ટિ રચના જે પ્રથમ કલ્પનિક અને સાવયવ હતી તે એકદમ સ્થૂળરૂપે વ્યક્ત થઈ, સર્વ પદાર્થ જુદા જુદા અભિવ્યક્ત થયા. સ્થૂળ સૃષ્ટિના મુખ્ય ત્રણ વર્ગ જેવા કે ભોગ્ય વિષય, ભોગ સાધન (ઇન્દ્રિય), અને ભોગભોગતા જીવ, એવા ત્રણનો પોતપોતાનામાં પ્રત્યક્ષ સ્થૂળરૂપે સંબંધ થાય છે. એને જ **સ્થૂળ સૃષ્ટિ** કહે છે. ઉપર જણાવેલા બાર પદાર્થો અને તેઓના પોતપોતામાં થયેલા મિશ્રણથી આ ત્રિવર્ગી સ્થૂળ સૃષ્ટિની ઉત્પત્તિ છે. કાળ, કર્મ, અને ગુણના સાહયતાથી માયાનો સત્વ, રજ, તમ, જે ગુણો પ્રત્યેક તત્વોમાં મિશ્રિત છે, તેમાં તમોગુણ પ્રધાન તત્વ અંશમાંથી ભોગ્ય વિષય થયો; તત્વોના રજોગુણ તત્વ અંશમાંથી ભોગ સાધન ઇન્દ્રિયો થઈ; અને તત્વોના સત્વગુણ પ્રધાન અંશમાથી બુદ્ધિ સમ્પન્ન ભોક્તા જીવ થયો. ભોગ્ય વિષયમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એનો સમાવેશ થાય છે. ભોગ સાધન ઇન્દ્રિયોમાં પાંચ કર્મેન્દ્રિય અને પાંચ જ્ઞાનેન્દ્રિયોનો સમાવેશ થાય છે અને દેહ ઇન્દ્રિયાદિ સાધન સમ્પન્ન ભોગભોક્તા એ જીવ છે.

સૃષ્ટિની મુખ્ય પ્રધાનતા કર્મ છે. પ્રત્યેક પદાર્થ પછી સજીવ કે નિર્જીવ હો તો પણ તે સંસ્કારરૂપ આઘાતથી ઉત્પન્ન થતા પ્રવાહરૂપ ગતિના વેગમાં કાયમ રહી કાંઈ પણ પોતાના ગુણ અંશના બળથી બીજાને લેવા દેવાની ક્રિયા સહજ અને સ્વાભાવિક રીતે કરે છે અને તે બળથી એકનો બીજા ઉપર સારા નરસા પરિણામ લાવે છે. આ ક્રિયા હરહમેશ સૃષ્ટિમાં ચાલુ છે અને આ લેણદેણની ક્રિયા પરસ્પર એકમેકમા સહજ અને સ્વાભાવિક રીતે અખંડ ચાલ્યા કરે છે. એવી ક્રિયા બે પ્રકારની હોય છે, એક અહેતુક અને બીજી સહેતુક જે ક્રિયા સ્વાભાવિક રીતે કંઈ પણ હેતુ વગર ઘડવા

આવે છે તે ક્રિયાને અહેતુક ક્રિયા કહે છે પણ સજીવ પદાર્થ એટલે (જ્ઞાનગુણ વિશિષ્ટ જીવ) જેને કોઇ પણ ક્રિયા ઘડવામાં હેતુ હોય છે તેનાથી ઘડવામાં આવતી ક્રિયાને સહેતુક ક્રિયા કહે છે, જેથી પોતાના ઉપર બીજાની ક્રિયાથી ઘડાયલું કાંઈ પરિણામ અને પોતાની ક્રિયાથી બીજા ઉપર ઘડાયેલું કાંઇ પરિણામથી જીવ પોતાને કૃતત્વ ભાવ ઉત્પન્ન થાય છે. આ કૃતત્વભાવના અવયવે "હું કર્તા છું" એવું અભિમાન જીવને આવે છે. એવી કૃતત્વભાવથી કરેલી ક્રિયાને કર્મ કહેવામાં આવે છે. ક્રિયાનો કૃતત્વભાવ ઉત્પન્ન થવાથી "મારી ક્રિયાથી" બીજાના ઉપર અમુક પરિણામ આવશે અને બીજાની ક્રિયા મારા ઉપર ઘડવાથી મને અમુક "પરિણામ આવશે," એવી રીતના ભેદ પ્રતીતમાં અનુકૂળ પ્રતિકૂળ જ્ઞાન તેનામાં આવે છે. એવું જ્ઞાન ઉત્પન્ન થતાં અનુકૂળ પ્રતિકૂલતાના ભેદથી તે પ્રમાણે ક્રિયા ઘડવામાં આવે છે અને ક્રિયા ઘડતા વિધિ નિષેધ ક્રિયાનો સંબંધ (એટલે પોતાની અનુકૂળ ક્રિયા તે વિધિ અને પોતાને પ્રતિકૂલ ક્રિયા તે નિષેધ એવો સંબંધ) તેના જોવામાં આવે છે. અનુકૂલ પ્રતિકૂલ અથવા વિધિ નિષેધ, એવું ક્રિયાનું જ્ઞાન જીવ માત્રને આવવાથી પોતાને અનુકૂળ પડતી ક્રિયા તે કરે છે અને પ્રતિકૂળ ક્રિયાનો ત્યાગ કરે છે તેમ બીજાથી પોતાનાપર ઘડેલી ક્રિયા પોતાને અનુકૂળ હોય તો તેનો સ્વીકાર કરે છે અને પ્રતિકૂળ હોય તો તેનો અસ્વીકાર કરે છે. જે ક્રિયા ઘડવામાં આવતાં તેનું જે સ્વરૂપ પાછું આપણુ પોતાને પરિણામરૂપે પ્રાપ્ત થાય તે ક્રિયાનું **ફળ** છે અને એ ફળના ઉપભોગને **ભોગ** છે. જેવી રીતે ક્રિયા કરવામાં કૃતત્વભાવ આવે છે તેમ એ ફળરૂપ પછી આવેલી ક્રિયાના પરિણામથી-ભોક્તત્વભાવ આવે છે જેથી ક્રિયાના ફળ રૂપે ભોગ ભોગવવો જીવને પડે છે. આ ભોગ આપણની પોતાની ક્રિયાની પ્રતિક્રિયારૂપે આવેલો છે, એમ જ્ઞાન ન હોવાથી એકમેકની ક્રિયા પ્રતિક્રિયારૂપે સદંતર ચાલુ રહે છે અને તેને પરિણામે પ્રેમ અને દ્વેષભાવ ઉત્પન્ન થાય છે, એટલે અનુકૂલ ક્રિયા કરનારને તે ક્રિયાના ફળમાં પ્રિયતા અને પ્રતિકૂલ ક્રિયા કરનારને તેના ફળમાં દ્વેષ ઉત્પન્ન થાય છે આવી રીતે આ દ્વંદ્વ ક્રિયાનો વેગ સૃષ્ટિમાં—હમેશ ચાલુ રહે છે, અને ક્રિયા અને ફળ એવી રીતનો આઘાત પરંપરાથી ચાલ્યો આવે છે. જડમાં અજ્ઞાતપણું છે, અને જીવમાં જ્ઞાનપણું છે અને એ બેની ક્રિયા અને ફળમાં ભેદ હોવાથી સૃષ્ટિ મંડલાકારમાં આ ક્રિયાફળની ધારા પ્રવાહ—સદા ચાલુ છે. આ પ્રવાહના આઘાતથી માયાશક્તિના પ્રવાહનો વેગ દાખલ થાય છે અને તે વેગથી માયાપ્રવાહમાં રહેનાર જડ ચૈતન્ય પદાર્થમાં સહેતુક અને અહેતુક કર્મો સદા ચાલુ થયા કરે છે. માયાનો આઘાત પ્રવાહનો પદાર્થની સહજ ક્રિયાના આઘાતમાં વેગ ભરેલો હોય છે અને પદાર્થની સહજ ક્રિયા પ્રવાહમા માયાપ્રવાહના આઘાતથી તેમાં—ગતિ આવેલી દેખાય છે; કારણ

આ આઘાત હરહમ્મેશ ચાલુ રહેવાથી તે આઘાત થોભ્યા વગર એ જાણી શકાતું નથી. એ ઉપરાંત માયાપ્રવાહમાં અસંખ્ય જીવોનો અહેતુક અને સહેતુક ક્રિયાના આઘાતનો વેગ ભરેલો હોવાથી આ સૃષ્ટિચક્ર અનાદિ અનંતકાળથી ક્રિયા અને પ્રતિક્રિયા રૂપે ચાલ્યો આવે છે. સૃષ્ટિમાં ભોગવિષય તે જીવોના કર્મરૂપ આઘાતના ઉલટ પ્રતિક્રિયારૂપે એટલે ફળરૂપથી જીવોને ભોગવવા મળે છે અર્થાત્ સૃષ્ટિમાં જીવોના કર્મોના ભોગ પદાર્થ-નિર્માણ થયેલા છે. પ્રત્યેક જીવથી ભિન્ન સ્વભાવાનુરૂપ જેવી ભિન્ન ક્રિયા ઘડવામાં આવે છે તે ક્રિયાનુરૂપ ભિન્ન પ્રતિક્રિયારૂપે ફળ તે જીવને ભોગવવા મળે છે, અને પોતાના ભોગ ફળ કરતાં બીજાનો ભોગ ફળ તેને અધિક જોવામાં આવે છે ત્યારે તેને ઈર્ષ્યા ઉત્પન્ન થઇ અધિક ફળની અભિલાષાથી ક્રિયામાં અધિક કૃતત્વભાવ તે જીવમાં વધે છે અને ક્રિયારૂપ ફળ અને ફળરૂપ ક્રિયા એ બેનો નિકટ સંબંધ ઘડાય છે. આવો સંબંધ થતાં અમુક ક્રિયાનું અમુક ફળ અને અમુક ફળ વાસ્તે અમુક ક્રિયા કરવી એવો નિયમ સહજ વ્યક્ત જીવમાં થાય છે. આ નિયમ સહજ વ્યક્ત થતાંની સાથ નિયમાનુરૂપ ફળપ્રાપ્તિ વાસ્તે ક્રિયા કરવાની જીવને પ્રવૃત્તિ થાય છે, અને નિયમાનુરૂપ ક્રિયા થતાં તે ઠરાવેલાં ફળ મળે છે. આવી રીતે ભોગવિષય અને ભોગભોક્તાનો સંબંધ હરહમેશ ઘડવામાં આવે છે. આ સંબંધ ઘડવાથી પછી ભોગાર્થ કર્મ અને કર્માર્થ ભોગ એવા અનુક્રમનું પરિભ્રમણ જીવોમાં શરૂ થવા માંડે છે. આ પરિભ્રમણ પછવાડી પદાર્થમાં કાંઇ મૂર્ત અને અમૂર્ત એવાં કર્મોની ઉત્પત્તિ થાય છે અને ભોગવિષયનો અંશ ભોક્તામાં પ્રવેશ કરી ભોગ્ય પદાર્થ ક્ષીણ થાય છે. ભોક્તા જીવ ભોગશક્તિથી અતૃપ્ત રહી ભોગવિષયોના પુરૂપાર્થે પોતાના કર્મોની વૃદ્ધિ કરતો રહે છે અને જ્યારે કાળે કરી કર્મો ભોગથી પોતાની ક્ષીણતા આવે છે ત્યારે પોતાના પુષ્ટયર્થ કર્મો કરવા માડે છે. પછી જેમ જેમ તે તે કર્મોમાં પોતે શક્તિમાન્ થતો જાય છે તેમ તેમ તે ક્રિયામાં અધિક શક્તિ આવે છે, અને ક્રિયામાં અધિક શક્તિ આવવાથી તેનું ફળ વધારે જોરથી પુષ્ટ થઇ ભોક્તાને વધારે અસંતુષ્ટતા પેદા થાય છે, અર્થાત્ એ કે આ અખિલ સૃષ્ટિ કર્મપ્રધાન થઇ બેસે છે, જેથી ભોગ્ય વિષય, ભોગસાધન ઇન્દ્રિયો, અને ભોક્તા જીવ એવી ત્રિપુટી કેવળ કર્મમૂળ થઇ રહે છે અને અખિલ જીવ માત્રના કર્મોનો પ્રવાહ અખંડ મંડલાકાર થઈ બેસે છે....આ સર્વ પ્રવાહ એક જ હોવાથી મંડલના આકારે ફરે છે. સૃષ્ટિમાં યાવત્ પદાર્થ માત્ર આવી રીતની બે તરેહની ભ્રમણતામાં રહે છે. માયાશક્તિનો પ્રવાહ તો ચાલુ જ છે જે પોતાની પ્રચંડ ગતિએ સર્વને એક ઠરાવેલી ગતિથી પ્રદક્ષિણારૂપે ઉત્પત્તિ, સ્થિતિ અને લયના આકારે ભ્રમણ કરાવે છે; તે માયાપ્રવાહ અંતર્ગત જડ ચૈતન્ય પદાર્થ તથા જીવની સહેતુક અને અહેતુક ક્રિયાનો પ્રવાહ પોતા તરફ ઘસડી પ્રત્યેક પદાર્થની ભિન્ન ભિન્ન વૃત્ત પોતપોતાની હદ બાંધી પોતે (માયાપ્રવાહ) બીજી પરિ-

ભ્રમણતામાં જઈ રહે છે. એ પરિભ્રમણમાં નિર્જીવ પદાર્થ એના પ્રવાહમાં તરંગરૂપે છે. નિર્જીવ પદાર્થની ક્રિયા સ્વાભાવિક અહેતુક હોવાથી તે પદાર્થને પોતાની ક્રિયા ઉપર કૃતત્વભાવ અને કૃતત્વભાવથી ભોક્તૃત્વભાવ ઉત્પન્ન થતો નથી. પણ તે સહજ અવસ્થામાં રહે છે. પણ જીવને ઠેકાણે અહંરૂપી અહંકારની આકર્ષણ શક્તિ છે અને તે પ્રવાહની નીચે જઈ એસી સ્વાભાવિક ક્રિયાપર કૃતત્વભાવ ધારણ કરે છે અને પ્રતિક્રિયારૂપ ફળ ઉપર ભોક્તૃત્વભાવ લાવી પોતાની પરિભ્રમણના વેગનો વૃત્ત કાયમ કરી બન્ને પ્રવાહમાં જીવ ઘસડાતો જાય છે. અર્થાત્ માયાના મહા ચક્રમાં જીવની અતિ સૂક્ષ્મ ચક્રની ગતિ જોડલી રહે છે. અને તે કારણથી પરસ્પર ચક્રો ફરતા પરસ્પર અંકુદિત ગતિ આવેલી હોય છે. માયાચક્રના એક ફેરામાં જેમ સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયની, એક પ્રદક્ષિણા થાય છે; તેમ તે એક ફેરામા જીવની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય, ન માલમ પડતાં, જીવની કેટલી અનંત પ્રદક્ષિણા થતી હોવી જોઇએ એનું અનુમાન થઈ શકતુ નથી. આ ચક્રોની પરસ્પર ગતિનો અભિન્ન સંબંધ એક સરખો ચાલુ હોવાથી મોટા માયા ચક્રની એક પ્રદક્ષિણા તે જીવના સૂક્ષ્મ ચક્રોની અનંત પ્રદક્ષિણા એવો ભેદ દેખાય ખરો પણ એ બેમાંથી કોણ ચક્ર કોણને ગતિ આપે છે એનો પત્તો લાગતો નથી; કારણ એની શોધ કરનાર પણ અતિ પરિભ્રમણનું કારણ થઈ પડે છે. કારણ માયાના મહા ચક્રનો અને જીવના સૂક્ષ્મ ચક્રના ક્રિયારૂપ આઘાત સદા ચાલુ છે.

સૃષ્ટિ નિયમન કરવી એટલે સૃષ્ટિવડે એકવાર ઈક્ષણ અથવા વિચારપૂર્વક અવલોકન કરવાનો હેતુ એ વિરાટ્ ઈશ્વરનો છે. એ ઈક્ષણ સ્ફૂર્તિ બરાબર સૃષ્ટિ નિયમનાર્થ પરમાત્માની અંશ વિભૂતિ વ્યક્ત થઈ, તેને ઈશસંકેત હેતુ જાણી પોતાના નિયમાનુરૂપ અધિકાર રૂઢ થઈ, સૃષ્ટિ ઉત્પત્તિ, સ્થિતિ અને લય આદિ કાર્યમાં પરમાત્મા પ્રવૃત્ત થયા. સૃષ્ટિમાં અખિલ જીવ માત્રમાં એ પરમાત્મા સર્વાંતર આત્માએ કરી ન્યૂનતા વગર સરખો ભરેલો છે. શરીર ઇન્દ્રિયાદિક ઉપાધિ પોતપોતાના કર્માનુસાર સર્વેને પ્રાપ્ત થતી હોવાથી દેવ મનુષ્ય એવો ભેદ ઉત્પન્ન થયો છે. આ સર્વ જીવોમાં આદિ જીવ ભગવાન્ બ્રહ્મદેવ છે અને એના અધિકાર પર્યંતજ કર્મફળ પ્રાપ્તિની અવધિ છે, એની અગાડી કર્મ ગતિ નથી. બ્રહ્મવિદ્યાના દિવ્ય ઐશ્વર્ય ભોગથી જીવને વાસનાની તૃપ્તિ ન થાય અને સૃષ્ટિ ભોગ વિષયનો કંટાળો ન આવે, એવો અધઃપાત યોગ્ય એ વિદ્યાનો નથી. પરંતુ એ પદ પ્રાપ્ત થતાની સાથે સર્વ વાસના શાંત થાય છે અને કૈવલ્ય પદપ્રાપ્તિની ઇચ્છા થતાં જીવ પરમાત્મા સ્વરૂપમાં લીન થાય છે; પછી તેને પુનરાવર્તન ( ફરી જન્મ ) નથી. ભગવાન્ જગત્ પાલક વિષ્ણુ અને જગત્ સંહાર કર્તા સદાશિવ આ વિભૂતિ વિરાટાત્માની સર્વત્ર ઇચ્છા નિર્મિત છે. એ બેનો અધિકાર

કર્મ નિમિત્ત નથી, અને તેથી એ પદ જીવને પ્રાપ્ત કરવા બનતું નથી; એવી ત્રિમૂર્તિ, ત્રિગુણ પ્રધાન રહી, વિરાટાત્માની પ્રેરણા તેના રૂપે જગતનું નિયમન કરી રહી છે.

ભગવાન્ અનંત શયનના માયા સંવલિત નાભિ બિંદુમાંથી જગત્ કર્તૃત્વ અહંકારનું ઉત્થાન પોતે લઈ તેમાં પછી રજોગુણ ક્રિયા શક્તિ પ્રધાન ભગવાન પિતામહની વિભૂતિ પ્રાદુર્ભૂત થઈ; ઉત્પન્ન થતાં સાથ અજ્ઞાન આવવું જોઇએ અને તેની અગાડી વિચારશક્તિના ઉદયથી તે નિવૃત્ત થવું જોઇએ એવા સિદ્ધાંતથી ભગવાન્ પિતામહ ક્રિયા શક્તિ સમ્પન્ન તો થયો ખરો, પણ પોતાનું કર્તવ્ય શું એનું ભાન રહ્યું નહી અને સર્વ સૃષ્ટિ અવ્યક્ત હોવાથી કોઈ પણ ઠેકાણે કાંઇજ દેખાયું નહી પણ કેવળ પોતાની પ્રતીતિ અન્ય સર્વ કાંઈ શૂન્યરૂપ દેખાવવા લાગ્યું. એટલે જ્યારે "મને કોણે નિર્માણ કીધો અને મારૂં કૃર્તવ્ય શું છે" એ કલ્પના ઉદય થઈ નહી ત્યારે સ્વરૂપ અતિરિક્ત ભાસમાન થતું શન્યમાં કલ્પનાનો શોધ કરી શન્યની શોધમાં નિમગ્ન થયો, અને શન્ય સ્થિતિનો આનંદ અનંત કાળ સુધી ઉપભોગ કરતો રહ્યો. એ આનંદનું શન્ય તે પરમાત્મા અને શન્ય શોધન તે મહાતપ મનુષ્ય જીવોનું છે એવી રીતે આ બ્રહ્મવિદ્યાનો અગણિત કાળ તપ સિદ્ધ હોતાં જીવને પોતાના હૃદયાકાશમાં દિવ્ય પ્રકાશ થાય છે

**જીવોની ઉત્પત્તિ**

આ સર્વ સૃષ્ટિ પંચીકૃત મહાભૂતથી નિર્માણ થઈ છે. અને તત્વોનું પંચીકરણ થઈ પચીકૃત તત્વો ૐમાં આવ્યા છે, એમ અગાડી કહેવામાં આવ્યું છે. આ પંચીકૃત તત્વોમાંથી અને તત્વરૂપ પ્રણવમાંથી ચતુર્વર્ગ સૃષ્ટિ એટલે જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ વ્યક્ત થઇ છે. મૈથુનથી ઉત્પન્ન થતી પ્રજાને જરાયુજ કહે છે; અંડજ પ્રાણી મૈથુની છે પણ તેના ઉપર અડનું આવરણ હોવાથી ગર્ભમાંથી અંડરૂપે બાહેર પડી અંડ પરિપક્વ થયા પછી તેમાંથી ફુટી સાવયવ બાહેર પડે છે; સ્વેદજ ઉષ્મ-બિંદુ અથવા સ્વેદ બિંદુમાથી ઉત્પન્ન થનારા પ્રાણી છે; અને ઉદ્‌ભિજ્જમાં ભૂમિ, પર્વત, વૃક્ષ, ખાણ, ધાતુ ઇત્યાદિક પદાર્થ માત્રનો સમાવેશ થાય છે. આ પદાર્થમાત્રને જીવ કોટિમાં ગણવાનું કારણ એ છે કે તેની સહેજ ઉત્પત્તિની સ્થિતિ ચૈતન્યરૂપ છે, અને પછી એ પદાર્થ સ્વોત્પત્તિથી ભિન્ન થવા લાગે છે. વાસ્તવિક દૃષ્ટિએ સૃષ્ટિ મધ્યે અચેતન એવું કાઇ જ નથી. આ ઉદ્‌ભિજ્જ વર્ગોથી જીવને ઉપયોગમાં આવનારા વિષયભોગ પદાર્થ નિર્માણ થઈ પછી તે જીવોના ભોગાર્થે ઉપયોગમાં આવે છે. ભોગ્ય વિપયોમાં અચેતન પદાર્થ તો છેજ પણ તે સચેતન જીવોનાં ભોગ્ય વિપયોમાં ઉપયોગમાં આવે છે વાસ્તે તેનો સમાવેશ ચતુર્વર્ગ સૃષ્ટિમાં થાય છે, કારણ તેઓ જીવોના સુખ ઉપભોગ અર્થ સાધનભૂત છે અને આ સર્વનો ઉપભોગ જીવોને પરસ્પર મળે છે.

પંચભૂતોથી સર્વ સૃષ્ટિ નિર્માણ થઈ. જેમ પંચતત્વ શેષ રહે છે, તેમ

પરમાત્મા અહં સ્ફુરણા સ્વરૂપ થઈ પોતે બધા જીવોમાં અલિપ્ત રહી તે જીવોમાં પોતાનો શેષ રાખે છે. અર્થાત્ પોતાના સ્વસ્થાનની વ્યાપકતા ન છોડતાં માયા અને સૃષ્ટિરૂપે તે પરમાત્મા વિકારી રહે છે. આવી રીતે જીવોના કર્માનુરૂપ જીવોના શરીર ઇન્દ્રિયો, અને તેઓના ભોગાર્થે સર્વ પ્રકારના ભોગ પરમાત્માએ નિર્માણ કરેલા છે. તેમાં દિવ્યભોગલોકમાં દિવ્ય શરીર ધારણ કરનાર દિવ્ય આયુપી જીવ પોતાના દિવ્ય કર્મના બળથી દેવ કહેવાય છે. કારણ તેઓનાં કર્મ સંચયમાં સાત્વિક કર્મ અને પુણ્ય અતિશય હોવાથી તેઓની દેવ યોનિમાં ગણના કરવામા આવે છે. તેઓમાં રજોગુણ તમોગુણ ક્રિયાનો અંશ ઘણો જ થોડો હોય છે અને પાપ અથવા જીવહિંસા તેઓમાં હતી નથી. સાત્વિક અને રાજસી કર્મો જેનામાં બરાબર હોય છે, અને તામસી ક્રિયા જેનામાં ઓછી હોય છે, તેઓની મનુષ્યમાં ગણના કરવામાં આવે છે, જે પોતાના કર્માનુરૂપ મૃત્યુલોકના સુખ દુઃખ ન્યૂનાધિકતાએ ભોગવે છે. પણ જે જીવોમાં તમોગુણ કર્મો પ્રધાન હોય છે અને સત્વ અને રજોગુણ લેશ માત્ર હોય છે તેઓની ગણના પશુ પક્ષી આદિમાં કરવામાં આવે છે.

કોઈપણ વસ્તુ નિર્માણ થઈ દૃષ્ટ તથા બુદ્ધિગોચર થાય છે અને તેનો નાશ ક્યારે પણ થવાનો છે. નિર્માણ થવુ એનો હેતુ તે મુખ્ય નાશ છે. જે વસ્તુ નિર્માણ થાય છે કે તે નિર્માણ થયા અગાઊ હસ્તિમાં હોતી નથી. વ્યાવહારિક દૃષ્ટિથી વસ્તુનો નાશ, એટલે એક લય અને બીજો ધ્વસ એવી રીતે બે પ્રકારનો હોય છે. અધિષ્ઠાન વસ્તુમાથી ઉત્પન્ન થઈ પાછો અધિષ્ઠાન વસ્તુમાં તેનો જે નાશ થાય છે તેને લય કહે છે. સૂક્ષ્મ રીતે જોતાં કોઇ પણ પદાર્થનો ધ્વસ નથી. એક પદાર્થ બાળી તેની એકદમ રાખ કરવી એને ધ્વસ કહે છે, પણ રાખ કરી નાંખ્યા પછી બાકી રહેલી રાખનો કોઇ પણ તત્વમાં લય તો થાય છે. પદાર્થનો નાશ એ તેના નામરૂપતાનો નાશ છે. પદાર્થ નષ્ટ કરવાથી તેના મૂળ તત્વનો તો નાશ થતો નથી, કારણ તે તત્વોનો અન્ય તત્વોમાં લય થઈ પાછો પદાર્થ ઉત્પન્ન થાય છે જેથી અત્યત નાશ કોઈ પણ પદાર્થનો થતો નથી. લય થવો એ અધિષ્ઠાન સાથ તદાત્મરૂપ થવા બરોબર છે, એટલે અધિષ્ઠાન ઉપર આવેલી અનિર્વચનીય વસ્તુ (માયા)ને કેવળ અધિષ્ઠાનથી ભિન્ન નામરૂપે માત્ર કલ્પવામાં આવે છે તે કલ્પિત વસ્તુનો અધિષ્ઠાનમાં લય થાય છે જેથી લય થવું એટલે કેવળ નામરૂપનું નષ્ટ થયા બરાબર છે. નામરૂપ તો કોઇ ઠેકાણે જતું નથી પણ કલ્પિત વસ્તુનો અધિષ્ઠાનમાં લય થતાં તે નામરૂપ પણ વસ્તુ બરોબર અધિષ્ઠાનમાં લીન થાય છે. એ ઉપરથી ઇંદ્રિયગોચરત્વની અને મનોવેધત્વની જ્યાં સુધી સીમા છે, તેજ સીમા સુધી સૃષ્ટિની અથવા સૃષ્ટ પદાર્થના સ્વરૂપની સીમા હોય છે. પદાર્થ કહ્યો કે ક્યારે પણ તે ઉત્પન્ન થવો જોઇએ અને કોઇએ પણ તેને ઉત્પન્ન કરવો જોઇએ જેથી ઉત્પન્ન થતા પદાર્થને સૃષ્ટ પદાર્થ કહેવામાં આવે છે; જે પદાર્થનો સૃષ્ટા છે,

તે તેજ પદાર્થની ઉત્પત્તિ સ્થિતિ અને લયનો દ્રષ્ટા છે, પણ તે પદાર્થથી જુદો હોતો નથી પરમાત્માના જગત દૃષ્ટપણામાં જગતનું શ્રેષ્ઠપણું છે. તેના સ્વરૂપના ઇક્ષિણના ઉદયથી સૃષ્ટિનો ઉદય થાય છે અને ઇક્ષિણના લયથી સૃષ્ટિનો લય થાય છે, એટલે અહેતુક પરમાત્મા સ્વરૂપી ઇક્ષિણનો ઉદય પૂર્વ સૃષ્ટિ સંસ્કારના જે આઘાતથી થાય છે તે આઘાત શાંત પડતા સૃષ્ટિનો લય થાય છે અને તે ઇક્ષિણ સંસ્કારરૂપે બીજ રહી પાછા ઉદયના આઘાતનો કારણ થાય છે, જેથી સૃષ્ટિનો આધષ્ઠાન પરમાત્મા હોવાથી તેનામાંજ સૃષ્ટિનો લય થાય છે; સારાંશ એ કે આરભમાં પરમાત્મા ભાવરૂપ અને અંતમાં પરમાત્મા પણ ભાવરૂપ છે પણ મધ્યમા તે પરમાત્મા સૃષ્ટિ અભાવરૂપ છે એનો અભાવ એ કેવળ નામરૂપનો અભાવ છે જેથી એ પરમાત્માને ભાવાભાવરૂપ કહેવામાં આવે છે

આથી વસ્તુની ઉત્પત્તિકાળ સાથે વસ્તુનો વિનાશકાળ પણ ઉત્પન્ન થાય છે આમ જીવમાત્રના યુગપત્ ભાગ્ય ઉદય કાલે સૃષ્ટિ સસ્કારરૂપ વાસનાની પરમાત્મા સ્વરૂપમાં જેમ ઊર્મિ આવે છે તેમ અખિલ જીવમાત્રના ભોગનો એક સમય અવચ્છેદ કરી લોપ થવાનો સમય આવતાં સર્વ સૃષ્ટિનો સમેટ એક વાસના મધ્યે આવે છે. પછી તે વાસના પરમાત્મા સ્વરૂપમાં લીન થઈ સૃષ્ટિ અદૃશ્ય થાય છે, પણ આ પ્રચંડ સૃષ્ટિનો એકદમ નાશ તો મહાપ્રલયના વખતે આવે છે. કારણ જેમ પરમાત્મા પાસે એકદમ સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું સાહિત્ય છે તેમ તેની પાસે એકદમ તેનો નાશ કરવાનુ દિવ્ય શાસ્ત્ર સદૈવ તૈયાર હોય છે વિલબ ફક્ત સમયનો છે.

સૃષ્ટિના આરભથી માંડી સૃષ્ટિના લય સુધી જે કાલ વ્યતીત થાય છે તેને સૃષ્ટિ કલ્પ કહે છે. એ મધ્યે જે જે સૃષ્ટિ વ્યવસ્થાપક વિભૂતિ છે તેમાં ફક્ત શિવ અને વિષ્ણુ એ ઉભય સ્વયં સિદ્ધ છે બાકી બ્રહ્મદેવ પર્યંત સર્વ વિભૂતિઓ અમોઘ કામબળને આધીન હોય છે તે સર્વની આયુષ્ય મર્યાદા કલ્પાંત પર્યંત હોય છે તેમાથી જેને કૈવલ્યપદની ઇચ્છાથી જ્ઞાનપ્રાપ્તિ સદ્‌ગુરૂદ્વારા થાય છે તે પરમાત્મા સ્વરૂપમાં લીન થાય છે, પણ જેની વાસના શ્રેષ્ઠ અધિકાર અને ભોગપ્રાપ્તિના અર્થે બાકી રહે છે તે પાછા સૃષ્ટિના આરંભે ભૂલોકમાં જન્મ લઈ તપ અનુષ્ઠાનના બળથી ઉપરની પાયરી પર જઈ, સુદૈવથી પોતામાં જ્ઞાનપ્રાપ્તિની વાસના જાગૃત થવાથી મોક્ષપદને પામે છે, જ્યારે બાકી બધાને પુનરાવૃત્તિ કહેતા ફરી જન્મ લેવો પડે છે. આવી રીતે સ્વર્ગ, મૃત્યુ, પાતાળ ત્રિભુવનમાં જીવમાત્ર, પોતાના કર્માનુરૂપ સુખ દુઃખાત્મક ભોગ ભોગવી દેહાંતરે અને લોકાંતરે જન્મ મરણમા ફેરા ફર્યા કરે છે.

એવી રીતે સહારકૃત કાલની માયા ગુણવતી છે. જેને પૂર્વ કર્મથી બાર તત્વો નિર્માણ કીધા છે અને જેના મૂર્તામૂર્ત મિશ્રણને સૂક્ષ્મ-સ્થૂળ સૃષ્ટિ-

જેવી રીતે થઈ હોય છે તેવાં ઉલટ ક્રમથી માયા સર્વનું ભક્ષણ કરી સર્વ સંસ્કારસહિત પરમાત્મા સ્વરૂપમાં લીન થાય છે પછી તે વિચારવાન્ હો કે અવિચારવાન્ હો પણ સર્વનો નાશ તો થનાર છે. આજ મુખ્ય વિચાર કરવાનો છે. વિચારી પુરૂષ સર્વ વિપયોમાં નિરાશાથી પોતાની આશા નિવૃત્ત કરે છે ત્યારે અવિચારી પુરૂષ વધારે લપટાઇને વધારે આશાબંધથી બંધાઈ રહે છે એનો પરિણામ એ આવે છે કે સૃષ્ટિ મધ્યે જીવ માત્ર જે જે કર્માંત જે જે ધર્માંત જે જે વાસનાંત અને જેવી જેવી સ્થિતિમાં જ્યાં જ્યાં ગુંથાયલો હોય છે, તે તે ઠેકાણાના ઠેકાણે એક જ ક્ષણ માત્રમાં ઠાર માર્યો જાય છે. આવી કાળ માયાના યોગથી તે સંહારક્ષણી માયા કેહેવાય છે. જે તે જીવોનો સંકલ્પ અથવા વાસના હોય છે તે વાસનામાં તે જીવ ખુડતો જાય છે અને બીજી વાસનાના ઉદયમાં સવળતા મળતી નથી. નિત્ય સુતી વખતે જે જે વિચાર અથવા વ્યવસ્થા કરી સુઈ જૈઇએ છૈઇએ તે સર્વ વ્યવસ્થા અથવા વિચાર પાછા જાગૃત થતા બરાબર રીતે સામા હાજર થયલા જોઇએ છૈઇએ તેમ વિરાટાત્માની નિદ્રા જે મહાપ્રલય છે તેમાં અખિલ જીવો પોતાની વાસનાના સંસ્કારથી ગુંથેલા હોય છે. આ સર્વનુ સમેટવુ એ માયાના એક-સંસ્કારમાં હોય છે. એવી રીતે અનંત કાળ વીત્યા બાદ પુનઃ સૃષ્ટિ આરંભ વખતે માયા સંસ્કારરૂપે ઉદય થાય છે તેમાં જે જે જીવો જે જે સંકલ્પથી ગુંથાયલા હોય છે તે તે જીવો તે તે પોતાની સંસ્કારાનુરૂપ પાછા ઉદય પામે છે અને સૃષ્ટિનું ચક્ર એવી રીતે ચાલુ રહે છે પણ જે જીવ નિઃસંકલ્પ અથવા નિર્વાસનિક ક્ષણિક લય પામ્યો હશે તેની તો પુનરાવૃત્તિ રહેતી નથી. સારાંશ કે ભૂત સૃષ્ટિની લય થયા અગાઊ જીવમાત્ર સર્વ લય પામે છે કારણ જીવ કોમળ હોવાથી પૂર્ણ આધાતની પૂર્વે મરણ પામે છે. તે ઉપરથી માહા ભૂતોનો લય થાય છે.

**સૃષ્ટિનો લય**

બાર તત્વોથી વ્યક્ત થઈ સૃષ્ટિ નિર્માણ થઈ છે એમ તે ઉલટ ક્રમથી લય પામે છે. આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી, એવી રીતે એ તત્વો વ્યક્ત થયા છે, તેમાં આકાશનો જેટલો પ્રદેશ ઉપર પૂર્વ સૃષ્ટિ સંસ્કારનો આઘાત આવતા તેના યોગે જે કંઈ પરિભ્રમણ થાય છે તેને વાયુ મંડળ કહે છે. તેમાં વાયુ કરતાં પુષ્કળ વિસ્તારમાં આકાશ છે. વાયુમંડળના કેંદ્રસ્થાનમાં મોટા ઘર્ષણથી અગ્નિ મડળ નાના વિસ્તારનો થયો. અગ્નિ કરતાં જળ મંડળનો વિસ્તાર ઓછો થયો અને જળ કરતાં પૃથ્વી મંડળનો વિસ્તાર ઓછો થયો; એવી રીતે એક કરતાં એક તત્વ મોટું અને ત્યાર પછીના એક પછી એક ઉતરતા ક્રમે ઓછા વિસ્તારના થયા છે એમાં પૃથ્વી સર્વથી ઓછા વિસ્તારની છે અને આકાશ સર્વથી મોટા વિસ્તારનું છે. મોટા તત્વોની અંદર નાના તત્વોનો

અંતર્ભાવ હોવાના કારણથી જે કાર્ય ઘડવામાં આવે છે અથવા કારણના અન્વયે જે વસ્તુનો જેમાં રૂપાંતર થાય છે તે વસ્તુના કારણનો લય કારણમાં થાય છે. અને રૂપાંતર કારણ જતાં વસ્તુ પાછી પૂર્વવત્ થાય છે તત્વોનું કાર્ય કારણ ભાવ સબંધ માનવાથી ઉત્તર ઉત્તર કાર્યરૂપ તત્વોમાં પૂર્વ પૂર્વ તત્વો કારણરૂપ થાય છે અને (કાર્યરૂપ તત્વોનું) અનુક્રમે લય થાય છે અને કારણથી તત્વોના પૂર્વના કારણ રૂપાંતરમાં માનેલા કારણોના નિવૃત્તિથી તત્વો પૂર્વ પૂર્વ રૂપમાં આવી જઈ સચાર સહિત જે તત્વો હોય છે તે જ કાયમ રહે છે.

સ્પષ્ટાર્થે પૃથ્વી એ જળનું કાર્ય અથવા રૂપાંતર છે તેનો લય જળમાં થાય છે. પૃથ્વીની માટીના જે કણો જળમાં તદાત્મ થઇ જાય છે, તે બીજા તત્વોમાં થતા નથી. બીજા તત્વોમાં પૃથ્વી પોતાનો લય કરી શકતી નથી. પૃથ્વીનો લય પોતાના કારણ સ્વરૂપ જળ તત્વમાં લય થવાથી જળ તત્વને પોતાનું કાર્યાક્ષમ થઈ પોતાના કારણસ્વરૂપ અગ્નિ તત્વમાં લય પામે છે. જળનુ ગુણઆર્દ્ર હોવાથી અને અગ્નિનો ગુણ શોષક હોવાથી અગ્નિ જળને શોષી લે છે. અગ્નિ શિવાય બીજા તત્વો જળને શોષી શકતા નથી. પૃથ્વીનો જડઅંશ અને જળનો અર્દ્રતા અંશ એ બેના આધાર ઉપર અગ્નિ મૂર્ત રૂપે રહે છે પછી ક્રમથી આર્દ્રતાના અભાવે અગ્નિ વિસઈ જઈ વાયુમાં લય પામે છે. કારણ અગ્નિનો મૂર્ત રૂપ આધાર જડ અંશ અને જળ અંશ હતો, તેને તે અંશોએ દગ્ધ કીધો. દગ્ધ થવાથી દગ્ધ કરવા યોગ્ય કંઈ દ્રવ્ય રહ્યું નહી અને અગ્નિની દાહ શક્તિ મદ થઈ (અગ્નિ દાહક્રિયા કરે છે, ત્યારે મૂર્તરૂપ છે પણ ક્રિયાવગર અમૂર્તરૂપ છે) અને મંદથતાને વાયુ તત્વમાં લીન થવા લાગી, વાયુની પ્રતીતિ શીતોષ્ણ અંશ યુક્ત હોવાથી તેનો સ્પર્શ દેખાય છે. વાયુતત્વમા જ્યાંસુધી ગુરૂત્વ આકર્ષણ છે, ત્યાંસુધી વાયુનો સ્પર્શ થાય છે. જડઅંશ અને જળઅશ અગ્નિએ ભક્ષણ કરવાથી પોતે વાયુમાં લીન થયો, ત્યારે જડ-અંશ જળઅશ અને અગ્નિની ઉષ્ણતા આ ત્રણનો લોપ થવાથી વાયુને સ્પર્શ કરવાની ક્રિયાનો લોપ થયો. આ ત્રણ અશો વાયુના મૂર્તરૂપે કારણ હોવાથી એ ત્રણ નષ્ટ થતાં વાયુ અમૂર્તરૂપ થયો. વાયુનો મુખ્ય ગુણ સ્પર્શ છે અને તે જ્યારે ગતિના અભાવથી નષ્ટ થયો ત્યારે વાયુનું અમૂર્તરૂપ એ શુન્યરૂપ થયું, શુન્યરૂપ એટલે ચળન વળન ન થતાં વાયુનુ કારણરૂપ જેમાં વાયુનું લય પામવું અથવા ગતિ સ્પર્શરહિત વાયુની સ્થિતિ શુન્યરૂપ, એ જ આકાશનુ શન્યરૂપ છે પૂર્વ સૃષ્ટિના સંસ્કારના આધાતથી જે કઈ આકાશ પ્રદેશમાં ગતિનું પરિભ્રમણ થયુ હતુ તે પ્રદેશમાં ગતિનું પરિ-ભ્રમણ બંધ પડતાં વાયુના રૂપાંતરમાં ગયલો આકાશ પ્રદેશ એ પૂર્વવત્ પૂર્ણ આકાશરૂપ થયો, એટલે આકાશ શિવાય બીજા કોઈ પણ મોટા તત્વો રહ્યા નહી એવી રીતે સૃષ્ટિમાં પૃથ્વી, આપ, તેજ અને વાયુ એવા ચાર તત્વનો

લય થવાથી બાકી શબ્દગુણી અને શૂન્યરૂપ આકાશ રહ્યો. આકાશનો ગુણ શબ્દ છે જે આઘાત વગર વ્યક્ત થઇ શકતો નથી. પણ આઘાત આપી વ્યક્ત કરનાર સર્વ તત્વો લય પામવાથી વ્યક્તરહિત આકાશ શબ્દ શૂન્યરૂપે થયો; અર્થાત્ આકાશ શબ્દરહિત કેવળ શુન્યરૂપે બાકી રહ્યો-આકાશનું લક્ષણ અવકાશ છે; અને અવકાશ લક્ષણની અપેક્ષા પદાર્થ અવલંબી છે, કારણ જ્યાં પદાર્થ હોય છે ત્યાં રેહેનાર અવકાશની જરૂર હોય છે. પણ તત્વોથી પદાર્થનો લોપ થવાથી અવકાશની પણ જરૂરીઆત રેહેતી નથી; અર્થાત્ આકાશનું અવકાશ રૂપ લક્ષણ એ પણ જવાથી આકાશ શૂન્યરૂપે રહ્યો. અથવા શબ્દગુણ અને અવકાશ લક્ષણ રહિત કેવળ શૂન્યરૂપ આકાશ રહ્યો આ બન્ને લક્ષણો ( શબ્દગુણ અને અવકાશ ) આકાશમાં લય થવાથી પાંચ તત્વોના ગુણરૂપ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ, એનો પણ તત્વોમાં બરાબર લય થઈ, જેવાં સર્વ તત્વો પર્યાય લય પામ્યા, તેવાં સર્વ ગુણો આકાશના શબ્દ ગુણમાં લય પામી ગયા, અને આકાશનો શબ્દ ગુણ પણ શૂન્યમાં લય પામ્યો, તેથી એ સર્વના ગુણ પણ શૂન્યરૂપ થયા. આ કારણથી પંચીકૃત સ્થૂલ સૃષ્ટિ તો લય પામી પણ તેની સાથ અપંચીકૃત સૂક્ષ્મ સૃષ્ટિ લય પામી ગઈ તેની સાથે સાથ અપંચીકૃત સૂક્ષ્મ સૃષ્ટિ જે તત્વોમાં કેવળ અમૂર્ત રૂપ હતી તે પણ તેમાં લય પામી ગઈ; અર્થાત્ ગુણતત્વ વિકૃતિ લયરૂપ જે સૃષ્ટિનું સ્વરૂપ છે તેજ કારણસૃષ્ટિનું પણ સ્વરૂપ છે તેથી આ કારણસ્વરૂપ સૃષ્ટિ પણ સર્વ સસ્કાર સાથ શુન્યરૂપે થઈ, એમ આકાશની શૂન્યરૂપતા થાય છે.

આકાશની શૂન્યરૂપતા કેહેતાં કાંઈ જ નહી અને તેની કલ્પના પણ કરી શકાતી નથી તોપણ સૃષ્ટિની શૂન્યત્વ કલ્પનાથી ગ્રહણ કરી શકાય છે કારણ પદાર્થના ભાવરૂપની બરાબર કલ્પના હતી તેથી પદાર્થનું જ્ઞાન થયું હતું તે કલ્પના પદાર્થ બરાબર આવતી હોવાથી પદાર્થ જ્યારે નહી જેવો થયો ત્યારે પદાર્થના અભાવ બરોબર તે કલ્પના પણ પદાર્થ વગર ઉત્પન્ન થઈ નહી. આપણી બરાબરનો સાક્ષ (કલ્પના કરવાનો પદાર્થ) નહી, જેવો થતાં, તે પદાર્થનો ભાવરૂપે અને અભાવરૂપે જોનાર આપણ પોતેજ રહીએ છઇએ. કારણ અભાવ પદાર્થનો થયો છે આપણા પોતાનો થયો નથી. આપણનો અભાવ થયો હોય તો પદાર્થનો અભાવ આપણના જાણવાંમાં આવતે નહી, પદાર્થના ભાવાભાવમાં આપણ પૃથક રૂપે જોઈ શકીએ છઇએ, તેમજ સૃષ્ટિની ઉત્પત્તિના ક્રમોના અનુરોધને સૃષ્ટિના લય કાળ સૂધી આપણી વિચારશક્તિથી સર્વ પદાર્થના અભાવરૂપમાંથી આપણને કાંઈ દેખાતું નથી; જેથી શૂન્ય એવી સંજ્ઞા તેને આપવામાં આવે છે. જેમ એક અંધકાર ગૃહમાં જવાથી આપણને કંઈ પણ પદાર્થ જોવામાં આવતો નથી એટલુ જ નહીં પણ આપણનુ શરીર પણ દેખાતું નથી

એટલે સર્વનો અભાવ અંધકાર થયો ખરો પણ તેથી અંધકાર આપણુ પોતે જોનારનો અભાવ કરી શકતો નથી; પણ જો અંધકારનો લોપ થાય તો અધકારનો સાક્ષી કોણ રહે છે ? તો આપણુ પોતે જોનાર જ એ અંધકારના અસ્તિત્વનું કારણ છૈઈએ, તેમ શૂન્યાકાર વિશે સમજવાનું છે. સૃષ્ટિના લયના ક્રમ બરોબર વિચાર શક્તિની કલ્પના તાદાત્મ્યરૂપથી સંલગ્ન આવેલી હોવાથી તેને સર્વ તત્વનો લય શૂન્યરૂપે જોયો એજ શૂન્યરૂપ આકાશ અને જોનારની કલ્પનાની સત્તા તેજ આકાશના શૂન્ય સત્તાની અસ્તિત્વમાં કારણ થઈ; જેથી શૂન્ય અથવા આકાશ એકજ છે આવી રીતે કારણ સૃષ્ટિનો અભાવ શૂન્યરૂપ થયો; અને કલ્પના શક્તિને, સર્વ અભાવરૂપ શૂન્ય ગ્રહણ પર્યંત. શૂન્યના જોરથી ઠોકર બેસવાથી શૂન્ય અસ્તિત્વપણે રહ્યું; પણ કલ્પનાશક્તિ શૂન્યમાં નિરાલબ ન રહેવાથી તેને શૂન્યની કલ્પના છોડી દીધી. શૂન્ય કલ્પના છોડતાને શૂન્ય અસ્તિત્વ રહિત થયું અને ખાસ કલ્પનાનો લય થયો ત્યારે સર્વ અભાવને ઠેકાણે પોતાની કલ્પનામા પોતે અદર કલ્પના કરવા લાગ્યો (જે મનનું સ્વરૂપ છે). તરતજ બીજી કલ્પના ઉત્પન્ન થઈ કે સર્વ આભાવની દૃષ્ટિ જે છે તે જ "હુ છુ" જેથી બીજુ શું જોવુ એવો નિશ્ચય થયો ( આ બુદ્ધિ સ્વરૂપ છે). શૂન્યનો લય આ બે કલ્પનામા સમાવેશ થતા આ બન્નેનો એકદમ લય બીજી ભાવનામાં આવ્યો તે એ કે "હુ પોતે જ છુ" એજ પરમાત્મા સ્વરૂપી માયાની મહાકારણ અવસ્થા છે "હુ પોતે છુ" એ ભાવનાની મહામાયાનુ સ્વરૂપ છે અત્ર પર્યંત ત્રિગુણની સીમા છે પછી માયાના ગુણ સામ્ય અવસ્થામાં કેવળ સસ્કારના બળ ઉપર "હુ જ પોતે છું" એમ ભાવનામા રહેવા બનતું ન હોવાથી "હુજ પોતે" એ શબ્દમા ભેદ ન રાખતા "હુ છુ" એવી ભાવનામાં રહે છે "હુ છું" એ શબ્દમા પુરૂપ પ્રકૃતિ ભેદ દેખાતો નથી પછી કઈ કારણ ન રહેવાથી "હું છુ" એ કલ્પનાનો મૂળાધારમા લય થાય છે એટલે "જે છે તે હું છું". ત્યા કલ્પનાનો પ્રવેશ ન હોવાથી શબ્દ ઉત્પન્ન થતો નથી. આ નિર્વિકલ્પ સમાધિની છેલ્લી અવસ્થા છે એને જ્ઞાન સમાધિ પણ કહે છે. એ સ્થિતિ મૌનથી સ્વસંવેદ્ય અનુભૂતિ છે એ સ્થળ પૂર્ણ નિમગ્ન છે.

આ શૂન્યત્વ સ્થિતિ ગુરૂચરણ અવલબ સિવાય જાણવામા આવતી નથી. મોટા શ્રેષ્ઠ અભ્યાસીઓને આ ઠેકાણે ગોથા ખાવા પડે છે ત્યારે આ શૂન્ય સ્થળ પ્રાપ્ત કરવા યોગીઓ ગોથા ખાય એમા નવાઈ શી ? એવા હેતુથી અત્રે આ સંબંધમા વિવેચન કરવામા આવે છે, જેથી આવુ શૂન્યત્વ પ્રાપ્ત કરવામા અભ્યાસીઓને અડચણ આવે નહી. ગુરૂદ્વારા એ વિષય ઉપર વધારે સમજ લેવાથી એ સ્થિતિનો અનુભવ થાય છે. બુદ્ધિના વિચાર શક્તિની વિશ્રાંતિ-સ્થળની આ સ્થિતિ છે. આ પ્રલયના પ્રકારનુ વર્ણન અત્રે કરવામા આવ્યું છે તે મનન કરવા યોગ્ય છે, એમ ધારી દાખલ કરવામા આવે છે. એને લયચિં-

તન કહે છે અને આત્મા અનુભવ સિદ્ધિના અર્થે એની સાધનામાં ગણના કરવામાં આવે છે. વિચાર શક્તિથી પદાર્થનું લય ચિંતન કરી બુદ્ધિની નિર્વિષય એવી એકાંત સ્થિતિ ઓળખવાનું એ મુખ્ય પ્રયોજન છે.

સૃષ્ટિ યોગમાં જણાવ્યા પ્રમાણે જડ પદાર્થને કૃતત્વભાવ તથા ભોક્તત્વભાવ સૃષ્ટિ રચેનામાં નથી. કૃતત્વભાવ અને ભોક્તત્વભાવના અભાવથી જડ પદાર્થને પ્રવૃત્તિ નિવૃત્તિ એ નથી. ચૈતનના આઘાત વગર જડને પ્રવૃત્તિ નથી જેથી ચૈતન અને અચૈતનની પ્રવૃત્તિ નિવૃત્તિ કેવળ ચૈતનથી થાય છે. અહેતુક ક્રિયા ઘડવાનો આઘાત જડને આપવા વાસ્તે સહેતુક ક્રિયા કરનાર જીવ કારણ થાય છે. તે ઉપરથી જડ પદાર્થ ઉપર કર્તૃત્વભાવ અને ભોક્તૃત્વ ભાવનો આરોપ આણવામાં આવે તોપણ જડ પદાર્થરૂપ ભોગ્ય વિષય જીવના તાબામાં હોવાથી તે સૃષ્ટિનો ભોક્તા જીવ થાય છે. જીવના હાથથી સ્વાભાવિક ક્રિયા માનસિક અને શારીરિક એવી બે થાય છે. માનસિક ક્રિયાની પ્રેરણા વગર શારીરિક ક્રિયા થતી નથી પણ માનસિક ક્રિયા કરવામાં શારીરિક ક્રિયાની જરૂર લાગતી નથી. શારીરિક ક્રિયાનાં મુખ્ય સાધન ઇન્દ્રિયો છે, ત્યારે માનસિક ક્રિયાનું મુખ્ય સાધન વિચારશક્તિ છે. વિચારશક્તિમાં વિચારનો ઉદય થતાં તેનો આઘાત જે ઇન્દ્રિયપર આવે છે, તે ઇન્દ્રિયો ક્રિયામાં પ્રવૃત્ત થાય છે અને જે વિષય પ્રતિક્રિયારૂપે પાછો આવે છે તે વિષયનો ભોગ જીવને થાય છે. તે ભોગનો સંસ્કાર અથવા સ્મૃતિ આ વિચારશક્તિમાં દ્દઢ બેસે છે, અને સ્મૃતિના આધારથી પાછી વિચારશક્તિ વિચારમાં ને વિચારમાં નિમગ્ન રહે છે અને વિચારશક્તિ વિચાર ચક્રના વમળમાં પડે છે; અર્થાત્ જેમ શારીરિક ક્રિયામાં ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળથી સચિત ક્રિયમાણ એવા પ્રારબ્ધના ભેદે આવી ગોળાકારે પરિભ્રમણ કરે છે તેમ માનસિક ક્રિયા પણ ત્રિવિધ ભેદથી પરિભ્રમણ કરે છે. આ માનસિક ભ્રમણનું ચક્ર શરીરની અદર છે, અને શારીરિક ક્રિયાનું સ્થૂળ ચક્ર શરીરની બાહેર છે. શરીર અંદરના ચક્રના આઘાત સિવાય શરીર બાહેરનું ચક્ર ફરતું નથી. અદરની પ્રેરણાથી બાહેર ક્રિયા ઘડે છે, અને બાહેર ક્રિયાનો સંસ્કાર અને અંદર ક્રિયાનો સંસ્કાર એકદર વિચારશક્તિમા ભરેલો રહે છે, અને તે તે કાલાનુરૂપ ઉદય પામી અગાડી ક્રિયામાં પ્રવૃત્ત થઈ તદનુકૂળ ક્રિયા તેનાથી ઘડવામાં આવે છે, જેથી ક્રિયારૂપ સંસ્કાર અને સંસ્કારરૂપ ક્રિયા એવી પરપરા વિચારશક્તિ હરહમેશ ચાલુ રહે છે. ફળ ભોગવવાના અર્થે જીવ સ્વકર્મે દેહાતરે અને લોકાતરે કરી અખંડ પરિભ્રમણ કર્યા કરે છે. અર્થાત્ જીવ સહેતુક ક્રિયા કરવાનો આરંભ કરતાં નિજપરિભાવ હર્ષામર્ષ રાગદ્વેષ ઇર્ષા ઇત્યાદિ દ્વંદ્વરૂપે ઉભા રહી સર્વ સૃષ્ટિ જીવને તેઓ કલહરૂપ કરે છે. પોતાની ઇચ્છા કે "મારી કરેલી ક્રિયા મને પ્રતિક્રિયારૂપે ફળદ્રૂપ થવીજ જોઇએ" "પણ બીજાને તે પ્રમાણે થવું ન જોઇએ" એ ઇચ્છા જીવને કલહરૂપ થાય

છે. પરંતુ બીજા જીવને ફળરૂપ કદાચ પોતાના જેવું થાય તો બીજા ઉપર પોતાને રાગદ્વેષ કરવાનું કારણ થાય છે; પણ સર્વ જીવોને પોતાના સ્વકર્માનુરૂપ સંસ્કાર બળથી ફળ મળે છે, એવું પ્રત્યેક જીવને એ સંબંધમાં ભાન રહેતુ નથી. જો એ ભાન રહે તો બીજા ઉપર રાગદ્વેષ કરવાનું કારણ તેને બીલકુલ રહે નહી પણ સર્વ જીવોને એ સંબધમાં પોતાના કૃત્ય કર્મોની વિસ્મૃતિ પડે છે. જ્યારે જીવદ્વારા શ્રેષ્ઠ કનિષ્ઠ પ્રતિક્રિયારૂપ ફળ મળે છે ત્યારે તે વિષય સબંધમાં પ્રિયદ્વેષ બુદ્ધિ જીવમાં ઉત્પન્ન થઈ તે બુદ્ધિ તેનામાં વૃદ્ધિંગત થાય છે આમ હોવાથી જીવ અજ્ઞાનતામાં રહી વ્યામોહિતને સ્વાધીન થઈ પોતે પરતંત્ર થાય છે. પોતાનું કૃત–કર્મ વિસરજન થવાથી "મારા કર્માનુરૂપ ફળ હું ભોગવું છું," એનું પણ વિસ્મરણ જીવને થતું નથી. વિસ્મરણ કદાચ થાય તો તેનાં કર્મ અને ફળ તેને છોડતાં નથી અને તે અર્થે તેને તેનો ભોગ ભોગવ્યા વગર છુટકો થતો નથી વિસ્મૃતિ થવાથી અન્ય જીવ વિષયી રાગદ્વેષાભિનિવેશ પોતે કરવા લાગે છે. આવી રીતે સૃષ્ટિમાં જીવોને આ દ્વંદ્વવૃદ્ધિ થઈ તદનુરૂપ ક્રિયાવૃદ્ધિ પણ તેઓમાં થવા લાગે છે. એ કારણથી સર્વ જીવોને અસમાધાનની વૃદ્ધિ થતા જ્યાં ત્યાં શત્રુમિત્રભાવ તેઓમાં વધતો જાય છે અને શાંતતા અને સુરક્ષિતપણું નષ્ટ થવાનો વખત તેઓને આવી પોંહોચે છે. આમ રાગદ્વેષથી શત્રુમિત્રભાવ એવા બે પક્ષ પ્રબળ થવાથી કલેશ ઉત્પન્ન થાય છે ત્યારે તટસ્થ લક્ષણ વ્યક્તિની જરૂર પડે છે. સૃષ્ટિના ત્રિકાલમાં કદી અવ્યવસ્થા ન થવી જોઇએ એવા હેતુથી જીવોના સંકલ્પાનુરૂપ તટસ્થ લક્ષણવાળા જગત્‌નિયામકત્વ અભિમાની સચ્ચિદાનંદઘન વિરાટાત્મા પોતાના અહેતુકત્વથી પોતાના સ્વરૂપભૂત અનંત સૂક્ષ્મ જીવોને તેઓના કર્માનુરૂપ સુવ્યવસ્થિતપણે અખંડ નિયમન કરે છે, અને તે સબળ કારણથી ઈશ્વરના અને જીવોના પોષ્યપોષક, ઉપાસ્યઉપાસક, અને નિયમ્યનિયામક ભાવસબધ સદા કાયમનો ચાલુ રહ્યો છે. આવા હેતુના લક્ષ્યબિંદુ તરીકે તટસ્થ લક્ષણવાળા અવતારી પુરૂષોની પ્રતિમા પૂજન સેવા આદિ વ્યવસ્થા પૂર્વક કાર્યક્રમ બતાવવા સનાતન ધર્મના સાંપ્રદાયિક પંથોની સ્થાપના કરવામાં આવી છે.



# યોગાનંદ સ્વાનુભૂતિ



## જીવયોગ

सर्वाजीवे सर्वसंस्थे बृहन्ते अस्मिन्हंसो भ्राम्यत् ब्रह्मचक्रे ।
पृथगात्मानं प्रेरितारं च मत्वा जुष्टस्ततस्तेनामृतत्वमेति ॥
सयुक्तमतत्क्षरमक्षरं च व्यक्ताव्यक्तं भरते विश्वमीशः ।
अनीशश्चात्मा बध्यते भोक्तृभावाज्ज्ञात्वा देवं मुच्यते सर्वपाशैः ॥

સર્વના આ જીવનરૂપ સર્વના પ્રલયરૂપ મહાન્ આ બ્રહ્મચક્રમાં (બ્રહ્મને આસરે રહેલા અજ્ઞાનના વિલાસરૂપ સંસાર ચક્રમાં) પોતાને અને ઈશ્વરને પૃથક્ જાણી જીવ ભ્રમણ કરે છે (ઈશ્વરને) સેવતો છતો (બ્રહ્મ છું એવું જ્ઞાન થવાથી) પછી તેવડે મોક્ષ પામે છે.

કાર્ય અને કારણરૂપ ભૂતો અને પ્રકૃતિ આ સંયુકત જગતને ઈશ્વર ધારણ કરે છે. જીવરૂપ આત્મા ભોકતાના ભાવથી બંધન પામે છે અને ઈશ્વરને જાણીને સર્વ બંધનમાંથી મુકત થાય છે.

શ્રીકૃષ્ણ યજુર્વેદીય શ્વેતાશ્વતરોપનિષત્

જીવ માત્ર પોતાના સંકલ્પમાં લય પામે છે પણ નાશ પામતો નથી. લય અને નાશ એ બે શબ્દોમાં ભેદ છે. સંકલ્પનો ક્ષય થાય નહી ત્યાં સુધી પુનઃ તેની ઉત્પત્તિ જરૂર થયા વગર રહેતી નથી. જ્ઞાનપ્રાપ્તિ વગર સંકલ્પનો ક્ષય ત્રિકાળે પણ થતો નથી અને જ્ઞાન વગર સકલ્પ ઉત્પત્તિનો ભય દૂર થતો નથી. પ્રલયકાળે જીવો પોતાની જે સ્થિતિ અને સંકલ્પ છોડે છે તે સંકલ્પના અનુરોધથી પછી તેને સૃષ્ટિ પ્રાપ્ત થાય છે. જે કંઈ સંચિત કર્મ તથા કર્મોનુરૂપ સંકલ્પ રહ્યા હોય છે તેના અન્વયે ભોગ્ય વિષય સામગ્રી (શરીર, ઇન્દ્રિયો અને ભોગ્ય પદાર્થ) જન્મથી અનુક્રમે તેઓને પ્રાપ્ત થઈ રહ્યા હોય છે સંકલ્પથી કાંઈ કામ સરતું નથી પણ સંકલ્પના કર્મનું જોર હોવું જોઈએ તે વગર કામ ચલાતું નથી. જીવોને કર્મમા પ્રવૃત્ત રાખવા અથવા જે ઇચ્છાથી જે ફળ પ્રાપ્તિ વાસ્તે કર્મો કરવાં જોઈએ, તે ઇચ્છાથી, જીવને કર્મમાં પ્રવૃત્ત કરવો એ સંકલ્પનું કાર્ય છે. કર્મ બળ સિવાય જે સકલ્પ ઉત્પન્ન થાય તે નિષ્ફળ જાય છે, જેથી પુન. ઉત્પત્તિ કાલે જીવ માત્રને પોતાના પૂર્વ કર્માનુસાર સર્વ સ્થિતિ પ્રાપ્ત થાય છે. મરણ કાળ એ મહાસુષુપ્ત અવસ્થાનો છે,

જેમાં ઘણો કાળ અજ્ઞાનતામાં વ્યય થાય છે. દેહાદિ સર્વ પ્રપંચ પાછા નવા પ્રાપ્ત થતાં હોવાથી પૂર્વ સ્થિતિના વર્તમાન કાળની સૃષ્ટિમધ્યેની સૃષ્ટિની વિસ્મૃતિ પડે છે પણ પછી જ્યારે સૃષ્ટિનો પ્રલય થઈ જીવ માત્રને અનંત કાળ સુધી પ્રચંડ અજ્ઞાનતામાં કેવળ સંસ્કારરૂપે અવ્યક્ત દશામાં લીન રહેવું પડે છે, ત્યારે તેને પૂર્વ સ્થિતિની સ્મૃતિ રહેતી નથી, જેથી મરણ અને પ્રલય એ બે દીર્ઘ જ્ઞાનના વિસ્મૃતિરૂપ પ્રદેશ સરખા છે પણ જગત્ નિયંતા પરમાત્માની ખુબી તેમાં રહેલી છે. એવી વિસ્મૃતિ સ્થિતિમાં પોતાની ખુબી ન રાખી હોત તો કોઈ જીવ પ્રાણિ તેનું સ્મરણ પણ દુઃખ સુખમાં કરે નહી.

જગત્ ઈશ્વરે પોતાના સ્વરૂપમાંથી ચરાચરાત્મક સૃષ્ટિ નિર્માણ કરીને પોતેજ સ્વાત્માસ્વરૂપથી પ્રત્યેક ઉપાધિમાં વિરાજમાન થયા છે. પોતે અનંત નામ અને અનંત રૂપ ધારણ કરી પોતાના સ્વરૂપની ગુણશક્તિ, તેમજ પોતાના ઐશ્વર્યની સર્વ ગુણ સમ્પન્ન એવી અતિ સૂક્ષ્મ પ્રતિમા પરમાત્માએ મનુષ્ય જીવમાં નિર્માણ કરી તે જીવને વિચિત્ર પણ ખુબીદાર એવી વિચારશક્તિ આપી દઈ જીવને સ્વતંત્ર કરીને તેની પોતાની ઉન્નતિ અને અવનતિની સર્વ જોખમદારી તે જીવને માથે નાંખી પરમાત્મા પોતે અલગ રહ્યા છે. મનુષ્યને બુદ્ધિ અને સારાસાર વિચારશક્તિ તેને આપેલી છે, જે બીજા પ્રાણીઓને એવી શક્તિ આપવામાં આવી નથી. આવી રીતે મનુષ્યને સર્વ કર્તવ્યકર્મ અને શક્તિ પરમાત્માએ આપેલી હોવાથી મનુષ્ય સર્વ પ્રાણિઓમા શ્રેષ્ઠ અને વિચારશક્તિ આપેલી હોવાથી સર્વ સૃષ્ટ પદાર્થમાં પૂર્ણ સમર્થ ગણાય છે. કારણ એ વિચારશક્તિના બળે કરી મનુષ્ય પાછો ક્રમેથી પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરી પોતે જન્મ મરણ રહિત થાય છે; પરંતુ વાસ્તવિક રીતે જોતા જીવને જન્મ મરણ નથી. પણ જે મરે છે જન્મે છે, તે જીવનો દેહ છે પણ જીવ પોતાની અજ્ઞાનતા અને ભ્રાંતિએ કરી "હું જન્મુ છું" "હું મરૂં છું" એવી મનમાં દ્રઢતા રાખી બેસે છે.

જન્મથી તે મરણ પર્યંત પ્રત્યેક પ્રાણિનો જે સૃષ્ટિ સંબંધ બંધાયો છે તેનો મુખ્ય હેતુ પ્રાણિનો જીવત્વ છે જીવત્વ પુરૂ થતા એટલે પ્રારબ્ધ અથવા સંસ્કારના અન્વયે કરવાના કૃત્યનો સંબંધ ખલાસ થતાં જીવને એ સૃષ્ટિ સબધ અદૃશ્ય થાય છે અથવા રહેતો નથી. જીવન વ્યાપાર સમર્થ પોતે હોવાથી જીવ દેહદ્વારા પોતાનો જીવન વ્યાપાર ચલાવે છે પણ દેહના આવરણમાં અનંત પ્રકારે ભેદ હોવાથી દેહસ્થિત જીવોને પોતે પોતાથી ભિન્નતાએ જુએ છે પણ દેહને જેવાં ભિન્નરૂપ અને ભિન્ન નામો આપેલાં છે તેવાં દેહસ્થિત જીવોમાં ભિન્નરૂપ અને ભિન્ન નામ આપ્યાં નથી, જીવ તો સર્વ દેહોમાં એકરૂપે સરખો છે અને જીવ માત્રની જીવન રક્ષણ ક્રિયા પણ એક સરખી છે.

જીવ પોતે કાલ્પનિક સૃષ્ટિનો રાજા હોવાથી અહંકાર એ તેનું મુખ્ય સ્વરૂપ છે, બુદ્ધિ એની રાણી છે, મન એ ચપળ અને ડાહ્યો પ્રધાન છે. ચિત્ત એનો સેનાધિપતિ છે, અનત વાસના એનું સૈન્ય છે, કર્મ એનો ખજાનો, પચ પ્રાણ એનું વાહન, પાંચ જ્ઞાનેન્દ્રિયો અધિકાર વર્ગ, પંચ કર્મેન્દ્રિયો એના સેવકો, પંચ ભૌતિક સ્થૂળ દેહ એનું રાજ્ય, અને એ રાજ્યમાં જાગૃતિ, સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યા અને ઉન્મની એ પાંચ ખાણો છે. તુર્યા અને ઉન્મની ખાણ સદ્ગુરૂદ્વારા જ્ઞાન આવ્યા વગર પ્રતીત થતી નથી. પંચ ભૌતિક દેહ અને પંચ કોશાત્મક પચ વિષયો એ જીવના ઉપભોગ પદાર્થ છે. મૃત્યુ એ કટો દુશ્મન છે, જરા એ મૃત્યુની પત્ની છે, મૃત્યુ આ જીવ ઉપર સદૈવ પ્રહાર કરી જીવોનું ભક્ષણ કર્યા કરે છે; પણ આત્મસ્વરૂપ જ્ઞાન જીવને થાય છે ત્યારે જીવને પોતાના દેહમાં આત્મબુદ્ધિ નષ્ટ થવાથી પોતે પરબ્રહ્મમાં લીન થાય છે. લીનતા થયા પછી એની પુનરાવૃત્તિ થતી નથી. પરબ્રહ્મમાં લીનતાનો વૈભવ મેળવવો એ જીવનું મુખ્ય કર્તવ્ય છે. એ કર્તવ્યતા જીવોને ક્રમવાર એક સરખી પ્રાપ્ત થાય એવા મુખ્ય ઉદ્દેશથી સનાતન ધર્મનું બધારણ છે. સાંપ્રદાયિક ધર્મોમાં બતાવ્યા પ્રમાણે ઉપાસના અથવા ભક્તિ એ કર્માનુસાર કરવામાં આવે અને આચાર વિચાર કહેતાં યમનિયમ બરાબર પાળવામાં આવે તો પછી જીવને એવી કર્તવ્યતા પ્રાપ્ત થયા વગર રહેતી નથી, જો કે આગળ જતાં ગુરૂદ્વારા જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર પડે છે ખરી.

આ ચરાચરાત્મક સૃષ્ટિ બાર તત્વોના મિશ્રણમાંથી સ્થૂળ, સૂક્ષ્મ અને કારણરૂપ થઈ છે એમ અગાડી કહી ગયા. જીવ અને પદાર્થ માત્રના સંગ્રહને સૃષ્ટિ એ નામ આપવામા આવ્યું છે. પ્રત્યેક પદાર્થ એ બાર તત્વોના મિશ્રણ બાહેર નથી. આ જીવ સૃષ્ટિ મધ્યે પરમાત્માનો પોતાનો એક અંશ હોવાથી આ બાર તત્વો જીવની અદર રહેલાં છે પણ એ તત્વોના પરિમિત મિશ્રણની ઘટનાથી થયલા ઓગણીશ પદાર્થ (પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અને અંહકાર,) સંઘાત, જીવ છે. એવા ઓગણીશ કલ્પાત્મક જીવને જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્તિ એવી ત્રણ અવસ્થા છે. આ ત્રણ અવસ્થામાં દેહત્રય સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ એવા દેહો છે. આ દેહત્રય વિશે અથવા અવસ્થાત્રય વિશે જીવ પંચ કોશ (અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનન્દમય,)થી વેષ્ટિત થયો છે અથવા ટુંકામાં કહીએ તો આ પાંચ આવરણ જીવવેષ્ટિત છે. સૃષ્ટિ આરંભમાં માયાએ પરમાત્મા અધિષ્ઠાન ઉપર પોતાનું સ્વરૂપભૂત એટલે તમ, રજ અને સત એવા ગુણોથી પંચમહાભૂત (આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી)ને અનુક્રમે નિર્માણ કરી આ તત્વો જે પૃથક્ સહજ સ્થિત સૂક્ષ્મ એટલે કાર્ય અક્ષમ હતા તેને પછી પંચીકૃત બનાવી અખિલ જીવ અને યાવત્ પદાર્થ માત્રને સૃષ્ટિરૂપ કીધા. તે સર્વ સૃષ્ટિ ભોગ્ય વિષયરૂપ,

ભોગસાધન ઇન્દ્રિયોરૂપ અને ભોગભોક્તા જીવરૂપ એવી ત્રણ ત્રિપુટીરૂપે ઉત્પન્ન થઇ.

**જ્ઞાનેન્દ્રિયો:**–આકાશ, વાયુ, અગ્નિ, જળ, અને પૃથ્વી, આ પંચીકૃત તત્વોના પૃથક્ સત્વ ગુણોમાથી પાચ જ્ઞાનેન્દ્રિયો થઇ, આકાશના સત્વગુણમાંથી શ્રોત્રેન્દ્રિય એટલે કરણુ ઇન્દ્રિય એટલે જેનાથી શબ્દ જ્ઞાન થાય છે તે શ્રોત્રેન્દ્રિય થઇ. વાયુના સત્વગુણમાથી ત્વક્ ઇન્દ્રિય જેનાથી સ્પર્શ જ્ઞાન થાય છે તે થઈ. અગ્નિના સત્વગુણમાથી ચક્ષુ ઇન્દ્રિય એટલે જેનાથી રૂપ ગ્રહણ કરવાની શક્તિ છે તે થઈ. જળના સત્વગુણમાંથી રસ ઇન્દ્રિય જેનાથી રસ સ્વાદનું જ્ઞાન થાય છે તે થઈ અને પૃથ્વીના સત્વગુણમાંથી ઘ્રાણુ ઇન્દ્રિય જેનાથી વાસનું જ્ઞાન થાય છે તે ઉત્પન્ન થઈ.

**કર્મેન્દ્રિયો.**-પાંચ તત્વોના પૃથક્ પૃથક્ રજોગુણથી પાંચ કર્મેન્દ્રિયો થઈ એટલે આકાશના રજોગુણમાંથી વાગ્ઇન્દ્રિય એટલે જેનાથી શબ્દોનુ ઉચ્ચારણ થાય છે તે થઈ. આ ઇન્દ્રિય જ્ઞાનેન્દ્રિયમાં અને કર્મેન્દ્રિયમાં બન્ને ઠેકાણે કામ કરે છે. જીવ રસ સ્વાદ લે છે ત્યારે જ્ઞાનેન્દ્રિય છે અને શબ્દનું ઉચ્ચારણ કરે છે ત્યારે તેનો કર્મેન્દ્રિયમાં સમાવેશ થાય છે વાયુના રજોગુણમાંથી પાણિ (હાથ) ઇન્દ્રિય એટલે જેનાથી હાથની ક્રિયા થાય છે તે થઈ. અગ્નિના રજોગુણમાંથી પાદ ઇન્દ્રિય એટલે જેનાથી હલાય ચલાય છે, તે થઈ. જળના રજોગુણમાંથી ઉપસ્થ ઇન્દ્રિય એટલે જેથી રતીભોગ થાય છે તે થઈ, અને પૃથ્વીના રજોગુણમાથી ગુદા ઇન્દ્રિય એટલે જેનાથી મળત્યાગ કરવાની શક્તિ આવે છે તે ઉપ્તન્ન થઇ.

**અંત:કરણ ચતુષ્ટય:**–પંચ તત્વોના સત્વગુણ મળી મન, બુદ્ધિ, ચિત્ત, અને અહકાર એવાં અત કરણ ચતુષ્ટય થયાં. વિરાટાત્માએ સર્વ વિષયભોગ જીવને પોતાની ઇન્દ્રિયોદ્વારા સોંપી પોતે અલિપ્ત એટલે કર્તૃત્વ ભોક્તૃત્વ ભાવ રહિત થઈ રહ્યો છે. અને જીવને સર્વ ઇન્દ્રિયદ્વારા વિષય ભોક્તા "હુ" એવી અહભાવનાથી બંધ કરી રાખ્યો છે. જીવ તેથી કર્તૃત્વ ભોક્તૃત્વ ભાવ પોતાના માથાપર ઓઢી લે છે.

**દેહ ત્રય:**—અપંચીકૃત પચ તત્વોના ગુણોમાંથી જીવની ઓગણીશ કળા થઈ એમ અગાડી કહેવામાં આવ્યુ છે. આ કળા સૂક્ષ્મ એટલે અમૂર્ત હોવાથી તેનાથી થતા ભોગો પણ અમૂર્ત છે જેથી કાર્યક્ષમ બરાબર થતો નથી, જેથી ઇશ્વર શક્તિએ કરીને એ અપંચીકૃત મહાભૂત થયા એટલે પરિમિત અંશોથી મિશ્રણ થયા એ મિશ્રણને પચીકરણ કહે છે. આ પંચીકૃત મિશ્રણથી આ સ્થૂળ દેહ ઉત્પન્ન થયો અને દેહ બરાબર દેહના સંરક્ષક ધર્મ પણ ઉત્પન્ન થયા. પાંચ તત્વોનું પરસ્પર મિશ્રણ થવાથી પ્રત્યેકમાં સર્વના પાંચ

પાંચ અંશ મળી નિચે જણાવ્યા પ્રમાણે પચીશ અંશ થયા અને ત્યાં પંચવીશ અંશ પ્રમાણે સ્થૂળ દેહમાં પચીશ પદાર્થ થયા એટલે પ્રત્યેક તત્વમાંથી પાંચ પાંચ પદાર્થ ઉત્પન્ન થયા એટલે સ્થૂળ દેહ જેમાં પૃથ્વીનો જડઅંશ હોવાથી એને પૃથ્વી શરીર પણ કહેવામાં આવે છે તેમાં પૃથ્વીના પંચીકૃત અંશમાંથી અસ્થિ, માંસ, નાડી, ત્વચા, અને રોમ એવા પાંચ પદાર્થ ઉત્પન્ન થયા. અસ્થિ એ પૃથ્વીનો મુખ્ય ભાગ, માંસ એ જળનો, નાડી એ તેજનો, ત્વચા એ વાયુનો અને રોમ એ આકાશનો ગુણ છે.

જળ પંચીકૃતમાથી શુક્ર, શોણિત, લાળ, મૂત્ર અને સ્વેદ થયા. શુક્ર એ મુખ્ય જળનો ભાગ, રૂધિર એ પૃથ્વીનો ભાગ, લાળ એ આકાશનો ભાગ, મૂત્ર એ તેજનો ભાગ, અને સ્વેદ એ વાયુનો ભાગ છે.

અગ્નિ પંચીકૃતમાંથી ક્ષુધા, તૃષા, આલસ્ય, નિદ્રા, અને કાંતિ છે. ક્ષુધા અગ્નિનો મુખ્ય ભાગ, તૃષા એ વાયુનો, આલસ્ય એ પૃથ્વીનો, કાંતિ એ જળનો અને નિદ્રા એ આકાશનો ભાગ છે.

વાયુ પંચીકૃતમાથી ચલન, વલન, ધાવન, પ્રસારણ, અને અકુંચન છે. ધાવન એ વાયુનો મુખ્ય ભાગ, ચલન એ જળનો, વલન, એ તેજનો, પ્રસારણ એ આકાશનો અને અકુંચન એ પૃથ્વીનો ભાગ છે.

આકાશ પચીકૃતમાથી શિર, કંઠ, હૃદય, ઉદર અને કટિ એવા પાંચ અવકાશ સ્થૂળ શરીરમાં છે. મસ્તકમાં આકાશનો મુખ્ય ભાગ છે, કંઠ અવકાશ એ વાયુનો છે હૃદય આકાશ એ તેજનો, ઉદર અવકાશ એ જળનો અને કટિપ્રદેશ અવકાશ એ પૃથ્વીનો ભાગ છે.

આવી રીતે આ પંચતત્વ મિશ્રિત પંચવીશ અંશમાંથી પચીસ પદાર્થના ઘટિત સ્થૂળ દેહ થયો છે. આ શરીર જડ હોવાથી તેમાં સૂક્ષ્મ દેહની ક્રિયાની મદદ વગર જીવમા સ્વતઃ પ્રવૃત્તિ અથવા ક્રિયાશક્તિ બીલકુલ આવતી નથી. ફક્ત આ સ્થૂળ દેહ એ જીવને રહેવાનુ ઘર છે, બાકી સર્વ કાર્યવ્યવહાર સૂક્ષ્મ શરીરની મદદથી થાય છે.

**સૂક્ષ્મ દેહ**:—શરીરમાં ઉપર જણાવ્યા પ્રમાણે ઓગણીશ કલાત્મક જીવ રહ્યો છે એ જીવ આ સ્થૂળ શરીરમાં સૂક્ષ્મત્રિપુટીરૂપ ઇન્દ્રિયોથી પોતાનો સુવ્યવસ્થિત વ્યવહાર કરે છે અને શરીર છોડી જાય છે તે વખતે જીવ પોતાની એ સૂક્ષ્મ ત્રિપુટીરૂપ ઇન્દ્રિયો સાથ જાય છે. આ ઓગણીશ કલા તે સૂક્ષ્મ દેહ છે. આ સૂક્ષ્મ દેહથી જીવ જન્મ લે છે, જેથી સૂક્ષ્મ દેહનો નાશ થતો નથી, પણ સ્થૂળ દેહનો નાશ થાય છે. આ સૂક્ષ્મ દેહનો નાશ કરવા એટલે જન્મ મરણથી રહિત થવા જીવને આત્મજ્ઞાન પ્રાપ્ત થવુ જોઇએ.

પછી જીવ જન્મ મરણથી રહિત થાય છે.

**કારણ દેહ:**–સૂક્ષ્મ દેહનો નાશ થવો જોઇએ. પણ સૂક્ષ્મ દેહનો લય કામ આવતો નથી. કારણ એવા લયમાં સર્વ સંસ્કાર જેવા ને તેવા કાયમ રહી નષ્ટ થયલા જેવા દેખાય છે પણ તેથી તેનો નાશ થતો નથી. કારણ જીવ જ્યારે માતાના ગર્ભમાંથી આવે છે ત્યારે તે સર્વ ઓગણીશ ત્રિપુટી જે સંસ્કારરૂપે બરાબર લીન હોય છે તેને પોતાની બરાબર લઇને આવે છે. ગર્ભ જેમ જેમ પરિપકવ થઇ વૃદ્ધિ થતો જાય છે તેમ તેમ સર્વ ત્રિપુટીઓ ધીરે ધીરે વિકાર પામે છે. જેમ સુષુપ્તિ અવસ્થામાં આ ઓગણીશ ત્રિપુટીનો પૂર્ણ લય હોય છે પણ ત્રિપુટીનો ઉદય હોતો નથી, આવી નિર્વ્યાપાર સ્થિતિને ગર્ભમાં અથવા સુષુપ્તિમાં રહેવાની જીવની સ્થિતિ તેને કારણ દેહ, કારણ શરીર અથવા કારણ અવસ્થા કહે છે. આ કારણ દેહમાં ત્રિપુટીનો ઉદય હોતો નથી, પણ લય તો હોય છે. આ જીવનો કારણ દેહ, એ સૂક્ષ્મ-રૂપથી પચીકૃત પચભૌતિક–સ્થૂળ દેહમા રહે છે અને શરીરના સ્થૂળ ઇન્દ્રિય ગોલકમાં જીવ પોતાની સર્વ સૂક્ષ્મ–ઇન્દ્રિયોદ્વારા સર્વ વિષય ભોગ ભોગવે છે અને સ્થૂળ ઇન્દ્રિયોદ્વારા સર્વ ક્રિયા કરી કર્તૃત્વ ભોક્તૃત્વ ભાવથી પોતે બદ્ધ થાય છે. જેવી રીતે સ્થૂળ દેહ પચ ભૌતિક મિશ્રણથી છે તેવી રીતે દેહ ઇન્દ્રિયદ્વારા ભોગવવાના (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ) વિષયો પણ જે પૂર્વે અમૂર્ત હતા, તે સ્થૂળ થઈ જીવને ઉપભોગ લેવા યોગ્ય થાય છે અને જીવને તેથી વિષયભોગ, ભોગ સાધન ઇન્દ્રિયો, અને ભોક્તા જીવ એવી ત્રિપુટી ઉત્પન્ન થઈ જીવ પછી ક્રિયાભોગમા બદ્ધ થાય છે.

જન્મ આરંભથી તે મરણ પર્યંત જીવ જે આયુષ્ય કાળ વ્યતીત કરે છે તેમા પ્રતિ રાત દિવસ જીવને પોતાની ત્રણ અવસ્થા પ્રાપ્ત થયા કરે છે. આ અવસ્થામાં જીવ પોતાના સ્થૂળ સૂક્ષ્મ દેહથી પોતાના સ્થૂળ સૂક્ષ્મ ઇન્દ્રિયો-દ્વારા વ્યાવહારિક અને સ્વાપ્નિક ભોગવિષયનો ઉપભોગ લે છે, અને કાંઈ કાળ તો અજ્ઞાનતાથી તેમાં ઇન્દ્રિય આદિ વ્યાપાર શૂન્ય સ્થિતિમાં લીન રહે છે આ કાલત્રય તથા ભોગત્રય ભેદથી જે ત્રણ અવસ્થા જીવને પ્રાપ્ત થાય છે તેને જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા કહે છે.

**જાગૃત અવસ્થા:**–જીવનો વિષય વ્યાપાર એમા નેત્ર ઇન્દ્રિયોદ્વારા થાય છે. દૃષ્ટિથી દેખાઈ સર્વ વ્યવહાર જીવને થતો આવે છે, એટલે વ્યાવહારિક કાર્યમાં નેત્રની પ્રધાનતા કાયમ રહી તેના અનુરોધથી જીવમાં બીજી સર્વ ઇન્દ્રિયો કામ કરવા લાગે છે. કદાચ પ્રારબ્ધ સંસ્કારના યોગે એકાદ ઇન્દ્રિય નષ્ટ થઈ જાય તો પણ તેની શક્તિ સદંતર નષ્ટ ન થતાં બીજી ઇન્દ્રિયોમાં વેહેંચાઈ જાય છે. જીવની ઓગણીશ ત્રિપુટી આ સ્થૂળ દેહનો આશ્રય કરી સર્વ ત્રિપુટી દેહ ઇન્દ્રિયદ્વારા સ્થૂળ સૃષ્ટિમાં સર્વ સ્થૂળ વિષયનો યથાર્થ ઉપભોગ

જીવ લે છે, કર્મ કરે છે અને સર્વ કર્મનો કર્ત્તા અને ભોગ કર્ત્તા "હું છું" એમ અહંકારથી માને છે. સૃષ્ટિનો આવો યથાર્થ વ્યવહાર જે કાળ મધ્યે જીવ કરે છે તે કાલને જીવની જાગૃત અવસ્થા કહે છે.

**સ્વપ્ન અવસ્થા:**–ઓગણીશ ત્રિપુટીદ્વારા આ જીવ સ્થૂળ વિષયનો ભોગ ભોગવી તેના જ્યારે પરિશ્રમથી સર્વ ઇન્દ્રિયો થાકી જાય છે અને કાર્યક્ષમ થતું બંધ પડે છે ત્યારે જીવ આ બાહેરના સ્થૂળ સૃષ્ટિ વ્યવહારથી કંટાળી જઈ પરાઙ્‌મુખ થાય છે, એટલે બાહેરના વિષયો છોડી દઈ અંતર્ગૃહમાં જીવ પ્રવેશ કરે છે. પછી આળસ ઉત્પન્ન થઈ નિદ્રા આવે છે. આ અવસ્થામાં કાંઇક વિચાર મનમાં આવતાં કંઈ વખત સુધી તે ચાલુ પણ રહે છે. અત્યત વિચારમાં ને વિચારમાં તેને નિદ્રા અવસ્થા સંપૂર્ણ પ્રાપ્ત થતી નથી. બુદ્ધિ કંઠ નાડીમાં પ્રવેશ કરે છે અને જીવ સર્વ ઓગણીશ ત્રિપુટી સંસ્કાર પોતાને ઠેકાણે ધારણ કરી ભોગ ભોગતા, ભોગ સાધન ઇન્દ્રિયો, અને ભોગ્ય વિષય એ ત્રિપુટી પોતાની માની લઈ કંઇક જાગૃત વ્યવહારનો સંસ્કાર, કાંઇક અસંખ્ય જન્માં-તરનો સંસ્કાર અને કઇક સ્વકલ્પિત સંસ્કાર, એ સર્વના બળથી પ્રત્યક્ષ સ્થૂળ સૃષ્ટિ પ્રમાણે સર્વ કાલ્પનિક સૃષ્ટિ નિર્માણ કરી જીવ પોતાના અચિંત્ય સામર્થ્ય અને કળા કૌશલ્યથી પોતે તેમાં રમણ કરી તેનો અનુભવ લે છે. એ જે જીવની અનુભવ અવસ્થા તે સ્વપ્ન અવસ્થા છે. આ અવસ્થામાં જીવને કોઈ પણ પ્રકારનું બાહેરનું ભાન રહેતું નથી, કારણ બાહેર સૃષ્ટિના ભાનમાં ઉપયુક્ત ઇન્દ્રિય સમુદાય પોતપોતાના ઠેકાણામાં લીન રહીને કાર્યક્ષમ કરે છે. આ સર્વ ઇન્દ્રિયોના કાર્યક્ષમ કાળમાં બુદ્ધિની કાલ્પનિક સૃષ્ટિરચના તે સ્વપ્ન અવસ્થા છે. આ અવસ્થામાં બાહેરના કાર્યની વિસ્મૃતિ જીવને હોય છે. જીવ પરમાત્માની આહેહુબ અતિ સૂક્ષ્મ પ્રતિમા છે. જીવ એ પરમા-ત્માની એક કળા અને બુદ્ધિ એ મહામાયા આદિ શક્તિની બીજી કળા છે. પરમાત્મા સ્થૂળ સૃષ્ટિનો દ્રષ્ટા અને મહામાયા સ્થૂળ સૃષ્ટિની કર્ત્તા છે. તેમ આ જીવ સ્વાપ્નિક સૂક્ષ્મ સૃષ્ટિનો દ્રષ્ટા રહી બુદ્ધિ આ કાલ્પનિક સૃષ્ટિની કર્ત્તા છે. જેમ પરમાત્માના વ્યાપક શરીરમાં ન જાણે કયા સૂક્ષ્મ અંશ પ્રદેશમાં સૃષ્ટિ નિર્માણ થઈ જાય છે અને આવે છે એનો પત્તો લાગતો નથી. તેમ જીવના શરીરમાં કંઠ સ્થાનના અતિ સૂક્ષ્મ પ્રદેશમાં નિત્ય ક્ષણો ક્ષણિક સૂક્ષ્મ સૃષ્ટિ કંઈ ઠેકાણે નિર્માણ થઈ જાવ આવ કરે છે એનો પણ પત્તો લાગતો નથી. જેમ પરમાત્મા દૃષ્ટિને સૃષ્ટિની કંઈ મહત્વતા નથી, તેમ જીવ દૃષ્ટિને સ્વાપ્નિક સૃષ્ટિની કંઈ પણ કીમત નથી. આ કાલ્પનિક સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં ભોગસાધન ઇન્દ્રિયો, ભોગ વિષય અને ભોક્તા જીવ એ સર્વ ત્રિપુટીને કેવળ બુદ્ધિની કલ્પનાનો આધાર હોય છે. આ કાલ્પનિક અને સંસ્કારરૂપ ત્રિપુટીનો ભોગ કંઠપ્રદેશમાં જ્યાં સુધી આ જીવ ભોગવે છે ત્યાં

સુધી તે ભોગ અવસ્થાએ જીવને પોતાની સ્વપ્ન અવસ્થા છે. જાગૃત અવસ્થામાં જીવનું અધિષ્ઠાન નેત્રસ્થાન હોવાથી જેમ તેનો સ્થૂલ સૃષ્ટિ વ્યવહાર સર્વ ઇન્દ્રિયોદ્વારા ચાલે છે, તેમ સ્વપ્ન અવસ્થામાં જીવનું અધિષ્ઠાન કંઠસ્થાન હોવાથી કેવળ બુદ્ધિદ્વારા તેનો સૂક્ષ્મ સૃષ્ટિ વ્યવહાર ચાલે છે. જાગૃત અવસ્થા અને સ્વપ્ન અવસ્થામાં ફરક માત્ર એટલો છે કે જાગૃત અવસ્થામાં સ્થૂળ વિષય ગઇ કાલનો આજ અને આજનો કાલે એમ વારંવાર પ્રાપ્ત થયા કરે છે, પણ સ્વાપ્નિક પ્રપંચ વિષયમાં તો જે એક વખત સ્વપ્નમાં જોવામાં આવે તે પાછો બીજી વખતે આ જન્મમાં જોવામાં આવતો નથી. જેથી જાગૃત અવસ્થા અને સ્વપ્ન અવસ્થા એ બન્ને એકમેકની વિરોધી છે પરંતુ આ બન્ને અવસ્થાનો દ્રષ્ટા જીવ જાગૃત અને સ્વપ્ન એ બન્નેને જુએ છે તે વિરોધી નથી, કારણ દ્રષ્ટાપણાએ કરી બન્ને અવસ્થાથી તે અલિપ્ત છે. જાગૃતનો વિષય ઇશ સૃષ્ટિ તે ઘણા કાળ સુધી સ્થિર હોય છે પણ સ્વપ્નનો વિષય જીવ સૃષ્ટિ હોવાથી તેની થોડી વખત પ્રતીતિ રહે છે અને તેથી તે અસ્થિર છે.

**સુષુપ્તિ અવસ્થાઃ**-આવી રીતે બુદ્ધિ સ્વપ્ન અવસ્થામાં પોતાની કાલ્પનિક સૃષ્ટિ રમણમાં પરિશ્રમથી થાકી જીવ સાથ હૃદયરૂપ મંદિરમાં પ્રવેશ કરે છે, ત્યારે તે નિદ્રા અવસ્થાને પ્રાપ્ત થાય છે, એ અવસ્થામાં બાહેર અને અંદરના શરીરનું કાંઈ પણ ભાન જીવને હોતું નથી, તેથી એ જીવની અજ્ઞાન અવસ્થા છે. અપરિશ્રમ તથા સ્વસ્થપણાનું જે કંઈ સુખ આ સ્થિતિમાં મળે છે તેમાં જીવ આનંદ માને છે, તેથી એ આનંદસ્વરૂપના ભોગને ભોગાનંદ કહે છે. સ્વપ્ન અવસ્થામાં જે જીવ અને બુદ્ધિ એ કંઠ પ્રદેશમાં પ્રવેશ કરી બુદ્ધિ એ બહારના સંસ્કારને લઈ ત્રિપુટીરૂપ સર્વ કાલ્પનિક સૃષ્ટિ નિર્માણ કરીને જીવને તે સર્વ સૃષ્ટિ બતાવી હતી, તે જીવ અને બુદ્ધિ કંઈ વખત પછી હૃદયસ્થાનમાં પ્રવેશ કરી પરિશ્રમથી સર્વ કલ્પનાના અભાવમાં લીન થઈ વિચારશૂન્ય દશામાં (અજ્ઞાન સ્વરૂપ) વાસ કરે છે, અર્થાત્ સ્થૂળ સૂક્ષ્મ વિષય આપનારી બુદ્ધિ પોતાના સર્વ અભાવરૂપ અજ્ઞાનતામાં જઈ લીન થાય છે. જીવ બુદ્ધિને છોડીને પોતે પણ અજ્ઞાનતાને જોતો રહે છે. બુદ્ધિના અભાવથી જીવને આ અવસ્થાનું ભાન હોતું નથી. તેથી આ અવસ્થાને સુષુપ્તિ અવસ્થા કહે છે. અર્થાત્ અજ્ઞાનતા અને તેનો સાક્ષી જીવ એ બન્ને જેના ઉપર એકત્ર રહે છે તેના ઉપર જીવની સુષુપ્તિ અવસ્થા છે. સુષુપ્તિમાં અજ્ઞાનતાનો દ્રષ્ટા જીવને જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ આ ત્રણ અવસ્થા આઠ પ્રહરમાં પ્રતિદિવસે વ્યતીત થયા કરે છે. આ ત્રણ અવસ્થાનો સાક્ષી જીવ આ ત્રણેથી જુદો છે.

**જીવના પંચકોશઃ**-જેમ જીવ પોતાની ત્રણ અવસ્થાથી અને સ્થૂળ સૂક્ષ્મ

અને કારણ દેહથી જુદો છે, તેમ તે પંચકોશથી પણ અલિપ્ત છે. પંચકોશ કહેતાં પાચ જાતનાં આવરણો એટલે અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય છે. જેમ દેહના, ઇન્દ્રિયોના અને અંતઃકરણના ધર્મો પોતાને માથે ફોકટ હોરી લઇ જીવ તેમાં લિપ્ત રહે છે, તેમ આ પંચકોશમાં પણ એ જીવ લિપ્ત રહે છે. પણ વાસ્તવિક રીતે આ કોશથી તે જીવ અલગ છે.

(૧) અન્નમય કોશઃ-આ સ્થૂળ દેહ ગર્ભાશયમાં અને પછી ગર્ભાશયમાંથી બાહેર આવી જન્મથી તે મરણપર્યંત અન્ન પદાર્થથી પુષ્ટ થાય છે, અન્નથી વૃદ્ધિ પામી છેવટે ક્ષીણ થઇ મરણ પછી અન્નરૂપ સૃષ્ટિમાં લીન થાય છે. વાસ્તે આ સ્થૂળ દેહને **અન્નમય કોશ** કહેવામાં આવે છે. આ કોશ કેવળ અન્ન રસમય એવો સ્થૂળ, જડ અને ક્રિયા રહિત છે.

(૨) પ્રાણમય કોશઃ-અગાડી જણાવેલી ઓગણીશ કળા માંહેની પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ પ્રાણ એમાં પ્રાણની પ્રાધાન્યતા હોવાથી એને પ્રાણમય કોશ કહે છે. કર્મેન્દ્રિયો જડ છે, અને પ્રાણ પણ જડ છે, પણ અન્નમય કોશ કરતાં એમાં ક્રિયાશક્તિ છે. પ્રાણવાયુ હરનિશ વહેતો હોવાથી તેના સંચારથી હાથ પગ હાલે છે અને બીજા અવયવો તેની મદદથી ચલનવલન કરતાં આપણાં જોવામાં આવતા નથી. જેથી પ્રાણશક્તિ મિશ્રિત કર્મેન્દ્રિયો સંયુક્ત **પ્રાણમય** કોશ છે.

(૩) મનોમય કોશઃ-પાંચ જ્ઞાનેન્દ્રિયો અને છઠું મન મળીને **મનોમય** કોશ છે. પાંચ જ્ઞાનેન્દ્રિયોને વિષય ગ્રહણ શક્તિ અને મનને પ્રેરણા શક્તિ હોવાથી આ કોશમાં ચેતન અંશની સામાન્ય પ્રભા વધારે હોય છે. મનની ચંચલ સ્થિતિ હોવાથી જ્ઞાનેન્દ્રિયદ્વારા આવતું જ્ઞાન સામાન્ય હોય છે એટલે તે જ્ઞાનમાં નિશ્ચિતપણું થોડું હોય છે.

(૪) વિજ્ઞાનમય કોશઃ-પાંચ જ્ઞાનેન્દ્રિયો અને છઠ્ઠી બુદ્ધિ તત્વ સંયુક્તને વિજ્ઞાનમય કોશ કહે છે. મનનું જ્ઞાન સંશય યુક્ત હોય છે અને તેનાથી જ્ઞાનેન્દ્રિય મારફતે થનારૂં જ્ઞાન નિશ્ચિત હોય છે તેથી જ્ઞાનેન્દ્રિયોને બુદ્ધિથી થતા યથાર્થ જ્ઞાનની પ્રેરણાથી જે વિષયજ્ઞાન આવે છે તે વિષયજ્ઞાન નિશ્ચિત જ્ઞાન હોય છે.

(૫) આનંદમય કોશઃ-આ કોશમાં પાંચ જ્ઞાનેન્દ્રિયોની અપેક્ષા નહી હોવાથી ફક્ત વિજ્ઞાનરૂપ બુદ્ધિ માત્ર હોય છે પણ બુદ્ધિ કંઈ વિષય ધરતી નથી અને તે કારણથી શબ્દ સ્પર્શ આદિ બાહેર વિષયો પણ તેમાં આવતા નથી. એ ઉપરાંત દેહ ઇન્દ્રિયો આદિ અંત.કરણરૂપ અંતર વિષયો સુધાં પણ આ કોશમાં બુદ્ધિ ગ્રહણ કરતી નથી. આમ સર્વે વિષયોનું ગ્રહણ ન કરાતી સ્થિતિમાં બુદ્ધિની અત્યંત એકાંત સ્થિતિ થાય છે અને તેને લીધે તેમાં આનંદ ઉર્મિ આવી બુદ્ધિ તે સ્થિતિમાં લીન થાય છે. આ આનદ જીવને સ્વસવેદ્ય છે. પછી આ આનંદ સ્થિતિના ઉત્તર ક્ષણમાં જ્યારે બુદ્ધિનું ઉત્થાન થાય છે, ત્યારે જીવને

એ આનંદ બુદ્ધિદ્વારા પ્રગટ થાય છે. કારણ આનંદ પ્રગટ કરવાનું સાધન બુદ્ધિ છે. બુદ્ધિની લીન અવસ્થામાં આનદનો ભોગ તો છે પણ એ આનદ વ્યક્ત કરવા બનતો નથી. એવો સ્વસવેદ્ય આનંદનો અનુભવ જ્યારે અત્યંત પ્રિય વસ્તુ પ્રાપ્ત થાય છે ત્યારે બુદ્ધિ તે આનંદમાં મગ્ન રહે છે. આનંદનો ભોગ ભોગવી બુદ્ધિદ્વારા "મને આવો આનદ પ્રાપ્ત થયો," એમ પછી જીવ અનુભવથી કહે છે. આ આનંદનો અનુભવ ઘણું કરીને સર્વને હોય છે. અર્થાત્ એ કે બુદ્ધિની લીન અવસ્થામાં આનદ પ્રાપ્ત થઈ તેનો જે અનુભવ જીવને મળે છે, તે જીવના અનુભવની સ્થિતિને **આનંદમય કોશ** કહે છે. આ આનદ સ્થિતિમાં આનંદનો ભોક્તા જીવ આનદથી પૃથક્ છે પણ આ આનંદ વિષયમાં અજ્ઞાનતા હોવાથી આનદાવસ્થામાં પોતાની પૃથક્તાનું ભાન માત્ર જીવને રહેતું નથી, જેમ સુષુપ્તિમાં લીન વૃત્તિથી જીવને પ્રાપ્ત થતો આનંદ એ અજ્ઞાન અવસ્થાનો છે, તેમ બુદ્ધિની લીન અવસ્થામાં જીવને પ્રાપ્ત થતો આનદ એ પણ અજ્ઞાન છે પણ વેદાંત તત્વજ્ઞાનદ્વારા ઇષ્ટપ્રાપ્તિની (આત્મ-સાક્ષાત્કારની) લીન અવસ્થામાં જે આનંદ મળે છે, તે જ ખરો આનંદ કહેવાય છે.

જેમ દેહત્રય અને અવસ્થાત્રય એ એનો ભોક્તા જીવ સાક્ષીરૂપે જુદો છે. તેમ પચકોશાત્મક પાંચ આવરણમાં પણ રહીને એ જીવ જુદો છે. તે સર્વનો સાક્ષીરૂપ છે. પરંતુ આમ સર્વથી જુદો હોવા છતાં કેવળ અજ્ઞાનતાએ કરીને જીવે એ સર્વમાં ગુંડેલા સરખો પોતાને જુવે છે. આ અજ્ઞાનતાએ કરીને આ સર્વ પદાર્થના સઘાતરૂપ થઈ આ પદાર્થના સઘાતના જન્મ નાશ સાથે જીવ પોતાનો પણ જન્મ નાશ કરે છે. એ કારણથી આ સર્વ પદાર્થનો "સ્વાભાવિક ધર્મ તે મારો જ ધર્મ છે અને એના સ્વાભાવિક કર્મો તે મારાં જ કર્મો છે." એમ જીવ પોતે માની બેસી સર્વનો કતૃત્વ ભાવ પોતાને માથે ઓરી લે છે. કતૃત્વ ભાવ આવવાથી ભોકતૃત્વ ભાવનો બોજો પણ જીવ પોતાને માથે ઉચકી લે છે. આમ કતૃત્વ ભાવ ભોક્તૃત્વ-ભાવ આવવાથી સુખદુઃખ આદિ એ સર્વ પરપરા જીવ સાથ ચાલુ રહે છે, અને તેથી જન્મમરણના ફેરામાં જીવ પડે છે, જેમાં પોતાનું વાસ્તવિક જ્ઞાન પોતાને થયા વગર જીવ જન્મમરણના ફેરામાંથી મુક્ત થતો નથી.

જન્મ, અસ્તિ, વૃદ્ધિ, વિપરિણામ, અપક્ષય અને વિનાશ, એવા છ વિકાર સ્થૂલ દેહના છે, કારણદેહમાં તો આ વિકાર લાગુ પડતા નથી. જન્મથી શરીરમાં વધારો થતો હોવાથી અવસ્થાના ભેદે કરી કુમાર અવસ્થા, બાલ્ય અવસ્થા, યોવન અવસ્થા, અને વૃદ્ધ અવસ્થા એમ સ્થૂલ દેહની કહેવામાં આવે છે. જાતિ આદિ (બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર) અને આશ્રમ આદિ (બ્રહ્મ-ચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત,) એ પણ સ્થૂળ દેહ આશ્રિત છે પણ

સૂક્ષ્મદેહ અને કારણ દેહનો એ જાતિ આશ્રય સાથ કંઈ પણ સંબંધ નથી તે ઉપરાંત વ્યાધિ સૌંદર્યતા આદિ ગુણો પણ સ્થૂળ દેહ આશ્રિત છે. આ સર્વ સ્થૂળદેહ બરોબર આવી સ્થૂળદેહ આશ્રિત રહી સ્થૂળદેહ બરોબર જાય છે.

સૂક્ષ્મદેહમાં પાંચ પ્રાણ, પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયોના સ્વાભાવિક ધર્મો રહેલા હોવાથી અતઃકરણથી જે વિષય ગ્રહણ કે ત્યાગ કરવાની પ્રેરણા થાય છે તે પ્રમાણે ઇન્દ્રિયો વિષય ગ્રહણ કે ત્યાગ કરે છે. ઇન્દ્રિયો પાસે ક્રિયાશક્તિ, પ્રેરણાશક્તિ, અંત.કરણ પાસે અને ઇચ્છાશક્તિ જીવ પાસે છે, બુદ્ધિ અને જીવનો ઘણો સંલગ્ન સબધ હોવાથી જીવની ઇચ્છા એ બુદ્ધિદ્વારા અંતઃકરણમાં જેવી વ્યક્ત થાય છે કે તરતજ અંતઃકરણમાંથી ઇન્દ્રિયોને પ્રેરણા થવાથી ઇન્દ્રિયો પોતે વિષયોમાં પ્રવિષ્ટ થઈ સ્વશક્યનુરૂપ વિષય એ પોતે અતઃકરણને પોહોંચાડી દે છે; પછી અંતઃકરણને એ વિષય વિશે વિચાર થયો કે બુદ્ધિદ્વારા તે વિષય ઇચ્છાનુરૂપ જીવને પ્રાપ્ત થઈ બુદ્ધિદ્વારા સંતોષ અથવા અસંતોષ જીવને વ્યક્ત થાય છે.

મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ અંતઃકરણ ચતુષ્ટય છે. તેમાં ચિત્ત અને અહકારનો મન અને બુદ્ધિમાં અંતર્ભાવ છે અથવા અતર્ભાવ ન કરતાં એને પૃથક્ માનવામાં આવે તો અહકારનો ધર્મ “હું અમુક છું,” એમ બોલવુ અને ચિત્તનું ચિતવન કરવું, એ જ તેઓનો ધર્મ છે. અખિલ સૃષ્ટિ વ્યાપારથી લઈ બંધ મોક્ષ સુધી સર્વ કાંઈ ખટપટ જે આપણા જોવામાં આવે છે તે સર્વ મન અને બુદ્ધિ આ બે વિભૂતિથી રચાયલી છે. તેમજ સૃષ્ટિ મધે દેવ, મનુષ્ય તેમાં પણ બુદ્ધિમાન, ચતુર, ડાહ્યા આદિ પશુ પક્ષી વિગેરે જીવ માત્ર સર્વની શ્રેષ્ઠતા એ પણ મન અને બુદ્ધિ ઉપર છે પણ ફક્ત આત્માજ્ઞાની તો માત્ર એ મન અને બુદ્ધિ ઉપર પોતાની સત્તા ચલાવે છે અને તેને તે તાબે થતો નથી. બાકી બીજા જેવા કે વેદ અધ્યન કરનાર, અને શાસ્ત્ર અધ્યનથી પડિત તરીકે પોતાને ઓળખાવનાર, એવા લોકોને તત્વજ્ઞાનનો અનુભવ ન હોવાથી તેઓ મન અને બુદ્ધિને આધીન રહેનાર છે. ઇન્દ્રિયોદ્વારા સર્વ વ્યાપાર કરવા પોતાનામાં એ મન અને બુદ્ધિ કયા સ્થળમાંથી ઉત્પન્ન થઈ બાહેર પડીને પછી કેવી રીતે અને કયા સ્થળમાં પાછી લીન થાય છે, એનું જ્ઞાન તેઓને બીલકુલ હોતું નથી, કારણ એ જ કે વિચાર કરનારની સર્વ મજલ (કલ્પનાનો વેગ) વિચાર અંશ સુધી હોય છે એટલે વિચાર કર્તા પોતે વિચારરૂપ બની પોતે વિચારની લીન અવસ્થાને પ્રાપ્ત થાય છે, પણ એ વિચાર કઈ વસ્તુમાં લીન થાય છે એ સાવધાનપણે તેના જાણવામાં આવતું નથી. કારણ વિચારરૂપ કવચ ફેંકી દેતા તેઓને આવડતું નથી તેમ જ મન બુદ્ધિનું ઉત્થાન અને લય કેમ પકડવું ? એની પણ ખબર તેઓને હોતી નથી, એટલે પોતાના કેવળ વિદ્વત્તાના બળ ઉપર ત્રિકાલે

શાસ્ત્રીઓને પણ તેનો પત્તો લાગતો નથી, આ માર્મિક સ્થિતિનો પત્તો સદ્‌ગુરૂ શરણાગત શિવાય હાથ લાગતો નથી, જેથી જ વાસ્તવિક રીતે આપણામાં કહેણી છે કે "ગુરૂ વિના જ્ઞાન નથી."

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ ૭ અંતઃકરણના ધર્મમાં નૈસર્ગિક અને મુખ્ય છે. આ ધર્મો જ્યાં સુધી પોતાના મનના તાબામાં રહે છે ત્યાં સુધી એનું પરિણામ જીવનું નાશકારક છે. એ ૭ ધર્મોમાં ભેદ છે તે નીચે પ્રમાણેઃ—કામમા ઇચ્છા, મનોરથ, સંકલ્પ વિગેરે આદિનો સમાવેશ થાય છે; ક્રોધમાં નિષ્ઠુરતા, તૃષ્ણા, ઉગ્રતા, આધ્ય વિગેરે; લોભમાં કૃપણતા તૃષ્ણા, આશા વિગેરે; મોહમાં મમતા, માયા, પ્રીતિ વિગેરે; અને મદમાં દભ, ગર્વ વિગેરેનો અને મત્સરમાં, સમતા, અહિંસા, સરલતા આદિનો સમાવેશ થાય છે. જ્યારે મનના સ્વરૂપમાં નિશ્ચયાર્થ અને વિચાર ઓછા હોય છે ત્યારે તેમાં ઉત્થાન પામતી ઉર્મિ અનુસાર મન એ વિષય સન્મુખ પ્રવૃત્ત થાય છે, અને જ્યારે તેમા પરિણામ વિશેનો વિચાર ઓછો હોવાથી દૈવાધિન કંઈ સારૂં નરસું ફળ ઘડાય છે અને ફળ મળ્યા પછી મનને પોતાનું સ્વસ્થપણું આવે છે ત્યારે સ્વાભાવિક રીતે વિચાર આવે છે, તે એ કે "અમુક કામ વિચાર વગર કીધુ વાસ્તે અમુક ફળની પ્રાપ્તિ થઈ" પણ બરોબર વિચાર કરી કામ કીધુ હોત તો "અમુક પરિણામ આવતે નહી;" એવુ વિચારરૂપ પરિણામ ઘડવાનું કારણ મનના અધીન રહેનાર આવો ઉતાવળો સ્વભાવ કે જે મનનો નૈસર્ગિક સ્વભાવ છે. પણ તે ઉર્મિ જો બુદ્ધિના તાબામાં રહે છે તો બુદ્ધિ પોતાનો વિચાર નિશ્ચય અને ગંભીર સ્વભાવથી તે અંત.કરણરૂપી ૭ ધર્મોનો એકંદર રૂપાંતર કરી વ્યવહાર માર્ગમાં, જે ઉર્મિની જરૂર દેખાય તે ઉર્મિના સ્વરૂપમા મૂળ ઉર્મિનું મિશ્રણ કરી દે છે, જેથી ઉર્મિનું પરિણામ બાહ્ય સ્વરૂપે કદાચ ઉગ્ર દેખાય તોપણ અંતરનું સ્વરૂપ કોમળ હોય છે. કદાચ એનું પરિણામ સારૂં નરસું આવે તોપણ નિશ્ચય અને ગભીર વિચારથી કરવામાં આવેલુ હોવાથી મનને ખેદ ઉત્પન્ન થવાનું કારણ રહેતુ નથી. પણ પોતે સતોષ માની કહે છે કે અમુક બાબત પૂર્ણ વિચારથી કરેલી હોવાથી એમા ભુલ તો થઈ નથી. જેથી વ્યવહાર અર્થે આ અંત·કરણના ૭ ધર્મોનાં રૂપાંતર એવી રીતે થવાં જોઇએ કે કામમાં વિચાર, અને અનિચ્છા; ક્રોધમાં શાંત, ક્ષમા અને સૌમ્યતા, લોભમા અનુરાગ, કૃપાળુપણું અને ઔદાર્ય, મોહમાં વિરાગ અને નિસ્પૃહતા, મદમાં લીનતા, નિર્દંભતા, મર્યાદા અને લજ્જા અને મત્સરમાં સમતા, અહિંસા અને સરળતા હોવી જોઇએ. આવા સદ્‌ગુણોથી વ્યાવહારિક કામમા બનતાં સુધી વિઘ્ન આવતુ નથી અને એનું પરિણામ પણ સારૂં આવે છે. વિચારશીલને તો એ મન અને બુદ્ધિનું ખરૂં સ્વરૂપ અને ખરી યોગ્યતા દેખાય છે; તે ઉર્મિ કોણના તાબામાં કંઈ વખત રહી કેવું કામ

કરે છે તેની તેને બરાબર સમજ હોય છે. આ ૭ ઉર્મિ જીવના નિસંગતં બરાબર આવેલી છે અને કાળે અને ક્રમે કરી બુદ્ધિની પરિપક્વ દશામાં તે વ્યક્ત થતી જોવામાં આવે છે. માતાપિતા અને શિક્ષકના અનુકરણુ અને શિક્ષણથી તેની બુદ્ધિમાં જેમ જેમ પ્રૌઢતા અને ચાતુર્ય આવે છે. તેમ તેમ આમ મનના તાબામાં આવેલી ૭ ઉર્મિઓ હળવે હળવે પ્રસગોપાત્ત પોતાના તાબામાં લઈ છેવટે મનને પણ એ વિચારશીલ પોતાના કબજામાં લે છે, અને પછી મનનો ચચળ અને અવિચારપણાનો સ્વભાવ નરમ કરી તે સ્વભાવ પોતાની વિચારશીલતા સાથ મેળવી દે છે, એટલે તેને શાંત અને ગભીર કરે છે. વ્યવહારમા પોતાના ધીર અને ગંભીર મન ઉપર મોટી મોટી આફત તથા અડચણના પ્રસંગ આવવાથી એવા પુરૂષનું મન કદી પણ ચલાયમાન થતું નથી, પણ તેઓની શાંત અને ગંભીર વૃત્તિ હોય છે

જીવેના જન્મ બરોબર સ્વાભાવિકપણે આ ૭ ઉર્મિઓ હોય છે, જન્મથી જીવનું શરીર, ઇન્દ્રિયો, અવયવો આદિ કોમળ હોય છે અને તે પ્રમાણે તેના મનના ધર્મ પણ કોમળ અને મંદ પ્રકાશરૂપ હોય છે. શરીર ઇન્દ્રિયો જેમ પુષ્ટ અને વૃદ્ધિગત થાય છે અને વિષયજાન સસ્કારની તેમાં ભરતી થતી જાય છે તેમ તેમ મનોવિકાર પ્રબળ થાય છે. આ ૭ ઉર્મિઓ જીવ માત્રના જન્મ બરોબર ઉત્પન્ન થઈ તેના અત:કરણમા વાસ કરે છે જેથી આ ૭ ઉર્મિઓના સમુદાયને **સ્વભાવ** કહેવામાં આવે છે. એ સ્વભાવની પરીક્ષા અમુક લોભી છે, અમુક ઉદાર છે અને અમુક કૃપણુ છે એમ જુદી જુદી ઉર્મિઓના વિશેપણથી કરવામાં આવે છે; એ સ્વભાવથી મનુષ્યની પ્રસિદ્ધતા થાય છે. જેની આ ૭ ઉર્મિઓ મનના તાબામાં હોય છે તેને દુ:સ્વભાવિ અથવા ખરાબ કહે છે અને જેની એ ઉર્મિઓ બુદ્ધિના તાબામાં હોય છે તેને સારા સ્વભાવવાળો કહે છે. આમ ઉર્મિઓના વિશેષ્ય ગુણુ ધર્મોથી મનુષ્યના સ્વભાવની પરીક્ષા કરવામાં આવે છે. નિયમ એવો છે કે પોતાનાં આચરણુ શુદ્ધ અને સારાં રાખી પોતાની સંતતિની સુધારણાની તરફ ન વળે તો જરૂર પોતાના દુ:સ્વભાવની છાપ પોતાની સંતતિ ઉપર પડ્યા વગર રહેતી નથી. જેવો મનુષ્યનો સારો નરસો સ્વભાવ હોય છે તે પ્રમાણે તેના હાથે સ્વભાવાનુરૂપ સારી નરસી ક્રિયા ઘડવામાં આવે છે. જેથી વ્યાવહારિક દૃષ્ટિથી સત્ક્રિયાનું અનુકૂળ પરિણામ બીજા ઉપર આવી તેનાથી કૃત કરનારના ઉપર થડનારી પ્રતિક્રિયાના પરિણામના ફળને સુખ અને દુ:સ્વભાવથી ઘડેલી અસત્ ક્રિયા અને તે ક્રિયા પ્રતિ ક્રિયાના પરિણામ પ્રતિકુલ પરિણામના અનિષ્ટ ફળને દુ:ખ કહેવામાં આવે છે. આ સુખ-દુ:ખનો અનુભવ દેહ ઇન્દ્રિયોદ્વારા બુદ્ધિને થાય છે અને દેહ ઇન્દ્રિય સાધન રહિત જે માનસિક સુખદુ:ખ થાય છે તે સુખદુ:ખ બુદ્ધિની સ્વસંવેદ્ય શક્તિથી

જાણવામાં આવે છે. દેહ, ઇન્દ્રિયો, પ્રાણ, ઇત્યાદિક પ્રવૃત્ત થઈ વિષય ગ્રહણ કરી ક્રિયા કરવી એ તેઓનો સ્વાભાવિક ધર્મ છે અને ઇન્દ્રિયો આદિને પ્રેરણા કરી સુખદુઃખાત્મક ફળ આવતાં તેનો અનુભવ લેવો, આ બુદ્ધિની પ્રધાનતાથી અતઃકરણનો ધર્મ છે; એટલે સુખદુઃખાદિક અનુભવના અંતર્ગત જ્યાં જેટલી ઉર્મિ આવે તે અંતઃકરણ વેદ્ય હોવાથી અંતઃકરણનો ધર્મ છે. એવી રીતે દેહ ઇન્દ્રિયો આદિ અંતઃકરણના નૈસર્ગિક ધર્મ છે. દેહ ઇન્દ્રિયાદિ સ્થૂળ સૂક્ષ્મ સંઘાતમક જીવનું સ્વરૂપ છે અને તેથી તે સર્વનો સ્વાભાવિક ધર્મ તે જીવનો સ્વાભાવિક ધર્મ છે. સર્વ ધર્મો જીવે પોતાની અજ્ઞાનતાથી પોતાના માથે લઇ લીધા છે જેથી જીવ "હું સુખી" "હું દુઃખી છું" એવા અંતઃકરણના ધર્મમાં પ્રવૃત્ત થાય છે, પણ વાસ્તવિક રીતે જોતાં કોઈ પણ દેહ ઇન્દ્રિયો આદિ વિકારમાં જીવ લિપ્ત રહેલો નથી તે તો સર્વ વિકારરહિત અને સર્વ વ્યાપારના દ્રષ્ટા કેવળ સાક્ષીરૂપે છે. ભ્રાંતિથી પોતે સુખી દુઃખી કર્ત્તા ભોક્તા એમ માની બેસી જીવ જન્મ મરણના ચક્કરમાં આવી સર્વ કર્મોથી બદ્ધ થયો છે, કર્મના અભિમાનથી "હું કર્ત્તા છું" એમ માની પોતાને કર્ત્તાનું અભિમાન આવવાથી ભોક્તૃત્વ પણ તેને પ્રાપ્ત થાય છે. અને ભોક્તૃત્વ પ્રાપ્ત થવાથી ભોગવવાના સુખદુઃખ પરંપરા તૈયાર થઈ જીવની સન્મુખ આવી ઉભા રહે છે; કારણ જે સારી માઠી ક્રિયા જીવના હાથથી થાય છે તે ક્રિયા પ્રતિક્રિયારૂપે પોતાને સુખદુઃખાત્મક ભોગરૂપે પ્રાપ્ત થાય છે.

**જીવનાં કર્મો**

બુદ્ધિ અને કર્મો એ બન્નેનો અભિન્ન જન્ય જનક ભાવ સંબંધ હોવાથી એ કર્મવિષય અતિગહન છે, કારણ કર્માનુસાર બુદ્ધિ અને બુદ્ધિ અનુસાર કર્મ એવો નિયમ છે. સૃષ્ટિની ઉત્પત્તિ વખતે માયાના તમ, રજ અને સત્વ આ ત્રણ ગુણથી પંચ મહાભૂત નિર્માણ થયા, પંચ મહાભૂતના અપંચીકૃતરૂપમાંથી તમોગુણ અંશે જડરૂપ ભોગ્ય વિષય (શબ્દ સ્પર્શ આદિ), રજોગુણ અંશે પ્રાણ, ઇન્દ્રિયાદિક, અને સત્વગુણ અંશે અંતઃકરણાદિક એ સર્વ સૂક્ષ્મ નિર્માણ થયા પછી એ પંચીકરણ થઇ વિષય ઇન્દ્રિયો અને અતઃકરણ એ સર્વને સ્થૂળતા આવી. સૂક્ષ્મ અવસ્થામાં સર્વ ત્રિપુટીનું કાર્ય જે કાર્યક્ષમ સ્વરૂપે હતુ તેનું સ્થૂળ અવસ્થામાં આવવાથી કાર્યક્ષમ થવા લાગ્યું એટલે માયાના સ્વરૂપભૂત સત્વ, રજ અને તમ ગુણોએ તે સર્વ મધ્યે અનુસ્યૂત બરાબર થઇ ઓતપ્રોત ભાવથી મિશ્રિત કરી પ્રત્યેક પદાર્થને ગુણવત કીધા, જેથી પદાર્થ માત્રમાંના ગુણો તે માયાના ત્રિવિધ ગુણરૂપે દેખાવા લાગ્યા, જેથી તે ગુણોના કાર્યરૂપ પરિણામને **શક્તિ** કહેવામા આવી છે. એ શક્તિ મધ્યે કહેતા કાર્યમાં ત્રિવિધ

ભેદ થવા લાગ્યા, એટલે પદાર્થમાં તમોગુણના પરિણામ તામસી શક્તિથી તામસ કાર્ય, રજોગુણ પરિણામ રાજસ શક્તિથી રાજસ કાર્ય, અને સત્વ-ગુણનું પરિણામ સાત્વિક શક્તિથી સાત્વિક કાર્ય એમ ત્રિવિધ ભેદ થયા. અર્થાત્ એ કે જે પદાર્થ મધે જેવા અને જેટલા ગુણ હોય છે તે ગુણો તેવા અને તેટલા પરિણામે શક્તિરૂપ થઇ તેમાંથી તેવાં અને તેટલાં કાર્ય થાય છે. માયાના ત્રિવિધ ગુણમાથી પંચ ભૌતિક સૃષ્ટિનો પસારો થયો જે કેવળ જડ-રૂપ હોવાથી તેમાં જે ચેતન અંશ એકરૂપે ઓતપ્રોત ભરેલો છે તે ચેતન અંશની પ્રેરણાનો આઘાત પંચ મહાભૂતના મૂળાધારપર બેસી, પચ મહાભૂત જડ છતાં, ચેતન પ્રમાણે કાર્યમાં પ્રવૃત્ત થઇ ચરાચરાત્મક સ્થૂળ–સૂક્ષ્મ સૃષ્ટિરૂપે નિર્માણ થયા; જેથી જે ચેતનાંશ સૃષ્ટિમાં વ્યાપ્ત છે તેની એક કળા **જીવ** છે, અને ત્રિવિધ ગુણરૂપ જે માયા છે, તેની એક કળા જીવની **બુદ્ધિ** છે, અને આ બુદ્ધિમાં ત્રિવિધ ગુણ સૂક્ષ્મરૂપે આવેલો છે. જેમ વ્યાપક, ચેતનાંશ પ્રેરણાના આઘાતથી જડમાં પ્રવૃત્ત કરે છે, તેમ આ જીવ ઇચ્છારૂપ આઘા-તથી બુદ્ધિને પ્રેરણા કરે છે અને તે દ્વારા પ્રાણ ઇન્દ્રિયાદિ સ્થૂળ સૂક્ષ્મ દેહરૂપ જડ સંઘાતને કાર્યમાં પ્રવૃત્ત કરે છે, પણ અજ્ઞાનતાએ કરી પોતાનો પ્રેરક ચેતન સ્વરૂપને, (આત્માને) જીવ વિસરી જઇ દેહ ઇન્દ્રિયાદિ સંઘાત પંચ ભૌતિક ત્રિપુટી પોતાને ઠેકાણે છે, એમ તે અભિમાન ધરે છે. એ કારણથી " પ્રેરક અને પ્રેરણાનો દ્રષ્ટા હું પોતે છું" એ ભાન જીવને રહેતું નથી પણ પદાર્થના ગુણ ધર્મ તે પોતાના ગુણ ધર્મ છે, ગુણધર્મની પરિણામરૂપ શક્તિ તે પોતાની શક્તિ છે અને એ શક્તિનાં જે કાર્ય તે પોતાનાં કાર્ય છે, એમ દ્રઢતા રાખી જીવ બેસે છે; અને પોતાની પૃથક્ રીતે રહેલા વિષયોમાં તાદાત્મ્ય ભાવ રાખી જીવ રહે છે. આ કારણથી જ દેહ ઇન્દ્રિયાદિકના સ્વાભાવિક ધર્મ તે જીવના સ્વાભાવિક ધર્મ છે.

પદાર્થના સ્વાભાવિક ધર્મનું અભિમાન આમ ધારણ કરવાથી પદાર્થના સ્વાભાવિક ધર્મની ચાલુ રહેલી સ્વાભાવિક ક્રિયા તે પણ જીવની સ્વાભાવિક ક્રિયા થઇ રહે છે. પોતાના કૃતત્વનું અભિમાન થયા વગર કોઇ પણ ક્રિયા ઘડવામાં આવતી નથી, અને ક્રિયા કર્યા વગર કૃતત્વ અભિમાન પણ આવતું નથી, એવો સ્વાભાવિક ધર્મ છે, તેથી પદાર્થની સ્વાભાવિક ઘડનારી ક્રિયાનું અભિ-માન પોતાને આવવાથી તેમાં પોતાની સ્વાભાવિક ક્રિયામાં કૃતત્વ અભિ-માન જીવને સહજ આવે છે, અને પદાર્થના સ્વાભાવિક ગુણ ધર્મ અને સ્વા-ભાવિક ક્રિયા, તે જીવની સ્વાભાવિક ગુણધર્મ અને સ્વાભાવિક ક્રિયા થવાથી પોતાની ક્રિયાનું કૃતત્વ અભિમાન તેને થાય છે. ક્રિયા અથવા કર્મથી ઘડનારા પરિણામને **ફળ** કહેવામાં આવે છે, અને તે ફળના પ્રતિક્રિયારૂપે જીવ ભોગ ભોગવે છે, એટલે જીવે કરેલા કર્મના પરિણામરૂપ આઘાત જે પદાર્થ

અથવા જીવ ઉપર આવે છે, તે જીવ તરફથી પાછી ફરેલી પ્રતિક્રિયા અથવા પ્રતિક્રિયાના કર્મફળરૂપે જીવને ભોગવવાં પડે છે.

જીવથી થતા વ્યાપાર બે પ્રકારના છે એટલે કાંઇક સ્વાભાવિક એટલે ઉદ્દેશ વગરના અને કાંઇક પૂર્વે મનમાં ઉદ્દેશ ધરીને કરવામાં આવનારા. ઉદ્દેશ પૂર્વક થતા વ્યાપારમાં કર્ત્તા સ્વાભિમાનમાં જાગૃતિ હોય છે, એટલે કર્મપર કૃતત્વરૂપથી જીવ આરૂઢ હોય છે અને અહેતુક ઘડનારી ક્રિયામાં કર્ત્તા અભિમાન આરૂઢ હોતો નથી. સ્વાભાવિક રીતે ઘડનાર વ્યાપારને **ક્રિયા** કહેવામાં આવે છે અને ઉદ્દેશ પૂર્વક થનારા વ્યાપારને **કર્મ** કહેવામાં આવે છે. એ તે ક્રિયા અને કર્મનો ભેદ છે. કર્મ એ જીવના બંધનનું કારણ છે. જ્યારે સ્વાભાવિક રીતે થતી ક્રિયામાં તે ક્રિયાના કૃત્યનું અભિમાન જીવને હોય છે, ત્યારે તે કૃત્ય કર્મરૂપ થાય છે અને તેનું પ્રતિક્રિયારૂપે ફળ જીવને ભોગવવું પડે છે. સ્વાભાવિક રીતે ઘડનારી ક્રિયા અહેતુક હોય છે જ્યારે અહેતુક ક્રિયાપર જીવને અભિમાન આરૂઢ થાય છે, ત્યારે તે ક્રિયા કર્મરૂપ થાય છે અને તે કર્મ કૃત્યતામાં કૃતત્વનુ અભિમાન જીવને આવે છે; જેમાં ભોગાર્થ મુખ્ય હોવાથી ભોક્તૃત્વ અભિમાનથી કૃત કર્મફળનો ઉપભોગ જીવને પ્રાપ્ત થાય છે. ક્રિયા અહેતુક છે પણ કર્મ સહેતુક છે. બુદ્ધિપૂર્વક થતી ક્રિયાને સહેતુક કર્મ કહેવામાં આવે છે. અહેતુકમાં કૃતત્વ અભિમાન હોતો નથી પણ સહેતુકમાં તે અભિમાન હોય છે. પોતાની ઇચ્છાનુરૂપ બુદ્ધિની પ્રેરણાને જીવ જ્યાં જ્યાં ઇન્દ્રિયોમાં દેહ કામે લગાડે છે ત્યાં ત્યાં તે કામ તેઓ કરે છે. આઠ પ્રહર દિનચર્યામાં દેહ ઇન્દ્રિયોને જન્મથી જેવો અભ્યાસ હોય છે તેવા અભ્યાસથી ઇન્દ્રિયો દેહ સહવર્તમાન પુનઃ સૂર્યોદય સુધી નિયમિત દેહ પરિચર્યાથી પોતે સ્વાભાવિક રીતે પ્રવૃત્ત થાય છે. ત્યાં પ્રેરણાની જરૂર લાગતી નથી. નિદ્રા, જાગૃત, ક્ષુધા, તૃષા, શૌચ, ચાલવું બોલવું બેસવું વિગેરેમાં સ્થૂલ વ્યાપાર તેમજ સ્નાન, સંધ્યા, જપ, તર્પણ, પૂજા આદિ અંતઃકરણના પૂજ્ય વ્યાપાર અને એ સિવાય નિત્ય વ્યાપારમાં જેવી ઠરાવેલી ટેવ દૃઢ થયલી હોય છે તેવી રીતે દેહ ઇન્દ્રિયો પોતપોતાને ઠેકાણે વખતો વખત પ્રવૃત્ત થતી રહે છે અને જેવી ટેવ પાડવામાં આવે છે તે પ્રમાણે સ્વાભાવિક રીતે તેઓ ક્રિયા કરે છે. સ્વાભાવિક વ્યવહારથી ઇન્દ્રિયોથી થતા શ્રેષ્ઠ કે દુષિત કર્મોનું ફળ જીવને ભોગવવુ પડતુ નથી.

હેતુ કહેતાં ઇચ્છા જીવ આશ્રિત છે. ઇચ્છાની પ્રેરણા બુદ્ધિદ્વારા ઇન્દ્રિયોમાં થાય છે કે ઇન્દ્રિયો કાર્યમાં પ્રવૃત્ત થાય છે. જીવની ઇચ્છા પ્રમાણે ઇન્દ્રિયો પાસે તે ઇચ્છા અનુસાર જીવ પોતે કર્મ કરાવે છે. ઇન્દ્રિયો જડ હોવાથી તેને કૃતત્વભાવ નથી. કારણ જીવની પ્રેરણાથી ઇન્દ્રિયો ચાલતી હોવાથી ક્યું કરવું કે ન કરવું એની જવાબદારી ઇન્દ્રિયોને નથી. જેમ શરીરના

અંતર વ્યાપાર કરવાનું સાધન એ મન અને બુદ્ધિ આદિ અંતઃકરણ છે, તેમ બાહ્ય વ્યાપાર કરવાની દેહ ઇન્દ્રિયો આદિનું સાધન એ બાહ્ય સ્થૂળ શરીર કારણ છે. પણ કામ કરવું કે ન કરવું એ તો જીવ આધિન છે, કારણ હેતુ જીવ આશ્રિત છે, અને હેતુ પોતાના મૂલ વેગરૂપે જેવી રીતે ઇન્દ્રિયોને આઘાત આપે છે તેવી રીતે કર્મ જીવ આગળ આવી ઉભું રહે છે. એટલે એ હેતુ પોતાના વેગે કરી અંતઃકરણ ઇન્દ્રિયો આદિમાં જેવો વેગ ભરે છે કે તેવું કર્મ ચાલુ થાય છે. જે કર્મ અથવા ક્રિયા કરવામાં યતકિંચિત્ હેતુ હોતો નથી, ક્રિયા થાય કે ન થાય એની લેશ માત્ર પણ કાળજી રહેતી નથી, અને તેમાં પણ અભિમાન લેશ માત્ર હોતો નથી અને તેવી ક્રિયામાં કૃતત્વ અભિમાન તદ્દન શૂન્ય હોય, તોજ તે ક્રિયા અહેતુક કહેવાય છે.

જીવના હેતુની પ્રેરણા જે પ્રમાણે બુદ્ધિદ્વારા દેહ ઇન્દ્રિયોને થાય છે, અને જે પ્રમાણે કાર્યો કરવામાં આવે છે, તે સર્વનો મુખ્ય સાહ્ય પ્રાણ છે; કારણ પ્રાણની સાહ્ય વગર દેહ ઇન્દ્રિયો કાંઈ પણ કામ કરી શકતી નથી. મન અને બુદ્ધિ સ્થૂળ સૂક્ષ્મ સંઘાતમાં પ્રમુખ છે તોપણ તેઓના વ્યાપારમાં પણ પ્રાણની સાહ્ય લાગે છે. પ્રાણના રોધથી મન બુદ્ધિના વ્યાપારનો રોધ થાય છે અને યોગીઓ પ્રાણના રોધથી મન વ્યાપારનો રોધ કરે છે મન બુદ્ધિના વ્યાપારનો રોધ કરવાથી યાવત્ સૃષ્ટિ વ્યાપાર સાથ આપણો જે સંબંધ બુદ્ધિદ્વારા છે તે સંબંધ તોડવા બરાબર થાય છે ખરો પણ સ્થૂળ સૂક્ષ્મ સૃષ્ટિ વ્યાપારનો મૂળ બીજ હેતુ છે, જેના સિવાય મન બુદ્ધિના વ્યાપારનો રોધ થઈ શકતો નથી. જેથી મન બુદ્ધિના વ્યાપારનો રોધ એ હેતુનો રોધ છે. સર્વ વ્યાપારનું બીજ હેતુ છે અને તેના રોધની ક્રિયા એ હેતુ વગર ઘડવામાં આવતી નથી. જેથી હેતુ રોધ કરવાની ક્રિયા એ સહેતુક થાય છે. એ ઉપરથી મન, બુદ્ધિ, ઇન્દ્રિયો, દેહ આદિ સર્વ ક્રિયા સહેતુક કહેવાય છે, અને તેથી સહેતુક ક્રિયા અથવા કર્મ એ જ કર્મનું લક્ષણ છે. હેતુ, વાસના, આશા, ઇચ્છા, સંકલ્પ, કલ્પના ઇત્યાદિ એ સર્વ શબ્દો એક અર્થના બોધક અને એક બીજા સાથે તેઓનો પર્યાય વાચક સંબંધ છે. તેમાં હેતુ, વાસના અથવા સંકલ્પનો અને પ્રાણનો તાદાત્મ્ય સબંધ છે અને જીવ સાથ તેઓ સંલગ્ન એટલે તાદાત્મ્યરૂપે રહ્યા છે જેથી આ સર્વેનો એકમેક સાથ પરસ્પર બદ્ધ થવાથી વાસનાની કર્મમાં ઉત્થાન થયા સિવાય જીવની ઉત્થાનરૂપ કર્મમાં પ્રવૃત્તિ થઈ શકતી નથી. વાસના બુદ્ધિદ્વારા ઇન્દ્રિયોને પ્રાણના સાહ્યથી પ્રેરણા કરે છે, અને ઇન્દ્રિયો પણ પ્રાણના સાહ્ય વગર વિષય ગ્રહણ કરી શકતી નથી. આમ આ સર્વેનો સર્વ વ્યાપાર પ્રાણ આધિન હોવાથી જીવે પ્રાણને પોતાના તાબામાં લઈ સર્વ વ્યવહાર પૂર્ણપણે પોતે પાળવો જોઇએ અને પોતે એ સર્વનો ચલાવનાર હોવો જોઇએ, એવા હેતુથી જીવ શ્વાસોશ્વાસ ક્રિયા કરે

છે જેથી પ્રાણની તે શ્વાસોશ્વાસ ક્રિયા સહેતુક છે અને જે ક્રિયા જીવથી ઘડાય છે તે સહેતુક હોય છે.

સહેતુક કર્મ કરવાથી ક્રિયારૂપ હેતુ આરૂઢ થવાનો ઉદ્દેશ ક્રિયાપર આરૂઢ થઈ જે ક્રિયા કરે છે તેનો આઘાત બીજા ઉપર આવવાથી તે આઘાત પ્રતિ ક્રિયારૂપે ક્રિયા કરનાર પાસે આવે છે, જે કૃત કર્મોના ફળરૂપે હોય છે. આ કર્મના ફળનો ઉપભોગ જીવને અનિવાર્ય હોવાથી તેને ભોગ ભોગવવા સિવાય છુટકો થતો નથી અને તે સિવાય તેની પણ આગળ ગતિ થતી નથી. સહેતુથી કરેલી ક્રિયાનું પરિણામ બીજા ઉપર સારૂ થાય છે ત્યારે પ્રતિક્રિયારૂપે મળનારૂં ફળ પણ સારૂ જ હોય છે, પણ અસદ્‌હેતુથી થનારી ક્રિયાનું પરિણામ નઠારૂ જ આવે છે અર્થાત્ જે હેતુથી જે ક્રિયા કરવામાં આવે છે તેનું ફળ પ્રતિક્રિયારૂપે તેવુ જ આવે છે જેથી સહેતુક ક્રિયા ઘડાય અને પ્રતિક્રિયારૂપે તેનું ફળ સારૂ મળે એવી કર્મફળની સિદ્ધતા છે. હેતુ કહેતાં વાસના એ જીવ આશ્રિત છે જેથી જીવને સ્વકર્મ કૃતત્વભાવ અને ફળકર્મ ભોક્તૃત્વભાવ સદા કાયમના તેની પછાડી લાગેલા રહે છે. એ ઉભય ભાવનો સપુટ જીવના બંધરૂપ છે, આ ઉભય ભાવ સંપુટ (કૃતત્વભાવ અને ભોક્તૃત્વભાવ) જીવને છુટી જાય અને જીવના સર્વ કર્મ અહેતુક બ્રહ્માર્પણ થાય તો જીવને મોક્ષ પ્રાપ્ત થાય છે. એ મોક્ષ વગર જીવ કર્મપાસ બદ્ધથી મુક્ત થતો નથી કારણ કર્મ કરવું, ફળ ભોગવવું અને કર્મ પ્રધાન સૃષ્ટિરૂપ પ્રવાહમાં ઘસડાઈ જવુ એ જ્યાં સુધી જીવને કાયમના છે, ત્યાં સુધી પોતાના દેહ, ઇન્દ્રિયો અને પ્રાણથી થતા કર્મ અહેતુક કર્મ થતા નથી, અહેતુક કર્મ કર્યાં વગર મોક્ષ માર્ગ જીવને પ્રાપ્ત થતો નથી. સર્વ કર્મો અહેતુક કરવાને ઇશ્વિર સ્મરણ કરતા રહી પોતાનો સર્વ વ્યવહાર પરિચય કરતા રહેવું એવો શાસ્ત્રનો નિયમ છે.

**કર્મ ફળ ભોગ**

દેહ, પ્રાણ, અંત:કરણ, ઇન્દ્રિયો ઇત્યાદિકમાં સ્વાભાવિક ગુણધર્મો અને તેઓની સ્વાભાવિક ક્રિયા જીવના હેતુના આધીન હોવાથી જીવને તે સર્વનો કર્ત્તા હું છું, એવું અભિમાન આવ્યું. અભિમાન આવવાથી ક્રિયા કર્મરૂપ થઈ. કર્મના અમલની પ્રબળતાએ કરી જીવના શ્વાસોશ્વાસથી તે સ્વર્ગ નરક આદિ સુધી સર્વ સૃષ્ટિ વ્યાપાર પણ જીવના કર્મ આધિન થયા. કર્મ આધિન થવાથી ખાસ જીવ કર્મોનો કર્ત્તા થયો અને તેથી તેને પોતાને કર્મ આધીન અથવા કર્મ પરાધીન થવું પડયું, અને કર્મ નચાવે તે પ્રમાણે નાચવું પડ્યુ જીવ કર્મારૂઢ હોય છે ત્યાં સુધી કર્મ જીવના સ્વાધીનમાં હોય છે અને કર્મ કરી પોતાની ઇચ્છા સમાપ્ત કરે છે કે તે કર્મ ભોગ જીવને પ્રાપ્ત થયા વગર રહેતો નથી. એ કર્મ ફળ ભોગ અનિવાર્ય છે. જીવની ઇચ્છા જીવ આશ્રિત છે. જીવ પોતાની

ઇચ્છાનુરૂપ કર્મ કરવામાં પ્રવૃત્ત થાય છે કે ઇચ્છાનો પહેલો આઘાત અંતઃકરણ ઉપર જઇ બેસે છે. મન બુદ્ધિ ઉપર ઇચ્છાનો આઘાત પ્રેરણારૂપે બેસે છે કે તે મન અને બુદ્ધિની ઉર્મિરૂપે ઉત્થાન પામે છે. કામ, ક્રોધ આદિ મૂળ ૭ ઉર્મિઓ મનના સ્વાધીનમાં રહે છે. ઉત્થાન પામતી અવસ્થામાં તે ઉર્મિ અસત્ રૂપે હોય છે પણ બુદ્ધિના સ્વાધીનમાં આવે છે, ત્યારે તે સદ્‌રૂપે થાય છે. જીવની ઇચ્છાનો આઘાત મન ઉપર આવે છે, ત્યારે મનના આધિનમાં રહેનાર ઉર્મિથી ઇન્દ્રિયોને પ્રેરણા થઈ ઇન્દ્રિયો કાર્યમાં પ્રવૃત્ત થાય છે. મનનું સ્વરૂપ ચંચળ અને અવિચારી હોવાથી તેની પ્રેરણા તથા પ્રેરણારૂપ કાર્ય પણ અવિચારી હોય છે જેથી આ અવિચારી કાર્યના પરિણામનો આઘાત બીજા ઉપર જાય છે, ત્યારે તેનું ફળ પણ ખરાબ આવે છે. પણ જીવની ઇચ્છાનો આઘાત બુદ્ધિ ઉપર પડે છે ત્યારે બુદ્ધિ સ્વાધીન ઉર્મિથી ઇન્દ્રિયોને પ્રેરણા થઈ ઇન્દ્રિયો કર્મમાં પ્રવૃત્ત થાય છે. બુદ્ધિનું સ્વરૂપ વિચારી અને ગભીર હોવાથી તેની પ્રેરણા તથા પ્રેરણારૂપ કાર્ય પણ વિચારી જ હોય છે. આ વિચારી કાર્યનું પરિણામ બીજા ઉપર આવતાં એનું ફળ સારૂં આવે છે. વાસ્તવિક જોતાં મન અને બુદ્ધિની ઉર્મિ અનુસાર જે કંઇ સારા નરસા પરિણામ ઘડવામાં આવતાં લોકના પ્રત્યયમાં એ જીવ આવે છે ત્યારે તે પ્રત્યયાનુસાર તે જીવ દુ:સ્વભાવિ અને સુસ્વભાવિ કહેવાય છે. ઉર્મિના પરિણામને **સ્વભાવ** કહે છે. દુ.સ્વભાવથી કરેલું કર્મ દુષ્ટ હોય છે અને સુસ્વભાવથી કરેલું કર્મ સુખરૂપ હોય છે. એટલે જેવા સ્વભાવથી જે કર્મ કરવામાં આવે તેનું પ્રતિક્રિયારૂપ ફળ તેવા સ્વભાવ અનુસાર આવે છે. દુઃસ્વભાવથી કરેલાં કર્મ પાપ કર્મ અને સુસ્વભાવથી કરેલાં કર્મ પુણ્ય કર્મ છે. કર્મ બીજરૂપ છે અને તે બીજનું ફળ કર્મનું પરિણામ અને તે પરિણામનો ભોગ જે ફળ હોય છે, તેજ બીજનું કારણ છે, કર્મથી ફળ અને ફળથી કર્મ એવી રીતે પરસ્પર એ બેની વૃદ્ધિ થાય છે. બીજ ઉપર ફોતરૂ અથવા પડ અને અંતરમાં અંકુર મુખ્ય બીજરૂપ હોય છે. જેમાથી વૃક્ષ ફળની ઉત્પત્તિ થાય છે. અંકુર વગરના બીજમાંથી અથવા બીજ સેકવાથી અંકુર નષ્ટ થયું હોય છે તેવા બીજમાંથી ફળની ઉત્પત્તિ થતી નથી. બીજના અંકુરની સરખામણી હેતુ અથવા વાસના સાથ થઈ શકે છે. બીજના અંકુરની સરખામણી કર્મ સાથ થઈ શકે છે. જેમ મગજ આચ્છાદન થવાથી બીજ અકુરમાંથી ભૂમિ ઉપર વૃક્ષ અંકુર બાહેર આવે છે અને પછી ઝાડ થઈ ફળ આવી તે ફળ ઉપભોગમા આવે છે, તેમ કર્મ બીજથી ભોગફળ આવી તેનો ઉપભોગ જીવથી કરવામાં આવે છે, એટલે વાસનારૂપી અંકુર બીજના કર્મરૂપે સૃષ્ટિ ભૂમિમાં રોપાઈ ભોગરૂપ ફળ સૃષ્ટિ વૃક્ષમાં આવી જીવને તેનો ઉપભોગ કરાવે છે; એક વાસનાથી થતાં કર્મફળ ભોગવ્યા પછી તે પાછા કર્મફળ ભોગવવામાં વાસના દઢ થાય છે અને તેજ

ફળ ભોગવવાની ઇચ્છાથી પાછા તેવાં કર્મો જીવથી કરવામાં આવે છે. આમ વાસના, કર્મ અને કર્મફળ ભોગ એવા સલગ્ન વ્યાપાર જીવને સદા ચાલુ રહે છે એટલે વાસના રૂપ કર્મ, કર્માનુરૂપ ફળભોગ, અને ભોગાનુરૂપ પાછી વાસના એવું અખંડ મંડળાકાર ચક્ર જીવને ચાલુ રહે છે. જીવને આ કર્મફળ અને ભોગરૂપી ચક્રના પરિભ્રમણથી પાછું કર્મફળ ભોગવવાની લાલસા ઉત્પન્ન થાય છે અને આવા કર્મફળરૂપ ચક્રમાં જન્મ મરણ પરંપરાના વેગથી જીવ પૂર્ણપણે સંકડાયલો રહે છે, સત્સગથી એ કર્મબંધન છુટે છે; સત્સંગથી દૃઢ વાસના જો જીવને ઉત્પન્ન થાય અને એવી દૃઢ વાસના શાંત કરવાનો પ્રયત્ન જીવ સદા ચાલુ રાખે તો કાલે કરી આ કર્મફળ ભોગરૂપી ચક્ર સ્થિરતામાં આવતાં તેના સર્વ કર્મો અહેતુક થાય અને કર્મફળ ભોગમાંથી જીવ છુટી જાય. સત્કર્મ અને સત્ફળ વૃદ્ધિનું છેવટ સદ્‌ગતિ છે. સત્કર્મ, સત્ફળ સદ્વાસના અને સદ્‌ગતિ તથા દુષ્કર્મ, દુષ્ફળ, દુષ્ટવાસના, અને દુર્ગતિ, એ ચક્રમાલિકામાં, શેષ જીવની પોતાની વાસના બીજ છે. એ વાસના બીજ આત્મજ્ઞાનથી નિર્બીજ થતાં ચક્રમાલિકામાંથી જીવ છુટી જાય છે.

ભોગ્ય વિષયરૂપ સૃષ્ટિમાં કર્મોના ફળની ઇચ્છા કરતાં કરતાં અનંત વિષયરૂપ ફળનો ઉપભોગ પોતે જીવ કરે છે. ઉપભોગ થયા પછી ફળનો ઉપભોગ પાછો થવો જોઇએ એવી વાસના રૂઢ થવાથી પુનઃ કર્મફળ ભોગની વૃદ્ધિ જીવમાં થાય છે અને તેવાં વૃદ્ધિ કર્મ ફળ ભોગના ઉપભોગમાં તે અખંડ નિમગ્ન રહે છે. સસાર બીજરૂપ વાસના એ જીવ આશ્રિત અખંડ સંલગ્ન રહેવાથી તેનો વિયોગ ત્રિકાલે પણ થતો નથી કારણ વાસનાનું મૂળ ઉત્થાન જીવ આશ્રિત અને તેની પ્રેરણા બુદ્ધિદ્વારા ઇન્દ્રિયોપર હોવાથી તેનો પ્રેરક એ જીવ આશ્રિત છે. દેહ ઇન્દ્રિયોદ્વારાએ થનારા કર્મનો કૃતત્વભાવ અને કર્મફળ ભોક્તૃત્વ ભાવ પણ જીવ આશ્રિત અને ભોગ પ્રાપ્તિ મલ્યા પછી પાછી ભોગ પ્રાપ્તિની શેષ વાસના પણ જીવ આશ્રિત છે. "હું"પણાનો અહંભાવનો આધાર એ દેહ ઇન્દ્રિયોપર છે, દેહ આદિ સર્વ સૃષ્ટ પદાર્થ ઉપર અહં-પણું રૂઢ હોવાથી અહભાવનાનો વાસનાદ્વારા પદાર્થ માત્રનો મૂળ અધિષ્ઠાન જીવ છે; જેથી વાસના બીજનો અને જીવ ભૂમિનો ત્રિકાલે પણ વિયોગ થતો નથી અને ઉપર જણાવેલુ ચક્ર ભ્રમણ જીવને કરવું પડે છે. જ્યાં સુધી આ જીવ વાસનાબદ્ધ છે ત્યાં સુધી વાસના કર્મફળનો ભોગ ભોગવ્યા વગર જીવનો છુટકો થતો નથી; પણ જ્યારે સદ્‌ગુરૂદ્વારા આત્મજ્ઞાન તેને પ્રાપ્ત થાય છે ત્યારે જીવની આ કર્મ ફળ ભોગ અહેતુક થઈ પોતાની ભોગ સ્થિતિ કૈવલ્યરૂપ થાય છે, જેથી તેમાં વાસનાદ્વારા અકલ્પિત રહી અનિચ્છાયે ભોગ ભોગવી જીવ પોતે આત્મારૂપે સ્થિત રહે છે.

**પ્રારબ્ધ કર્મ**

જીવરૂપ ભૂમિકામાં દ્વૈતરૂપે એ વાસના બીજ છે અને તેના આઘાતથી કર્મરૂપ દ્વિદળ એટલે માનસિક અને શારીરિક કર્મો ઉત્પન્ન થાય છે. શારીરિક કર્મોમાં જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો એ બન્નેનો સમાવેશ થાય છે. આ દ્વિવિધ કર્મફળમાંથી અનંત કર્મોનો અગાડી જતાં વિસ્તાર વધતાં તેના ભોગ્ય વિષયફળ પણ અનંતરૂપે આવે છે. ભોગવર્ય વાસનામાં પાછુ અદ્વૈત વાસના બીજ શેષ રહે છે અને તે ફરીફરી કર્મનો આરંભ કરાવ્યા કરે છે.

જીવથી સદૈવ માનસિક અને શારીરિક કર્મો ચાલુ રહે છે. માનસિક કર્મો સૂક્ષ્મ કહેતાં અદશ્ય અને માનસિક ક્રિયા મનોરાજ્ય કહેવાય છે. સદ્‌હેતુથી માનસિક સદ્ વ્યાપાર એટલે ઇશ્વિરાધના, સત્કાર્ય ચિંતન એ માનસિક ક્રિયા ચાલુ રાખવામાં આવે તો તેથી આનદ ઉત્પન્ન થાય છે. પણ અસદ્ હેતુથી નિષ્ફળ મનોવ્યાપાર કરવામાં આવે તો તે અસતોષકારી કેવળ ચિંતારૂપ અથવા દુઃખરૂપ નિવડે છે. માનસિક કર્મ જેમ સૂક્ષ્મ રૂપ છે તેમ તેનાં ફળ પણ સૂક્ષ્મ છે, પણ સુખ દુઃખ, સારૂં નરસુ, પુણ્ય પાપ સૂક્ષ્મરૂપે સલગ્ન હોવાથી તેમાંથી (કર્મ ફળ) છુટતાં નથી, અને તેનો ભોગ ભોગવ્યા વગર પણ જીવને છુટકો થતો નથી. પણ દેહ ઇન્દ્રિયોદ્વારા શારીરિક ઘડનારા કર્મો સ્થૂળરૂપ હોવાથી તે વ્યાવહારિક હોય છે. જીવને પોતાના સત્, અસદ્ હેતુથી જેવુ કાર્ય ઘડવામાં આવે છે તેવું ફળ સ્થૂળરૂપે પ્રાપ્ત થઇ સુખ દુઃખનું તેને કારણરૂપ થઇ પડે છે અને પુણ્ય પાપનો બોધ પણ તેથી સ્પષ્ટ જીવને થાય છે. માનસિક ક્રિયા પ્રમાણે શારીરિક કર્મો કેવળ સ્વસંવેદ્ય ન રહેતાં તેઓ પ્રાપંચિક જનસમાજમાં દેખાઇ આવે છે. માનસિક ક્રિયા સ્વતંત્રપણે રહેતી હોવાથી તેમાં શારીરિક ક્રિયાની અપેક્ષા નથી, પણ શારીરિક ક્રિયા માનસિક ક્રિયાની સાહય વગર યથાર્થ ઘડવામા આવતી નથી. એ જ તે માનસિક અને શારીરિક કર્મોમાં અંતર છે.

માનસિક અને શારીરિક ક્રિયા ઘડવામાં વાસના મુખ્ય છે એટલે તેની પ્રવૃત્તિનો આઘાત જ્યાં જ્યાં બેસે છે ત્યાં ત્યાં તેવી ક્રિયા અથવા કર્મ ચાલુ થાય છે, અને તેવું તેનું ફળ પણ મળે છે. ક્રિયા અને ફળનો સંસ્કાર આ વાસનામાં છે. સંસ્કાર કહેતા સ્મૃતિ જે ફળના ઉદ્દેશથી જે કર્મ કર્યાં હોય છે, તેવા કર્મનું ફળ પ્રાપ્ત થતાં સુધી ક્રિયાનો સંસ્કાર વાસનામાં હોય છે, અથવા ટુંકમાં કહીએ તો ક્રિયા ફળની આશાથી એ વાસના બનેલી હોય છે, કર્માનુરૂપ ફળભોગ જો કે સમાપ્ત થાય છે તોપણ તે ભોગનો સંસ્કાર એટલે સ્મૃતિ તો વાસનામાં કાયમ રહે છે એટલે કૃત કર્મનો અથવા ઉપભુક્ત ફળનો કોઇ પણ સંસ્કાર એ વાસનામાંથી નષ્ટ થતો નથી; પણ એ સંસ્કાર વારંવાર કાલે અને ક્રમે કરી વાસનામાં ઉદય થાય છે અને કૃત કર્મથી ફળ

ભોગમાં અને ઉપભુક્ત ફળની અસંતોષતાએ કરી પુનઃ કર્મમાં પ્રવૃત્ત થવાનું તે કારણભૂત થાય છે. પૂર્વ સંસ્કારનો ઉદય થયા વગર જીવ માત્રને પોતાના જન્મમાં કોઈ પણ કર્મ પ્રવૃત્તિનો સંભવ હોતો નથી, અને પ્રવૃત્તિથી કર્મ કરવાના સંસ્કારમાં સ્મૃતિ અનુકૂળ જ્ઞાનની પ્રભા પણ હોવી જોઈએ. વાસના-બદ્ધ સંસ્કારપરંપરાથી જીવને જે કર્મો સરખા ઘડાય છે તે કર્મોમાં ત્રિવિધભેદ છે. કર્મનું સ્વરૂપ તો વાસ્તવિક એક જ છે. પણ કર્મ ફળ ભોગવવાના એ કાળભેદથી કર્મોના ત્રણ વર્ગ છે એટલે સચિત, ક્રિયમાણ, અને પ્રારબ્ધ એમ કર્મના વિભાગ છે. પૂર્વ સંસ્કારાનુરૂપ વાસનાની પ્રેરણાથી જીવ કૃતત્વ અભિ-માન ધરી માનસિક અને શારીરિક કર્મો કરે છે, તેનાથી સૂક્ષ્મ અને સ્થૂલ રૂપે પ્રાપ્ત થનાર ફળ એ ક્રિયા સમાપ્ત થતાં, તરત જ પ્રાપ્ત થતા નથી, પણ ક્રિયાનું અલ્પ અથવા મોટું જેવું સ્વરૂપ હોય છે તે પ્રમાણે કાળ અવધિએ કરી એ ફળ પ્રાપ્ત થાય છે. સાધારણ રીતે અલ્પ તથા સ્વલ્પ ક્રિયાનું ફળ તાત્કાલ મળે છે પણ કર્મ મહત્વનું ફળ તે તો યોગ્ય કાળે અવધિએ કરી પ્રાપ્ત થઈ કાંઈ કાલ સુધી કાયમ રહે છે. જે ક્રિયા આજ શરૂ થાય છે તેનું ફળ અગાડી મળે છે. આવેલા ફળનો ઉપભોગ યથાવકાશ થઈ ઉર્વરિત ફળનો સંગ્રહ અગાડી કાળને વાસ્તે થાય છે, એવી રીતે કર્મ ફળની ચક્રવૃદ્ધિ શરૂ થાય છે. કોઈ પણ સારી અથવા નઠારી કર્મની ક્રિયા હાથમાંથી છુટી જાય છે કે તે ફળરૂપમાં જઈ પહોંચે છે અને તેનો ક્ષય ન થતાં કાળે કરી તેનો ભોગાર્થે સન્મુખ આવી ઉભો રહે છે અને ભોગાનંતર કદાચ ક્ષય પામે તો પણ વાસનામાં સંસ્કારનો શેષ કાયમ રહે છે, પણ કર્મફળ ચક્ર બંધ પડતું નથી. વર્તમાન કાળમાં જીવના હાથથી ઘડવામાં આવતાં કર્મનું ફળ અનુક્રમે અગાડી આવવાનું છે. એવા ચાલુ કર્મને **ક્રિયમાણ** કર્મ કહેવામાં આવે છે. એ ક્રિયમાણ કર્મ, કર્મના સંચયમાં જઈ રહે છે અને તે કર્મસંચયને **સંચિત** કર્મ કહે છે. સંચિત કર્મોથી જન્મથી તે મરણ પર્યંત શરીર બરોબર નિત્ય ભોગાર્થે આવેલા કર્મને **પ્રારબ્ધ** કર્મ કહે છે. ત્રિવિધ કર્મ સમુચ્ચયને પણ પ્રારબ્ધ કર્મ સાધારણ રીતે બોલવામાં આવે છે. પ્રારબ્ધ આ કર્મફળવાચક છે. ચાલુ ક્રિયા હાથમાથી છુટી જતાં તેનો કર્મ રૂપત્વ થયું છે અને પછી તે ફળરૂપે પોહોંચે છે. એવા કર્મોના સ્વાભાવિક બધારણથી અને વિષય ભોગ ઇચ્છાથી જીવ પોતાને હાથે કર્મોની જાળ પાથરી કર્મોના ભોગ ભોગતા ભોગતા અને કર્મો કરતાં કરતાં છેવટે પોતાના હાથથી કર્મોના પાશમાં જકડાઈ જઈ તેમાં અત્યંત પરાધિનતા પામતા જન્મ મરણ પરંપરાનો મોહામોહ અંધકારના અતર્ગતમાં જીવ સદાનો નિમગ્ન થઇને પોતાની શુદ્ધિ ખોઈ બેસે છે પણ સમગ્ર જ્ઞાનરૂપી ઇશ્વરની ઓળખ કરવાનો પ્રયાસ કરવા તેનાથી બનતું નથી.

**પુનઃ જન્મમરણ**

જીવનું જન્મમરણ આ જગતમાં વિદ્વાન્ અને અવિદ્વાન્ બન્નેને કબુલ છે. કારણ પ્રત્યેક એક દિવસ જવાનું છે, એ તો નિર્વિવાદ રૂપે તેઓ સમજે છે પણ મરણ પછી પુનર્જન્મ થાય છે કે નહી એ વિશે કંઇકને શંકા હોય છે કારણ તે માનવામાં તેઓ પ્રત્યક્ષ પ્રમાણ અને અનુભવને માને છે. શાસ્ત્રો ઉપર તેઓનો ભરોસો નથી. જીવ જન્મે છે, મરે છે એનું પ્રત્યક્ષ પ્રમાણ નથી અને મરણ પછી જીવ ક્યાં જાય છે એ પણ જોવામાં આવતું નથી, ત્યારે પુનર્જન્મ શા ઉપરથી માનવામાં આવે! એવો એક અગત્યનો સવાલ તેઓ ઉભો કરે છે. પણ પુછવાનું એ કે જીવ જન્મે છે, મરે છે, એ જે કહેવામાં આવે છે, તેમાં જીવ જન્મતો મરતો પ્રત્યક્ષ દેખાય છે કે જીવનો દેહ જન્મતો મરતો પ્રત્યક્ષ દેખાય છે? કારણ દેહમાં આવેલો જીવ પ્રત્યક્ષ તો દેખાતો નથી, ત્યારે મરણ પછી જીવ ક્યાં ગયો એ પણ પ્રત્યક્ષ કેમ દેખાય? જીવ જન્મમાં આવે છે, તો પછી "જીવ ક્યાંથી આવ્યો? કેવી રીતે આવ્યો? અને શા વાસ્તે આવે છે?" એ પણ સવાલ છે. એના ખુલાસામાં એ કે જે કોઈ પણ પ્રાણી અથવા પદાર્થ કોઈ પણ ઠેકાણેથી આવે છે એ તો નિર્વિવાદ છે અને એજ તેઓના આગમનના માર્ગની વ્યક્તિ બતાવે છે. ક્યાં પ્રકારે કેમ આવ્યો? એ પણ તેના આવ્યા બાદ જે કંઈ સ્વાભાવિક અને બુદ્ધિના કાર્ય ઘડવામાં આવવા ઉપરથી તે વસ્તુના આગમનનો હેતુ અથવા કાર્યથી, અને વસ્તુથી આગમનના માર્ગનો સંબધ જાણવામાં આવે છે. મનુષ્ય જન્મમાં આવે છે, અને તેનાથી બીજાઓને જેવું સુખદુઃખ પ્રાપ્ત થાય છે તેવું પોતાના સુખદુઃખનો હેતુ તેઓ બીજા મનુષ્ય સાથના સંબંધથી વ્યક્ત કરે છે, અમુક સારો છે કારણ તે બધાનું કલ્યાણ કરતાં, અમુક ખરાબ છે, કારણ તેના કૃત્ય બીજાને હાનિ કરતા, વિગેરે આમ દરેક મનુષ્ય વ્યક્તિને તે જોવામાં આવે છે. એ ઉપરથી અત્રે કહેવાનું માત્ર એટલુંજ કે મનુષ્યના જન્મના આરંભથી તે મરણ પર્યંત પોતાનો સારો નરસો હેતુનો સંબંધ બીજાઓ સાથે અથવા બીજાઓના હેતુનો પોતાની સાથ સંબધ હોવાથી જે મનુષ્ય જન્મમાં આવે છે તેને કોઈ પણ અને કંઈ પણ રીતનો હેતુ તો હોવો જ જોઇએ અને તેથી જીવની યાવત્ આયુષ્યના પરિચયો હેતુના અનુરોધોથી ચાલતા હોવા જોઇએ એમ દેખાય છે. આ ઉપરથી મનુષ્યના જન્મના હેતુનો જ્યાં આરંભ અને છેવટ આવે છે, ત્યાં સહેતુક જન્મમાં આવેલા મનુષ્ય પ્રાણિ ક્યાંથી અને શા વાસ્તે આવે છે એનો વિચાર સેજ ધ્યાનમાં આવશે.

મનુષ્યની સાધારણ હીલચાલ હેતુ વગર થતી નથી. મનુષ્ય સજ્ઞાન દશામાં (પુખ્ત અવસ્થામાં) પોતાનો વ્યાવહાર પરિચાર્યે પોતાના હેતુ અનુ-રૂપ ચલાવે છે. પણ અજ્ઞાન દશામાં (બાલ્ય અવસ્થામાં) તો હેતુ અપરિ-

પક્વ હોય છે જેથી તેનાં કૃત્ય પણ અપરિપક્વ હોય છે. જીવ જન્મતાં હેતુનો ઉદય થઈ કાલ અનુરોધથી તથા સાધન વૃદ્ધિથી (કેળવણી તથા સમાગમથી) તે હેતુ વૃદ્ધિગત થાય છે. ત્યાર બાદ તરૂણ અવસ્થામાં તે હેતુ પૂર્ણ પરિપક્વ થાય છે અને ઉત્તર વયમાં શરીર બળની ક્ષીણતા થતી હોવાથી તે હેતુ પણ ક્ષીણતા પામે છે; કદાચ ઉત્તર વયમાં હેતુની પ્રબલતા હોય પણ શરીર બળની ક્ષીણતાથી એ હેતુ પાર ન પડતાં અસંતોષ ઉત્પન્ન થાય છે; અને બેશુદ્ધિ આવતાં મરણને શરણે જતા એવો હેતુ, મરણ બરાબર નષ્ટ થતો નથી પણ મરણ વખતે શેષ રહે છે. પણ જો પ્રારબ્ધ યોગે જીંદગીમાં સત્સંગથી જ્ઞાન પ્રાપ્ત થયું હોય છે તો મરણકાળ સમીપ હેતુ કોઈ પણ બાબતમાં ગુંઠાવી ન રાખતા વિવેક વિચારથી વિષયોમાં પોતાનો હેતુ નિવૃત્ત કરવાને તે પ્રયાસ કરે છે, કારણ તેના અનવયે તેને પાછો જન્મ લેવો પડશે, તેને એવું જ્ઞાન હોય છે. એવા સત્સંગી મનુષ્યનો હેતુ કોઈ પણ વિષયમાં ગુંઠાયલો રહેતો નથી. વાસ્તે હેતુ નિવૃત્ત કરવો એ હેતુનો ક્ષય નથી, કારણ જીવના જન્મથી તે મરણ પર્યંત હેતુનો સંબંધ એ બરોબર અખંડ લાગેલો રહે છે અને મરણ વખતે પણ શેષ રહે છે. પણ જો જીવ સતસંગના બોધે કરી અથવા ઈશ્વિર સંબંધ જ્ઞાનના બળે કરી મરણ સમયે પોતાનું ચિત્ત કોઈ પણ વિષય પર ન જવા દેતાં ઈશ્વિર આરાધનામાં લગાડે છે તો તેના હેતુનો ક્ષય બરાબર થાય છે, અને ક્ષય થતા તેની પુનરાવૃત્તિ થતી નથી. કારણ હેતુને શેષ રહેવું એટલે હેતુનો કઈ પણ વિષયમાં કંઈ પણ સંસ્કાર રહેવો જોઇએ, કારણ સંસ્કાર સિવાય હેતુનું કંઈ પણ સ્વરૂપ સિદ્ધ થતું નથી. જન્મ હોવાના ઉત્તર ક્ષણે હેતુના સ્વરૂપના અંકુરનું બીજ પૂર્વે સિદ્ધ હોયા વગર અંકુર સન્મુખ આવતું નથી. જીવ જન્મમાં આવતાં તેના હેતુની સામાન્ય પ્રભા પૂર્વે ગર્ભ સ્થિતિમાં હેતુના ગુપ્ત સ્વરૂપે હોવી જોઇએ; ત્યારબાદ વ્યવહાર જન્મ સંસ્કારથી વૃદ્ધિગત થતાં થતા તે હેતુ આખરે પૂર્ણ દશામાં આવે છે. ગર્ભ સ્થિતિમાં પણ જીવને હેતુ હોય છે કારણ અંકુરનું બીજ ગર્ભસ્થિતિમાં હોયા વગર અંકુર આવવું એ શક્ય નથી. પણ ગર્ભ સ્થિતિમાં હેતુનું ભાન હોતું નથી, કારણ જીવની તે અજ્ઞ અવસ્થા છે. એ ઉપરાંત જીવના ભાન અભાન સાથ હેતુનો કંઈ પણ સબંધ નથી. એનું કારણ સુષુપ્ત અવસ્થામાં જીવને કંઈ પણ ભાન હોતું નથી પણ તેથી તેના નિત્ય ક્રિયા કર્મનો તે અવસ્થામાં હેતુ નથી, એમ તો નથી; કારણ સુષુપ્તિ એ અવસ્થામાં હેતુ લીન હોય છે અને હેતુથી જાગૃત થતા નિત્ય પરિપાઠનો સસ્કાર આવી ઉભો રહે છે. સુષુપ્ત અવસ્થાનું મોટું સ્વરૂપ એ ગર્ભ અવસ્થા અથવા મરણ અવસ્થા છે. એ અવસ્થામાં પોતાનું ભાન રહેતું નથી, તોપણ સુષુપ્તિના પ્રમાણથી તેમાં પણ હેતુ અને જીવનો વિયોગ થતો નથી, જેથી જીવ હેતુની અભેદ ગ્રથી છે. અનુભવેલા વિષયની સ્મૃતિ એ

સંસ્કાર છે, અને અનુભવજન્ય સંસ્કાર હેતુનું મુખ્ય સ્વરૂપ છે, એ સંસ્કાર પૂર્વ જન્મનો છે. ગર્ભસ્થિત જીવમાં શું હેતુ છે? એ સર્વજ્ઞ ઈશ્વર સિવાય કોઈને ખબર પડતી નથી. વાસ્તે જે હેતુ ધારણ કરી જીવ ગર્ભમાં આવે છે તેજ હેતુ પછી કાળ અનુક્રમે કરી ઉદય પામે છે; પછી તેમાં પૂર્વ સંસ્કારાનુરૂપ સર્વ આયુષ્ય અને સર્વ જીવન વ્યવહાર ચાલુ રહી છેવટે મરણ સમયે સર્વ હેતુ સંસ્કારસહ અટપી તે હેતુ સાથ જીવ અન્ય દેહાંતર અથવા જન્માંતર ગમન કરે છે. આમ અખંડ અનુક્રમ ચાલુ રેહે છે, જેથી પૂર્વ જન્મના મરણાનંતર જીવ પાછો દુનિયામાં પૂર્વ જન્મકૃત ત્રિવિધ કર્મોનો સંસ્કાર સંગ્રહ બરોબર લઈ તે આવે છે અને કૃત કર્મોના ફળના ઉપભોગાર્થે જીવ પાછો જન્મ લે છે. કહેવાની મતલબ એ કે સંસ્કાર વગર હેતુનું સ્વરૂપ નથી. અનુભવેલા વિષયની સ્મૃતિ એજ સંસ્કાર અને સંસ્કારનું સદૈવ અસ્તિત્વ એજ હેતુનું મુખ્ય સ્વરૂપ છે. હેતુમાં સંસ્કાર ન હોય તો જીવને વિષયમાં પ્રવૃત્તિ થવાનું કારણ નથી. કારણ જે વિષય કોઈ દિવસે અનુભવેલો ન હોય અને કાનથી સાંભળેલો પણ ન હોય એવા વિષયની ઇચ્છા જીવમાં ઉત્પન્ન થવી સંભવતી નથી, અને ઇચ્છા સિવાય પ્રવૃત્તિનો ત્રિકાલે સંભવ રહેતો નથી; પણ દૃષ્ટ શ્રુત અનુભવથી ઇચ્છા સંભવે છે અને તે પ્રમાણે વિષયમાં જીવની પ્રવૃત્તિ થાય છે. ઇચ્છામાં અનુભવેલા વિષયનું સ્મરણ એજ સંસ્કારનું સ્વરૂપ છે, સંસ્કાર હેતુમાં લીન રેહે છે અને વિષય પ્રવૃત્તિ કરતાં સંસ્કાર ઉદય થતો દેખાય છે. બાળક જન્મતાને સ્તનપાન કરે છે એ પ્રવૃત્ત કરનાર વિષય જીવનો હેતુ છે. તે પૂર્વ જન્મના સંસ્કાર વગર બની શકતું નથી અને આવી અજ્ઞ સ્થિતિમાં બાળકને કંઈ પણ શિક્ષણ એ બદલમાં આપવામાં આવતું નથી. એવી સ્થિતિમાં કોઈ વખત બાળક હસે છે, રૂદન કરે છે, અને તેથી પણ પૂર્વ જન્મનો સંસ્કાર છે એમ દેખાય છે. સંસ્કાર માન્યા વગર જીવને ગતિ નથી. શ્રુતિ પણ કહે છે કે જન્માંતર સંસ્કાર પુનર્જન્મમાં ઉદય થાય છે. બાકી જીવ તો અજન્મા છે. તે નવો ઉત્પન્ન થતોએ નથી, જન્મ લેતોએ નથી અને મરતોએ નથી તે તો નિત્ય સ્વરૂપ છે; પણ અજ્ઞાનતાથી અને અજ્ઞાનકૃત કર્મોથી બદ્ધ થઈ સ્વકૃત કર્મોના ભોગાર્થે સ્થૂલ દેહદ્વારા અનંત કાળથી અનંત લોકમાં અને અનેક દેહાંતરે જીવ ભ્રમણ કરે છે. એવા જીવના સ્થૂલ દેહ ધારણ કરવાને તથા છોડવાને જન્મ અને મૃત્યુ એવી સંજ્ઞા આપવામાં આવી છે. એ સજ્ઞાની દૃષ્ટિથી અજ્ઞાની જન મરે છે, જન્મે છે, એમ કહેવામાં આવે છે અને અજ્ઞાન દિશામાં એ બોલવું યથાર્થ છે અને તે અનવયે આ ચરાચર સૃષ્ટિમાં ચતુર્વિધ જીવ કોટીમાં પ્રત્યેક પ્રાણિ માત્રને પુનર્જન્મ અને પુનર્મૃત છે.

**મહાકારણ અવસ્થા**

જેથી મરણ પછીના ક્ષણથી તે પુનઃ જન્મમાં આવ્યાના ક્ષણ સુધી જીવની મધ્ય સ્થિતિને મહાકારણ અવસ્થા અથવા અઘોર અજ્ઞાન અવસ્થા કહે છે. સૃષ્ટિમાં પ્રત્યેક જીવમાત્ર મરણ પછી જન્મમાં આવ્યા છે પણ પ્રથમજ આ સૃષ્ટિમાં જન્મેલો છે એવો કોઈ પણ પ્રાણિ હશે નહી. સૃષ્ટિનું સ્વરૂપ અનાદિ અનંત છે અને અનંત સૃષ્ટિ સમુદાયમાં અમુક સૃષ્ટિ પ્રથમ છે, એવો નિર્ણય થઈ શકતો નથી એમ આપણે કહી ગયા છે. ચતુર્વિધ જીવ કોટી એવી ચરાચર અને સ્થાવર જંગમના યાવત્ દશ્યાદશ્ય સંગ્રહને સૃષ્ટિ એ નામ આપવામાં આવ્યું છે. આ સર્વ સમુચ્ચય એ આ આતિરિક્ત સૃષ્ટિનું જુદું સ્વરૂપ નથી, કે જેથી સૃષ્ટિ પૂર્વે ઉત્પન્ન થઈ અને પછી અમુક અનુક્રમથી જીવ ઉત્પન્ન થયો, એમ જાણી શકાય. સૃષ્ટિ એ સમષ્ટિરૂપ જીવ અને જીવ આ સમષ્ટિનો વ્યષ્ટિરૂપ છે, જેથી જીવ અને સૃષ્ટિ એ બન્નેના સ્વરૂપમાં કંઈ ભેદ નથી. સૃષ્ટિ ચૈતન્યરૂપ છે. જડ નથી. ચર, અચર, અથવા સ્થાવર જંગમ અને જડ ચૈતન્ય એ ભેદ સૃષ્ટિના સ્વરૂપમાં વાસ્તવિક નથી પણ એ ભેદ કેવળ ઉત્પત્તિ, નાશ, અથવા જન્મ મૃત્યુ એનાથી પ્રતીત થાય છે. એ પ્રતીતિથી જન્મે છે કોણ? અને મરે છે કોણ? એની જેને સમજ નથી, તેને આવી પ્રતીતિ થાય છે. પણ જીવ જન્મતોએ નથી તથા મરતોએ નથી, એવું જેને જીવના અજર અમર સ્વરૂપનું જ્ઞાન છે તેને તો સૃષ્ટિ જડ ભાસતી નથી, કારણ અજ્ઞાન દશામાં જડ ચૈતન્યનો ભેદ પ્રતીત થાય છે પણ આત્મા એ ચૈતન્ય છે એવી અનુભૂતિ જેને થઈ છે તેને તો સર્વ અખિલ સૃષ્ટિ આત્મા છે, એમ જાણે છે.

ચતુર્વિધ જીવોના સમષ્ટિરૂપ સમૂહ અનાદિ અનંત છે, તેથી જ સૃષ્ટિ અનાદિ અને અનંત છે એમ કહેવાય છે અને સૃષ્ટિ અનાદિ અનંત છે તેથી જીવ પણ અનાદિ અનંત થાય છે. સૃષ્ટિ અને જીવ અનાદિ અનત છે જેથી કયો અમુક જીવ અથવા સૃષ્ટિ આદ્ય છે એ કહી શકાતું નથી. સૃષ્ટિમાં અનંતવિધ જીવ છે અને તેમાં સર્વ જીવોમાં મનુષ્ય કોટીને કૃતત્વની અને સારાસાર વિચાર શક્તિ છે. મનુષ્ય જન્મમાં કૃતત્વતા અને સારાસાર વિચાર શક્તિથી કૈવલ્યની પ્રાપ્તિ થાય છે જેથી શ્રેષ્ઠ ગણાય છે. એ કારણથી એક મનુષ્ય જીવની ઉત્પત્તિ, સ્થિતિ, અને લયનો પ્રકાર બતાવતાં સર્વ જીવો તદંતર્ગત સેહજ આવે છે. બાકી તો પ્રાણિ યોનીમાં પુણ્ય પાપાદિક કૃતવ્યતા ન હોવાથી તે ફકત જીવન વ્યાપારશીલ છે.

જીવના જન્મમાં જીવકૃત કર્મજન્ય સંસ્કાર મુખ્ય છે. પ્રથમ સંસ્કારનો ઉદય થવાથી સંસ્કાર અનુરૂપ ઇચ્છા અથવા વાસના ઉત્પન્ન થાય છે. વાસનાનુરૂપ અંતઃકરણ એ ઇન્દ્રિયો ઉપર પ્રેરણા કરે છે અને પછી પ્રેરણારૂપ કર્મ ઘડાય છે અને કર્માનુરૂપ ફળ મળે છે. ફળનો અનુભવ આવતાં તે અનુ-

ભવ કરવાથી તેની સ્મૃતિ રહે છે. એજ સ્મૃતિ સંસ્કારરૂપ છે. સંસ્કાર અને સ્મૃતિ એ એકરૂપ છે. પણ તેઓમાં સૂક્ષ્માંતર ભેદ એટલો છે કે સ્મૃતિની લીન અવસ્થા તે સંસ્કારરૂપ અને સંસ્કારની ઉદય અવસ્થા તે સ્મૃતિરૂપ છે. સંસ્કારનો ઉદય સ્મૃતિરૂપે થતા ઇચ્છા અથવા વાસના ઉભી રહે છે. ઇચ્છાનો આઘાત પ્રેરણારૂપ થતા ઇચ્છા પરંપરા શરૂ થાય છે અને છેવટે સંસ્કારરૂપ સુધી પોહોંચી પુનઃ સ્મૃતિરૂપના ઉદયનો આઘાત કારણરૂપે થાય છે. આ કર્મના અખંડ ચક્રમાં સ્મૃતિ કે સંસ્કાર પ્રથમ છે એ કહી શકાતું નથી. જો સંસ્કારને પ્રથમ માનવામાં આવે તો અનુભવ સિવાય સ્મૃતિરૂપ સંસ્કાર સંભવતો નથી; કારણ સ્મૃતિને કંઈ વિષય અનુભવ જોઇએ, અનુભવને વિષય જોઇએ, વિષય પ્રાપ્તિને ક્રિયા જોઇએ, ક્રિયાને પ્રેરણા જોઇએ, પ્રેરણાને ઇચ્છા જોઇએ, અને ઇચ્છાને સંસ્કારનો ઉદય જોઇએ, અને જે સંસ્કાર અનુભવજન્ય સ્મૃતિ સિવાય સંભવતો નથી. એવા ચક્ર માળામાં એક બીજાનો જન્ય જનક ભાવ કે કાર્ય કારણભાવ છે કે પ્રત્યેક સ્વતંત્ર છે, એનો વિચાર થઈ શકતો નથી. જીવના સ્વરૂપમાં આ સંસ્કાર પરંપરાની સ્થિતિ અખંડ અને અતિ વેગથી પરિભ્રમણ કરતી હોવાથી જીવને—પોતાને સ્વ-સ્વરૂપ જ્ઞાન થયા સિવાય એનો પત્તો લાગતો નથી. કર્મ—ભોગથી જીવને ચતુર્દશ* ભુવનમાં અખંડિતપણે ગોથાં ખાવાં પડે છે, અને તેથી જીવને કયો જન્મ આદિ છે અને તેના આદિ ઉત્પત્તિનો ક્રમ કેવો છે? એ જણાવવું ઘણું જ કઠણ છે. જગતમાં અનંત કોટી જીવોમાં આ સારાસાર વિચારશીલ એવા મનુષ્ય પ્રાણિને ઉંચ્ચું સ્થાન આપવામાં આવ્યું છે. પણ મનુષ્ય જીવ પોતાની વિચાર શક્તિના બળના આધારે કરી પોતાનું શ્રેષ્ઠ સ્થાન ન છોડતાં પરંપરા ચાલુ થયલા ચક્રને ઉલટ ક્રમથી ફેરવવા લાગે એટલે વૃત્તિ કયા સ્થાનમાંથી ઉત્પન્ન થઈ કયા સ્થાનમાં પાછી લીન થાય છે એ આત્મજ્ઞાનના અનવયે જોતો રહે અને કર્મ સંસ્કારનો લય પોતાના આત્મા સ્થાનમાં કરે તો જન્મ મરણ પરંપરાનો અંત તેને આવ્યા વગર રહેતો નથી. એ ઉલટ ચક્ર કેમ ફેરવવું એની સમજ સમર્થ સદ્‌ગુરૂના શરણાંગત જઇ તેની કૃપા મેળવ્યા સિવાય આવતી નથી.

સૃષ્ટિમાં પ્રત્યેક જીવ માત્ર કર્મ સંસ્કાર ચક્રમાં ગુંથાયલો છે. જ્યારે મનુષ્ય જીવ પોતાની વિચાર શક્તિના બળે કરી ચક્રમાંથી પોતાનો છુટકારો

---

* ચતુર્દશ ભુવન એટલે સાત નિચે અને છ પૃથ્વિ ઉપર મળી ચૌદ ભુવનો છે. પૃથ્વિની નિચે અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, મહાતલ અને પાતાલ છે. પૃથ્વિની ઉપર ભૂલોક, ભુવઃલોક, સ્વઃલોક, મહાલોક, જનલોક, તપલોક અને સત્ય લોક છે. એ ભુવનોમાં મનુષ્યોની વસ્તી છે અને કર્મ ભોગથી જીવને તેમાં પરિભ્રમણ કરવું પડે છે, એમ શાસ્ત્રકારનું કહેવું છે.

કરે છે ત્યારે બીજા પ્રાણીઓ તે સંબંધમાં કંઇ કરી શકતા નથી, એજ તે મનુષ્ય અને ઇતર પ્રાણીઓમાં અંતર છે; પણ પોતાની વિચાર શક્તિ છતાં મનુષ્ય જીવ પોતે પોતાનો એવો છુટકારો ન કરે તો પછી મનુષ્ય અને બીજા પ્રાણીઓમાં કાંઇ અંતર રહેતો નથી. જીવ પરિચાર્ય એ સર્વની સામાન્ય છે, સંસ્કારની પરંપરા એ અનાદિ છે, પ્રત્યેક જીવ અનાદિ છે, અને પૂર્વ જન્મનો અને આ જન્મનો સંસ્કાર અન્ય જન્મનું મૂળ બીજ કારણ છે.

જીવની મહાકારણ અવસ્થા એ ઘોર અજ્ઞાન અવસ્થા છે. સુષુપ્ત અવસ્થામાં સામાન્ય અજ્ઞાનતાનું આવરણ જે ઘણું જ કોમળ છે તે થોડો વખત રહે છે, અને ગાઢ નિદ્રામાં પડેલો જીવ સામાન્ય આઘાતથી આવરણ દૂર કરી તે અવસ્થા છોડી જાગૃત થાય છે. પણ મરણ પછી તે પુનઃ જન્મ આવે ત્યાં સુધીના વખતમાં આ અજ્ઞાન આવરણ સુષુપ્ત અવસ્થાના અજ્ઞાન આવરણ કરતાં ઘણું જ કઠોર છે એવાં કઠોર આવરણથી અને પરમાત્માની અતર્ક્ય અને અજ્ઞેય યોજનાથી જીવ સુષુપ્ત અવસ્થાના વાસનાત્મક આવરણની અંદર અને અંદર મહા કઠોર એવાં અનંત સંસ્કારરૂપ દૃઢ આવરણમાં મજબુત બંધાઇને મહા મૃત્યને શરણે જાય છે. જ્યારે જાગૃત અવસ્થામાં જે જીવ સ્થૂળ સૂક્ષ્મ ઇન્દ્રિયાત્મક સહ વ્યવહાર કરે છે તે સ્વપ્ન અવસ્થામાં આવતાં સર્વ ઇન્દ્રિયાદિક પણ સંસ્કારરૂપે સ્વપ્નમાં આવી કલ્પિક વ્યાપાર કરવા માંડી વ્યાપાર સંસ્કારની ઉદય અવસ્થારૂપ થાય છે ત્યારે આ સંસ્કારની ઉદય અવસ્થા જઈ લીન અવસ્થા પ્રાપ્ત થતાં સર્વ ઇન્દ્રિયો સંસ્કારમાં આકૃષિત થઈ જે લીન અવસ્થા પ્રાપ્ત કરે છે તે અવસ્થાને **સુષુપ્ત અવસ્થા** કહે છે; પણ જ્યારે તે સંસ્કાર બધ સંઘાત પાછો ન ફરતાને તેનો વેગ અગાડી જાય છે ત્યારે જીવની **મરણ અવસ્થા** આવે છે. આ મરણ અવસ્થામાં જીવનો સૂક્ષ્મ દેહ, ઇન્દ્રિયો, અંતઃકરણ, આદિનો (સુષુપ્ત પ્રમાણે) એક સંસ્કારમાં આકર્ષણ (સંકોચ) થાય છે અને પછી ગર્ભોપાધિ લાગવાથી અનુક્રમે પૂર્વવત્ જીવનો વિકાસ થાય છે. એવા આ સંસ્કારના સંકોચ વિકાસની ઉપાધિને **જન્મ મૃત્યુ** કહે છે. મૃત્યુ પછી પાછો જન્મ થાય ત્યાં સુધી જીવનું અસ્તિત્વ સંસ્કારરૂપી બીજમાં હોય છે, એમ માન્યા વગર છુટકો નથી, અર્થાત્ સુષુપ્ત જીવનું સ્વરૂપ જેમ વાસનાત્મક હતું અને ઇન્દ્રિય આદિનો લય વાસનામાં હતો તેમ મૃત્યુમાં જીવનું સ્વરૂપ સંસ્કારાત્મક થઈ ઇન્દ્રિયો આદિનો લય એ સંસ્કારમાં થાય છે. એ જ તે સુષુપ્ત અને મૃત્યુ અવસ્થાનો વાસ્તવિક ભેદ છે. મૃત્યુમાં જીવ વજ્ર મૂર્છિત થઈ કર્મ અનુરોધથી નિર્ણિત માર્ગમાં જાય છે. સુષુપ્તમાં જીવ ઉંઘે છે ત્યારે વાસના જાગૃત હોય છે .અને પછી તે વાસના જીવને જાગૃત કરે છે. પણ જ્યારે તે વાસના સંસ્કારરૂપમાં મૂર્છિત થાય છે ત્યારે જીવ મૃત્યુને પામે છે.

જીવે પોતાની સૃષ્ટિમાં કરેલા કર્મનું ફળ પોતાને ભોગવવું જોઇએ એ ભોગવવાના હેતુથી જીવ મૂર્છિત થઇ મરણ પછી સંસ્કારરૂપ જીવે કર્માનુરોધથી પરિભ્રમણ કરવું જોઇએ અને કૃતકર્મ ફળાનુસાર પુનઃ જન્મ તેને પ્રાપ્ત થવો જોઇએ, એવા હેતુથી જીવ મૂર્છિત થાય છે.

જાગૃતિ, સ્વપ્ન અને સુષુપ્ત અવસ્થા પરત્વે સ્થૂળ સૂક્ષ્મ અને કારણ દેહ જીવને છે, તે પ્રમાણે સુષુપ્તની પેલી બાજુએ ઘોર અજ્ઞાન અવસ્થા એટલે તે જીવની મહાકારણ અવસ્થા છે. આ મહાકારણ અવસ્થામાં જીવના પ્રવેશને **મૃત્યુ** કહે છે અને મહાકારણ અવસ્થામાંથી જીવને સ્થૂળ સૂક્ષ્મ અને કારણ શરીરરૂપે આગમન અથવા બાહેર આવવાને જન્મ કહે છે. વિચારદૃષ્ટિથી જોતાં જન્મમરણ કઇ નહી પણ મહાકારણ અવસ્થામાં જીવના પ્રવેશ અથવા નિર્ગમનને જન્મ અથવા મૃત્યુ કહે છે. આવી રીતે સ્થૂળ સૂક્ષ્મ, કારણ, અને મહાકારણ સંજ્ઞક પોશાક જીવ ધારણ કરે છે. સૃષ્ટિ પ્રદેશના પ્રવાહમાં જે ઠેકાણે તથા જે સ્થિતિમાં જે પોશાક હિતકારક તથા સુખકારક હોય છે તે ધારણ કરી જગતમાં જીવ પ્રવેશ કરે છે. મરણ અંતથી તે પુનઃ ગર્ભપ્રવેશ સુધી કષ્ટમય અને ખડતર પ્રદેશમાં સુરક્ષિતપણે જીવનો નિભાવ થવો જોઇએ અને તેનું જીવત્વ કાયમ રહેવું જોઇએ, એ હેતુથી જીવની મહાકારણ અવસ્થાનું બધારણ છે. એ મહાકારણ શરીર ધારણ કરવાથી જીવના ઉપર કોઇ પણ રીતના પ્રચાંડનો આઘાત આવે તો પણ તેનું જીવત્વ સુરક્ષિતપણે રહે છે. કારણ મરણ પછી મહાકારણ અવસ્થાના મૂર્છિતપણામાં કર્માનુરોધથી જે કષ્ટમય પ્રદેશમાં જીવને ખેંચી લઈ જવામાં આવે છે, તે સર્વ કષ્ટનો આઘાત જીવના મહાકારણ શરીરપર જન્મ વખતે બેસે છે અને તે કારણથી શુદ્ધિ આવવાનાં સાધનો વિકાસ પામતાં જીવ પુનઃ જન્માંતરમાં આવે છે ત્યારે તે હુસકા ખાય છે, રૂદન કરે છે, અને હસે છે, વિગેરે અસહ્ય વેદના સહન કરવા જેમ મૂર્છા ઉપયોગી છે, તેમ જીવનો ઘોર ક્લેશ સહન કરવા મહાકારણ શરીર ઉપયોગી છે. જેથી મરણ વખતે સંસ્કારરૂપે જીવ આ સ્થૂળ પંચભૌતિક દેહ છોડી જાય છે. આ સંસ્કારાત્મક શરીરમાં જીવની જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, અંતઃકરણ આ સર્વ એકરૂપે બીજ વૃક્ષ ન્યાય પ્રમાણે હોય છે. આ સર્વ સંઘાતના ઉપાદાન કારણરૂપ, પંચ મહાતત્વો પોતાના અતિ સૂક્ષ્મ અંશના કેવળ અસ્તિત્વરૂપે આ સંસ્કારાત્મક શરીરમાં હોય છે, અને તેથી આ સંસ્કારાત્મક શરીરને લીંગ દેહ કહે છે. મરણ સમયે સ્થૂળ દેહમાં તત્વોનો લય થતાં થતાં છેવટે ઘણોજ સૂક્ષ્મ અને મંદ શ્વાસ તુટતો તુટતો ચાલતો હોય છે, ત્યારે જીવ નત્વપણું છે એમ દેખાય છે, અને સર છેવટે શ્વાસ અતિ સૂક્ષ્મ થઈ બંધ

પડે છે ત્યારે જીવ ગયો એમ દેખાય છે, તેમાં મુખ્યવાયુ પ્રાણવાયુ સૂક્ષ્મ થતાં થતાં અતિ સૂક્ષ્મ એટલે અદૃશ્ય થાય છે, એને જ સંસ્કારરૂપ થવું કહે છે. જીવનું જીવત્વપણું એ દેહ ઇન્દ્રિયાદિ સ્થૂળ સૂક્ષ્મ સંઘાતના ચંચળત્વ કેવળ પ્રાણવાયુથી છે. પ્રાણવાયુ એ જીવનો વાહન, રક્ષક, પ્રતિનિધિ અને દેહાંતરે તથા લોકાંતરે જીવના ગમનાગમનમાં સાધનભૂત છે. એ પ્રાણવાયુ મરણ પછી સૂક્ષ્મ સંસ્કારરૂપ થઈ જીવને મહાકારણ શરીરમાં વિંટાળી તેના (જીવના) કર્માનુરોધથી જ્યાં જવું હોય ત્યાં તે જીવને લઈ જાય છે અને જીવ પણ એનું સુરક્ષણ રાખે છે. જીવનો અને પ્રાણવાયુનો વિયોગ થતો નથી, કારણ જીવ માફક પ્રાણ પણ સસ્કારરૂપે જીવ બરોબર રહે છે. એવો સંસ્કારરૂપ પ્રાણવાયુ સંસ્કારરૂપ જીવ સાથ સ્થૂળ વાતાવરણમાંથી દેહાંતરે અને લોકાંતરે ગમન કરે છે. વાતાવરણમાંથી સંચાર કરનાર જીવનું અમૂર્તરૂપ આપણા પોતાના સ્વાભાવિક નેત્રથી જોવાઇ શકાય એમ નથી. જીવ જીવંતપણમાં જે જે ફળ ઉદ્દેશથી જેવી જેવી વાસના ધારણ કરી જે જે કર્મોનો સંકલ્પ કરી તે સંકલ્પ અનુરૂપ જે જે કર્મો તેનાથી થાય છે તે કર્મોનો સંસ્કાર પ્રબળ થઇ તે કર્મ સંસ્કાર પ્રાણવાયુના સૂક્ષ્મ સહાયથી જીવને તે કર્મોનું ફળ ભોગ વાસ્તે જે સ્થાન અથવા લોક પ્રાપ્તિ થવી જોઇએ તેવા નિમિત્તથી ત્યાં તે જીવને લઇ જાય છે અને જે જીવને ઉદરે જન્મ થવાનો હોય છે તે ઉદરમાં પૂર્વોક્ત સંસ્કારરૂપ શરીરથી પ્રાણ-વાયુની સૂક્ષ્મ સહાય લઇને અન્ન રસદ્વારા પ્રવેશ કરી શરીરમાં મુખ્ય જીવન (ધાતુ)ને સ્થાને જઈ પહોંચે છે અને પછી કાળે અને ક્રમે કરીને પિતૃરેત દ્વારા માતૃરજ સંયુક્ત થઇ માતૃ ગર્ભાશયમાં આવે છે. પિતૃરેત અને માતૃરજ સંયુક્ત ગર્ભબિંદુ જે આ સ્થૂલ દેહનો પ્રથમ પાયો છે, તે બિંદુમાં જીવનો પ્રવેશ થતા કારણ શરીરનો આરંભ થાય છે અને પછી તે જીવ સૂક્ષ્મ અને સ્થૂલ શરીર પર્યંત પોહોંચે છે. મરણ પામ્યા પછીથી તે પુનઃ ગર્ભ પ્રવેશ ક્ષણ સુધીની જીવની સંસ્કારરૂપ સ્થિતિને મહાકારણ અવ-સ્થા કહે છે. એટલે જ્યાં સુધી જીવ પિતૃધાતુ સ્થાની હોય છે ત્યાં સુધી તે કેવળ સંસ્કારરૂપે હોય છે અને જે તેની મહાકારણ અવસ્થા છે; અને જન્મ થતાંને સ્થૂળ અવસ્થા અથવા સ્થૂળ શરીર જીવને પ્રાપ્ત થાય છે. સાધારણ વ્ય-વહાર દૃષ્ટિએ જોતાં પ્રથમ જાગૃત, પછી સ્વપ્ન, અને પછી સુષુપ્ત, એમ અનુભવાય છે; પણ વાસ્તવિક ક્રમ એથી ઉલટો છે, એટલે પ્રથમ સુષુપ્ત, પછી સ્વપ્ન, અને પછી જાગૃત. ગર્ભમા પાંચ માસ સુધી જીવની કારણ અવસ્થા એ સુષુપ્ત અવસ્થા, જન્મ દિવસ પર્યંત જીવની સૂક્ષ્મ અવસ્થા એ સ્વપ્ન અવસ્થા અને જન્મ પછી જીવની સ્થૂળ અવસ્થા એ જાગૃત અવસ્થા છે. એજ ગણ-ત્રીના ક્રમથી મહાકારણ સુષુપ્ત, સ્વપ્ન અને જાગૃત એવી દેહત્રિયાંત અથવા

અવસ્થાત્રિયાંત જીવનો સંચાર ચાલે છે. સુષુપ્ત, સ્વપ્ન અને જાગૃત આ અવસ્થાનો અનુભવ જન્મ આરંભથી તે મરણ પર્યંત નિત્ય પ્રતિદિન જીવને થાય છે; પણ મહાકારણ અવસ્થામાં તો માત્ર એક વાર જીવનું પ્રવેશ તથા નિર્ગમન થાય છે. પાંચ માસથી તે જન્મ દિવસ પર્યંત જીવની સૂક્ષ્મ અવસ્થા અથવા સ્વપ્ન અવસ્થામાં સુખ દુઃખ આભાસ માત્ર હોવાથી અને એ સુખ દુઃખ પછીથી સ્થૂળ શરીરે પ્રત્યક્ષ ઘડનારા હોવાથી તેનું જ્ઞાન અંતઃકરણમાં હોય છે; ફક્ત સુખ દુઃખ વ્યક્ત કરવાનાં સાધન માત્ર ઇન્દ્રિયોનો ગર્ભસ્થિતિમાં અત્યંત રોધ હોય છે. સંવેદનાનું સાધન અંતઃકરણ રૂદ્ધ હોતું નથી જેથી ગર્ભસ્થ જીવને સુખ દુઃખ અનુભવ એ કારણ અવસ્થામાં પણ હોય છે, એમ દેખાય છે.

બુદ્ધિબળ અને સારાસાર વિચાર શક્તિના આધારે સૃષ્ટિ પ્રપંચમાં મનુષ્ય કોટીના ચાર પ્રકારના જીવો ગણવામાં આવે છે. એટલે પામર વિષયી, મુમુક્ષુ, અને મુક્ત; જેને સારાસાર વિચાર નથી, પુણ્ય પાપની ધાસ્તી નથી, વિધિ નિષેધ કર્મોની જેને ખબર નથી, શુભાશુભ ભેદ શૂન્ય, શ્રુતિ શાસ્ત્ર સંત વિરોધી, અને નિરંકુશપણે કેવળ પશુ તુલ્ય જીવન વ્યય કરનારને **પામર** કહે છે. આ જીવ અધોગતિનો ભાગી છે, પણ સારાસાર વિચારની પૂર્ણ શક્તિ ધરાવનાર વિદ્યાદિ ગુણ સમ્પન્ન તથા વિધિનિષેધ જાણનાર, શ્રુતિ શાસ્ત્રોક્ત વર્ણાશ્રમ ધર્મથી નિત્ય નૈમિત્તિક કર્મો કરનાર, અને નિષેધ કર્મોનો ત્યાગ કરનાર, ઐહિક વિહિત ભોગ અને ભોગમાં અતૃપ્ત રહેનાર, તથા પરલૌકિક અપૂર્વ સુખ પ્રાપ્તિની આસક્તિથી સ્વર્ગાદિ દિવ્ય ફળ આપનાર, યજ્ઞાદિક કર્મ કરવા કરાવવામાં આરૂઢ રહેનાર, પણ ફક્ત વૈરાગ્ય તથા આત્મ અનાત્માનો વિચાર શૂન્ય, એવાને વિષયી કહે છે. મુમુક્ષુ શ્રુતિ શાસ્ત્રોક્ત વિધિથી પોતાના નિત્ય નૈમિત્તિક કર્મો કરીને વિદ્યાદિ ગુણ સમ્પન્ન કરવાના સાધનોમાં આરૂઢ રહી વૈરાગ્ય સમ્પન્ન થાય છે અને આત્મા અનાત્માનો વિચાર મેળવવા સદ્‌ગુરૂ ચરણાવલંબ રહે છે અને મુક્ત જીવ' સર્વ કર્મ સંસ્કાર રહિત થઇ આત્માનંદમાં સ્થિત રહે છે.

વિષયી ઐહિક વિહિત ભોગમાં અતૃપ્ત રહેવાથી અને સ્વર્ગાદિ લોકના દિવ્ય સુખમાં આસક્તિ હોવાથી તેને મોક્ષ સુખ પ્રાપ્તિ એ મહા વિઘ્નકારક લાગે છે. ત્રિકાળે પણ તેને તેના વિષય ભોગથી અંતઃકરણ–ઇન્દ્રિયો કોઇ પણ વખત તૃપ્ત થતી નથી, અસંતોષથી વિષય વાસના તીવ્ર થાય છે, ભોગવાસના અધિક અધિક વધે છે, અને સર્ છેવટે વિષયી જીવને એ વિષયભોગ નાશકારક નિવડે છે પણ જે જ્ઞાનનિપુણ અને વિચાર સમ્પન્ન વિષયી જીવની બુદ્ધિ અને વિચાર શક્તિ નિર્મળ અને સ્વચ્છ હોવાથી તેને જે વિચારમાં ગુંઠવામાં આવે છે તેનામાં તેવાજ સંસ્કાર ઉદય પામે છે. પણ ફક્ત અનંત જન્મથી

બુદ્ધિમાં વિષયી વિલાસની વાસના દઢ હોવાથી જન્મ મરણ પરંપરા તેને છુટતું નથી. વિહિત વિષય ભોગથી અને સત્કર્માચરણથી દોષની અને પાપની ઉત્પત્તિ તેને થતી નથી ખરી; પણ તેથી વાસનાની તૃપ્તિ ત્રિકાલે પણ તેને ઓછી થતી નથી. તૃપ્તિની સીમા સુધી અંતઃકરણ-ઇન્દ્રિયો પોહોંચે છે પણ તે પ્રદેશ બાહેર જઇ શકતી નથી. વિષય ઇન્દ્રિયો સાથ જીવનો સંબંધ જ્યાં સુધી કાયમ રહે છે ત્યાં સુધી વિષયી જીવનો વિષય ભોગ પણ સદાનો કાયમ કહે છે કારણ આ સર્વ સૃષ્ટિ વિષયી જીવની છે અને તેનો તે ભોક્તા છે. સૃષ્ટિની અધોગતિના એક શિખર સુધી નિષિધ કર્મ ફળ ભોગનો સર્વ ભોગ પ્રદેશ પામર જીવના તાબામાં છે, અને ઉર્ધ્વ ગતિના શિખર સુધી વિહિત કર્મ ફળ ભોગનો પ્રદેશ સર્વ વિષયી જીવે લીધો છે. વિષય ભોગના સંસ્કાર એજ ભોગની વાસના છે તેને શાંત કરવા વિષય ભોગ ઉપાય છે. એટલે તેનું સર્વ અંતઃકરણ ભોગવાસનામય અને સર્વ ઉપાય ભોગફળ પ્રાપ્તિમય કરવામાં આવે તો વિષયી જીવ તન્મય અને તદાકાર થાય અને પોતાના સ્વરૂપમાં તથા કર્તવ્યમાં સર્વ ભોગ વિસરી જાય. એ ભોગ વિસરજન તે વિષયાનંદથી પ્રાપ્ત થતું સ્વરૂપાનંદ છે, પણ એ વિસરજન થવું કઠણ છે અને ગુરૂ કૃપા સિવાય બની શકતું નથી, પણ સન્માર્ગ આરૂઢ રહેનારને ઇશ્વિર સદા અનુકૂળ હોય છે. કોઈ પણ પ્રકારે એક વાર મોક્ષ પંથપર આરૂઢ થયા વગર અને અનન્ય ભાવથી ભગવાનના (ગુરૂના) શરણે જયા વગર વિષયી જીવ કૃત્યાર્થ થતો નથી પણ સાધક જીવ એક વખતે સાધનરૂપ નદી પ્રવહામાં પડ્યો કે કાલાંતરે બ્રહ્માનંદ સાગરમાં પોહોંચ્યા વગર રહેતો નથી. પણ ખુબી એ છે કે કરોડો મનુષ્યોમાંથી મોક્ષની આશાથી તીવ્ર જિજ્ઞાસા ધારણ કરી સાધનારૂઢ થઈ કવચિત્ એકાદો મુમુક્ષુ નિકળી આવે છે અથવા સ્પષ્ટતાથી કહીએ તો પૂર્વાચરિત પ્રબળ કર્મોથી જે જીવ સંચિત હોય છે અને જેનાથી પૂર્વાનુષ્ઠિત પ્રબળ સાધનો પકવ થયા હોય છે તેનો જ સંસ્કાર મોક્ષ વિષયમાં આ જન્મે તથા અગાડી જન્માંતરમાં ઉદય પામે છે; તેમાં પણ પૂર્ણ અનુલક્ષથી વધારો કરવો, એ મુમુક્ષુ જીવનું કર્તવ્ય છે, કારણ એ કર્તવ્ય વગર જીવને મોક્ષ માર્ગ પ્રાપ્ત થતો નથી.



# યોગાનંદ સ્વાનુભૂતિ



## કર્મયોગ

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः॥

તું નિત્ય નૈમિત્તિક કર્મ કર કેમકે કર્મ ન કરવા કરતાં કર્મ (કરવું એ) વધારે સારૂં છે તથા કર્મ રહિત એવી તારી શરીરયાત્રા પણ સિદ્ધ થાશે નહીં.

શ્રીમદ્ ભગવદ્ગીતા અધ્યાય ૩ શ્લોક-૮.

કર્મ જનક સૃષ્ટિ છે, કર્મ કર્યા વગર શરીર યાત્રા ખલાસ થતી નથી ખાવું, પીવું, ઉઘવું, બેસવું, બોલવું, મળમૂત્રનો વિસર્ગ, એ સર્વ શરીરનાં કર્મો છે. એ કર્મો કર્યા વગર શરીરની વ્યવસ્થા સ્થિત રેહેતી નથી, જેથી તે અવશ્યનાં કર્મો છે. જેવાં તે અવશ્યનાં કર્મો છે તેમ શરીર યાત્રામાં સદ્ગતિ થવા વાસ્તે નિત્યનૈમિત્તિક કર્મો પણ અવશ્યનાં છે. એ કર્મો ન કરવાં તેના કરતાં કરવાં એમાંજ જીવનું કલ્યાણ છે, આવાં નિત્યનૈમિત્તિક કર્મો કરવામાં ભાવના શુદ્ધ અને દૃઢ જોઇ.

ભારત હિંદુ ધર્મનો મૂળ પાયો જીવની ભાવના છે. અનુભવથી ઉત્પન્ન થયલી અને સ્મૃતિને કારણીભૂત હોનારી ભાવના છે. તે આત્માના વિષે માત્ર રહે છે. આ ભાવનાથી અનંત જીવોએ બ્રહ્માનંદ સુખ પ્રાપ્ત કીધું છે. પ્રવૃત્તિ નિવૃત્ત માર્ગનો મુખ્ય આધાર એ ભાવના છે. આ ભાવનાથી ક્રિયા મંત્ર, જપ, યોગ, તથા ધ્યાન સિદ્ધિઓ, ઇશ્વર સિદ્ધિ, અને પ્રત્યક્ષ બ્રહ્માનંદ રૂપની પ્રાપ્તિ, પણ સિદ્ધ થાય છે. જ્ઞાની થવું કે અજ્ઞાની રહેવું એનો આધાર પણ મુખ્ય ભાવના ઉપર છે. ભાવનાથી વિશ્વાસ આવતાં વિષય સાથે ભાવના તદાકાર થાય છે અને પોતે કલ્પિત ન હોવાથી એ ભાવના સંસ્કારાત્મ પરમાણુ ઘટિત થાય છે. એ પરમાણુ આભાસરૂપે નિર્જીવ નથી પણ બીજી શક્તિ પ્રમાણે સજીવ એટલે સધર્મ હોવાનાર્થે ભાવનામાં સંસ્કારનો સંચાર મનોધર્મરૂપે હોય છે, જેની નિષ્ફળતા સફળતા આપણા (કર્તાના) પોતાપર અવલંબીને રહેલી હોય છે. માનસિક ક્રિયાના વ્યાપારના અંગે ક્રિયા શક્તિ તથા ફળ આપનાર ભાવના છે. જેથી ક્રિયા કર્મ કાન્ડમાં એ ભાવનાએ કરી માનસિક પુણ્ય પાપ ગણવામાં આવે છે. એક જીવના શ્રેષ્ઠ અથવા દુષ્ટ મનોવિકારનું પરિણામ બીજા જીવના અંત:કરણ પર પડે છે, ત્યારે તે જીવના મનોવિકારે કરી બીજાને શ્રેષ્ઠ અથવા દુષ્ટ ફળ પ્રાપ્ત થાય છે, કારણ પહેલા જીવનો સસ્કારાત્મક પરમાણુ પોતાની ભાવનાથી ઉત્ક્રમણ

થઇ સંવેદનાદ્વારા (ઇન્દ્રિયોદ્વારા) બાહેર પડી બીજા જીવની સંવેદ-નાદ્વારા તેની ભાવનામાં (અંતઃકરણમાં) પ્રવિષ્ટ થઇ ત્યાં રહેલા સંસ્કારાત્મ પરમાણુ આગળના સંસ્કારાત્મક પરમાણુ સાથ ઐકય થાય છે, અને જેનો સંસ્કારાત્મક પરમાણુ જેવો પ્રબલ હોય છે, તેવો બીજા ઉપર જય મેળવે છે. આવા સંસ્કારાત્મક પરમાણુ અંત.કરણમાં પ્રવિષ્ટ થઇ તેના ઉપર બીજાના મનોવિકાર જય ન મેળવે એ કારણથી શાસ્ત્રકારોએ સતસંગ સદ્‌વિદ્યા અધ્યયન અને દુઃસંગ પરિત્યાગ આદિ કરવા દરેકને ફરમાવે છે. સતસમાગમ તથા સદ્‌વિદ્યાના અધ્યયનથી દુર્જન પુરૂષ પણ થોડા સમયમાં પોતાનો મનોવિકાર જીતી સજ્જન થાય છે. એવા સત સમાગમમાં જે શબ્દાદિ સંસ્કારરૂપે સત પુરૂષની વેદ્ય શક્તિ હોય છે તે વેદ્ય શક્તિ દુષ્ટ સંસ્કારને નિર્મળ કરી શુદ્ધ ભાવનામાં શ્રેષ્ઠ સસ્કારનો સંચાર મનોધર્મ-રૂપે પ્રગટ કરે છે. કહેવાનું એ કે જીવનો અખિલ સૃષ્ટિ સંબંધ ભાવનાદ્વારા હોય છે. જ્યારે ભાવનાનું ઉત્થાન થાય છે અને જે જે ઇન્દ્રિયોદ્વારા તે ભાવના દેહથી બાહેર પડે છે, ત્યારે તે તે ઇન્દ્રિયોએ જે જે વિષય ગ્રહણ કર્યો હોય છે, તેને ગ્રહણ કરી ભાવના વિષયાકાર થાય છે, જેથી વિષયનો સંસ્કાર ભાવના ઉપર છે એમ કહેવામાં આવે છે. પાંચ વિષયોમાંથી (શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ) જે વિષય લેવાનો હોય છે તે વિષય તેની ઠરાવિક ઇન્દ્રિય સિવાય, બીજી ઇન્દ્રિયોદ્વારા લેવા બનતું નથી. ઇન્દ્રિયોમાં વિષય ગ્રહણ કરવા જેટલી કાર્યકૃત શક્તિ હોય છે, પણ ભાવનામાં તો વિલક્ષણ સંસ્કાર ગ્રહણ શક્તિના યોગે પાચ જ્ઞાનેંદ્રયિદ્વારા પાંચ પૃથક્ વિષયોને બે રસ્તેથી લાવી પછી તે સર્વનો સમાવેશ ભાવના પોતાનામાં કરે છે. એથી પાંચ વિષયોનો, તેની ક્રિયાનો, અને તેના ભોગનો, સર્વ સસ્કાર ભાવનામાં એકત્ર આરૂઢ થઇ, ભાવના તેમાં અત્યંત તન્મયતાને પામે છે. તન્મયતા પામતાં ભાવનાની એકાગ્રહ ધારાશક્તિ નષ્ટ થાય છે અને એક વિષય અર્થે એક જ ઇન્દ્રિયથી ભાવના બાહેર પડી કામ કરે છે અને બીજી ઇન્દ્રિયોદ્વારા ભાવનાનો પ્રવાહ વ્યર્થ બાહેર પડી અનઅવશ્ય વિષયો ગ્રહણ કરે છે. અવશ્ય વિષયમાં અનઅવશ્યનો વ્યર્થ મિશ્રણ કરી તે અવશ્ય વિષયને વિષયો ગ્રહણ કરે છે, પછી અવશ્ય વિષયમાં અનઅવશ્યનો વ્યર્થ મિશ્રણ કરી તે અવશ્ય વિષયને કલકિત કરે છે. જેથી શુદ્ધ અને અવશ્ય વિષયના સંસ્કાર બરાબર કલંકિત વિષયનો સંસ્કાર ભાવનામાં જઇ તેને વ્યર્થ દુષિત કરે છે. આમ પરંપરા ક્ષણો ક્ષણિક ભાવના ચાલતી આવવાથી ભાવનાનું શુદ્ધ ઉત્થાન, એ શુદ્ધ ક્રિયાના અને શુદ્ધ વિષયના અત્વંત સંસ્કાર થઇ તેની સ્વરૂપ અને શક્તિ નષ્ટ થાય છે; તેથી કોઇ પણ પ્રધાન વિષયાર્થે ભાવનાનું ઉત્થાન થાય છે તો તેનું ભાન જીવને રહેતું નથી; અને ભલતો અનઅવશ્યક

વિષય પ્રધાન થઇ ભાવનામાં જઇ બેસે છે. આમ અનંત વિષયોનો પસારો થવાથી તેઓના અનંત સંસ્કારે કરી ભાવનાની પૂર્ણ દશા થઇ રહે છે પણ ભાવનાને સુધારવા એકદમ સર્વ ઇન્દ્રિયોદ્વારા તેને બાહેર ન આવવા દેવામાં આવે, સર્વ વિષયો ન ધારણ કરવા દેવામાં આવે, ભાવનાનો એક જ ઉદ્દેશ કાયમ રાખવામાં આવે, એક જ વિષય ધારણ કરવામાં આવે, અને તેના ભોગનો એક જ સંસ્કાર ભોગવવામાં આવે તો એક ત્રિપુટી વિષયની ધારણા શુદ્ધ થઇ તે ધારણા પૂર્ણપણે સ્વાધીનમાં રાખવાની ક્રિયા બની રહે છે અને જે કર્મયોગ, ભક્તિયોગ, તથા તપ અથવા ઉપાસના યોગમાં, અંગભૂત સાધન થઇ પડે છે. ભાવનાની એક ધારાનો નિગ્રહ રસઇન્દ્રિય દ્વારા થાય અને એવા પ્રકારે પ્રત્યેક ઇન્દ્રિયોની ત્રિપુટીરૂપ ધારા સ્વાધીનતામાં તથા ઇષ્ટ વ્યાપારમાં આરૂઢ રાખવામાં આવે તો તે ધારા યોગમાં મુખ્ય લક્ષ્યબિંદુ થઈ પડે છે, એ કારણથી કર્મયોગના દરેક ઉપાયથી પ્રત્યેક ત્રિપુટી એ ભાવનાના તાબામાં રાખવી જોઇએ એ જ આપણું પ્રથમ તથા અવશ્ય કર્તવ્ય છે, એમ પ્રત્યેક સદ્વ્યક્તિથી બોધ કરવામાં આવે છે.

ભાવના એકદમ સર્વ ત્રિપુટીની બાહેર પડી ખુલ્લા દીપક પ્રમાણે પોતાના કિરણોનો પસારો કરી પોતે પાંચ વિષયોના પસારા ઉપર એકદમ પોતાનો પ્રકાશ પાડે છે, ત્યારે સર્વ ઇન્દ્રિયોને અનુકૂળ સંવર્દના થઈ ઇન્દ્રિયો પોતપોતાના વિષયમાં ઘસડાઇ જાય છે અને તેના યોગે ભાવનામાં અનેક વિષયોના સંસ્કાર ઉભરાઇ આવી નિયમિત વ્યાપારાર્થે અસમર્થ થાય છે. એવા પસારેલા પ્રકાશનું રોધ થઇ ભાવના એક જ નિયમ અને ઇચ્છિત ઇન્દ્રિયદ્વારા પ્રકાશિત થઇ એક જ ઇષ્ટ વિષયનો પ્રકાશ ગ્રહણ કરે, એવી ભાવનાની સ્વાધીનતા આપણને ઉપાસનાથી આવે છે.

સાત્વિક, રાજસી, અને તામસી એવા માનસિક વૃત્તિના ધર્મ સાથ ભાવનાનો તાદાત્મ્ય સંબધ હોવાથી ભાવના એ મનોધર્મ રૂપી અભિવ્યક્ત છે. ધર્મ યુક્ત ભાવનાને વિચારશક્તિ અને ક્રિયાશક્તિ એ બન્નેની સહાય મળવાથી ભાવના વિચારશકિત યુક્ત થઈ જે ક્રિયા એક જીવની ભાવનાથી કરવામાં આવે છે, તે ક્રિયાશક્તિનું પરિણામ બીજા જીવોની ભાવનાપર અસર કરે છે, અને તે પરિણામની અનુકૂલતા પ્રતિકૂલતાએ સંવેદનાદ્વારા ભાવના શક્તિના પ્રાદુર્ભાવમાં (ઉત્થાનમાં) જોવામાં આવે છે ત્યારે મનોવિકાર, મનોધર્મ, અને મનોવૃત્તિ, એવી સ્પષ્ટ સંજ્ઞા બને છે. મનોધર્મનું પરિણામ સર્વ કોઇને પોતાના ઉપર યથાર્થ આવી પોતાના સુખની તથા ઉન્નતિની અધિક વૃદ્ધિ થાય અને પોતાના સમાગમમાં આવનાર અન્ય પુરૂષના સુખની વૃદ્ધિ થઈ શકે, એવી મનોવૃત્તિને સાત્વિક મનોવૃત્તિ કહે છે. જેમ કે ક્ષમા, દયા, શાંતિ, શ્રદ્ધા, ભક્તિ, વિગેરે. પોતાની વૃત્તિ દયાવાન અને ક્ષમાશીળ

સદૈવ હોય છે, તો પોતાના ચિત્તને ઉદ્વેગ કદી પણ ન થતાં તે પોતે આનંદમાં રહે છે. સાત્વિક મનોધર્મને **નિવૃત્તિ પ્રધાન** કહે છે. મનોધર્મ પોતાને ઠેકાણે જાગૃત હોવા છતાં બીજા ઉપર તેના સુખનું પરિણામ વિશેષ સુખજનક થાય તથા બીજાના સુખના ફળનો વિભાગ મળવાથી આપણ પોતે પણ એ સુખ ભોગવવાના ભાગી થઇએ, એવું જે પરસ્પર પર પરિણામ ઘડવાની ક્રિયાને **રાજસી** મનોવૃત્તિ કહે છે. જેમ કે ધૈર્ય, શૌર્ય, ઔદાર્ય આદિ ગુણો. એ રાજસી મનોધર્મને પ્રવૃત્તિ પ્રધાન કહે છે; પણ જે મનોધર્મ પોતાને ઠેકાણે જાગૃત હોવાથી તદનરૂપ ક્રિયા ઘડવામાં આવતા પોતાને અને બીજાને ન્યૂનાધિક કલેશ ઉત્પન્ન થાય અને સદૈવ ઉદ્વેગ રૂપ રહે તેવા તામસી મનોધર્મને અધોગતિ પ્રધાન કહે છે.

નિવૃત્તિ પ્રધાન તથા અધોગતિ પ્રધાન એ સર્વ મનોધર્મનો મુખ્ય આધાર ભાવના શક્તિ ઉપર છે. મનોધર્મરૂપથી ભાવનાનું ઉત્થાન થાય છે. મનોધર્મ રૂપ ભાવના અંતઃકરણમાં જ્યાં સુધી અંતઃકરણપર વ્યાપાર કરે છે ત્યાંસુધી તે ભાવના વિચારશક્તિરૂપ હોય છે; અને પછી અંતઃકરણમાંથી તેનો આઘાત પ્રેરણારૂપે ઇન્દ્રિયોમાં ગતિ ઉત્પન્ન કરે છે ત્યારે તે ભાવના ગતિરૂપે ક્રિયા શક્તિરૂપ થાય છે અને આ ક્રિયાશક્તિરૂપ ભાવનાનો જે પરિણામ જીવ તથા પદાર્થ ઉપર ઘડવામાં આવે છે, તે પરિણામરૂપ કહેતાં ભોગરૂપ થાય છે. પરિણામ ઘડવામાં આવતાં ભાવનામાં જેવો સાત્વિક, રાજસી, અથવા તામસી, મનોવિકાર હોય છે તેવું તદનરૂપ ફળ પ્રાપ્ત થઈ ભોગ ભોગવવામાં આવે છે. તે ભોગ જેવો મનોવિકાર પોતાની જાતિનો હોય છે તેવો ભાવનામાં પુનઃ આરૂઢ થાય છે અને પાછો આરૂઢ થતાં એ મનોવિકાર ભાવનાનું પાછું ઉત્થાનરૂપ કારણ થાય છે એને પાછું ક્રિયારૂપે ફળ ભોગવવામાં આવે છે એમ મનોવિકારે ભાવનાનું ઉત્થાન અને ક્રિયા રૂપે ફળ ભોગનું અખંડ ચક્ર હરહમેશ ચાલુ રહે છે, અને એ ક્રિયા ચક્રમાં સૃષ્ટિના સર્વ જીવો નિમગ્ન રહે છે; પણ ભાવનાનું ક્રિયા શક્તિ રૂપ ચક્રમાં સર્વ જીવો શુદ્ધ આત્મા સ્વરૂપ થાય એવા હેતુથી પરમેશ્વરે જીવને પોતાની ભાવના બરોબર ક્રિયાશક્તિ અને વિચારશક્તિનો એવો તો સંબંધ કરી આપ્યો છે કે જેથી જીવ પોતાની ભાવના શક્તિના બળે કરી સત્વગુણ અવલંબી નિવૃત્તિ પ્રધાન સ્થિતિમાં રહી શકે અને પોતાની અને પોતાના સંબંધમાં આવતી સર્વ વ્યક્તિઓના સુખ અને ખરી ઉન્નતિની વૃદ્ધિ કરી શકે.

સૃષ્ટ પદાર્થમાં જડ અને ચૈતન એવા બે વર્ગ બુદ્ધિની ઉપાધિએ થયા છે. બુદ્ધિતત્વ યુક્ત પદાર્થ જીવ સંજ્ઞક છે. અને બુદ્ધિતત્વ રહિત પદાર્થ જડ એટલે સ્થાવર સંજ્ઞક છે. સત્વ, રજ, અને તમ, આ ત્રણ ગુણનું મિશ્રણ તથા સંક્રમણ મૂળતત્વરૂપ બાર પદાર્થમાં છે અને તત્વ મિશ્રણથી બનેલા પદાર્થમાં

પણ તેનું સંક્રમણ છે. બુદ્ધિ તત્વયુક્ત પ્રાણીઓમાં આ સંક્રમણ મનોવિકારની ઉર્મિથી સ્પષ્ટ અભિવ્યક્ત દેખાય છે, અને જડ પદાર્થમાં ચાલુ રહેલું ગુણ સંક્રમણ, તેમાં સદૈવ ચાલ્યું રહ્યા છતાં પણ, તે સ્પષ્ટ દેખાતું નથી. આ જડ પદાર્થના ગુણ સંક્રમણનું પરિણામ જીવના શરીર પર્યંત, ઇન્દ્રિયો પર્યંત, અને ભાવના પર્યન્ત, પોહોંચે છે, અને પદાર્થમાંના ગુણ તથા ભાવનાનો ગુણ એ બન્ને સજાતીય હોય છે તો એ બન્નેનો તાદાત્મ્ય થઈ અનુકુલ સંવેદના ઉત્પન્ન થાય છે, પણ વિજાતીય ગુણ હોય છે તો એવું તાદાત્મ્ય ન થતાં પ્રતિકૂલ સંવેદના ઉત્પન્ન થાય છે. આ અનુકૂળ પ્રતિકૂળ સવેદના ઉપરથીજ જડ પદાર્થ અંતર્ગત ગુણનું સંક્રમણ સ્પષ્ટ જોવામાં આવે છે. એટલે એક પદાર્થના ભિન્ન વખતે તથા ભિન્ન સ્થિતિમાં ઉપભોગ થતાંને આપણા પોતાની ભાવનાથી ગુણ ઓળખી તે પદાર્થમાં થયલા ગુણ સંક્રમણ જોતાને તે પદાર્થના ગુણ બળ સ્પષ્ટ દેખાઇ આવે છે. દાખલા તરીકે વખત સર સારી ભુખ લાગતાં ઉત્તમ સુપક્વ મધુર અને તાજું અન્ન ખાવા મળતાં તૃપ્તિ થઈ સમાધાન અને આનંદ થાય છે એટલે સજાતીય ગુણ એટલે આપણને અનુકૂળ થાય છે; અને તેજ ભુખ વખતે અપક્વ અને દુઃસ્વાદ અન્ન ખાવામાં આવતાં ભુખની શાંતિ ન થતાં અન્ન ભક્ષણના યોગે પેટમાં દુઃખારો વિગેરે વિજાતીય એટલે અનિષ્ટ સંવેદના ઉત્પન્ન થઈ કષ્ટ થાય છે. એ ઉપરથી એક અન્ન સુપક્વ અને તાજું છતાં ભિન્ન ગુણકારી લાગવું, એ પદાર્થ આશ્રિત ગુણનું સંક્રમણ સિવાય બીજું કાંઈ નથી. એ સંક્રમણ ક્ષુધા ભાવનાનો સાધનભૂત છે; પણ ક્ષુધા બોધ ન હોવાથી સુપક્વ ભક્ષણથી વિપરીત ગુણ લાવે છે ત્યારે એ ક્ષુધા ભાવનાના ગુણ સક્રમણ સિવાય બીજું કંઇ જોવામાં આવતુ નથી અને તે સંક્રમણથી જોવામાં આવતા પદાર્થ સાધનભૂત થાય છે; અને ભુખ પ્રદીપ્ત થતાં ક્ષુધા ભાવના નષ્ટ થાય છે તે વિકૃતિરૂપે ગુણ સંક્રમણ છે અને તેને ભાવના અને સંવેદના પોતે શોધનભૂત થયા છે. આ ઉપરથી પદાર્થથી ભાવનામાં અને ભાવનાથી પદાર્થમાં સ્પષ્ટ સંક્રમણ અવસ્થા જોવામાં આવે છે. એજ પ્રમાણે જડ અને ચેતન આ બન્ને પદાર્થમાં ત્રિગુણ સંક્રમણ હરહમેશ અખંડ ચાલુ છે. શબ્દ સ્પર્શાદિ વિષયમાં ભાવનાનું અને ભાવનાથી વિષયનું પરસ્પર ગુણ સંક્રમણ આજ પ્રમાણે થાય છે એટલે શબ્દ જ્ઞાન શક્તિ, તથા શબ્દગુણ સક્રમણ શબ્દ ભાષા અને લેખનરૂપે સર્વ દેશોમા વ્યાપ્ત છે, ભાષાનું ચિરસ્થાઇરૂપ લેખન છે. ભાષાથી થનારૂં જ્ઞાન સદૈવ એકરૂપે પદ્ધતિવાર કાયમ રહેવા શાસ્ત્રાદિ ગ્રંથ રચના કરવામાં આવે છે. ભાષણ અને લેખથી અર્થબોધ સરખા થાય છે.

ભાવનાનો સાત્વિક રાજસી અને તામસી એવા ત્રણ ગુણો પૈકી કયા પ્રકારના શબ્દ વ્યાપારથી ભાવનામાં કયા પ્રકારનો ગુણ (મનોવિકાર) જાગૃત છે.

અને શબ્દમાંથી ભાવનામાં ગુણનો સંક્રમણ કેવી રીતે થઈ તેના સંવેદના ઉપરથી શબ્દ સાત્વિક રાજસી કે તામસી છે ને એ ઉપરથી જણાય છે કે શબ્દનો ગુણ અને ભાવનાનો ગુણ સજાતીય હોય છે તો પરસ્પર ગુણ સંક્રમણ થઈ આનંદ થાય છે; વિજાતીય ગુણનું સંક્રમણ હોય તો આનદ ઉત્પન્ન ન થતાં વિરૂદ્ધ ધર્મ ઉત્પન્ન થાય છે. એટલે ભગવદ્ ગુણ અનુવાદ સાધુપુરૂષથી અધ્યાત્મ વિષયનું શ્રવણ, સાધુપુરૂષના મુખથી અથવા ગ્રંથદ્વારા આદરપૂર્વક શ્રવણ કરવામાં આવે છે ત્યારે પ્રેમ આવિર્ભાવ અને આત્મોન્નતિની ઇચ્છા ઇત્યાદિ સાત્વિક મનોવિકાર જાગૃત થાય છે. જ્યારે પ્રાપંચિક, વ્યાવહારિક અને રાજકીય વિષયના શબ્દો તે તે વિષયમાં પ્રવીણ થયલા પુરૂષના મુખથી શ્રવણ કરવામાં તથા તેવા પુરૂષના હાથથી લખાયલા ગ્રથ અવલોકન કરવામાં આવે છે ત્યારે તેવા પ્રકારનો એટલે કર્તવ્યદક્ષ તથા પરાક્રમનો રાજસિ મનોવિકાર હૃદયમાં ઉત્પન્ન થાય છે અને જ્યારે અસદ્ વ્યવહારનો, કલહનો, કપટનો તથા દુર્વ્યસન પ્રધાન એવા શબ્દો દુષ્ટ અવિચારી મૂર્ખ મનુષ્યોના મુખમાંથી શ્રવણ કરવામાં આવે છે ત્યારે ખેદ તથા ક્રોધ વિગેરે તામસી વિકારની ઉત્પત્તિ થાય છે. પણ જે પુરૂષની બુદ્ધિ પરમાર્થ વિષયમાં પ્રધાન છે તેનો મનોવ્યવહાર પરમાર્થ શબ્દો વ્યાપારમાં પ્રિય હોય છે પણ જેની બુદ્ધિ વ્યવહાર વિષયમાં પ્રધાન હોય છે, તેને સાત્વિક ગુણ પ્રધાન શબ્દ ઉપર પ્રીતિ હોતી નથી. જેની બુદ્ધિ કપટ પ્રધાન હોય છે, તેને સાત્વિક શબ્દો પ્રિય ન લાગતાં રાજસી વ્યાપાર શબ્દો પણ વિરૂદ્ધ લાગે છે અને ફક્ત તામસી વ્યાપાર શબ્દોપર પ્રિયતા રહે છે. આવા પ્રકારના વિરૂદ્ધ ગુણ સંક્રમણથી ભાવનામાં થતો ફેરબદલ એ શબ્દાદિ વિષયમાં સ્વતંત્ર ગુણ ધર્મ છે, એમ બતાવે છે. એજ પ્રમાણે સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ ગુણોનો વિચાર કરી ભાવનામાં તેના સારા ગુણ સંક્રમણની વૃદ્ધિ કરવામાં આવે તો દુષ્ટ ગુણોનું સંક્રમણ થવા પામતો નથી.

જીવ આશ્રિત ભાવનામાં અને શબ્દાદિ પાંચ વિષયમાં આમ સ્વતંત્ર ગુણ હોવાથી તેઓનું પરસ્પર સંક્રમણ થાય છે. પદાર્થ આશ્રિત વસ્તુ શક્તિ એ સ્વતંત્ર છે. તેમ જીવ આશ્રિત ભાવના શકિત એ પણ સ્વતંત્ર છે. ભાવના શક્તિને વિચાર શક્તિ અને ક્રિયા શક્તિ એવી બે શક્તિઓની મદદ હોવાથી ભાવના શક્તિ વસ્તુ શક્તિને પોતાના તાબામાં લે છે. કારણ તેની ભાવના ધાર્મિક, વ્યાવહારિક, સાંસારિક તથા રાજકીય વિષયોમાં મુખ્ય સહાય લે છે, એની પ્રબલતાએ કરી અનેક વ્યક્તિની ભાવના એકત્ર થાય છે ત્યારે તેમાં વિચાર શક્તિ અને ક્રિયા શક્તિની ઐક્યતાની પ્રબલ શક્તિઓ આવે છે અને તે શક્તિથી મહાન્ કાર્ય તે વિષયોમાં તે વ્યક્તિઓ કરવાને સબળ કારણરૂપ થાય છે. એમાં કોઈ મુખ્ય વ્યક્તિ ભાવના શક્તિ, ઇચ્છા શક્તિ

પણ તેનું સંક્રમણ છે. બુદ્ધિ તત્વયુક્ત પ્રાણીઓમાં આ સંક્રમ વિકારની ઉર્મિથી સ્પષ્ટ અભિવ્યક્ત દેખાય છે, અને જડ પદાર્થમાં રહેલું ગુણ સંક્રમણ, તેમાં સદૈવ ચાલ્યું રહ્યા છતાં પણ, તે સ્પષ્ટ દેખાતું આ જડ પદાર્થના ગુણ સંક્રમણનું પરિણામ જીવના શરીર પર્યંત, ઇન્િ પર્યંત, અને ભાવના પર્યન્ત, પોહોંચે છે, અને પદાર્થમાંના ગુણ તથા ભ નાનો ગુણ એ બન્ને સજાતીય હોય છે તો એ બન્નેનો તાદાત્મ્ય થઈ અન કુલ સંવેદના ઉત્પન્ન થાય છે, પણ વિજાતીય ગુણ હોય છે તો એવું તાદાત ન થતાં પ્રતિકૂલ સંવેદના ઉત્પન્ન થાય છે. આ અનુકૂળ પ્રતિકૂળ સંવેદના ઉપરથીજ જડ પદાર્થ અંતર્ગત ગુણનું સંક્રમણ સ્પષ્ટ જોવામાં આવે છે. એટલે એક પદાર્થના ભિન્ન વખતે તથા ભિન્ન સ્થિતિમાં ઉપભોગ થતાંને આપણા પોતાની ભાવનાથી ગુણ ઓળખી તે પદાર્થમાં થયલા ગુણ સંક્રમણ જોતાને તે પદાર્થના ગુણ બળ સ્પષ્ટ દેખાઇ આવે છે. દાખલા તરીકે વખત સર સારી ભુખ લાગતાં ઉત્તમ સુપક્વ મધુર અને તાજું અન્ન ખાવા મળતાં તૃપ્તિ થઈ સમાધાન અને આનંદ થાય છે એટલે સજાતીય ગુણ એટલે આપ- ણને અનુકૂળ થાય છે; અને તેજ ભુખ વખતે અપક્વ અને દુઃસ્વાદ અન્ન ખાવામાં આવતાં ભુખની શાંતિ ન થતાં અન્ન ભક્ષણના યોગે પેટમાં દુઃખારો વિગેરે વિજાતીય એટલે અનિષ્ટ સંવેદના ઉત્પન્ન થઈ કષ્ટ થાય છે. એ ઉપરથી એક અન્ન સુપક્વ અને તાજું છતાં ભિન્ન ગુણકારી લાગવું, એ પદાર્થ આશ્રિત ગુણનું સંક્રમણ સિવાય બીજું કાંઈ નથી. એ સંક્રમણ ક્ષુધા ભાવનાનો સાધન- ભૂત છે; પણ ક્ષુધા બોધ ન હોવાથી સુપક્વ ભક્ષણથી વિપરીત ગુણ લાવે છે ત્યારે એ ક્ષુધા ભાવનાના ગુણ સક્રમણ સિવાય બીજું કંઇ જોવામાં આવતું નથી અને તે સંક્રમણથી જોવામાં આવતા પદાર્થ સાધનભૂત થાય છે; અને ભુખ પ્રદીપ્ત થતાં ક્ષુધા ભાવના નષ્ટ થાય છે તે વિકૃતિરૂપે ગુણ સંક્રમણ છે અને તેને ભાવના અને સવેદના પોતે શોધનભૂત થયા છે. આ ઉપરથી પદાર્થથી ભાવ- નામાં અને ભાવનાથી પદાર્થમાં સ્પષ્ટ સક્રમણ અવસ્થા જોવામાં આવે છે. એજ પ્રમાણે જડ અને ચેતન આ બન્ને પદાર્થમાં ત્રિગુણ સંક્રમણ હરહમેશ અ ચાલુ છે. શબ્દ સ્પર્શાદિ વિષયમાં ભાવનાનું અને ભાવનાથી વિષયનું ગુણ સંક્રમણ આજ પ્રમાણે થાય છે એટલે શબ્દ જ્ઞાન શકિત, ત ગુણ સંક્રમણ શબ્દ ભાષા અને લેખનરૂપે સર્વ દેશોમાં વ્યાપ્ત ચિરસ્થાઇરૂપ લેખન છે. ભાષાથી થનારૂં જ્ઞાન સદૈવ એકરૂપે રહેવા શાસ્ત્રાદિ ગ્રંથ રચના કરવામાં આવે છે. ભાષણ બોધ સરખા થાય છે.

ભાવનાનો સાત્વિક રાજસી અને તામસી પ્રકારના શબ્દ વ્યાપારથી ભાવનામાં કયા પ્રકાર

અને શબ્દમાંથી ભાવનામાં ગુણનો સંક્રમણ કેવી રીતે થઈ તેના સંવેદના ઉપરથી શબ્દ સાત્વિક રાજસી કે તામસી છે ને એ ઉપરથી જણાય છે કે શબ્દનો ગુણ અને ભાવનાનો ગુણ સજાતીય હોય છે તો પરસ્પર ગુણ સંક્રમણ થઈ આનંદ થાય છે; વિજાતીય ગુણનું સંક્રમણ હોય તો આનદ ઉત્પન્ન ન થતાં વિરૂદ્ધ ધર્મ ઉત્પન્ન થાય છે. એટલે ભગવદ્ ગુણ અનુવાદ સાધુપુરૂષથી અધ્યાત્મ વિષયનું શ્રવણ, સાધુપુરૂષના મુખથી અથવા ગ્રંથદ્વારા આદરપૂર્વક શ્રવણ કરવામાં આવે છે ત્યારે પ્રેમ આવિર્ભાવ અને આત્મોન્નતિની ઇચ્છા ઇત્યાદિ સાત્વિક મનોવિકાર જાગૃત થાય છે. જ્યારે પ્રાપંચિક, વ્યાવહારિક અને રાજકીય વિષયના શબ્દો તે તે વિષયમાં પ્રવીણ થયલા પુરૂષના મુખથી શ્રવણ કરવામાં તથા તેવા પુરૂષના હાથથી લખાયલા ગ્રંથ અવલોકન કરવામાં આવે છે ત્યારે તેવા પ્રકારનો એટલે કર્તવ્યદક્ષ તથા પરાક્રમનો રાજસિ મનોવિકાર હૃદયમાં ઉત્પન્ન થાય છે અને જ્યારે અસદ્ વ્યવહારનો, કલહનો, કપટનો તથા દુર્વ્યસન પ્રધાન એવા શબ્દો દુષ્ટ અવિચારી મૂર્ખ મનુષ્યોના મુખમાંથી શ્રવણ કરવામાં આવે છે ત્યારે ખેદ તથા ક્રોધ વિગેરે તામસી વિકારની ઉત્પત્તિ થાય છે. પણ જે પુરૂષની બુદ્ધિ પરમાર્થ વિષયમાં પ્રધાન છે તેનો મનોવ્યવહાર પરમાર્થ શબ્દો વ્યાપારમા પ્રિય હોય છે પણ જેની બુદ્ધિ વ્યવહાર વિષયમાં પ્રધાન હોય છે, તેને સાત્વિક ગુણ પ્રધાન શબ્દ ઉપર પ્રીતિ હોતી નથી. જેની બુદ્ધિ કપટ પ્રધાન હોય છે, તેને સાત્વિક શબ્દો પ્રિય ન લાગતાં રાજસી વ્યાપાર શબ્દો પણ વિરૂદ્ધ લાગે છે અને ફક્ત તામસી વ્યાપાર શબ્દોપર પ્રિયતા રહે છે. આવા પ્રકારના વિરૂદ્ધ ગુણ સંક્રમણથી ભાવનામાં થતો ફેરબદલ એ શબ્દાદિ વિષયમાં સ્વતંત્ર ગુણ ધર્મ છે, એમ બતાવે છે. એજ પ્રમાણે સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ ગુણોનો વિચાર કરી ભાવનામાં તેના સારા ગુણ સંક્રમણની વૃદ્ધિ કરવામાં આવે તો દુષ્ટ ગુણોનું સંક્રમણ થવા પામતો નથી.

જીવ આશ્રિત ભાવનામાં અને શબ્દાદિ પાંચ વિષયમાં આમ સ્વતંત્ર ગુણ હોવાથી તેઓનું પરસ્પર સંક્રમણ થાય છે. પદાર્થ આશ્રિત વસ્તુ શક્તિ એ સ્વતંત્ર છે. તેમ જીવ આશ્રિત ભાવના શકિત એ પણ સ્વતંત્ર છે. ભાવના શક્તિને વિચાર શક્તિ અને ક્રિયા શક્તિ એવી બે શક્તિઓની મદદ હોવાથી ભાવના શક્તિ વસ્તુ શક્તિને પોતાના તાબામાં લે છે. કારણ તેની ભાવના ધાર્મિક, વ્યાવહારિક, સાંસારિક તથા રાજકીય વિષયોમાં મુખ્ય સહાય લે છે, એની પ્રબલતાએ કરી અનેક વ્યક્તિની ભાવના એકત્ર થાય છે ત્યારે તેમાં વિચાર શક્તિ અને ક્રિયા શક્તિની ઐક્યતાની પ્રબલ શક્તિઓ આવે છે અને તે શક્તિથી મહાન્ કાર્ય તે વિષયોમાં તે વ્યક્તિઓ કરવાને સબળ કારણરૂપ થાય છે. એમાં કોઈ મુખ્ય વ્યક્તિ ભાવના શક્તિ, ઇચ્છા શક્તિ

અને ક્રિયા શક્તિઓની પ્રબલતાથી સાધન સંપન્ન હોય છે, તો તે એવી વ્યક્તિઓની ભાવનાની ઐક્યતાપર પોતાની પ્રબલતા ભોગવી તેઓને મહાન્ કાર્ય કરવામાં ફળીભૂત નિવડે છે.

પરમાણુઓ સૃષ્ટિની સીમા દષ્ટ, શ્રુત અને મનોવેધ સુધી છે અને એ સીમા પર્યંત સૃષ્ટિની રચના છે. સૃષ્ટિના મૂળ દ્રવ્ય (તત્વો) બાર એ પરમાણુના ધની ભાવથી થયા છે. બાર તત્વોના પરિણામે પ્રાપ્ત થનારી ચૈતન્ય શક્તિ અને તે શક્તિ અધિષ્ટાન ચેતન જોવામાં બાહેરથી જુદા દેખાય છે પણ તે તો અભિન્ન છે; તત્વ પરિણામ રૂપને પ્રાપ્ત થયા અગાઉ મૂળ અવિકૃત શુદ્ધરૂપ એ **વિદ્યા શક્તિ** છે. અને પછી દ્રવ્યાકાર પરિણામને પામતાં એ તદનુરૂપતાને પ્રાપ્ત થનારી માયા શક્તિ છે. ત્યારબાદ ચૈતન્યમાં દ્રવ્ય સંઘાતના કાળ, ક્રમ અને સ્વભાવથી મિશ્રણ થઈ તેમાં વ્યક્ત થયલી ચૈતન્ય શક્તિનું રૂપ તે અવિદ્યા શક્તિ છે, આ અવિદ્યા શક્તિની ઉપાધિમાં અવિચ્છિન્ન પામેલો અધિષ્ઠાન ચૈતન્ય તે જીવ છે; એટલે **વિદ્યા, માયા** અને **અવિદ્યા** એ ત્રણ રૂપ એક મહાન્ ચૈતન્યનાં સ્વરૂપ થયાં છે. આ ત્રણ રૂપમાં આદિ, મધ્ય અને પરિણામ એટલે શાંત, ચંચળ અને કુંઠિત અથવા ઉત્થાન, ક્રિયા અને ફળ એવો દેખાતો ભેદ એટલે શાંતપણું તે સત્વ ગુણનું, ચંચળપણું તે રજોગુણનું અને કુંઠિતપણું તે તામસ ગુણનું એવો ધર્મ તથા ગુણ છે. મહાશક્તિ એ સત્વ ગુણરૂપે અધિષ્ઠાન ચૈતન્યમાં સ્ફુરણ (ઉત્થાન) રૂપે થઇને તે રજોગુણ ક્રિયારૂપે દ્રવ્ય રૂપમાં દાખલ થયા પછી તમોગુણ રૂપે ફળ પરિણામ રૂપે કહેતાં જીવ સૃષ્ટિરૂપે થઇ છે. મહાશક્તિ ત્રણ દ્રવ્ય ગુણરૂપે એટલે કારણ, સૂક્ષ્મ અને સ્થૂળ સૃષ્ટિરૂપે પ્રગટ થઈ છે. આ મહાશક્તિ ક્રિયા શક્તિના પ્રભાવથી વિલાસિત થઇને તે જ્ઞાન શક્તિના પ્રભાવથી પોતે પોતાનો વિષય થઈ છે એવી રીતે આ શક્તિની વિલક્ષણુતા સર્વમય ઓતપ્રોત ભાવે ભરેલી છે.

પોતાના સ્વાભાવિક ગુણ પછી દ્રવ્યમાં ગુણવત્ થઇને એ મહાશક્તિ દ્રવ્યરૂપ પરિણામને પ્રાપ્ત થાય છે. દ્રવ્યના ગુણરૂપે પ્રાપ્ત થવાનો તેનો એ સ્વાભાવિક ગુણ છે. મહાશક્તિની પોતાની વિદ્યા માયા અને અવિદ્યા એવા ભેદથી આદિ, મધ્ય અને પરિણામ રૂપે થતું તેનું પરિવર્તન સ્વયંકાળના નિયમથી બદ્ધતા પામ્યું છે. એટલે જે નિયમથી ઉત્ક્રમણ તે જ નિયમથી તેનો વિલય થાય છે. દ્રવ્ય જે નામરૂપ આકૃતિમાં આવ્યો હોય તેનું નામ આકૃતિ થઇને પૂર્વ સ્થિતિમાં આવવું તે વિલય છે. પણ "નાશ" કોઇ પણ વસ્તુનો થતો નથી. વિલય થવો એ કાળ નિયમ આધીન છે, એમાં ક્રિયા શક્તિ તથા-ઇચ્છા શક્તિની મદદ કંઈ પણ કામ આવતી નથી. એ વિલય સ્વયંસિદ્ધ નિયમથી પોતાની મેળે થાય છે; સમષ્ટિનો વિલય મહાપ્રલય કાળે

થાય છે અને વ્યષ્ટિ (જીવ)નો વિલય વિદેહ કૈવલ્ય કાળે થાય છે. ત્રિવિધ પ્રકારે ભાસમાન થતી મહાચૈતન્ય શક્તિ ત્રિવિધ ગુણરૂપે (સત્વ, રજ અને તમ) અને દ્રવ્યરૂપે (પચ તત્વાત્મક) પ્રતીત થાય છે. એ મહાચૈતન્ય શક્તિ, ત્રિવિધરૂપે દ્રવ્યાત્મક થવાથી દ્રવ્યના રૂપમાં પણ તે ત્રણ અવસ્થાએ અથવા ત્રણ પ્રકારે પ્રતીત થાય છે એટલે સ્થૂળ પરમાણુ તે દ્રવ્યરૂપે, સૂક્ષ્મ પરમાણુ તે ગુણરૂપે અને સૂક્ષ્મપરમાણુની પેલી બાજુએ કેવળ પરમાણુની અસ્તિત્વની ત્રીજી સ્થિતિ એ સંસ્કારરૂપે છે. એટલે આ ત્રીજી સ્થિતિમાં સંસ્કારરૂપે પ્રતીત થતા પરમાણુ હોવાથી તેને કારણ શરીર કહે છે. દ્રવ્યરૂપ પરમાણુ એ સ્થૂળ ઇન્દ્રિયો ગ્રાહ્ય છે; ગુણરૂપ પરમાણુની સંવેદના એ જ્ઞાન ઇન્દ્રિયોથી થાય છે. અને સંસ્કારાત્મક પરમાણુનું અસ્તિત્વ એ બુદ્ધિથી જાણવામાં આવે છે. દાખલા તરીકે પરમાણુના ઘનીભાવે દ્રવ્યરૂપ થયલા પૃથ્વી તત્વના પદાર્થ, જેવા કે ઘટ પટ આદિ એ હસ્ત પાદ આદિ કર્મેન્દ્રિયોથી ગ્રહણ કરવામાં આવે છે અને પૃથ્વી તત્વનો ગુણ ગંધ તેનો ઘ્રાણ ઇન્દ્રિયથી (જ્ઞાનેન્દ્રિયથી) સંવેદના થાય છે. ગંધરૂપને પ્રાપ્ત થતાં આ પૃથ્વી પરમાણુ એટલા તો પરમ સૂક્ષ્મ છે કે જ્ઞાનેન્દ્રિયને તેની સવેદનાથી અધિક બીજા કોઇનો મુકાબલો કરવા બનતું નથી, આમ સૂક્ષ્મ થયલા ગંધ પરમાણુ (સવેદનાની પેલી બાજુએ) ભાવનામાં (બુદ્ધિમાં) જઈ સંસ્કારરૂપે થઈ બેસે છે. એટલે સજાતીય પરમાણુના પ્રત્યભિજ્ઞાથી (અનુભવ થયલા વિષયની પુનઃ સ્મૃતિથી) સસ્કારરૂપ પરમાણુનુ ઉત્થાન એ ભાવનાથી સંવેદનામાં પાછું જાય છે, અને પછી સવેદના એ અંતરથી ઉત્થાન પામેલા સંસ્કારરૂપ પરમાણુની અને બાહેરથી અંદર આવેલા નવા ગંધરૂપ પરમાણુની સરખામણી કરી એ ગંધની ન્યૂનાધિકતાનું તારતમ્ય બતાવે છે અને કદી એને ઇચ્છા થઈ તો ક્રિયાશક્તિના પ્રભાવથી બાહેરના પરમાણુને અતઃકરણના પરમાણુની સાથ સરખામણી પણ કરે છે; સ્પષ્ટ રીતે કહીએ તો એ કે સવેદનામાં પૂર્વે અનુભવ થયેલા વિષયની સ્મૃતિથી બાહેરના પરમાણુ અંદર આવે છે અને પાછી સ્મૃતિથી અંદરના સંસ્કારાત્મક પરમાણુ અંદરને અંદર ઉદય પામે છે, અને ત્યાં સંવેદનાની પરસ્પર સરખામણીથી અને ન્યૂનાધિકતાથી તે બેઉનો તારતમ્ય થાય છે, આમ પાંચ જ્ઞાનેન્દ્રિયોનાં સવેદના દ્વારાએ પચવિધ દ્રવ્યના પરમાણુને ગુણરૂપતા પ્રાપ્ત થતાં પાછું સંસ્કારરૂપે બુદ્ધિમાં ઐક્યતા પામે છે અથવા તાદાત્મ્યરૂપ થાય છે પણ બુદ્ધિમાંથી સંસ્કારાત્મક પરમાણુ કાઢી નાંખવામાં આવે તો બુદ્ધિનું સ્વરૂપજ નષ્ટ થાય છે જેથી બુદ્ધિમાં બુદ્ધિરૂપતા છે કે નહી એ સંસ્કારાત્મક પરમાણુના અસ્તિત્વથી સિદ્ધ થાય છે. બુદ્ધિની વિચાર શક્તિમાં જેવો અમૂર્ત વિષય હોય છે, તેવો ઘટક દ્રવ્ય સંસ્કારાત્મક પરમાણુ હોય છે. જેમ વિષય

અમૂર્ત હોય છે તેમ તેનો દ્રવ્ય પણ અમૂર્ત હોય છે, એ અમૂર્ત દ્રવ્ય ઘટમાં એ અમૂર્ત વિષયની પ્રવાહરૂપ ગતિ તે ભાવના રૂપ બુદ્ધિ છે. બુદ્ધિમાં સંસ્કારરૂપ વિષયનો ઉદય તે **ઇચ્છા, વાસના, કલ્પના** અને સંકલ્પ છે એ સર્વ સમાન અર્થબોધક છે. કલ્પના, સંકલ્પ અને ઇચ્છામાં પ્રવાહરૂપ ગતિ તે મહાશક્તિના અંશરૂપ ગતિ છે, જે ગતિને **ઇચ્છાશક્તિ, કલ્પનાશક્તિ,** અથવા **સંકલ્પશક્તિ** કહેવામાં આવે છે. આ શક્તિ પ્રવાહમાં જેટલો સંસ્કારાત્મક પરમાણુનો ઇચ્છાપૂર્વક વેગ હોય છે, તે વેગમાં જેમ ઇચ્છારૂપ પરમાણુનું ઇંધન થાય તેમ તેમાં શક્તિનું જોર વધારે આવે છે અને શક્તિનું જોર વધારે આવવાથી વેધશક્તિનો વધારો થાય છે. વેધનો વધારો થતાં વેધશક્તિથી પરિપક્વ થયલા પરમાણુમાં સિદ્ધ સંકલ્પ શક્તિ આવે છે અને એ સિદ્ધ સંકલ્પ શક્તિ પોતાથી પૃથક્ બીજા પરમાણુ સાથ મળી જઇને પોતાનું સ્વરૂપ આપવાની શક્તિ ઉત્પન્ન કરે છે. કંઈ પ્રતિબધથી સંયોગ થાય અથવા પરમાણુ સંઘાત અધિક હોય- તો તે પોતે તેમાં દાખલ થાય છે, અથવા તો પોતાની તરફ ખેંચે છે. પણ વેધશક્તિ પોતાનો ધર્મ તે સંઘાતમાં ઉત્પન્ન કર્યા વગર રહેતી નથી.

મહાશક્તિનો ગતિરૂપ ચાલુ રહેતો અખંડ પ્રવાહ તો પ્રત્યેક તત્વમાં ક્રિયા ધર્મરૂપ પ્રતીત થાય છે. તત્વોમાં પ્રતીત થનાર ક્રિયા ધર્મ આ મહાશક્તિનું ઉત્ક્રમણ છે. ઉદાહરણ તરીકે અગ્નિ દ્રવ્ય પરમાણુ અતિ સૂક્ષ્મ એવા દાહક ગુણ રૂપે ઉત્ક્રમણ શક્તિમાં પ્રવેશ કરે છે, પ્રવેશ કરતાં ને ગતિમાં આવતાં પરમાણુ બીજા ભિન્ન પરમાણુમાં પ્રવેશ કરી તેમાં પોતાની સ્વધર્મતા ઉત્પન્ન કરે છે અને તેને પોતાનું સ્વરૂપ આપે છે એટલે તેને અગ્નિરૂપ બનાવે છે. અગ્નિ અને જળનો સાક્ષાત્ સંબંધ થાય છે ત્યારે જળને અગ્નિ પોતાની તરફ આકર્ષણ કરી પોતાનું રૂપ આપે છે અને કંઈ પ્રતિબંધથી જળના ઓછા પ્રમાણના પરમાણુ સાથ સંબંધ થયો તો અગ્નિનો દાહક ગુણરૂપ પરમાણુ જળમાં પ્રવેશ કરી તેમાં પોતાનો દાહક ધર્મ ઉત્પન્ન કરે છે. જળમાં દાહક ધર્મ આવવો એ જ વેધશક્તિનું ઉદાહરણ છે. પણ અગ્નિપર જળધારા કરવાથી તે જળમાં અગ્નિના કેવળ સ્પર્શ માત્રથી દાહક ધર્મ આવશે નહિ. કારણ દાહક પરમાણુના પ્રવેશ કરતાં જળ પરમાણુના ધારાનો વેગ વધારે છે પણ તે જળધારાનો વેગ રૂધ કરવામાં આવે તો જળ પરમાણુમાં દાહક પરમાણુ અધિક દાખલ થઈ તેની દાહરૂપ વેધશક્તિ વધારે આવશે.

આમ બુદ્ધિમાં કોઇ પણ વિષયના સંસ્કારરૂપ વાસનાને (સંકલ્પને) રૂધ કરવામાં આવે તો તે સંકલ્પરૂપ સંસ્કારાત્મક પરમાણુનો પ્રવાહ બંધ પડે છે. પ્રવાહ બંધ પડતાં પરમાણુમાં શક્તિના વેગનો જમાવ વધારે થાશે (કારણ શક્તિનો વેગ સ્વાભાવિક ચાલતો હોય છે.) અને તે વેગને અગાડી

માર્ગ ન મળતાં, રૂધ થતાં સંકલ્પાત્મક પરમાણુમાં શક્તિનું જોર વધારે થાય છે. આ શક્તિના જોરના જમાવને વેધશક્તિ કહે છે. વેધશક્તિ પૂર્ણતા પામતાં વેધશક્તિ સંપન્ન સંસ્કારાત્મક પરમાણુ પણ સિદ્ધ સંકલ્પ રૂપ થઇને બીજા દ્રવ્યના પરમાણુને શીઘ્ર ઇચ્છિત સ્વરૂપ આપી, તેમાં પોતાનો તાદાત્મ્ય ભાવ ઉત્પન્ન કરે છે. આ સિદ્ધ સંકલ્પમાં અમોઘ શક્તિ હોય છે. ધારા પ્રવાહ રૂપે વહેતા આવતા સંસ્કારાત્મક પરમાણુ અને શક્તિ એ બન્નેનું તાદાત્મ્ય થવાથી સંસ્કારાત્મક પરમાણુમાં કેવળ સંકલ્પ શક્તિનું રૂપ માત્ર આવે છે. પણ તેમાં વેધશક્તિ તથા સિદ્ધશક્તિ આવતી નથી.

હવે મહાશક્તિના ત્રિવિધ ગુણોના ભેદને લીધે આ પરમાણુઓની પણ ત્રણ અવસ્થા થાય છે. મહાશક્તિની ગતિની ત્રિવિધરૂપે (શાંત, ચચંળ અને કુંઠિત શક્તિ એ સત્વ, રજ અને તમ એવા ત્રણ ગુણરૂપે) તેમ પરમાણુ ત્રિવિધ અવસ્થાએ એ કારણથી દેખાવવા લાગ્યા એટલે સાત્વિક પરમાણુનું સ્વરૂપ સંસ્કારાત્મક, રાજસી પરમાણુનું સ્વરૂપ ગુણાત્મક એટલે ધર્માત્મક અને તામસી પરમાણુનું સ્વરૂપ દ્રવ્યાત્મક થયું. સાત્વિક પરમાણુનું ગ્રહણ બરાબર સંસ્કારાત્મકરૂપ બુદ્ધિથી એ ન કરવાથી અંતઃકરણનો વેધ થયો છે, રાજસી પરમાણુનું ગુણાત્મકરૂપ જ્ઞાનેન્દ્રિયોથી ગ્રહણ થાય છે અને તામસી પરમાણુ દ્રવ્યાત્મક એટલે પદાર્થરૂપથી પ્રાપ્ત થઇને સ્થૂળેન્દ્રિયોથી ગ્રહણ થાય છે. પંચ તત્વોના સત્વગુણ અંશથી અંતઃકરણ, રજોગુણ અશથી ઇન્દ્રિયો અને તમોગુણ અંશથી સ્થૂળ શરીર તથા સ્થૂળ ભોગ્ય પદાર્થ થયા છે, તેમ અંતઃકરણ કહેતાં બુદ્ધિ ઘટક દ્રવ્ય **સંસ્કારાત્મક** પરમાણુ, ઇન્દ્રિયો ઘટક દ્રવ્ય **ગુણાત્મક** પરમાણુ, અને સ્થૂળ શરીર ઘટક દ્રવ્ય **દ્રવ્યાત્મક** પરમાણુ થયા છે. આ ત્રિવિધ ઘટનાનો આધારભૂત એ મહાશક્તિના પ્રવાહરૂપ ઉત્ક્રમણ મુખ્ય છે એટલે એ ઉત્ક્રમણની પ્રથમ અવસ્થા ભાવનારૂપ થઈ જેથી સંસ્કારાત્મક પરમાણુ અથવા વિષયનો સંસ્કારાત્મકરૂપ એ કેવળ ભાવગમ્ય થયું; ઉત્ક્રમણની બીજી અવસ્થા સંવેદનારૂપે થઈ, જેથી ગુણાત્મક પરમાણુની (શબ્દ, સ્પર્શ આદિ ગુણનું સંવેદન થવાની) શક્તિ ઇન્દ્રિયોમાં આવી; ઉત્ક્રમણની ત્રીજી અવસ્થા ક્રિયારૂપ થઈ જેથી દ્રવ્યમાં અને દ્રવ્ય ઘટ સ્થૂળ ઇન્દ્રિયોમાં કાર્ય ઘટનાની શક્તિ આવીને દ્રવ્યનો પદાર્થ થવા લાગ્યો. સારાંશ એ કે મહાશક્તિ એ ત્રણ રૂપે થઈ અને એકજ પરમાણુની ત્રણ અવસ્થા થઈ, અને મહાશક્તિનો અધિષ્ઠાન ચેતન આત્મા એ તો અખંડ એક રૂપે રહ્યો છે પણ જે કાંઈ ફેરફાર થયલો દેખાય છે તે તો ફરક શક્તિની અને પરમાણુની અવસ્થામાં થયેલો દેખાય છે. આ અવસ્થા સ્થૂળરૂપે **સમષ્ટિ** અને સૂક્ષ્મરૂપે **વ્યષ્ટિ** છે. સમષ્ટિમાં આ મહાશક્તિ એ વિદ્યા, માયા અને અવિદ્યારૂપે છે,

અને પરમાણુ **સંસ્કારાત્મક, ગુણાત્મક;** અને **દ્રવ્યાત્મક** છે. સમષ્ટિ અધિષ્ઠાન એ ચેતન **ઈશ્વિર** સંજ્ઞક છે. વ્યષ્ટિમાં ભાવના (બુદ્ધિ), સંવેદના (ઇન્દ્રિયો) અને ક્રિયા, (ક્રિયાસમર્થ શારીરિક શક્તિ) છે અને તે મહાશક્તિનો સૂક્ષ્મ અંશ છે; અને પરમાણુનું સ્વરૂપ તે વ્યષ્ટિમાં સંસ્કારાત્મક, ગુણાત્મક, અને દ્રવ્યાત્મક છે, જેનો અધિષ્ઠાન ચેતન **જીવ** સંજ્ઞક છે, આમ સમષ્ટિ વ્યષ્ટિ ત્રિપુટીનું સજાતીય ઐક્ય થાય છે.

વાસના, કલ્પના અને સંકલ્પ આ સર્વ બુદ્ધિની ઉર્મિઓ છે. અને સંસ્કારાત્મક પરમાણુના પ્રવાહની ગતિ સિવાય આ ઉર્મિઓની સિદ્ધતા નથી એટલે અસ્તિત્વમાં આવતી નથી. ઈશ્વિર ક્ષેત્રમાં વિદ્યા ઉપાધિક સંસ્કારાત્મક પરમાણુનું અસ્તિત્વ એ અતિશુદ્ધ સત્વાત્મક શાંત અને સિદ્ધ સંકલ્પરૂપ છે. અને જીવ ક્ષેત્રમાં બુદ્ધિ ઉપાધિક સંસ્કારાત્મક પરમાણુનું અસ્તિત્વ એ મલીન સત્વાત્મક ચલન પ્રવાહરૂપ અને કેવળ સંકલ્પરૂપ છે. એ જ ઈશ્વિર ક્ષેત્ર અને જીવ ક્ષેત્રનો વાસ્તવિક તફાવત છે. એ જીવ ક્ષેત્રમાં સિદ્ધશક્તિ એટલે વેધ-શક્તિ હોતી નથી અને જે શક્તિ જીવ ક્ષેત્રમાં સંયમ એટલે એકાંત ધ્યાના-વસ્થાથી લાવવી પડે છે.

કલ્પનાનો ઘટક એ સંસ્કારાત્મક પરમાણુ છે, અને પદાર્થનો ઘટક એ દ્રવ્યાત્મક પરમાણુ છે. એવી રીતે પરમાણુઓ તો બન્ને ઠેકાણે સરખા હોવાથી પદાર્થનો અને કલ્પનાનો કાર્ય કારણ ભાવ સરખા જેવો દેખાય છે. કારણ કલ્પનાની અતિ સૂક્ષ્મ વિરલ અવસ્થા અને પદાર્થની ઘનભાવથી થયલી સ્થૂળ અવસ્થા એ અવસ્થા ભેદથી પરમાણુના સ્વરૂપમાં કિંચિત્ ફેર પડતો નથી, એટલે ઈશ્વિરની સિદ્ધ સંકલ્પાત્મક સૃષ્ટિ એ સૂક્ષ્મ અને સૃષ્ટિનો દ્રવ્યાત્મક પદાર્થ એ સ્થૂળ હોવાથી જે દ્રવ્ય પ્રથમ અમૂર્ત (સૂક્ષ્મ) હોય છે તેજ પછી મૂર્ત (સ્થૂળ) થાય છે અને મૂર્ત પાછો અમૂર્ત થાય છે. મૂર્તામૂર્ત કરવું અથવા તેઓને સ્થિત રાખવું એ સર્વ મહાશક્તિનો પ્રપંચ છે. ઈશ્વિરની સિદ્ધ સંકલ્પરૂપ સંસ્કારાત્મક પરમાણુની અમૂર્ત સૂક્ષ્મ સૃષ્ટિ એટલી તો અગાધ અને અતર્ક્ય છે કે તેમાં અનંત સૃષ્ટિ સ્થૂળ હોવાનું સાહિત્ય કેટલું ભરેલું છે એની કોઈને પણ ખબર પડતી નથી, સિદ્ધ પરમા-ણુનું અને વાસનાત્મક પરમાણુનું પરસ્પર ઐક્ય થયા પછી ઇચ્છિત પદાર્થ વાસ્તે પ્રથમ ભાવના ઉત્પન્ન થાય છે પછી તે ભાવનાનું ઇન્દ્રિયોની અંદર સંવેદન થયા પછી ઇન્દ્રિયો ક્રિયામાં પ્રવૃત્ત થાય છે અને પછી એ ક્રિયાનો બહિરના સ્થૂળ દ્રવ્યપર પરિણામ ઘડતા ઘડતા તેનો કલ્પનારૂપ આકાર બને છે જેને પછી પદાર્થની સંજ્ઞા આવે છે. પદાર્થનો ઉપભોગ થતાં એ દ્રવ્ય ઘટિત પદાર્થના ગુણરૂપ પરમાણુ ઇન્દ્રિયોદ્વારા સંવેદનામાં પાછા પરિવર્તન કરે છે અને સંવેદનામાંથી નિકળી પછી સંસ્કારરૂપે ભાવનામાં જઈ રહે છે,

પાછા તે સ્વયં ઇચ્છારૂપથી અથવા પૂર્વ થયલા કૃત્યોની સ્મૃતિના આકર્ષણથી પાછા ક્રમે કરી બહાર આવે છે અને પાછા અંદર જાય છે, એવી રીતે ઉત્ક્રમણ અને પરિવર્તનરૂપ ચક્ર ભ્રમણથી સૃષ્ટિના પદાર્થની ક્ષય અને વૃદ્ધિ થયા કરે છે. કોઇ પણ પદાર્થ નવો ઉત્પન્ન થતો નથી પણ કલ્પનાથી કોઈ પણ પદાર્થ નવો થયો કે એમ જ સમજવું કે તે પદાર્થ ઈશ્વરની સિદ્ધ સંકલ્પરૂપ સૃષ્ટિમાં પૂર્વસિદ્ધ હોવો જોઇએ. કારણ ઈશ્વરની સિદ્ધસંકલ્પ સૃષ્ટિનો પાર નથી અને તેમાંથી જેટલી સૃષ્ટિ સ્થૂળ થઈ છે અથવા થાશે તે મૂર્ત છે બાકી તો અગાધ સૃષ્ટિ અમૂર્ત છે. આનો તાત્પર્ય એ કે ઈશ્વર ક્ષેત્રમાં પ્રવૃત્તિ જીવની અને નિવૃત્તિ જીવની ઐકયતા છે. એટલે બન્ને જીવો પોતાના સંકલ્પરૂપ ઇચ્છિત ફળ ત્યાંથી જ લાવે છે. ફરક એટલોજ કે એ ઈશ્વર ક્ષેત્રમાં પ્રવૃત્તિ જીવનું સંકલ્પરૂપ ઇચ્છિત ફળ માયિક હોય છે. ત્યારે નિવૃત્તિ જીવનું સિદ્ધસંકલ્પ ઇચ્છિત ફળ એ આત્મા પ્રાપ્તિનું હોય છે પણ મુખ્ય બાબત ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે, સંસ્કારાત્મક પરમાણુને સાક્ષાત્ સ્થૂળ રૂપમાં લાવવું, લાવીને બાહેર દ્રવ્યના પદાર્થ પ્રમાણે તેનો પદાર્થ બનાવવો એ સામર્થ્ય સામાન્ય પ્રવૃત્તિ માર્ગના જીવની ભાવના શક્તિમાં હોતું નથી. કારણ તે ભાવના જીવની પોતાની સિદ્ધશક્તિ સમ્પન્ન હોતી નથી; પણ નિવૃત્તિ માર્ગના જીવને પોતાની ભાવનામાં પોતાના તપોબળ અથવા યોગબળથી ક્રમે ક્રમે વેધશક્તિ આવે છે. અને તે વેધશક્તિ જેટલુ અધિકાધિક જોર પકડે છે તેટલો તેમાં ઈશ્વરની સિદ્ધસંકલ્પ શક્તિનો અંશ આવી તે નિવૃત્તિ માર્ગનો જીવ અમોઘ સામર્થ્યવાન્ અને સિદ્ધશક્તિ સમ્પન્ન થાય છે. સમજવાની બાબત એ છે કે, ભાવના શક્તિના પ્રવાહમાં જે સંસ્કારાત્મક પરમાણુ ધસડાઇ આવે છે તેમાંથી જે ઇચ્છિત પરમાણુનું રૂધ કરવામાં આવે તેમાં શક્તિનો જમાવ અધિક થઈ વેધક શક્તિ ધર્મ આવે છે; પછી સિદ્ધ સંકલ્પાત્મક શક્તિથી પરમાણુ એકવાર પૂર્ણ સંપૂર્ણ થયા કે સમષ્ટિરૂપ ઇષ્ટ સૃષ્ટિના પરમાણુ સિદ્ધાંત ક્યા સ્થૂળનું સૂક્ષ્મ રૂપ કરવું અને કયા સૂક્ષ્મનું સ્થૂળરૂપ કરવું એ શક્તિ અને તે પદાર્થના નામરૂપ કૃતિના ફેરબદલ કરવાની શક્તિ તે જીવના સ્વાધીનમાં આવે છે.* અને યોગબળસિદ્ધિથી સ્થૂળ શરીર ગુપ્ત કરી અન્ય સ્થળે જવું, ત્યાંથી પાછું પ્રકટ કરવું વિગેરે બની શકે છે તે એજ કારણથી કે દૃષ્ટ શ્રુત મનોવેધ સુધી દૃષ્ટિ સૃષ્ટિની સીમા છે, તેના સંસ્કારાત્મક, ગુણાત્મક અને દ્રવ્યાત્મક એવા સ્થૂળ સૂક્ષ્મ-

* એના દૃષ્ટાંત પુરાણોમાં પ્રસિદ્ધ છે, જેવાં કે અગસ્ત્ય અને દુર્વાસા ઋષિઓના શ્રાપથી મનુષ્ય દેહ ધરનારને તાત્કાળ રાક્ષસ પશુ રૂપ ધારણ કરવું પડ્યું હતું. લોમેષ ઋષિના શ્રાપથી કાક ભૂશંડને કાગડો થવો પડ્યો હતો અને ઋષિના અનુગ્રહથી પાછું પોતાનું પૂર્વરૂપ પ્રાપ્ત થયું હતું.

રૂપે પરમાણુનો જમાવ ઓતપ્રોત ભાવ છે. ફક્ત ઇચ્છાશક્તિમાં સિદ્ધશક્તિ આવે કે બાહેરના પરમાણુ સંઘાતપર સિદ્ધશક્તિનો આઘાત આવે છે અને તેથી જેવી ઇચ્છા હોય તેવું કાર્ય સિદ્ધ કરવા શક્તિમાન્ થવાય છે. નિત્ય પ્રાણાયામનો અભ્યાસ કરવાથી ચિત્ત સ્થિર થતાં જીવની ભાવના સિદ્ધશક્તિ સમ્પન્ન યોગ્ય રીતે થાય એવા બંધારણથી સિદ્ધિઓ પ્રાપ્ત કરવાની જુદી જુદી ધારણાઓ હઠ યોગમાં બતાવવામાં આવે છે પણ પાપના વિનાશદ્વારા મુક્તિ ઇચ્છનારા સાધકો એ સિદ્ધિઓનો અનાદર કરે છે.

મહાશક્તિનો એક અંશ ભાવના શક્તિરૂપે જીવને પ્રાપ્ત છે. નિવૃત્તિજીવને સંયમથી સંસ્કારાત્મક પરમાણુ સ્થૂળ રૂપ સુધી લાવવાની શક્તિ આવે છે પણ એ સંબંધમાં પ્રવૃત્તિ જીવને પોતાની ભાવનાના ઉત્ક્રમણમાં એ સંબંધમાં અડચણ આવે છે, કારણ પોતે કલ્પના કરી સિદ્ધ સંસ્કારાત્મક ઇશ પ્રદેશ સુધી પોહોંચે છે તો પણ પોતે ઈશ્વર પરાઙ્મુખ હોવાથી કેવળ કલ્પનાની પ્રવાહ ગતિમાં પડી ભ્રમણ કરતો રહે છે પણ સ્થિરપર આવી રહેતો નથી, તેથી તેના મનની કદાચ એકાંત અવસ્થા થાય પણ ધ્યાન અવસ્થા તો થતી નથી. ઇશ ક્ષેત્રનો માલીક એ તે જીવને ત્યાંથી કલ્પનાત્મક સિદ્ધ પરમાણુનો પરોક્ષ પ્રસાદ આપે છે અને તેથી તે જીવની કલ્પનાને સિદ્ધિ પદ પ્રાપ્ત થાય છે પણ તદનુકૂળ બાહેરના દ્રવ્યની આવન જાવન કરી આ જીવ તેનો પદાર્થરૂપ બનાવે છે પણ સિદ્ધ શક્તિ ન પ્રાપ્ત થવાથી તેને વચમાં અડચણ આવે છે. પણ એ સિદ્ધ શક્તિની પ્રાપ્તિ મળે તો અડચણ આવતી નથી. પણ નિવૃત્તજીવ ઈશ્વરી પ્રભાવને પૂર્ણપણે જાણી સંકલ્પ સિદ્ધિની ઇચ્છાથી ઈશ પ્રદેશમાં દાખલ થાય છે અને ભાવનાત્મકની ઉત્ક્રમણ ગતિમાં સંસ્કારાત્મક પરમાણુ રૂંધ કરી તેનો પ્રવાહ અગાડી જવા દેતો નથી તેથી ઈશ્વરથી તે રૂંધ પરમાણુમાં વેધશક્તિ એટલે સિદ્ધશક્તિ નિવૃત્ત જીવને આવે છે. પછી આ શક્તિનો વ્યય સૂક્ષ્મ પરમાણુમાંથી સ્થૂળ દેશમાં લાવવામાં આવે તો અડચણ ન પડતાં ઇચ્છિત પદાર્થ સ્થૂળ રૂપે પ્રગટ કરવા બની આવે છે. આ સિદ્ધશક્તિની પ્રાપ્તિ ઈશ્વર પરાઙ્મુખ જીવને કોઈ કાળે પ્રાપ્ત થતી નથી જેથી નિવૃત્ત જીવે તેવી પ્રાપ્ત થતી શક્તિનો કાંઇ પણ ઉપયોગ ન કરતાં પોતાની ધ્યાન યોગશક્તિ વૃદ્ધિગત કરતા જવું જેથી તે ધ્યાન યોગમાં ઈશ્વરની સાંનિધ્ય પ્રવિષ્ટ થઈ તેને ઈશ્વરની પૂર્ણકૃપા મળે છે અને તેનું પૂર્ણકામ થાય છે.

પ્રવૃત્ત જીવની એકાંત અવસ્થામાં અને નિવૃત્ત જીવની ધ્યાન યોગ અવસ્થામાં ફરક એટલો જ છે કે ઈશ્વર ક્ષેત્રમાં બન્ને પહોંચે છે તો ખરા પણ પહેલાની ભાવના પદાર્થ કલ્પનાથી શુષ્ક હોય છે ત્યારે બીજાની ભાવના ભગવત્ પ્રેમમાં હોય છે, પહેલો જડ પદાર્થ શક્તિના લાભથી જગતમાં

પ્રતિષ્ઠા મેળવે છે, ત્યારે બીજો ચૈતન્ય શક્તિના લાભથી સ્વયં સિદ્ધ શક્તિમાન થાય છે, પોતે જગતને તુચ્છ સમજે છે, અને ઈશ્વર કૃપાથી પોતે કૃતકૃત્ય થાય છે. ઈશ સમષ્ટિ ક્ષેત્રમાં બન્ને એટલે પ્રવૃત્તિ અને નિવૃત્તિ જીવો સ્થૂળ તથા સૂક્ષ્મ અવસ્થામાં સ્વાભાવિક તથા અસ્વાભાવિક રીતે ઐક્ય થાય છે ફક્ત વાસનાના ભેદથી તેઓના કૃત્યોમાં અને ફળમાં ભેદ હોય છે. આ પરમાણુઓ અવ્યક્ત સ્થિતિમાંથી ઉત્ક્રમણ થતા થતાં કેટલા વ્યક્ત દશામાં આવે છે અને પાછા વ્યુત્ક્રમણથી સૂક્ષ્મ થતાં થતાં તેમાંના કેટલા અવ્યક્ત સ્થિતિમાં આવે છે એ સર્વ સંઘટના મહાશક્તિના સ્વાભાવિક ધર્મથી ચાલુ રહે છે. સંસ્કારાત્મક પરમાણુ એ ભાવનાની ભાવગમ્ય સ્થિતિની પેલી બાજુએ નિર્ગુણ અવસ્થામાં કેવી રીતે જાય છે અને તે નિર્ગુણ વસ્તુ કેવળ ભક્તના અનન્ય પ્રેમ ભાવના સંયોગ તથા આકર્ષણથી સગુણમાં કેવી રીતે પ્રાપ્ત થાય છે, એનો અનુભવ પ્રાપ્ત યોગસિદ્ધિ વગર જાણવામાં આવતો નથી.

* વૈશેષિકો પોતાના મત પ્રમાણે આ પરમાણુને નિત્ય માને છે. તેઓનું કહેવું એવું છે કે સૃષ્ટિના આદિ કાળમાં સર્વ પરમાણુઓમાં ક્રિયા ઉત્પન્ન થાય છે અને પ્રલયના આદિ કાળમાં આ પરમાણુઓમાં ક્રિયા ઉત્પન્ન થઈ પછી પરમાણુના સંયોગનો વિભાગ થઈ સર્વ મહાભૂત સૃષ્ટિનો નાશ થાય છે. પણ એ પરમાણુઓ નિત્ય નથી તેમ વિનાશીએ નથી. આ મત પ્રમાણે પરમાણુઓ નિત્ય માનવામાં આવે, તો બ્રહ્મ સત્ય અને પરમાણુ પણ સત્ય થાશે અને જો તેઓને વિનાશી માનવામાં આવે તો પરમાણુ બ્રહ્મથી પૃથક્ સત્તા થઇ કાયમનો દ્વૈત ઉભો રહેશે પણ શ્રુતિ સિદ્ધાંત અદ્વૈત છે તેમાં બ્રહ્મનો સ્પંદ આ જગત્ આકારે ભાસમાન થાય છે, અર્થાત્ બ્રહ્મ એ આ પરમાણુથી તે પ્રચંડ બ્રહ્માંડ ગોળા સુધી સ્થૂળ અને સૂક્ષ્મરૂપે ભાસે છે. આ ભાસ એ અધિષ્ઠાનથી પૃથક્ સત્તા ન હોવાથી મિથ્યા ગણાય છે. દ્રવ્ય એ પરમાણુ ઘટિત હોવાથી શાસ્ત્રકારોએ દ્રવ્યનો ધર્મ ગુણરૂપે માનેલો છે. ગુણ એ દ્રવ્યથી પૃથક્ નથી પણ એકરૂપ જ છે; કારણ દ્રવ્યનો ગુણ ગતિ પ્રવાહમાં પડ્યા વગર વ્યક્ત થતો નથી. ગતિ એ અમૂર્ત છે અને જ્યારે તેમાં દ્રવ્યના અતિસૂક્ષ્મ પરમાણુ અમૂર્તરૂપે ઘન દ્રવ્યમાંથી ઉત્ક્રમણ કરે છે ત્યારે તે દ્રવ્ય ગુણરૂપે વ્યક્ત થાય છે, પણ જો સૂક્ષ્મ પરમાણુ ગતિદ્વારા બાહેર ન પડે તો અમુક દ્રવ્યમાં કેવો અમુક ગુણ છે એ સમજવામાં આવતું નથી,

* ષટ્ દર્શનમાં વૈશેષિક એક દર્શન છે એનો કર્ત્તા કણાદ ઋષિ છે. એ મતમાં જગતની ઉત્પત્તિ પરમાણુથી જણાવી છે; ઈશ્વર નિત્ય છે, અને જીવ અનિત્ય છે; પરમાણુઓને નિત્ય માને છે.

જેથી ગુણની જડ અવસ્થા (સ્થિર અવસ્થા) એ દ્રવ્યરૂપ અને દ્રવ્યની ચંચળ અવસ્થા એ ગુણરૂપ માનવામાં આવે છે. ગુણરૂપ પરમાણુની સંવેદના એ ઇન્દ્રિયદ્વારા થતી હોવાથી આ પરમાણુ નિત્ય ઠરતા નથી અને જ્યારે નિત્ય નથી ત્યારે અવિનાશી પણ નથી. પરમાણુનો કેવી રીતે અને ક્યાં લય થાય છે, એનો સૂક્ષ્મ બુદ્ધિથી વિચાર કરવામાં આવે છે ત્યારે સમજાય છે કે ભાવના શક્તિ (બુદ્ધિ શક્તિ)નો શરૂ થતો સ્વાભાવિક પ્રવાહમાં જે સંસ્કારાત્મક પરમાણુ ગતિરૂપ વેગે વિચારરૂપ બનેલો છે તેમાં વિચારનો વિચાર કરવાથી તે સંસ્કારાત્મક પરમાણુ ગોથા ખાઈ ખાઈ ભાવનાના ભાવગમ્યમાં લીન થઇ રહે છે. લીન થતાં થતાં પછી ઘનરૂપ થઇને બીજો પ્રવાહ આવે ત્યાંસુધી સંસ્કારના અસ્તના કારણથી લીન થઈ સદંતર રહે છે, અને અંતે આ સંસ્કારનો અસ્ત ભાવનામાં લીન થાય છે; કારણ પરમાણુ સંસ્કાર એ સંસ્કાર જ્ઞેય છે અને ભાવના જ્ઞાનરૂપણી છે, અર્થાત્ જ્ઞાન એ ધર્મ ભાવનાનો છે. ભાવનામાં સંસ્કાર જ્ઞેય પરમાણુનો અસ્ત થવાથી ભાવનામાં જ્ઞાનધર્મની નિવૃત્તિ થાય છે પણ જ્ઞાન ધર્મની સત્તા તેમાં નષ્ટ થતી નથી, એટલે જેમ પ્રકાશ્ય વસ્તુનો અભાવ થવાથી સૂર્યનો પ્રકાશક ફક્ત એ કેવળ વિશેષણ માત્ર જાય છે પણ તેથી સૂર્યના પ્રકાશની નષ્ટતા થતી નથી, તેમ ભાવના એ સંસ્કારજ્ઞેય પરમાણુના અસ્તથી રિકામી થવાથી એની જ્ઞાનસત્તા જતી નથી. આ જ્ઞાનસત્તા જો પ્રત્યેક જીવમાં આત્મા વિષયક થવા તેના પ્રવાહ માર્ગમાં લાવવામાં આવે તો તે જીવ આત્મા અભ્યાસ એ પોતાનો વિષય સમજી પોતે આત્મા સાક્ષાત્કાર થવા પ્રયાસ કરે છે. સંસ્કારાત્મક પરમાણુ ભાવનામાં લીન થવાથી ભાવનાનો રીકામો ચલન વલન ધર્મ એજ આત્માનો સ્પંદ છે. આ સ્પંદ ભાવનારૂપ હોવાથી ભાવની સ્થિરતા સાથ સ્પંદની સ્થિરતા થાય છે. આ ભાવનાની સ્થિરતાને આત્મા સર્વાધાર પરબ્રહ્મ કહેવાય છે. એ ભાવનાની સ્થિરતા પ્રાપ્ત કરવા તપયોગ, ધ્યાનયોગ, અથવા ઉપાસના યોગની આવશ્યકતા છે, અને તે પ્રાપ્ત કરવાના અંગે કર્મકાણ્ડનું બંધારણ બાંધવામાં આવ્યું છે.

પાશ્ચાત્ય તત્વવેત્તાઓએ આ (સંસ્કારાત્મક) પરમાણુને નિત્ય ઠેરવેલા છે. બુદ્ધિ શું છે એની શોધમાં નિમગ્ન રહી તેઓ કોઇપણ નિશ્ચયપૂર્વક સિદ્ધાંતપર આવ્યા હોય એમ દેખાતું નથી. મન અજ્ઞેય છે અને પરમાણુ એ અજ્ઞેય તત્વથી નિકળી ભિન્ન તથા અવિનાશી છે એમ તેઓનું બતાવવું છે, પણ અજ્ઞેય થવા વાસ્તે ભાવનાની જ્ઞાનસત્તા નષ્ટ થવી જોઇએ પણ તે તો નષ્ટ થતી નથી. મનના વિચાર અર્થે પ્રવૃત્ત થતા થતા વિચારમાંને વિચારમાં નિમગ્ન રહી પોતાના વિચારની પુર્વની કડી કઇ અને તેની સમાપ્તિ અંતરનો વિચાર કયા વિષયપર લાવવો એની તે તત્વવેત્તાઓને ખબર નહી હોવી જોઇએ. વિચારની કડીની મધ્યમાં તુટ પડતાં તેઓને કાંઇ વખત

વિચાર પાછો આરંભ થવા લાગ્યો હોવો જોઇએ અને વિચારની મધ્ય તુટમાં પોતે કહી સ્થિતિમાં રહ્યા અને વિચાર કયી બાજુએ ઘસડાયો તેનું તેઓ અવલોકન કરી શકયા નહી હોવા જોઇએ. એવી રીતે નિરીક્ષણ કરવાનો અભ્યાસ તેઓને ન હોવાથી તેઓએ પરમાણુવાદનો સિદ્ધાંત પકડયો, મનને અજ્ઞય તત્વ ઠરાવ્યો અને તેનાથી ભિન્ન પરમાણુ અવિનાશી બતાવ્યા. બાકીનો સમષ્ટિ સૃષ્ટિના નિયમ પ્રમાણે સમષ્ટિ અધિષ્ઠાનના સ્પંદ ધર્મથી (ઉત્ક્રમણ ધર્મથી) પરમાણુ એ રૂપતાને પ્રાપ્ત થાય છે. જ્યારે આ પરમાણુનું વ્યુત્ક્રમણના નિયમથી પરાવર્તન થાય છે ત્યારે તત્વોના પરમાણુ લીન દશાને પ્રાપ્ત થાય છે અને પછી પ્રાપ્ત થતાં થતાં પરમાણુ અવ્યક્ત અધિષ્ઠાન રૂપ થાય છે. પછી જીવ ઇશ્વરાનુરાગી હશે તો તે પોતાની આત્મા સ્થિતિમાં પોહોંચશે; અને ઇશ્વિર ભાવથી વિમુખ હશે તો ઉપર બતાવ્યા પ્રમાણે અજ્ઞયના ખાડામાં પડી ગોથાં ખાયા કરશે. બાકી જીવ પોતાના સ્થૂલ કૃત્તિથી ઇશ્વર સ્થૂલ ક્ષેત્રમાં સ્થૂલ થઇ કોઈ પણ નવો પરમાણુ ઉત્પન્ન કરી શકતો નથી અને તેમ પરમાણુની સિદ્ધ સંખ્યામાં વધારો પણ કરી શકતો નથી. વાસ્તે જીવ પોતાને ઠેકાણે આત્મા શક્તિમાં પરમાણુનો લય કરી વિચારશક્તિની મદદથી જે વખતે તે લય સ્વાધિનમાં આવે તે વખતે સાવધાન રહી, પોતાની સંવેદ્ય સ્થિતિમાં પોહોચે તો તે જરૂર કૃત્યાર્થકૃત થયા વગર રહેશે નહી. પણ પોતાની વિચારશક્તિની મદદથી થતી પરમાણુની લય સ્થિતિ દરમીયાન જીવ પોતાને અજ્ઞેય સ્થિતિમાં રહેવું કે આત્મા સ્થિતિમાં પોહોંચવું એનો આધાર પોતાના સંસ્કાર પર રહે છે.

**કર્મયોગ**

સૃષ્ટિમાં ચોરાશી લક્ષ યોનિઓના જન્મમાં મનુષ્ય જન્મ શ્રેષ્ઠ છે એમ શાસ્ત્રકારો કહે છે. આ મનુષ્ય યોનિમાં પોતાના જન્મોજન્મનો મુકામ કાયમ રાખી આત્મા ઉદ્ધાર કરવાના નેમથી પોતાનો દૃઢ નિગ્રહ રાખી અને પોતાના ધર્મનો અવલંબ કરી સદૈવ સત્કર્મ તથા સદાચારથી વર્ત્તે તો આત્મા ઉદ્ધાર થતાં સુધી મનુષ્ય જન્મ વારંવાર જીવને પ્રાપ્ત થાય, એવા હેતુથી જ સનાતન ધર્મના જુદા જુદા પથોએ સત્કર્મ તથા સદાચરણથી ચાલવા વાસ્તે પોતાના ધાર્મિક બંધારણ તથા નિયમો બાંધેલા છે; પણ પ્રમાદથી અસત્ત કર્મોમાં પ્રવૃત્તિ થવામાં આવતાં જીવ મનુષ્ય શિવાય બીજી યોનિમાં પોતે જન્મ પામી પાપ સંચયનું દુઃખરૂપ ફળ ભોગવતાં ભોગવતાં તેને અધોગતિ પ્રાપ્ત થાય છે. મનુષ્ય જન્મ ઇશ્વિર કૃપાથી પ્રાપ્ત થતાં મુખ્ય સારાસાર વિચારશક્તિ જીવે અવશ્ય રાખવી જોઇએ. આ વિચાર દૃષ્ટિ આગળ સૃષ્ટિ વિહારાર્થે ત્રણ માર્ગ ઉર્ધ્વગતિ, અધોગતિ, અને સમાનગતિ, છે. આ ત્રિવિધ માર્ગમાં કામ્યકર્મ,

નિષિધકર્મ, અને નિષ્કામકર્મ, એવા ત્રિવિધ કર્મો જીવથી સિદ્ધ થતા હોવાથી જીવો પોતાના છેવટનો માર્ગ એટલે ઈશ્વર સ્થળ પર પોહોંચવાના માર્ગે પોહોંચી પોતે કૃત્યાર્થ–કૃત્ય થાય છે. ઉર્ધ્વગતિ અને કામ્યકર્મથી સ્વર્ગાદિ દિવ્ય લોકોની પ્રાપ્તિ થાય છે. અધોગતિથી એટલે નિષિધકર્મથી નરકાદિ ઘોર લોકની પ્રાપ્તિ થાય છે અને સમાન ગતિથી એટલે નિષ્કામ કર્મથી મોક્ષની પ્રાપ્તિ થાય છે. ત્રિવિધ ગુણ પ્રકૃતિ અનુસાર આ ત્રિવિધ કર્મો એટલે રજોગુણ પ્રધાન પ્રકૃતિથી કામ્યકર્મો, તમોગુણ પ્રધાન પ્રકૃતિથી નિષિદ્ધ કર્મો, અને સત્વગુણ પ્રધાન પ્રકૃતિથી નિષ્કામ કર્મો ઘડવામાં આવે છે. વિચારશક્તિ આ સર્વ કર્મોથી જે પૃથક અને સ્વતંત્ર સત્તા છે તેના બળ ઉપર પ્રકૃતિના જેવા જેવા ગુણો વધારવામાં આવે તેવા પ્રમાણમાં ક્રિયા અને ક્રિયાનુરૂપ ફળ સિદ્ધ થાય છે.

પ્રારબ્ધકર્મ સંસ્કારના યોગે જીવમાં પ્રત્યેક જન્મે સદ્દસત્કર્મ સંસ્કારનો અંકુર જેમ જેમ ઉદય થાય છે તેમ તેમ તે અનુસાર જીવની પરિચાર્યે ચાલતી આવે છે, જેથી કાયિક, વાચિક અને માનસિક ક્રિયામાં તેને દુરાચરણ દુષ્ટ શબ્દ દુરવિચાર બીલકુલ હોતા નથી; જેના કાયિક, વાચિક અને માનસિક ક્રિયામાં દુરાચરણ અને દુવિચારથી એક ક્ષણ પણ તેને નકામી જતી નથી અને સત્કર્મનો પણ સ્પર્શ હોતો નથી એવા અઘોર પાપમય પુરૂષોનો વધારો થાય છે, ત્યારે ભુમીભાર ઉતારવા ઈશ્વરને અવતાર લેવો પડે છે, એમ શ્રુતિનું કહેવું છે. અનેકવિધ પ્રકૃતિના મનુષ્યોથી આ જગત્ ભરેલું છે તેમાં ઉત્તમ પુરુષો ઘણાજ થોડા હોય છે પણ મધ્ય, કનિષ્ટ, અને ઘોર, મનુષ્યો ઘણા હોય છે. એવા ત્રણ વર્ગનાં મનુષ્યોમાં ઈશ્વર સંબંધી ભાવના ઉત્પન્ન થાય, સદાચારની સ્ફુર્તિ આવે અને સ્ફુર્તિ આવતાં, નિષ્કપટભાવ અને શુદ્ધ અંતઃકરણથી પોતાના કરેલા કર્મોનું પશ્ચાત્તાપ કરી સપ્રેમથી ઈશ્વર પાસે કરૂણા માગે અને પાછા દુરાચારમાં પ્રવૃત્ત ન થાય, એ સનાતન ધર્મનો મુખ્ય હેતુ છે. દરેક કર્મમાં દરેક વ્યક્તિએ ઈશ્વર નામ સ્મરણ કરવું જોઈએ અને અનન્ય ભાવથી ઈશ્વર ચિંતવન કરી અંતઃકરણ શુદ્ધ રાખવું જોઈએ જેથી શીઘ્ર સાધુ પુરુષ થવાય, એવો એ ધર્મનો મુખ્ય ઉદ્દેશ છે.

આ ત્રિવિધ માર્ગની ત્રિવિધ ફળ તથા ત્રિવિધ પ્રકૃતિ અનુરૂપ ઘડનારા ત્રિવિધ કર્મોમાં (૧) નિત્યકર્મ (૨) નૈમિત્તિક કર્મ (૩) નિષ્કામ કર્મ (૪) સકામ કર્મ (૫) નિષિદ્ધ કર્મ અને (૬) પ્રાયશ્ચિત કર્મો આ મુખ્ય છે. પ્રત્યેક વર્ણાશ્રમ ધર્માનુસાર નિત્ય આચરવામાં આવતાં કર્મોને નિત્યકર્મો કહે છે. પ્રતિ મહિને, વર્ષે અને ઋતુના અયનના સમયે ઠરાવેલા વખતે કરવાનાં કર્મોને નૈમિત્તિક કર્મો કહે છે. નિત્ય નૈમિત્તિક કર્મો અવશ્ય કર્તવ્યરૂપ હોવાથી પ્રત્યેકથી પોતાના ધર્માનુસાર તેઓ ઉત્તમ વખતે થવા જોઈએ, કારણ પોતાના વર્ણાશ્રમ ધર્મ અનુસાર નિત્ય નૈમિત્તિક કર્મોનું અનુષ્ઠાન હરહમેશ અખંડિત

કરવામાં આવે તો સ્વધર્મનું રક્ષણ થઈ શરીર તથા અંતઃકરણ શુદ્ધ રહે છે અને અંતઃકરણ શુદ્ધ રહેવાથી ઉપાસના તથા જ્ઞાનમાર્ગમાં પ્રવેશ કરવા બની આવે છે; પણ જેનાથી નિત્ય નૈમિત્તિક કર્માચરણ બરાબર થતા નથી, તે પોતે કર્મથી ભ્રષ્ટ થઈ કોઈ પણ તરફની ફળસિદ્ધિ તેને ન થતાં તે દોષ ઉત્પત્તિદ્વારા અધોગતિનો અધિકારી થાય છે.

શારીરાદિ અંતઃકરણ શુદ્ધ થતાં જે કંઈ કર્મ કરવામાં આવે છે તેનું શીઘ્ર ફળ પ્રાપ્ત થયા વગર રહેતું નથી. જન્મની વાસનાના ઉદયથી ઐહિક અને આમુષ્મિક કર્મ ફળ પ્રાપ્તિના અર્થે અભિલાષા ધારણ કરી શ્રુતિ શાસ્ત્રોએ કરવાના કહેલાં કર્મો તે કામ્ય કર્મો છે. આ કામ્ય કર્મોનાં અનુષ્ઠાન અથવા નિયમમાં ન્યૂનતા ન રહેતાં અને મંત્રચલાદિ દોષથી બુદ્ધિ ભ્રમ ન થતાં યથા સાંગોપાત કામ્યકર્મ કરવામાં આવે છે તો ઇચ્છિત ફળ મળે છે. ઇચ્છિત ફળ પ્રાપ્ત થવાથી કરેલા કામ્યકર્મ સીલકમાં ન રેહતાં નષ્ટ થાય છે અને તેની સાથે સાથે પ્રાપ્ય ફળ ઉપભોગ પણ નષ્ટ થાય છે; અર્થાત્ કર્મસંસ્કાર અને ભોગસંસ્કાર એ જ તે કાંઈ કર્મ કરનારની બુદ્ધિમાં શેષ રહે છે અને આ શક્તિથી ઉપભોગ ફળ પ્રાપ્ત્યાર્થે પાછું કર્મારંભ થાય છે. જેમ કર્મો કામ્ય હોય છે તે પ્રમાણે ઉપાસના પણ કામ્ય થાય છે એટલે ઇષ્ટ ફળની પ્રાપ્તિ વાસ્તે કોઈ પણ દેવની આરાધના અને જપ કરવા ઇત્યાદિ એ સર્વ કામ્ય ઉપાસના છે, એમાં પણ આરાધ્ય દેવ ફળ આપી છુટી જાય છે અને કર્મ પ્રમાણે ઉપાસના પણ વ્યર્થ થાય છે, પણ જે કર્મોની શ્રુતિશાસ્ત્રોએ વિધિ ન બતાવતાં પણ નિષેધ કીધો હોય અથવા જે કર્મો સદાચાર અને નીતિમાં વિઘ્ન કરતાં હોય, ધર્મ બાહેર હોય, બીજી વ્યક્તિને ત્રાસ તથા દુઃખ ઉત્પન્ન કરતાં હોય તથા પોતાની અથવા બીજાની બુદ્ધિને ભ્રષ્ટ કરતાં હોય તેવાં કર્મો તે નિષિધ કર્મો છે; કારણ તેવાં કર્મો કરનાર પોતે છેવટે દુઃખી થઇ અધોગતિને પામે છે. નિત્ય નૈમિત્તિક કર્મ આચરણમાં કાંઈ અપરિહાર્ય કારણથી અંતર આવતાં અથવા પોતાના આલસથી તથા પ્રસંગોપાત કદાચ ચુક પડવાથી કર્મ લોપ થાય તો તેવા ઉત્પન્ન થતા દોષના નિવારણ અર્થે કરવાના કર્મને **પ્રાયશ્ચિત્ત** કર્મ કહે છે. આ દોષ મંત્ર તંત્ર વિપર્યાસથી, નજર ચુકથી, બુદ્ધિપૂર્વક જાણીને કરેલા પ્રમાદથી, અથવા દોષ સંગતિના ભ્રશથી, ઉત્પન્ન થાય છે પણ એવા દોષનું પ્રાયશ્ચિત્તથી નિવારણ કરી પાછું જો કર્મમાં દુરાચરણ કરવામાં આવે તો પ્રાયશ્ચિત્ત કર્મ વ્યર્થ જાય છે. એ દોષના સંબધમાં ખરો અનુતાપ મનમાં થયા વગર પ્રાયશ્ચિત્ત દોષ જઈ શુદ્ધિ થતી નથી પણ નિષ્કામ કર્મમાં વિધિનિષેધ વિગેરે કોઇની પણ જરૂર નથી. નિત્ય નૈમિત્તિક કર્મ વાસ્તે કંઈ ઉદ્દિષ્ટ ફળ નથી અને પ્રાયશ્ચિત્ત કર્મ એ દોષ નિવારણ વાસ્તે કરવામાં આવે છે, જેથી એ બન્નેને નિષ્કામ કર્મ સરખાં જ ગણવામાં આવે છે. જો સકામ કર્મ ફળ ઉદ્દેશથી ન કરવામાં

આવતાં ઇશ્વરાર્પણ બુદ્ધિથી, તેમ જે નિત્ય નૈમિત્તિક કર્મો નિયમ પ્રમાણે કરવામાં આવતાં ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરવામાં આવે તો એ સર્વ નિષ્કામ કર્મ છે. આ નિષ્કામ કર્મનું મૂળ હેતુ જ્ઞાન અધિકાર અર્થે અને મુખ્ય હેતુ અંતઃકરણ શુદ્ધ અને નિર્મળ અર્થે છે. એટલે અંતઃકરણ શુદ્ધ અને નિર્મળ થવાથી આત્મજ્ઞાન અધિકારનો બરાબર પાત્ર કર્મ કર્તાથી થવાય છે. નિરમાણ થયલી ભોગ્ય રૂપ સૃષ્ટિમાં કર્મ અને વાસનાના સંકલ્પ પ્રતિબંધથી જીવોને થયલા ભવબંધ પ્રતિબંધથી સંકલ્પરહિત (ફળરહિત) નિષ્કામ કર્મ ઇશ્વરાર્પણ કરી મુક્ત થવું એજ તે જીવોનો મુખ્ય ઉદ્દેશ છે અને એજ જીવોનું સકામ કર્મ ફળ છે. બાકી તો કામ્ય કર્મના સંકલ્પ બળથી મનુષ્ય જીવ જન્મોજન્મ ગુંઠાયલો રહી ભવપ્રવાહના ચક્રમાં જઈ પડે છે, અને સંચિત કર્મરૂપ ફળનો વધારે ભોગ તેને હોવાથી અને પોતાના અંહકારના વેગથી ક્રિયામાન કર્મરૂપ ફળ ભોગ પણ વધારે ભોગવવાના તેને હોવાથી આત્મા જ્ઞાનભૂમિકા જીવને બરાબર દેખાતી નથી. વાસ્તે સારાસાર વિચાર બુદ્ધિ હરહમેશ જીવે પોતામાં જાગૃત રાખી પોતાના હાથે કરવામાં આવતાં કર્મો વિશે ફળ બુદ્ધિ ન રાખતાં તે સર્વ ઇશ્વિર અર્પણ પોતે કરવા એમ શાસ્ત્રનું કહેવું છે, કારણ સર્વ કર્મોનો પ્રવાહ ઇશ્વિર તરફ રાખવાથી જીવના પૂર્વનાં સંચિત કર્મો જન્મના પ્રારબ્ધ રૂપે ભોગાર્થે પ્રાપ્ત થઈ ક્ષય પામે છે જેથી શાસ્ત્રકારો કહે છે કે કર્મોથી મોકળા થઈ ફળ ઇચ્છા ન રાખતાં જીવે સર્વ કર્મો ઇશ્વર અર્પણ કર્યા વગર તેને આત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી.

અજ્ઞાન દોષ નિવૃત્તિ અર્થે ગંગાસ્નાન, પવિત્ર ક્ષેત્રની પર્યટણ (યાત્રા), પર્વણીમાં દાન, ભગવત નામ સ્મરણ વિગેરે જે દોષ નિવૃત્તિરૂપ પ્રાયશ્ચિત્ત કર્મ છે તે નિષ્કામકર્મ છે એ કર્મો અંતઃકરણ શુદ્ધિદ્વારા જ્ઞાનજનક થઈ ઉપાસનામાં સાહયકારક થાય છે. સંચિતમાં પાપ કર્મ તો હોય છે, જે દુઃખ આપ્યા વગર તો રહેતાં નથી, પણ તેમાં ઉપર જણાવેલા પ્રાયશ્ચિત કર્મોનું મિશ્રણ થવાથી પાપકર્મોનું સખત દુઃખ ન આવતાં ઇશ્વિર સાહય જીવને તેમાં મળે છે અને જ્યારે જીવના હાથે થતાં કર્મો નિષ્કામપણે તથા ઇશ્વિર અર્પણ બુદ્ધિએ થાય છે ત્યારે ઇશ્વિરાર્પિત નિષ્કામ–કર્મનો સંસ્કાર તે નિષ્કામ પ્રવૃત્તિરૂપે ઉદય પામી બંધનું કારણ જે વિષય વાસનારૂપ સંસ્કાર તે નિષ્કામ કર્મોથી ઉદ્‌ભૂત થતો નથી. આ નિષ્કામ પ્રવૃત્તિરૂપ ફળ એ અંતઃકરણ શુદ્ધિ-દ્વારા ઇશ્વર કૃપાને પ્રાપ્ત થાય છે અને મોક્ષ પ્રાપ્ત કરવાનો માર્ગ સરલ થાય છે. પ્રાયશ્ચિત્ત કર્મોના જ્ઞાતાજ્ઞાત દોષ નિવૃત્તિપૂર્વક અંતઃકરણ શુદ્ધિ એ ફળ, કામ્યકર્મ તથા નિષેધ કર્મ ત્યાગ કરતાં વિષય દુઃખ સુખરૂપ ફળનો પ્રતિબંધ ઉત્પત્તિનો બંધ એ ફળ, અને જન્મ પરંપરાના ભોગનો ક્ષય થવાનો ફળ, એ સઘળાં ફળો મળવાથી કાંઈ જન્માંતરે જીવ નિષ્કામ (વિષય વાસના

રહિત (અને સર્વ દોષ રહિત) અને ઈશ્વર પરાયણ એવી સત્વ પ્રધાન મૂર્તિ થાય છે. એ જીવમાં સત્વગુણ ભરેલો હોવાથી કાયિક, વાચિક અને માનસિક ક્રિયામાં દુરાચરણ તથા અસદ્ વાસનાની ઉત્પત્તિ હોતી નથી, અને કર્મ કાન્ડની સીમાએ પોહોંચવાથી વિક્ષેપ દોષના નિવારણ અર્થે તે ઉપાસના કરવા લાયક થાય છે. ફળ હેતુ રહિત કર્મ કરી સર્વ બ્રહ્માર્પણ કરવા જેથી કર્મ મોક્ષ સાધનરૂપ પ્રાપ્ત થાય એ કર્મકાન્ડનો ખરો તાત્પર્ય છે. નિષ્કામ કર્મમાં હેતુ હોતો નથી, કારણ હેતુનું ઉત્થાન કર્મમાં પ્રવૃત્ત થાય તો કર્મનું ફળ બંધનું કારણ થાય છે. હેતુનું ફળરૂપ પ્રાપ્ત થતાં ભોગ ખલાસ થાય કે તેના ફળના વિષયમાં હેતુનો પાછો વધારો થવો, અથવા હેતુ તૃપ્ત થતાં અને હેતુનું કામ-સમાપ્ત થતાં નવા ફળના વિષયમાં પાછું હેતુનું ઉત્પન્ન થવું, એવાં બન્ને પ્રકારમાં હેતુની કર્મવૃત્તિ, ફળ પ્રાપ્તિ, તૃપ્તિ, અતૃપ્તિ અને તેના યોગે પાછી પ્રવૃત્તિ એમ હેતુની અને કર્મ ફળની અખંડ બંધનરૂપ રચના જીવને સદા ચાલુ રહે છે અને એવા બંધનરૂપ તથા કર્મોથી જીવે મોક્ષ કરી લેવો એ જ તે નિષ્કામ કર્મનો મુખ્ય ઉદ્દેશ છે. હેતુ જ્યાં સુધી જીવને હોય છે ત્યાં સુધી તેનાથી કર્મ થતા આવે છે અને જ્યારે તે કર્મ સહેતુક તથા સફળ હોય છે ત્યારે જીવનો તેમાંથી છુટકારો થતો નથી અને તેને તેનું ફળ બંધનું કારણ થાય છે; જેથી ફળનો હેતુ ધારણ કરી કર્મમાં પ્રવૃત્ત થઈ જે ફળ એકાદ વખત પ્રાપ્ત થાય કે તે ફળનો હેતુ અહેતુક કરવો એવું અહેતુકથી થતુ ફળ મોક્ષદાયક થાય છે. એવા મોક્ષફળનો ભોગ પ્રાપ્ત થતાં હેતુ જીવમાં જીર્ણ થઈ નષ્ટ પામે છે અને બીજા ફળ અર્થે હેતુનું ઉત્થાન તેને બીલકુલ થતું નથી. હેતુ નષ્ટ કરનાર મોક્ષ ફળ અને તે પ્રાપ્ત કરવાના હેતુથી થતા કર્મનો નિષ્કામ કર્મ એ બન્નો અર્થ એક જ છે. પંચ વિષયાત્મક પંચ ભૌતિક એવા ઈન્દ્રિય ગ્રાહ્ય કર્મો કરવામાં આવે છે, ત્યારે તે બંધનું કારણ થાય છે. જેથી મુમુક્ષે નિષ્કામ કર્મ અથવા મોક્ષ કામ કર્મ કરતા રહેવું જોઈએ. જેવો ઈશ્વર અહેતુક છે તેવાં આ પણ અહેતુક થઈ નિષ્કામ કર્મ કરી તેને જ તે સમર્પણ કરવાં અને કર્મ કર્તૃત્વભાવથી અલિપ્ત રહેવું જોઈએ; આમ કર્તૃત્વભાવ જવાથી ભોકતૃત્વભાવ પણ કર્મથી જાય છે. જે કંઈ કર્મ કરવાના હોય તેમાં પંચભૌતિક તથા ઈન્દ્રિય-ગ્રાહ્ય વિષયફળની વાસના ન રાખતાં નિષ્કામપણે કર્મ કરવાં અને તે કર્મો ઈશ્વરને અર્પણ કરતા રહેવું, જેથી અંતઃકરણ શુદ્ધ થઈ, જ્ઞાન પ્રાપ્તિનો માર્ગ જીવને સુલભ થાય છે.

જીવ જેવા કર્મ કરવા સ્વતંત્ર છે તેમ તેવા કર્મફળ ભોગવવા સ્વતંત્ર નથી, કારણ સારા નરસા ફળ કર્મથી સિદ્ધ થયા હોય તો તેને ભોગવ્યા વગર જીવને છુટકો નથી અને ભોગ ભોગવ્યા વગર કર્મ પણ ક્ષય પામતાં નથી. જીવને કરવાનાં સ્વતંત્ર કર્મો તે નવા ક્રિયામાન કર્મો છે. તે નવા ક્રિયામાન કર્મો,

જુના સંચિત કર્મો, અને ભોગરૂપ પ્રારબ્ધ કર્મો, એ ત્રણેનો વિભાગ બરાબર થઈ શકતો નથી, પરંતુ કર્માનુસાર બુદ્ધિ (વાસના) તથા બુદ્ધિ અનુસાર કર્મ એ બન્નેમાં વાસનાનું કામ જીવ ઉન્મુખ મુખ્ય ફળરૂપે થાય છે, અને ફળ પ્રાપ્તિના ઉપાયમાં (કર્મમાં) જબરજસ્તીથી વાસના જીવને ધસડી જાય છે; એવા ધસડી લઇ જતાં કર્મનાં ફળ ઉદ્દેશનું બીજ જીવમાં અગાઉ રોપાયલું હોય છે અને તે બીજ જીવને કર્મમાં ધસડી લઇ જઈ છેવટે ફળ ભોગ સાથ તેનો સંબંધ કરાવે છે. એવા ઉપભુક્ત થયલા ફળ પુરતાં કર્મનો વેગ સમાપ્ત થઈ ઉપભુક્ત ફળની સ્મૃતિ એ સંસ્કારરૂપ વાસના છે. એ વાસનાથી ફળ ઉદ્દેશ ધરી કર્મમાં પ્રવૃત્તિ થવી ન થવી એ જીવને આધીન છે. સ્વાધીન પ્રવૃત્તિથી થનાર જીવના કર્મ તે કેવળ ક્રિયામાન રૂપ છે. ક્રિયામાન કર્મ કરવાની ઇચ્છા જીવ આધીન છે જેથી જીવ પોતાના સદસત્કર્મ પ્રમાણે ઇશ્વર શાસન અનુ-ગ્રહ કરે છે. સ્વતંત્ર કર્મ પ્રવૃત્તિ શીઘ્ર ફળદ્રુપ ન થતાં કેવળ બીજરૂપ થઈ સંચિત કર્મમાં તેનો શેષ ભાગ રહે છે જેથી જીવને સ્વકર્માધીનતા કહેતાં વિલક્ષણ પરતંત્રતા પ્રાપ્ત થઈ તે કર્મો તેને બંધનું કારણ થાય છે. નવા થનાર ક્રિયામાન કર્મ કરવાં કે ન કરવાં એ જીવના સ્વાધીન હોવાથી તે કર્મોની વૃદ્ધિનિગ્રહ કરી તે બંધ કરવાં કે વધારવાં એ જીવની શક્તિ આધીન છે. પણ ભાવી ફળપ્રાપ્તિના કર્મબીજ જે સંચિતકર્મ સમૂહમાં અગાઉથી મિશ્રણ થયેલાં હોય છે તે વાસનારૂપે ઉત્થાન પામી ફળ પ્રાપ્તિ સુધી જીવને કર્મોમાં દબાવી દે છે. એવાં સંચિત ક્રિયામાન મિશ્રકર્મ સર્વથા બંધ કરવાં કે નહી એ જીવને પોતાની સ્વાધીનતામાં નથી, જેથી કર્મ તો ભોગવવાં પડે છે. પ્રારબ્ધ કર્મ ભોગ નિખાલસ ભોગવવામાં જીવને ચિંતા નથી કારણ તેના ફળ ભોગ થોડા હોય છે, પરંતુ એક કર્મ શરૂ થતાં તે ખલાસ થયાની અગાઉ, તેમાંથી નાના પ્રકારનાં કર્મો તથા ફળો મધ્યમાં ઉપસ્થિત થાય છે, અને એવાં અગાધ કર્મ જાળમાં સપડાયલો જીવ કર્મોમાં વધારે વધારે ગુંઠાય છે અને પ્રારબ્ધ કર્મ ફળ ભોગતાં મધ્યમાં એવા ઉપસ્થિત થતાં અનેક કર્મો વચ્ચે આવી જીવને નડતલ કરે છે; અને તેને તેમાંથી છુટવાનો રસ્તો જીવને મળતો નથી અને કર્મ કર્યા વગર તેનો છુટકો થતો નથી. આવા કર્મના બંધનરૂપી જાળ જીવની આસપાસ વિંટળાય છે. તેમાંથી મુક્ત થવાના હેતુથી જીવે કર્મોથી અલિપ્ત બુદ્ધિ રાખી કર્મ બંધનથી મુક્ત થવા પોતે ઇશ્વરપરાયણ રહી પોતાથી થતા કર્મો કાયિક, વાચિક અને માનસિક બુદ્ધિથી ઇશ્વર અર્પણ કરી મુક્ત થવું જેથી તે કર્મ અને ફળ એ અહંકારથી પોતાને માથે ન લેતાં જીવે ઇશ્વર અર્પણ કરી ભોગ્ય ફળ તેની પાસે ન માગતાં તે કર્મ ફળ તેને કેવળ આનંદરૂપ થાય છે. કર્મ ફળ ઇશ્વર અર્પણ બુદ્ધિથી કરવામાં આવતાં જ્ઞાનદશા પ્રાપ્ત કરવાનો માર્ગ જીવને સુલભ થાય છે. કર્મ પ્રવૃત્તિમાં સ્વધર્મ આચરણનો નિયમ રાખી

પોતે કરેલા કર્મફળનો ઉદ્દેશ છોડી તે ઈશ્વર અર્પણ કરવા એ જ તે નિષ્કામ કર્મ છે; પણ કર્મ રહિત તથા વાસનારહિત એવી કેવળ સ્થિતિ એ કર્મમોક્ષ અવસ્થા નથી, કારણ તે સ્થિતિ તમપ્રધાન અજ્ઞાનમય જડઅવસ્થા છે. કર્મો તો અવશ્ય કરવાં જોઇએ પણ મુક્ત દશા પ્રાપ્ત કરવા કર્મ અને ફળમાં કર્તૃત્વ ભાવરહિત અને અહંભાવરહિત સ્થિતિ હોવી જોઇએ. એ સ્થિતિમાં જો જીવ રહે તો તેને આત્માનંદ આવિર્ભાવ અને નિરંકુશ તૃપ્તિ અને પછી મુક્ત દશા એ પ્રાપ્ત થયા વગર રેહેતી નથી.

**બંધ અને મોક્ષ**

કર્મબંધનથી જીવ બંધાયલો છે પણ કર્મથી જીવ નિવૃત્ત થતો નથી. પદાર્થમાં શક્તિની ગતિ આવ્યા વગર તે શક્તિ ક્રિયારૂપ થતી નથી. ક્રિયા પ્રતીતિ એ કાર્ય વગર થતી નથી અને કાર્યની પ્રતીતિ એ દ્રવ્ય વગર થતી નથી, જેથી ક્રિયાનું ફળ જડ દ્રવ્યરૂપ છે. સ્વકર્મમાં એટલે જપ, દાન, હોમ, પૂજન, યજ્ઞયાગ ઇત્યાદિમાં સર્વ સાધન સામગ્રી પંચભૌતિક એટલે જળ, અગ્નિ, કાષ્ઠ, આજ્ય, ધાતુ, પુષ્પ ઇત્યાદિ સર્વ જડ દ્રવ્ય લાગે છે અને તે કર્મ સાધનથી પ્રાપ્ત થનાર ભોગ ફળ એ પણ પંચભૌતિક જડ દ્રવ્યરૂપે હોય છે અને એ સર્વનો ભોગ પણ પંચભૌતિક દેહ ઇંદ્રિય વર્ગથી થાય છે, જેથી કર્મ જડ, સામગ્રી જડ, ફળ જડ અને ભોગ સાધન (ઇન્દ્રિયો) જડ છે, અને તેથી કર્મભોગ બંધ એ દેહ ઇન્દ્રિયો આશ્રિત હોવાથી તે દેખાતો નથી. સારાંશ સર્વ જડ હોવાથી કોઇ કોઇને બાંધતો નથી તેમ છોડતોએ નથી. કર્મથી બંધ થયો હોય તો તે બંધ કર્મોથી નિવૃત્ત થાય એમ પણ નથી. આ બંધની પ્રતીતિ અહંભાવમાં છે અને એ અહંપણું ફળ ભોગમાં, સાધનમાં, અને ક્રિયામાં આવે છે. દૃષ્ટાનો સાક્ષી પોતે (આત્મા) છતાં પોતાના દૃષ્યપણાના ભ્રમથી (જીવ) પોતાને ભુલી જઈ અજ્ઞાનતાના બળે કરી કર્તૃત્વભાવ અને ભોક્તૃત્વભાવ પોતાના છે એમ સમજી પોતાને વિષે કેવળ અવિચારથી “હું બદ્ધ થયો છુ” એવી પ્રતીતિ તેને થાય છે, એટલે બદ્ધ ન છતાં બદ્ધ જેવો અવિચાર અજ્ઞાનતાથી જીવને લાગે છે. આ અવિચારથી આવેલો બદ્ધ જ્યારે વિચારથી દૂર થાય છે ત્યારે ક્રિયાનો સબંધ તેને કાંઈ પણ રેહેતો નથી. (ક્રિયાની સીમા શરીર પર્યંત છે પણ વિચાર એ જીવ અંતરંગ મધ્યમાં છે) જેથી એવો તેનો સંબંધ ક્રિયા સાથ ન હોવાથી અવિચારે કરીને કર્તૃત્વભાવની ગ્રંથીથી જીવને થતો બદ્ધ વિચારથી તુટી જાય છે. એ ગ્રંથી તુટી જવાથી સર્વ કર્મમાં નિષ્કામ કર્મ બુદ્ધિ તેને આવે છે એને જ કર્મન્યાસ કહે છે. સારાંશ એ જ કે આ અજ્ઞાનકૃત બંધ કર્મોથી નિવૃત્ત ન થતાં જ્ઞાન થવાથી નિવૃત્ત થાય છે. જે શાસ્ત્ર વિચારથી જ્ઞાન ઉત્પન્ન થાય છે એને જ્ઞાનકાંડ કહે છે. આ જ્ઞાનકાંડના અન્વયે જ્ઞાનમય આત્માસ્વરૂપ અનુભૂતિ થવા સારૂ શ્રવણ, મનન, અને નિદિધ્યાસ

પૂર્વક સમાધિયોગની જરૂર છે, જે યોગ ચિત્ત એકાગતા સિવાય થતો નથી. આ ચિત્ત એકાગ્રતા થવા વાસ્તે વિષયોમાંથી મનને સર્વ બાજુથી આકર્ષણ કરી એક ધ્યેય (આત્મા) વિષય પર સ્થિર રાખવું એ જ ઉપાસના યોગનો તાત્પર્ય છે. એ ઉપાસનાથી અંતઃકરણનો વિક્ષેપ એટલે ચાંચલ્ય દોષ દૂર થાય છે પણ આવરણદોષ આત્મજ્ઞાન સાક્ષાત્કાર થયા શિવાય જતો નથી જેથી શ્રુતિએ પ્રથમ કર્મથી અંતઃકરણ શુદ્ધિ, પછી ઉપાસનાથી ચિત્ત એકાગ્રતા, અને છેવટે અપરોક્ષ જ્ઞાનથી બ્રહ્માત્મ બોધ લાવવા અનુક્રમ બતાવ્યો છે.

ભક્તિભાવથી ઇશ્વર આરાધનાએ કરી આ વિક્ષેપ અને આવરણ દોષ દૂર થતો નથી. ભક્તિભાવમાં પ્રથમ વર્ણાશ્રમ ધર્મ આચારથી કાયિક, વાચિક, અને માનસિક શુદ્ધિ થયા વગર મનુષ્ય વ્યક્તિ ઇશ્વિર ભક્તિ કરવા પાત્ર થતો નથી. ભક્તિથી ઇશ્વિર પ્રાપ્તિ કરવી અને અધ્યાત્મ વિચારથી આત્મા સાક્ષાત્કાર કરવો અને જ્યાંસુધી શરીરનું ભાન અને દેહ પરિચાર્ય છે ત્યાંસુધી વર્ણાશ્રમ ધર્મ અવશ્ય પાળવો એવો નિયમ છે. પણ ઇચ્છિત વ્યવહાર યથેષ્ટ કરવો અને વર્ણાશ્રમ ધર્મ માત્ર ત્યાગ બુદ્ધિથી છોડી દેવો આ એક જાતનો પ્રમાદ છે, કારણ ત્યાગ બુદ્ધિથી કદી કર્મો છુટતાં નથી. પણ ક્રિયામાં કર્તૃત્વભાવ જવાથી–કર્મો પોતે જ છુટી જાય છે. મોક્ષને કર્મ પ્રતિબંધક નથી પણ પ્રતિબંધક તો કર્મના ફળનો છે. એટલે ફળનો પરિત્યાગ કરી સર્વ કર્મો ઇશ્વિર અર્પણ કરવાં એ જ પરમ ભક્તિ છે. ફળ આશાથી ઇશ્વિરભક્તિ એ વ્યર્થ ભક્તિ છે અને ઇશ્વિર ભક્તિ કરી પંચભૌતિક જડ વિષય ભોગ માગવા એ પણ જીવની અજ્ઞાનતા છે. ભક્તિ તથા જ્ઞાન યોગથી ચૈતન્ય પરમાત્મા સાથ વાસ કરવો એ જડ વિષય ભોગ અર્થે નહી; પણ તે ભોગ છોડવા અર્થે અને ચૈતન્ય પરમાત્માને ધરવા અર્થે જે મુખ્ય સાધન કર્મ કરવામાં આવે તે બ્રહ્માર્પણ થવાં જોઇએ, એટલે ભક્તિમાર્ગનો પ્રથમ વર્ણાશ્રમ આચારથી સર્વ દેવતા વિભૂતિઓને સંતોષ કરી પોતે એ જ લક્ષબિંદુથી શુદ્ધાત્મા થાય તો જ મનુષ્યપ્રાણિ ઇશ્વિરભક્તિમાં યોગ્ય પાત્ર થાય છે.

**જાતિવર્ણ**

માયા સમષ્ટિરૂપ સૃષ્ટિ શક્તિ અને મનુષ્ય વ્યષ્ટિરૂપે બુદ્ધિ શક્તિમાંથી જાતિવર્ણની ઉત્પત્તિ છે એમ શ્રુતિકારોનું કહેવું છે. આ અખિલ સૃષ્ટિ, બાર તત્વોના મિશ્રણે કરીને માયાથી ચૈતન પરમાત્મા આધષ્ઠાન પર નિર્માણ થઈ છે, અથવા માયા પોતાના સત્વ, રજ અને તમ એવી ત્રિગુણ વિકૃતિથી જડ ચૈતન્યાત્મક સૃષ્ટિરૂપે થઈ છે. માયાનો આધષ્ઠાન ચૈતન્ય હોવાથી ચૈતન્યની સત્તા અથવા પ્રતીતિ સૃષ્ટિમાં દાખલ થવાથી જડ પદાર્થમાં ચેતના અથવા પ્રતીતિ થવા લાગી અર્થાત્ જડ પદાર્થ (શરીર ઇન્દ્રિયો વિગેરે) ચૈતન્યરૂપ ભાસવા લાગ્યા; જેથી આત્મા ભૂમિકા પર માયાના જડ ચૈતન્યાત્મકનો અચિંત્ય સૃષ્ટિરૂપે

પ્રવાહ અખંડ અનાદિકાલથી ચાલુ રેહેવા લાગ્યો. આ અખિલ પ્રવાહની સામાન્ય ગતિ (શક્તિ) જેટલી ચૈતન્ય આશ્રયમાં આવેલી છે તે ચેતનાંશ સર્વ શક્તિમાન સમષ્ટિરૂપે ઈશ્વર સંજ્ઞક છે, અને જેટલી તે અંતર્ગત જડ ચૈતન્ય ગુણ મિશ્રિત અલ્પ ગતિમાન્ વ્યષ્ટિરૂપે પદાર્થમાં (શરીર) આવેલી છે તે જીવ સંજ્ઞક છે. ઈશ્વરઆશ્રિત શક્તિ માયા સમષ્ટિરૂપે સૃષ્ટિ શક્તિરૂપ થઈ રહેલી છે. આ સૃષ્ટિ શક્તિ સામાન્ય પ્રવાહરૂપ છે અને કોઇને તે સાધક બાધક ન હોવાથી એને વસ્તુ શક્તિ કહે છે. સમષ્ટિ સૃષ્ટિ અંતર્ગત વ્યષ્ટિરૂપ મનુષ્ય જીવને આ માયાની પારચ્છિત અંશભૂત ગતિરૂપ **બુદ્ધિશક્તિ** અથવા ભાવનાશક્તિ છે. આ ભાવનાશક્તિ જીવને સાધકબાધક કરતા છે અને તે વસ્તુશક્તિમાં પણ સાધકબાધકતા ઉત્પન્ન કરે છે. આખા બ્રહ્માંડમાં ગમે તેવા પદાર્થ અથવા વસ્તુઆશ્રિત આ બુદ્ધિ એટલે ભાવનાશક્તિના, એક **સારાસાર વિચારશક્તિ** અને બીજી **ક્રિયાશક્તિ** એવા બે વિભાગ છે. આ વિચારશક્તિ અને ક્રિયાશક્તિના બળે કરીને ભાવનાશક્તિ એ વસ્તુશક્તિને પોતાના તાબામાં લે છે, તેના ઉપર પોતાની સત્તા ચલાવે છે અને પોતાને પ્રતિકૂલ અનુકૂલ કરવાની પૂર્ણ સત્તા વસ્તુશક્તિપર પણ ધરાવે છે. જીવ આશ્રિત ક્રિયાશક્તિ એ વસ્તુશક્તિ પ્રમાણે સામાન્ય છે, પરંતુ જ્યારે ક્રિયાશક્તિને વિચારશક્તિની મદદ મળે છે, ત્યારે તેમાં અચિંત્ય સામર્થ્ય આવી, ભાવનાશક્તિ એ પોતાની મરજી પ્રમાણે વસ્તુશક્તિને પોતાના તાબામાં રાખી આ અખિલ સૃષ્ટિ ભોગ્યરૂપ બનાવે છે અને તેનો ભોક્તા જીવ થાય છે. ભાવનાશક્તિ જ્યાં સુધી ક્રિયાશક્તિથી પ્રબળ રહે છે ત્યાં સુધી વસ્તુશક્તિ જીવના તાબામાં રહે છે અને જ્યારે તે બળહીન થાય છે ત્યારે જીવ પોતાની ભાવનાશક્તિ સાથે પોતે પણ વસ્તુશક્તિના તાબામાં જઈ પરાધીનતા ભોગવે છે. જ્યારે જ્યારે વ્યક્તિ સમુદાય એકાકૃત થઈ સર્વની ભાવનાશક્તિ વિચારપૂર્વક ક્રિયાશક્તિ સાથ એકીકરણ થામ છે ત્યારે એક મહત્ કાર્ય તેઓના હાથે થયલું જોવામાં આવે છે અને જીવ સમુદાયમાં જેની તેની ભાવનામાં એક જ પ્રકારનો ફળ ઉદ્દેશ દેખાઈ બાહેર આવે છે; અને તે અર્થે એકીકૃત કરવા પ્રયત્નનો આરંભ તે સમુદાયથી થાય છે ત્યારે એવા જીવોનો એક વર્ગ સ્પષ્ટ જુદો દેખવામાં આવે છે; અને પછી ભિન્ન ઇચ્છા રાખનાર ભિન્ન ક્રિયા કરનાર તથા ભિન્ન ફળ ભોગવનાર ભિન્ન ભિન્ન વર્ગ તથા સમાજ બંધાય છે. ક્રિયાશક્તિની પ્રબલતા અમુક સમુદાયમાં વધારે આવવી તથા તેની હીનતા ઓછી થવી એ અનાદિકાળથી સૃષ્ટિ બરોબર ક્રમ ચાલુ હોય છે પણ તે પ્રબળતા કયે કાળે પ્રગટ થઈ, કયે કાળે ક્ષીણ થશે, એનો નિયમ બાંધી શકાતો નથી. આ નિયમે અતિ ઉચ્ચ ફળ ભોગવનાર અને તે અર્થે અતિ ઉચ્ચ કોટીના કર્મ કરનાર અને સૃષ્ટિઅંતર્ગત ઉચ્ચ વસ્તુશક્તિ

પોતાના સ્વાધીનમાં રાખનાર એવી વ્યક્તિઓને મનુષ્યવર્ગમાં **બ્રાહ્મણ** એવી સંજ્ઞા આપવામાં આવી. અને જેવી જેવી ભાવના તથા ક્રિયા ન્યૂન અધિક પ્રમાણમાં બીજા વર્ગોમાં જોવામાં આવી તે પ્રમાણે તે વર્ગોમાં ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવી સંજ્ઞાઓ આપવામાં આવી. એને જ તે વર્ણ અથવા જાતિ-ભેદ કહે છે. એના સંબંધમાં શ્રુતિ પણ એ જ બતાવે છે.

આ અખિલ ચરાચરાત્મક સૃષ્ટિ એ માયાના તમ, રજ અને સત્વગુણ વિકૃતિથી પ્રાદુર્ભવન છે અને એ ત્રણ ગુણ અખંડ એકરસરૂપે ન રહેતાં તેના સદૈવ મિશ્રણનું સંક્રમણ સૃષ્ટિમાં થયા કરે છે. સૃષ્ટ પદાર્થમાં પણ પદાર્થના રૂપની અને સ્વાભાવિક ધર્મોની ઉલટપાલટ સદા ચાલુ રહે છે. એ કારણથી કોઈ પણ વસ્તુસ્થિતિ (શરીરસ્થિતિ) એકસરખી રહેતી નથી. એ ગુણવિકૃતિનું સંક્રમણ એ પંચમહાભૂતમાં કાળ, દેશ કર્મોમાં, અને બુદ્ધિ આદિ ચેતનવર્ગમાં હરહમેશ ચાલુ રહે છે. પણ એ સંક્રમણના ગુણો જો સમવિભાગ અને સમાન ગતિથી સ્થિત રહે તો એકસરખો કાળ, એકસરખી પ્રજા, એકસરખો સ્વ-ભાવ, અને એકસરખી સર્વ પદાર્થની સ્થિતિ રહેવી જોઈએ, પણ મહા-ચૈતન્યશક્તિના પ્રભાવથી તેમ તો બનતું નથી અને સૃષ્ટિમાં અને તેના સૃષ્ટ પદાર્થમાં તે કારણથી વિચિત્રતા અને ક્ષણભંગુરતા હરહમેશ જોવામાં આવે છે. સૃષ્ટિના બાર મૂળ તત્ત્વોને પણ આ ગુણ સંક્રમણ અવસ્થા પ્રાપ્ત થવાથી જે જે રચના ઘડવામાં આવી, તે રચનાથી જે જે પ્રાણી અને જે જે પદાર્થ નિર્માણ થતા ગયા તેમાં ગુણમિશ્રણની સ્પષ્ટતા જોવામાં આવી. ગુણઆશ્રિત શક્તિ એ સ્વાભાવિક છે અને તે ગુણશક્તિના પ્રભાવે જે પદાર્થમાં જે ગુણ અધિક દેખાવા લાગ્યો, તે પદાર્થ તે ગુણનો સજાતિયત્વ જોઈને એકીકૃત થયો, એટલે સૃષ્ટ પદાર્થનું વર્ગીકરણ બંધાયું; તે વર્ગમાં જે ગુણ અધિકતાની પ્રકૃતિ અથવા સ્વભાવ થયો અને તે સ્વભાવ અનુરૂપે જે ક્રિયા ઘડવામાં આવી, તે ક્રિયાવાન વર્ગને **જાતિ** અથવા **વર્ણ** કહેવામાં આવ્યા. આ પ્રમાણે મનુષ્યોમાં **વર્ણ** એવી સંજ્ઞા અને મનુષ્ય ઇતર પ્રાણીમાં **જાતિ** એવી સંજ્ઞા આપવામાં આવી. બન્ને શબ્દો એક અર્થના વાચક છે. આ ગુણમિશ્રણના વિભાગ પ્રમાણ મનુષ્ય અને પ્રાણિવર્ગમાં અનુમાન ઉપરથી જોવામાં આવે છે, એટલે જેમાં સત્વગુણ અંશ અધિક હોય તેમાં જ્ઞાન અને અંતઃકરણનું મૃદુત્વ અધિક હોય છે; રજોગુણ અંશ જે જાતિમાં વધારે હોય તેમાં વ્યવહાર અને ચંચળતા અધિક હોય છે અને તમોગુણ અંશ જે જાતિમાં વધારે હોય તેમાં અજ્ઞાનતા અને કઠોરતા વધારે હોય છે, પણ પશુ આદિમાં તમો-ગુણ અંશ મનુષ્યજાતિ કરતાં વધારે હોવાથી તેનો વ્યવહાર ખાનપાન, મૈથુન, સ્વશરીરરક્ષણ એ ઉપરાંત અઘોર અજ્ઞાનતા હોય છે. આવી રીતે ગુણ-મિશ્રણથી થયેલા વિભાગ પ્રમાણ શ્રીમદ્ભગવદ્ગીતા સ્પષ્ટ બતાવે છે.

જે વ્યક્તિની પ્રકૃતિમાં જે જે ગુણોનો અંશ જેટલો અધિક હોય છે તેટલા અધિકયાનુરૂપ તે વ્યક્તિનો સ્વભાવ હોય છે. સ્વભાવમાં જે ગુણ અધિક હોય છે તે ગુણાનુરૂપ તે વ્યક્તિના અંતઃકરણમાં તેવો મનોવિકાર દેખાઈ આવે છે અને મનોવિકાર પ્રમાણે ઇન્દ્રિયોથી ક્રિયા ઘડવામાં આવે છે. તેવા ગુણના અધિકારીને તેવા મનોવિકાર પ્રમાણે તેનું ફળ પ્રાપ્ત થાય છે અને ફળ શકત્યનુરૂપ પુનઃ ક્રિયામાં તે વ્યક્તિ પ્રવૃત્ત થઈ ગુણ ક્રિયાની એક સરખી સરણી તેને ચાલુ રહે છે; પણ એ ક્રિયાની સરણીની ઐક્યતા તોડવાને ગુણોનું અનિયમિત સંક્રમણ સદા ચાલુ હોય છે તેથી તે સદોદિત એકરૂપે રહેતી નથી, કારણ કે પ્રારંભથી ગુણપ્રવાહ એક સરખો ચાલતો આવતો નથી અને સૃષ્ટિની સ્થિતિ અને જીવના સ્વભાવની સ્થિતિ એક સરખી કાયમ રહેતીએ નથી. ઉપરાંત સચ્ચિદાનંદ ગુણના અખંડ એક રસરૂપતા વિરૂદ્ધ પોતાની ચંચલ ત્રિગુણ વિકૃતિ માયાએ ધારણ કરવાથી અખિલ સૃષ્ટિ તેમ જ જીવ માત્રના સ્વભાવમાં ગુણ સંક્રમણથી થતા ફેરફાર એ માયાએ સદા ચાલુ રાખેલો છે જેથી પ્રત્યેક સૃષ્ટિ આરંભમાં, પ્રત્યેક યુગ આરંભમાં, પ્રત્યેક શક આરંભમાં, જે વસ્તુસ્થિતિ પ્રથમ હોય છે તેનું ઉત્ક્રમણ થતાં થતાં તેની મધ્ય સ્થિતિ આરંભ સ્થિતિથી જુદી જ હોય છે, અને તેની છેવટની સ્થિતિ તો તેથી પણ કાંઈ વિલક્ષણ હોય છે; પણ કોઈ પ્રતાપી વિભૂતિ વ્યવસ્થાપક તેવામાં ઉત્પન્ન થાય છે તો તેના પ્રતાપથી આ ગુણ સંક્રમણ ફેરફાર વ્યક્તિઓમાં કંઈ ઓછે અંશે થતો માલમ પડે છે.

આ ત્રણ ગુણની પૃથક પૃથક વૃદ્ધિથી કરીને, સાત્વિક વૃત્તિથી—સત્ય શ્રદ્ધા, સરલતા, પવિત્રતા, લીનતા, ઇશ, ભક્તિ, ક્ષમા, દયા, શમ, દમ, સમતા, આનંદ, પ્રેમ, વિગેરે ઉત્પન્ન થાય છે. રાજસી વૃત્તિથી ચાતુર્ય, કૌશલ્ય, ચાપલ્ય, નૈપુણ્ય, ધૈર્ય, ઔદાર્ય, શૌર્ય, પ્રતાપ, કીર્તિ, યશ, કામ, મદ, હર્ષ, આસક્તિ, ઉલ્હાસ, ઉપકાર, વિગેરે [illegible] થાય છે, અને તામસ વૃત્તિથી ક્રોધ, મોહ, મત્સર, ક્રૂરતા, અસત્ય [illegible]ભકતા, કાપટ્ય, લુબ્ધતા, દ્વેષ, છળ, નાશ, લોભ, નિદ્રા, આલસ્ય, ક્ષય, મૂર્છા, કફ, નિદ્રા, શોક, ઇત્યાદિ વિકાર ઉત્પન્ન થાય છે.

આ ત્રિગુણ વૃત્તિનો મનોધર્મ ન્યૂનાધિક પ્રમાણે સર્વ વ્યક્તિમાં હોય છે. સાત્વિક વૃત્તિના મનોધર્મની વૃદ્ધિથી જ્ઞાનની વૃદ્ધિ થઈ નિવૃત્તિ પ્રધાન ક્રિયા ઘડાય છે, રાજસી મનોધર્મની વૃદ્ધિથી વ્યાવહારિક ભોગ, ઐશ્વર્ય અને ઇચ્છાની પ્રબળતાએ કરી ઘડવામાં આવતી પ્રવૃત્તિ ક્રિયા તે પ્રવૃત્તિ પ્રધાનવૃત્તિથી હોય છે અને તામસ મનોધર્મ વૃદ્ધિથી દુર્બુદ્ધિ અને દુષ્ટ વાસનાની વૃદ્ધિ થતાં ઘડવામાં આવતી ક્રિયા અધોગતિ પ્રધાન થઈ ક્રિયા કરનાર અને પારકાને ઉદ્વેગ, દુઃખ, અને નાશકર્તા થઈ પડે છે. જેથી શુદ્ધ મનોધર્મથી

ધર્માનુરૂપ ક્રિયા કરી પોતાના અંતઃકરણમાં સત્વગુણ ધર્મની વૃદ્ધિ દરેક વ્યક્તિએ કરવી જોઇએ એવો દરેક ધર્મનો ફરમાન છે. આ સ્વજાતિ ગુણ ધર્મ (સત્વ-ગુણ ધર્મ)ની વૃદ્ધિ સનાતન ધર્મ અનુયાયીમાં બરોબર પ્રાપ્ત થઈ જ્ઞાન માર્ગ પ્રાપ્તિના લક્ષણ બરોબર તેઓમાં આવે એવા હેતુથી સાંપ્રદાયિક પંથની સ્થાપના કરવામાં આવી છે. માયાના ત્રણ ગુણ એ ચંચલ તથા સંક્રમણ સ્થિતિમાં હોવાથી, અને જીવ પણ એ નવું ક્રિયમાણ કર્મ કરવા સ્વતંત્ર હોવાથી, સદ્-વિચાર અને સત્કર્મથી સારા ગુણોની વૃદ્ધિ અને દુષ્ટ ગુણોની નિવૃત્તિ કરી વિચારવાન જીવને માયાના ગુણ સંક્રમણનું જ્ઞાન બરાબર મળે એમ ધર્મમાં શાસ્ત્ર પઠનથી સરલતા કરી આપી છે. આવી સરલતા છતાં જીવ જો પોતાનું અંતઃકરણ શુદ્ધ અને નિર્મળ ન રાખે તો મનુષ્ય અને પશુ વર્ગમાં પછી કાંઈ પણ અંતર રહેતો નથી.

**ભાવનામાં વેધ-શક્તિ**

જ્યારે ભાવનામાં ઇચ્છાશક્તિ, ક્રિયાશક્તિ, અને વિચારશક્તિ અનુક્રમે આવી ભાવના ચોકસ પદાર્થ આરૂઢ થાય છે, ત્યારે તે પદાર્થમાં આરૂઢ થતી ભાવનાશક્તિના અધિક થતા સંચયને ભાવનાની **વેધશક્તિ** કહે છે. જ્યારે એ શક્તિ પૂર્ણપણે આવતી નથી ત્યારે ફળસિદ્ધિ પ્રાપ્ત થતી નથી, પણ એ શક્તિ ભાવનામાં સંયુક્ત થાય છે ત્યારે તે શક્તિ સદા કાયમની રહી જીવના હાથમાં એક અગાધ તીવ્ર શસ્ત્ર આવે છે; અને ભાવનાશક્તિ શબ્દદ્વારા વ્યક્ત થાય છે ત્યારે શબ્દશક્તિ ધીરે ધીરે ભાવનાના તાબામાં જઈ અનુક્રમથી ભાવનાશક્તિએ ભાષાના આપેલા શબ્દોશક્તિ ઉપર પોતાનો પૂર્ણ કબજો રાખે છે. પછી જ્યારે શબ્દશક્તિ, શબ્દોની અર્થશક્તિ અને ભાવના-શક્તિ એ ત્રણેનો તાદાત્મ્ય થાય છે ત્યારે ભાવનાશક્તિ શબ્દાર્થશક્તિયુક્ત બોધરૂપી થઈ પૂર્ણ જ્ઞાનરૂપે પ્રગટ થાય છે અથવા ભાવના એ પોતાની ત્રિવિધ ગુણશક્તિથી (સત્વ, રજ અને તમ) શબ્દાર્થશક્તિને પૂર્ણ ઐક્ય કરે છે. ઐક્ય થતાં ભાવનાશક્તિમાં વેધશક્તિ ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થતાં ભાવનાનું સ્વરૂપ પૂર્ણ દશામાં આવે છે. પછી એ શક્તિ પરિપકવ થતાં તેને ફળસિદ્ધિ અને ઉપાસ્યદેવની પણ શક્તિ આવે છે અથવા વિચારશક્તિ અને ક્રિયાશક્તિના અનુપાનથી વેધશક્તિ ફળદ્રુપ નિવડે છે.

જ્યાંસુધી કૂટસ્થ આત્માથી હૃદયમાં પ્રચંડ વેગથી ઉચ્છળતો ભાવનાનો પ્રવાહ સદ્દઇચ્છા અને સદ્દવિચારે કરી રહે છે ત્યાંસુધી એ વેધશક્તિ કાયમ રહે છે પણ ભાવનાનો પ્રવાહ ઇંદ્રિયદ્વારા બાહેર પડી બીજા જીવોના ભાવનાના પ્રવાહ સાથ અનાયાસે તેનો સંગમ થાય છે ત્યારે તેના એવા સંગમથી ભાવના પ્રવાહ અગણિત વાસનારૂપે બાહેર આવે છે. વાસનારૂપ થતાં ભાવનાની ગતિ એટલે ક્રિયા શક્તિ શિથલ થઈ અગાધ વિષય સમુદાયમાં વાસનારૂપે એકવાર

ભાવના પૂર્ણપણે લીન થાય છે. પૂર્ણપણે લીન થતાં ઇચ્છાશક્તિ, વિચાર-શક્તિ, અને ક્રિયાશક્તિ, પણ સાથેસાથ શિથલતા પામી એ શક્તિઓ પણ નિર્જીવ થાય છે. પછી ભાવનાશક્તિ અને તેની વેધશક્તિ પણ શિથલ થઈ નષ્ટતા પામે છે જેની પરીક્ષાની સાધકને ખબર પડતી નથી. એના પરિણામે સાધકને ઉપાસ્ય દેવનો સંબંધ છુટી જાય છે અને પોતાની યોગ્યતાની હાનિ થઈ અનંત વિષયો ઉપર વિલાસિત તેની ભાવના થઈ બેસે છે; પણ જો એ ભાવનાશક્તિ સાધકથી પોતાના સ્વરૂપ (આત્મા) આરૂઢ કરી રાખવામાં આવે અને તે પ્રાપ્તિમાં જ ફકત પોતાની વેધ-શક્તિનો ઉપયોગ કરવામાં આવે તો સ્વસ્વરૂપનું જ્ઞાન થઈ સાધકને આનંદઘનતા પ્રાપ્ત થયા વગર રહેતું નથી. વાસ્તે ભાવનાની આ વેધશક્તિનો અન્ય સૃષ્ટ વિષયો પ્રાપ્તિમાં ઉપયોગ ન કરતાં સ્વસ્વરૂપ પ્રાપ્તિમાં રોકવી એજ સાધકનું મુખ્ય કર્તવ્ય છે, અને ભાવનાની વેધશક્તિનો ખરો ઉપયોગ અન્ય વિષયોમાં કરવાને શાસ્ત્રકાર મનાઈ કરે છે, કારણ તેથી જન્મજન્માં-તરના ચક્રમાં સાધક પડે છે. જીવ એ ઈશ્વરની અતિ સૂક્ષ્મ પ્રતિમા છે અને તેને ચિત્તશક્તિ અને મહા માયાનો અતિ સૂક્ષ્મ અંશ તે બુદ્ધિશક્તિ ભાવના રૂપે સ્વાભાવિક પ્રાપ્ત થઈ છે. ઈશ્વર જેમ સત્ય સંકલ્પ સર્વજ્ઞ અને સર્વ શક્તિમાન્ છે, તેમ તેના આ સર્વ ગુણો તથા સર્વ શક્તિના સૂક્ષ્મ અંશો જીવમાં આવેલા છે. ઈશ્વરની ઇચ્છાનું ઉત્થાન એ શાંત અને ગંભીર એક ધારા પ્રવાહથી વેહેતું હોવાથી ઈશ્વર ઇચ્છા સિદ્ધ ફળરૂપ છે પણ જીવની ઇચ્છાનું ઉત્થાન-એ ચંચલ અને અધિરપણે સત ધારા પ્રવાહએ વેહેતું હોવાથી એની ઇચ્છાશક્તિ ક્ષીણ અને નિષ્ફળરૂપ હોય છે. જો જીવની ઇચ્છા પ્રવાહની ધારા રોકવામાં આવે, પછી તેની એક ધારા એકજ માર્ગમાં (આત્મા ઉન્નતિમાં) રાખી હરહમેશ તે ચાલુ રાખવામાં આવે, અને પાછી તે ખેંચવામાં આવે તો જીવને ઈશ્વરનો અલ્પ અંશ હોવા છતાં સિદ્ધ સંકલ્પ શક્તિ અને ફળ સિદ્ધિ એ બન્ને તેને જરૂર પ્રાપ્ત થાય છે; એટલે ભાવનામાં જે ઇચ્છા પ્રગટ થાય તેનો પ્રથમ વિચાર શક્તિથી રૂદ્ધ કરવો, રૂદ્ધ કરીને અસદ્ ઇચ્છા હોય તેનો શીઘ્ર ત્યાગ કરવો, અને સદ્ વિચાર હોય તો ક્રિયા-શક્તિની સહાય લેવી.* એટલે વિચારશક્તિને ક્રિયાશક્તિની સાહ્ય લેતાં માનસિક ક્રિયાની ગરજ હોય તો શારીરિક ક્રિયા રૂદ્ધ કરવી, અને શારીરિક ક્રિયાની આવશ્યક્તા હોય તો માનસિક ક્રિયાને ઇચ્છિત વિષયાકારથી શારીરિક ક્રિયાપર દૃઢ રાખવી અર્થાત્ જે ઇન્દ્રિયોથી જે ક્રિયા ઘડવામાં આવે તેમાં ક્રિયાશક્તિ

* ક્રિયાશક્તિ બે છે એટલે એક માનસિક અને બીજી શારીરિક છે. માનસિક ક્રિયા શ્રેષ્ઠ છે જ્યારે સારીરિક ક્રિયા ગૌણ છે. સારીરિક ક્રિયા બે એટલે એક પાંચ જ્ઞાનેન્દ્રિયથી થનારી અને બીજી પાંચ કર્મેન્દ્રિયોથી થનારી ક્રિયા છે.

અને ઇચ્છાશક્તિ ઐક્ય આરબ્ધ ક્રિયાની સમાપ્તિ પર્યંત રાખવી એટલે તેની ધારા પ્રવાહ સાથ બીજા અનાવશ્યક ઇન્દ્રિયોની ક્રિયા અથવા અન્ય વિષયોના અવધાનનું સંપર્ક થવું જોઇએ નહી. આ નિયમથી ભાવનાની ધારા એટલે વિચારશક્તિ, ઇચ્છાશક્તિ અને ક્રિયાશક્તિ ઐક્ય થઇને તેમાં વેધશક્તિ વૃદ્ધિગત થાય છે ત્યારે શીઘ્ર ફળ સિદ્ધિ પ્રગટ થાય છે. આવા પ્રકારે કોઈ પણ સાધન અનુષ્ઠાન કરવામાં આવે તો તેને જ પરમ તપ કહે છે.

**સાધના**

સાધના બે એટલે એક અંતરંગ અને બીજી બહિરંગ સાધના છે. જેમાં માનસિક વ્યાપારરૂપ ક્રિયાની અપેક્ષા ન હોવાથી કેવળ અંતઃકરણથી ઘડવામાં આવનારી માનસિક ક્રિયા તે અંતરંગ સાધના છે અને માનસિક ક્રિયાની સહાય તથા પ્રેરણાથી દેહ ઇન્દ્રિયોથી ઘડવામાં આવનાર ક્રિયા તે બહિરંગ સાધના છે. પણ જેમાં માનસિક ક્રિયા વ્યાપાર એક બાજુએ ચાલે અને શારીરિક ક્રિયા બીજી બાજુએ ચાલે એવી ક્રિયાને ભદંગ સાધના કહે છે, જે ત્યાગ કરવા યોગ્ય છે. આ અંતરંગ સાધનામાં પૂર્ણ દશાએ પહોંચવાથી જ ભાવનામાં વેધશક્તિ અને જ્ઞાનશક્તિ આવે છે. કારણ ભાવનાને માનસિક ક્રિયામાં બાહ્ય સ્થૂલ વિષયનો સંસર્ગ ન હોવાથી ક્રિયા અંદરને અંદર રૂદ્ધ થાય છે ત્યારે ભાવનાશક્તિમાં અમોઘ વેગ ઉત્પન્ન થાય છે. જો તે વેગ વિચારશક્તિથી દબાવવામાં આવે, પ્રજ્વલિત ભાવના પર હરહમેશ નિષ્કામ બુદ્ધિથી તે વેગ શાંત રાખવામાં આવે, અને પછી તેને નિવૃત્તિ દશાની બાજુએ વાળવામાં આવે તો સાધકને જરૂર આત્માલાભ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. સકામ બુદ્ધિથી ઐહિક વિષયાર્થે ભાવનાને પ્રવૃત્તિમાર્ગે તરફ લઈ જવામાં આવતાં ભાવનાનો વેગ જે ઇચ્છાથી જે ઇન્દ્રિયદ્વારા બાહેર આવી જે પદાર્થ પર આઘાત કરે છે ત્યાં તેના ઉપર નિગ્રહાનુગ્રહ આદિ ક્રિયારૂપ પરિણામ ઘડ્યા શિવાય તે વેગ નિષ્ફળ જતો નથી. પણ અંતરંગ સાધનાથી પૂર્ણ વેધશક્તિ ઉત્પન્ન થવી અને ઉત્પન્ન થયા પછી તે વેધશક્તિની સંભાળ રાખવી એ કઠણ છે, કારણ અકસ્માત્ કારણથી તે વેગ બાહેર પડે છે ત્યારે વિચારશક્તિ પણ તેને રોકી શકતી નથી અને પ્રવૃત્તિ બાજુએ હરહમેશ જવા તેને પ્રિય હોવાથી, પ્રવૃત્તિમાર્ગમાં નિમગ્ન રહેવા તેને લાલસા ઉત્પન્ન થઈ નિવૃત્તિમાર્ગે તરફ વળવા તેને ઇચ્છા થતી નથી. અંતઃકરણની મદદ વગર બહિરંગ ક્રિયા ઇન્દ્રિયોદ્વારા ચાલી શકતી ન હોવાથી બહિરંગ સાધના અંતરંગ સાધનાથી ગૌણ છે. એ ઉપરાંત તે ક્રિયામાં બાહ્ય સ્થૂલ વિષય-સામગ્રી નિત્ય લાગે છે. બહિરંગ સાધનામાં જે હેતુ ધારણ કરી જે ક્રિયા ચાલુ કરવામાં આવે તે ક્રિયા સમાપ્ત થયા પર્યંત ક્રિયા ઉપર તે હેતુ અખંડિત આરૂઢ રાખવો જોઇએ, અને જે ઇન્દ્રિયોથી જે ક્રિયા

ઘડવાની છે તે ઇન્દ્રિયોને તેમાં પૂર્ણપણે રાખી બાકી રહેલી ઇન્દ્રિયોને તે ક્રિયામાં અવધાન રાખવી. ઉદ્દિષ્ટ વિષય છોડી ઇન્દ્રિયો ભળતા વિષયમાં જાય નહિ, અને ક્રિયામાં લાગનારી અપેક્ષિત સ્થૂલ વિષય સામગ્રી સારી નિર્મળ શુદ્ધ રાખી, ક્રિયા પ્રયોગના ઠરાવેલા નિયમમાં કંઈ પણ ફેરબદલ ન થાય એ પણ સંભાળવું જોઇએ. એવી રીતે હેતુ, ઇન્દ્રિયો, ક્રિયા, નિયમ અને સામગ્રી એ સર્વની એકતાનતા સરખી રીતે કાયમ રાખી અનુષ્ઠાન ચાલુ રહે તો બહિરંગ ક્રિયામાં પણ વેધશક્તિ ઉત્પન્ન થઈ તે વૃદ્ધિગત થાય છે અને તેના પરિણામે ઉદ્દિષ્ટ ફળની સિદ્ધિ થાય છે; પણ ભદ્રંગ સાધનામાં ક્રિયાનો કોઈ પણ નિયમનો પ્રતિબંધ ન હોવાથી સ્થૂળ કર્મેન્દ્રિયો ક્રિયા કરે, જ્ઞાનેન્દ્રિયો બીજી બાજુએ જાય, અને અંતઃકરણ ત્રીજા વિષયના ચિત્તમાં ગુંથાય છે. એવા ભદ્રંગ ક્રિયાનુષ્ઠાનમાં વેધશક્તિ બિલકુલ આવતી નથી, અને ફલદ્રૂપ નિવડતી નથી.

કેહે છે કે સત્યયુગમાં માનસિક ક્રિયા કહેતાં અંતરંગ સાધના પ્રધાન હતી, કૃતયુગમાં અંતરંગ સાધના અને બહિરગ સાધના સમતોલ હતી, દ્વાપરમાં અંતરંગ સાધના ગૌણ થઇને બહિરંગ સાધના વધવા લાગી જેથી દામ્ભિક ક્રિયા કરનાર પ્રજાની ઉત્પત્તિ થઈ પણ કલિયુગમાં તો અંતરંગ બહિરંગ સાધના પાંગલી થવાથી ભદ્રંગ સાધનાનો પ્રચાર વધવા લાગ્યો; જેથી ફળ સિદ્ધિ ન થતાં પારમાર્થિકનો પણ વિચાર લોકોને આવ્યો નહી. આ સર્વ કાળ ક્રમ ગુણના સંક્રમણની ખુબી છે અને ભાવનામાં ગુણ સંક્રમણરૂપ કર્મો ઘડવામાં આવે છે એવી કર્માનુરૂપ કાળની ગણના છે. પણ પૂર્વ યુગોમાં અને હાલના ચાલુ યુગમાં જોવામાં આવતો ફરક એ ફક્ત ગુણકર્મની સ્થિતિની ફેરબદલીનો છે, અને તેથી સર્વ સિદ્ધિ અસિદ્ધિરૂપ થઈ છે. પણ સિદ્ધિ સાધના આધીન છે અને સાધના સાધક આધીન છે. સિદ્ધિ કંઈ ગઈ નથી પણ તે સાધકને સિદ્ધ કરવાની જરૂર છે. આવા કારણથી બ્રહ્મપ્રાપ્તિનો માર્ગ જીવ માત્રને દુર્ઘટ અને દુઃસાધ્ય થઈ ગયો લાગે છે. આ પ્રાપંચિક સૃષ્ટિમાં ડુબેલો જનસમુદાય, આહાર, નિદ્રા, મૈથુન આદિ અન્ય વિષયમાર્ગમાં ભટકી રોગાદિક વિકારોથી અને કાળવ્યાઘ્રના સપાટામાં જઈ તેઓ નષ્ટ થાય છે અને પોતાના જન્માંતરની સફળતાનો કંઈ પણ વિચાર તેઓને આવતો નથી. એ ઉપરાંત આ પરમાર્થ વિદ્યા (બ્રહ્મપ્રાપ્તિમાર્ગ) પ્રાપ્ત કરવાના અનંત માર્ગ હોવાથી અનંત લોક અનંત કાળથી તે માર્ગમાં ભટકે છે અને તેમાં આરૂઢ થતા તેઓને વિદ્યાની પ્રાપ્તિ તો થતી નથી. આ વિદ્યા મેળવવાના સાધન તરીકે અનેક આચાર્યોએ અનેક માર્ગો સ્થાપેલા છે પણ તેમાં કોઈપણ બ્રહ્મ શિખર પર્યંત લેઈ જાય એવા તો માર્ગ જણાતા નથી. યોગીઓ પોતાની યોગવિદ્યામાં સંતોષ માની બેસે છે પણ તે બ્રહ્મપ્રાપ્તિએ તો પહોંચતા નથી અને આત્મવિદ્યાનું લેશમાત્ર પણ જ્ઞાન તેઓને હોતું નથી. પ્રત્યેક પંથના મૂળ સ્થાપકો બ્રહ્મનિષ્ઠ હોવાથી જ્ઞાનમાર્ગની સહાયતાથી

પોતાના સર્વ માર્ગની સ્થાપના કરી છેવટે પોતાના માર્ગનો છેડો જ્ઞાનમાર્ગ-પર લઈ ગયા છે, અને તેથી વ્યક્તિ કોઈપણ માર્ગમાં આરૂઢ થઈ નિયમ અને વિશ્વાસથી ચાલે તો તે આત્મજ્ઞાનના પ્રાપ્ત કર્યા વગર રહેશે નહીં. જે સદ્દ્પુરુષ એવું બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરે છે તે કોઈ માર્ગની વિરુદ્ધતા બતાવતો નથી પણ સર્વનો ખરો રહસ્ય સમજી પોતે બ્રહ્મપદ સ્થિતિમાં રહે છે. એવા આત્મ-સ્થિતમાં રેહેનાર સદ્દ્પુરુષ, સદ્દ્ગુરુના નામથી જાણીતા છે.

**સદ્દ્ગુરૂ**

સાધકને પોતાના અનેક જન્મના પૂર્ણ સુકૃતના ઉદયથી અને ઈશ્વરના પૂર્ણ અનુગ્રહથી ખરો સદ્દ્ગુરૂ મળે છે ત્યારે સદ્દ્ગુરુ તેના ઉપર કૃપા કરી સાધકને સ્વસ્વરૂપ પ્રત્યક્ષ કરી આપે છે, અને સાધક સદ્દ્ગુરૂ તરીકે તેને ઓળખે છે. આવા સદ્દ્ગુરૂ કહી વિભૂતિમાં, કયા ગુણની ઉપાધિ ધારણ કરી, કેવી રીતે રહે છે એની ખરી ઓળખ જ્ઞાનદૃષ્ટિ શીવાય કોઇના જાણવામાં આવતી નથી. તેમ કંઈ વિભૂતિરૂપે સદ્દ્ગુરૂ પ્રગટ થઈ કૃત્યાર્થ કૃત્ય કરે છે તે પણ જાણ-વામાં આવતું નથી. વાસ્તે સાધકે ખરી જિજ્ઞાસા ધારણ કરી સરળ બુદ્ધિથી સત્યનું ગ્રહણ કરી અસત્યનો ત્યાગ કરવો અને પોતાના વર્ણાશ્રમ ધર્મા-ચારમાં રહી પોતાનું કૃત્ય કરતા રેહેવું. જગત્ વ્યવહારની દૃષ્ટિએ જેને સિદ્ધ પુરૂષ કહેવામાં આવે છે તે પુષ્કળ અંશે સાધક જ હોય છે પણ સિદ્ધ હોતા નથી અને સાધના અનુષ્ઠાનનો દશ્ય દેખાવ જેટલો એવા સાધ-કમાં જોવામાં આવે છે તેટલો દેખાવ કદાચ જ સિદ્ધમાં શેષ અંશે હોય છે; કારણ સિદ્ધને એવા અનુષ્ઠાનનો દશ્ય દેખાવ બતાવવાની આવશ્યકતા હોતી જ નથી, અને પોતે સિદ્ધ છે એમ જનસમુદાયને બતાવવાનું કાંઈ કારણ તેને હોતું નથી. એ ઉપરાંત સિદ્ધની ગુપ્ત સ્થિતિ અને રહેણીને વ્યાવહારિક મનુષ્યો કદાચ જ ઓળખી શકે છે જેથી સિદ્ધને, અસિદ્ધ અને અસિદ્ધને, સિદ્ધ જન સમુદાય માને એમાં નવાઈ નથી.

ગુરૂ એટલે વ્યાપક પરમાત્મા. આ વ્યાપક અર્થનો સમાવેશ કરનાર ગુરૂ એ શબ્દની બરોબરી કરનાર કોઈ શબ્દ નથી. જડ અને ચૈતન્યમાં એ ગુરૂ ઓતપ્રોત વ્યાપ્ત છે; પણ વ્યાવહારિક રીતે ગુરુનો સાધારણ અર્થ હિત-કર્તા થાય છે એટલે સદ્દ્બુદ્ધિ આપવી, સદુપદેશ કરવો, સત્ય માર્ગ બતાવવો, સુખ આપવું, સહાય કરવું, વિગેરે જીવનું કલ્યાણ કરવાની બાબતમાં જે કાંઈ બાબતોનો સમાવેશ થાય તે બાબતોની વ્યવસ્થા કરનારને સદ્દ્ગુરૂ કહે છે. એ ઉપરાંત જીવના જન્મથી તે મરણ પર્યંત જીવના થતા આવતા વ્યવહારમાં તેના કલ્યાણના માર્ગમાં જે જે પુરૂષો (વ્યક્તિઓ) જેટલા જેટલા અંશે ઉપયોગી થઈ પડતા હોય છે તે સર્વનો પણ ગુરૂવર્ગમાં સમાવેશ થાય છે એટલે પોતાની હિતની બાબત જેની પાસેથી પ્રાપ્ત થાયછે તે ગુરૂ છે અથવા જેની પાસેથી જે શિક્ષણ

મળ્યું હોય અને જેની સહાયતાથી પોતાને સુખ પ્રાપ્ત થયું હોય તેવી પ્રત્યેક વ્યક્તિ ગુરૂવર્ગમાં આવે છે. જડ-ચૈતન્યાત્મક સૃષ્ટિ એ ગુરૂ પરમાત્મામાં ઓતપ્રોત વ્યાપ્ત છે; અને સર્વ સૃષ્ટિ ગુરૂમય છે એ પ્રતીતિ જેની કૃપાથી થાય છે તેવી સદ્ગુરૂ વ્યક્તિ એકજ છે. ગુરૂવ્યાપ્તિ તો સર્વત્ર છે, પણ આત્મા જ્યોતિ જે વિભૂતિમાં પ્રગટ થઈ હોય છે તે વિભૂતિને સદ્ગુરૂ કહેવામાં આવે છે અને જેની કૃપાથી શિષ્યના હૃદય મધ્યે અજ્ઞાનતા નષ્ટ થઈ, જ્ઞાનનો ઉદય થાય છે, તે શિષ્ય પણ પછી સાક્ષાત્ સદ્ગુરુરૂપ થાય છે. એ કારણથીજ સદ્ગુરૂ એકજ છે. એવા સદ્ગુરૂ પિતા કરતાં પણ શ્રેષ્ઠ છે, કારણ પિતા જન્મ આપી ભવપાશમાં નાંખે છે અને સદ્ગુરૂ ભવપાશથી મુક્ત કરે છે. સાક્ષાત્ બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વર એ રજ, તમ અને સત્વગુણો યુક્ત હોવાથી, એની ઉપમા પણ સદ્ગુરૂની ઉપમા-તુલ્ય આવી શક્તી નથી. સદ્ગુરૂ તો પૂર્ણ વિકૃતિરહિત છે જેથી એને સાક્ષાત્ પરબ્રહ્મ કહેવામાં આવે છે. એવા સદ્ગુરૂમાં આત્માજ્યોતિરૂપ શક્તિ હોય છે. સદ્ગુરૂ પૂર્ણ કૃપાએ કરી જે સાધકના હૃદયમાં સારાસાર વિચારશક્તિ અને શુદ્ધ સત્વગુણબુદ્ધિ હોય છે, તેનો સ્પર્શ પોતાના આત્મા જ્યોતિ સાથ કરી શિષ્યમાં અખંડ જ્ઞાન જ્યોતિ એકદમ પ્રગટ કરે છે, અને મુમુક્ષુ શિષ્ય પણ સદ્ગુરૂરૂપ થાય છે; પછી તે મુમુક્ષુ શિષ્યને સર્વ જગત્ ગુરૂમય અથવા બ્રહ્મમય પ્રતીત થાય છે. એવા સિદ્ધ પુરૂષની વાણી આત્મારસમય હોય છે, એનું શ્રવણ શ્રોતાને કાને પડતા તેઓનુ અંતઃકરણ શીતલ થાય છે અને તેઓમાં કર્તવ્યની જાગૃતિ થાય છે. એવા સિદ્ધ પુરૂષ પાસે આત્માનંદની ચર્ચા શિવાય બીજી કાંઈ પણ પ્રાપંચિક ખટપટ હોતી નથી અને પોતાના અંતઃક-કરણથી સદ્ગુરૂ શિષ્યનો ભિન્ન ભાવ એ ન ગણતા આત્મદૃષ્ટિથી સર્વને પોતાના મિત્ર સમજે છે.

આવી રીતે સદ્ગુરૂ થવું એ કંઈ વિલંબ લાગતો નથી પણ ખરા મુમુક્ષુ થવાને જન્મોજન્મ તથા યુગાનુયુગ સદ્કર્મની આવશ્યકતા છે અને ત્યાર બાદ મુમુક્ષુ દશા પ્રાપ્ત થાય છે. જોઇએ તેવા સાધનો કરી શ્રેષ્ઠ થાઓ, સ્વર્ગમાં જાઓ પણ અજ્ઞાનતા નષ્ટ થતી નથી. તે તો જ્ઞાન પ્રાપ્ત થવાથીજ થાય છે. જ્ઞાનનો ઉદય ન થાય ત્યાં સુધી મુમુક્ષુ દશા છે અને જ્ઞાનનો પ્રકાશ થતાં સિદ્ધ દશા પ્રાપ્ત થાય છે; પછી તે સિદ્ધ પુરૂષ કોઈ પણ સ્થિતિમાં, જાતિમાં, ધર્મમાં, તથા આચારમાં હોય તો પણ તેની સિદ્ધતામાં લેશમાત્ર કમીપણું હોતું નથી. કારણ તે પોતે બ્રહ્મસ્વરૂપ છે. વાસ્તે મુમુક્ષુએ કોઇપણ કર્તવ્યની ઊર્મિ જાગૃત થવાના વખતથી તે જ્ઞાનનો ઉદય થાય ત્યાં સુધી કર્મ, યોગ, ઉપાસના આદિ જે જે સાધન પોતાથી થાય તેનો આનંદથી અનુભવ લાભ એ સિદ્ધિ પ્રાપ્ત થતાં સુધી લેવો જોઇએ કારણ જ્યારે સુદૈવથી મુમુક્ષુનો કલ્યાણ થવાનો વખત પાસે આવે છે ત્યારે સદ્ગુરૂ

તેનો ઉદ્ધાર કરવા મુમુક્ષુના ઠેકાણે તેના અંતર્યામીરૂપે પ્રગટ થઈ મુમુક્ષુને પોતાના અંતરમાં જ જ્ઞાન ઉત્પન્ન થવાનો માર્ગ અગાડી સન્મુખ લાવે છે, અને સિદ્ધ સદ્‌ગુરૂ વ્યક્તિની સહાય વગર તેને આત્મજ્ઞાનની સિદ્ધ દશા પ્રાપ્ત થાય છે. વાસ્તે બ્રહ્મશિખરનિવાસી નિરંકુશ જ્ઞાન તૃપ્ત સદ્‌ગુરૂ કયા વેશમાં અને કેવી રીતે પ્રગટ થાય છે એનો નિયમ ન હોવાથી મુમુક્ષુએ એવા સિદ્ધ પુરૂષને શોધવા કરતાં પોતે તીવ્ર સાધક થવાની આતુરતાથી તૈયારી કરવી, કારણ શ્રી સદ્‌ગુરૂ સ્વયંસિદ્ધ છે અને પોતાની સ્વેચ્છાથી વખત આવતા પ્રગટ થઈ ભક્તના હૃદયમાં અજ્ઞાનતાને તદ્દન નષ્ટ કરી તેને પોતાના આત્મા સ્વરૂપમાં મેળવી દે છે. એ જ મુમુક્ષુનું કૃતકૃત્ય છે. અનંત જન્મ સંસિદ્ધિથી ત્રિવિધ કર્મોના ક્ષયની અને જન્મમરણ પંક્તિની સમાપ્તિનો બરાબર વખત આવે છે, ત્યારે જ આ આત્મજ્ઞાનનો ઉદય થાય છે અને જ્ઞાનઉદયની સાથ જ્ઞાનીના સંચિત અને ક્રિયમાણ કર્મો તદ્દન નષ્ટ થાય છે, પણ શેકેલા બીજ પ્રમાણે પ્રારબ્ધ કર્મો દેહપાત સુધી તેને શેષ રહે છે. દેહપાત પછી જ્ઞાની એ વ્યાપકમાં સમરસતાને પામેછે. પ્રત્યેક વ્યક્તિના ગુણ ધર્મના સ્વભાવમાં પોતપોતાના કર્માનુરૂપે પ્રારબ્ધની વિચિત્રતા છે એટલે જેવા જેવા સંસ્કારનો ઉદય થાય છે તેવા સંસ્કારના અનુરોધથી જીવની પોતાના વ્યવહારમાં પ્રવૃત્તિ થાયછે. જેથી મુમુક્ષુનો જે જન્મમાં જ્ઞાનોદયના પ્રભાવથી ભવપાશ મુક્ત થવાનો વખત આવે છે ત્યારે પોતાના તે જન્મમાં કંઈ પ્રારબ્ધ રચનારૂપ તેના વ્યવહારની સ્થિતિ તો ચાલુ રહે છે; પછી મુમુક્ષુ વૈરાગ્ય સમ્પન્ન, સર્વસંગ પરિત્યાગી, યોગનિષ્ઠ, ધ્યાનનિષ્ઠ, કર્મનિષ્ઠ, અથવા સાધનારૂઢ હોયછે તો પણ તેને તેનો ભોગ વિલાસ તો ભોગવવો પડેછે અને તેવી ભોગવાતી સ્થિતિ જ્ઞાનોત્તર કાલે સદૈવ કાયમ રહેછે. નિયમ તો એ છે કે જ્ઞાન ઉદય થયા પૂર્વે કાંઇ કાળાંતર તીવ્ર અને દૃઢ જિજ્ઞાસા (જે વગર જ્ઞાન ઉદય થઈ શકતું નથી) તે તો ખાસ માત્ર હોવી જોઇએ. કારણ તીવ્ર વૈરાગ્ય સ્થિતિ, યોગનિષ્ઠસ્થિતિ, ધ્યાનનિષ્ઠ સ્થિતિ, અથવા કર્મનિષ્ઠસ્થિતિમાં રેહેવાનો મુખ્ય હેતુ ફક્ત એ જ્ઞાન પ્રાપ્ત કરવાનો અને જ્ઞાન થયા પછી અજ્ઞાન અને અજ્ઞાનકૃત કાર્ય સમૂળ નષ્ટ કરવાનો છે. એ થયા પછી કાંઈ સાધન કરવાનું તેને પ્રયોજન રેહેતું નથી અને જેવી સ્થિતિમાં તથા વ્યવહારમાં તે હોય છે તેમાં જ તેને આનંદ દેખાય છે. પ્રારબ્ધાનુરૂપ જેવી સ્થિતિ તેની રેહેવાની હોય તેનો વિચાર ન કરતાં જ્ઞાનનિષ્ઠને એવી સ્થિતિના વિરોધનો વિચાર મૂળથી જ હોતો નથી. એ ભેદ પ્રતીતિ જોવાનું કામ અજ્ઞાનીઓનું હોય છે અને તે કારણથી જ અજ્ઞાનનિષ્ઠનું લક્ષ જ્ઞાનનિષ્ઠના વ્યવહારસ્થિતિતરફ હરહમેશ હોય છે.

શ્રેષ્ઠ પદવી, શ્રેષ્ઠ અધિકાર અને જગ માન્યતા મેળવવા વગેરેનો વૈભવ

ઘણું કરીને સાધકને હોય છે પણ સિદ્ધ પુરૂષને હોતું નથી. કારણ ઉચ્ચ, નીચ, માન્ય અમાન્ય, એવી દ્વંદ્વ ઉપાધિ વિમુક્ત સિદ્ધ પુરૂષ સેહેજ અવસ્થામાં હોય છે. સિદ્ધ દશા એ સ્વરૂપ વૈભવ છે પણ અધિકાર નથી. શ્રુતિયુક્ત વિહિત આચારથી ચાલવામાં આવે તો મુમુક્ષુત્વનું અંકુર ઉત્પન્ન થઈ સંશયગ્રસ્ત સારાસાર વિચાર ઉત્પન્ન થાય છે. સારાસાર વિચાર વૃદ્ધિ પામતા પરમાર્થરૂપ વૃત્તિનો ઉદ્દ્ભવ આવે છે અને દુર્જનથી પોતાનું રક્ષણ કરી સત્સગ કરવામાં આવે છે; ત્યારે જ્ઞાનનો ઉદય થાય છે અને પછી સાધનની સમાપ્તિનો વખત આવતાં તેને મોક્ષ ફળ પ્રાપ્ત થાય છે. આ સત્સંગ બે પ્રકારના. એક તો સત્ પુરૂષનો સહવાસ અને બીજો સદ્ગ્રંથનો વ્યાસંગ. આ બે શિવાય મુમુક્ષુત્વ સાધકમાં ત્રિકાલે પણ આવવા સંભવ નથી. મુમુક્ષુને સત્સંગથી જ ફળસિદ્ધિ થાય છે અને તેજ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો મુખ્ય માર્ગ છે.

મનુષ્યત્વ, મુમુક્ષુત્વ, અને મહાત્મા પુરૂષનો સંગ એ ત્રિપુટી એકત્ર થવા કોટી જન્મ સુકૃત એવો પરમાત્માનો અનુગ્રહ થવો જોઇએ. જ્યારે પ્રારબ્ધ પ્રતિબંધનો ભોગથી, ક્ષય થઈ મુમુક્ષુ દશાનો તીવ્ર ક્ષણ આવે છે ત્યારે જ મોક્ષ મળે છે. બાકી તો કોટી જન્મ જવા છતાં કંઈ પણ પ્રાપ્ત થતું નથી, એટલે ભવબંધ નિવૃત્તિ અને મોક્ષ પ્રાપ્તિનો માર્ગ તેને કદી મળતો નથી. મનુષ્ય દેહ ઠેકાણે કેવળ વિષયભોગ કરવા આ શરીર નિર્માણ થયું નથી. એ વિષયભોગ તો જીવ માત્રને પોતાના શરીરથી સરખા મળે છે તેમાં જ્ઞાન વિશિષ્ટતા સિવાય કોઇ પણ ન્યૂનતા નથી. મનુષ્ય જીવને સારાસાર વિચાર શક્તિ અને બુદ્ધિ આપેલી છે, જેથી સર્વ પ્રાણી માત્રમાં તે શ્રેષ્ઠ ગણાય છે. જેથી મનુષ્ય જીવ મુમુક્ષુત્વ ધારણ કરી સદ્ગુરૂને અનન્ય ભાવે શરણે જાય તો સદ્ગુરૂ તેનો પરિત્યાગ ન કરતાં મોક્ષ પ્રાપ્તિ પર્યંત તેનો સંગ છોડતો નથી. પણ સત્ પુરૂષના સંગની અભિરૂચિ પોતાનામાં થવી એજ કઠણ છે. સતસંગ એ સદ્ગુણની ઉત્પત્તિ અને મોક્ષ માર્ગની ગતિ આપે છે. સતસંગથી દુર્જન સજ્જન થાય છે, ત્યારે સજ્જનને મોક્ષ દશા કેમ પ્રાપ્ત ન થાય? ઐહિક અથવા પરમાર્થની ઉન્નતિ જે જે વખતે જેને જેને પ્રાપ્ત થઈ હોય છે તેનું આદિકારણ સતસંગ છે. ઈશ્વરની પૂર્ણ કૃપા શિવાય સત્પુરૂષની સંગત પ્રાપ્ત થતી નથી, અને પ્રાપ્ત થાય છે ત્યારે કલ્યાણ થવાનો જરૂર સંભવ રહે છે. મનુષ્ય એક વખત સત્સંગમાં આવ્યા બાદ પાછો તેમાંથી ફરી શકતો નથી, અને છેવટે તે નિજ શિખરપર જઈ કૃતકૃત્ય થયા વગર રેહેતો નથી. વાસ્તે સતસંગ અને સદ્ગ્રંથની અભિરૂચિ સાધકને પ્રથમ આવવી જોઇએ. કારણ એ અભિરૂચિ વગર તેની સર્વ આશા ફળજનક નિવડતી નથી. સદ્પુરૂષના મુખથી સદૈવ સદ્વાર્ત્તા તથા સતકથાના શ્રવણથી "મારા તારણનો રસ્તો શું?" એવા વિચારથી હરહમ્મેશ તેનું ચિત્ત અસ્વસ્થ રહે છે, ત્યારે મુમુક્ષુત્વનું બીજ એના મનમાં રોપાય છે; પછી સતસગે તેના ચિત્તનું સમાધાન થઇ સાધન

માર્ગમાં લાગે છે, અને અધ્યાત્મ વિષયોના ગ્રંથનું વાચન મનન અને ચિંતવન કરે છે. કર્મ ઉપાસના અને શ્રવણ મનન આદિ અનુષ્ઠાન પૂર્ણ થવાથી તેનું અંતઃકરણ પરિપક્વ થઈ તેનું ચિત્ત અંતરંગ સાધનામાં લાગે છે. ભગવાનની માનસિક ઉપાસના, યોગ અનુષ્ઠાન, અને વેદાંત વિષયનું શ્રવણ, મનન, અને નિદિધ્યાસ એવી અંતરંગ સાધના કરતાં કરતાં ચિત્તની એકાગ્રતા થાય છે. (ઇષ્ટ વિષય (આત્મા અવલોકન) ઉપર બહુ વખત સુધી ચિત્ત સ્થિર રાખવું, એને ચિત્તની એકાગ્રતા કહે છે.) ચિત્તની એકાગતા થતાં સાધન અને કર્તવ્યની સમાપ્તિ આવે છે અને તેની યોગ્યતાથી તે સાધક મુમુક્ષુની સ્થિતિને પોહોંચે છે. જ્ઞાન દશા આવે છે ત્યારે તેને સદ્ગુરૂ બ્રહ્મનિષ્ઠની પ્રાપ્તિ થાય છે. એવી ચિત્ત એકાગ્રતાની ત્રિપુટી મૂળાધારમાં લીન થાય છે ત્યારે અખંડ પ્રકાશ રૂપ એવો કૂટસ્થ આત્મા અનુભવ તેને થાય છે અને પોતે સાક્ષાત્ સદ્ગુરૂ રૂપ અથવા બ્રહ્મરૂપ થાય છે. પણ વર્ણ ધર્મમાં કહેલા કર્મો અંતરગ અથવા બહિરંગ સાધનાથી કરવામાં આવતાં નથી, ત્યારે ફળ સિદ્ધિ થતી નથી. વર્ણપરત્વે એટલે જાતિપરત્વે કર્મના ભેદ છે, વર્ણત્રિય (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય)ને શ્રૌત કર્મ કરવાં અને શૂદ્રાદિકને પૌરાણિક કર્મ કરવા એવો નિબંધ છે પણ કાલાંતરે ક્ષત્રિય, વૈશ્ય એ ઘણું કરી યજ્ઞોપવીત આદિ કર્મના સંસ્કારનો અનાદર કર્યો; જેથી ફક્ત બ્રાહ્મણોને શ્રૌત કર્મ કરવા અધિકાર પરત્વે હાલ સમયે ચાલુ રૂઢિ છે જેથી બાકી ઇતર વર્ણને પૌરાણિક કર્મ કરવા અધિકાર આપવામાં આવે છે. પણ એ પ્રતિબંધ કર્મ સાધનમાં (અંતરંગ અને બહિરંગ) નથી, જેથી ઇષ્ટ ફળ સિદ્ધિ સર્વ વર્ણોને સ્વધર્મોક્ત સાધનથી સરખી મળે છે. સિદ્ધિ એ વેધશક્તિ આધીન છે; વેધશક્તિ એ ક્રિયાશકિત આધીન છે, ક્રિયાશક્તિ એ વિચારશકત્યાધીન છે, ઇચ્છાશક્તિ એ ભાવનાશક્તિ આધીન છે, અને ભાવનાશક્તિ એ જીવ આશ્રિત છે. જીવના સ્વરૂપમાં વર્ણભેદ નથી પણ કુલમાં જન્મ લેવાથી જાતિભેદ થયો છે. કુળના વર્ણાનુરૂપ કર્મધર્મ છે અને સ્વકર્માનુરૂપ સર્વને ફળસિદ્ધિ સમાન છે જેથી સ્વકર્મથી જેને જે માર્ગ પ્રાપ્ત થાય તેને પોતાના માર્ગમાં પોતાનું કર્મ કરતા રેહેવું જોઇએ. બ્રાહ્મણ વર્ણએ ઐહિક સુખથી અલિપ્ત રહી કષ્ટ સહન કરી તીવ્ર તપ કરીને આત્મિક અખંડ સુખ સંપાદન કરવું એવું શ્રુતિનું વચન છે. એમ કરવાથી શ્રુતિની અંતરંગ સાધનાથી ભાવનાશક્તિ તીવ્ર કરી સૃષ્ટિ સંસ્થામાં બ્રહ્મનિષ્ઠનું અગ્રસ્થાન બ્રાહ્મણ મેળવે છે. એ ઉપરાંત બહિરંગ સાધનદ્વારા વેધશક્તિ ભંડારનું પૂર્ણ રક્ષણ બ્રાહ્મણ કરે તો પોતાની વાણી મંત્રમય થઈ સર્વ ક્રિયા નિગ્રહાનુગ્રહ સમર્થ હોવાથી દૈવીશક્તિ પણ તેને પ્રાપ્ત થાય છે અને દેવતા વિભૂતિ પોતાના આધીનમાં આવવાથી દેવના અનુગ્રહનો પૂર્ણ પાત્ર બ્રાહ્મણ થાય છે. ક્ષત્રિય આદિ

સર્વ વર્ણોએ સ્વધર્મ કર્મથી સિદ્ધિની ભાવનાશક્તિના બળ પર પોતપોતાનું ઇષ્ટ સાધ્ય કરી લેવો અને તે જ પોતાનો માર્ગ દઢ સમજી કુળ ગોત્ર જાતિ ઇત્યાદિ ભેદ પરંપરા ચાલુ રાખવો. આ સર્વ ઘટનાનો પૂર્ણ સંસ્કાર ભાવનામાં એવો દઢ બેઠેલો છે અને એ સંસ્કારે સૃષ્ટિના આરંભથી તે સૃષ્ટિની સમાપ્તિ પર્યંત પોતાનો વર્ણ, પોતાનો ધર્મ અને પોતાનું કર્મ એ સર્વ કંઈ એવા તો સ્વતંત્ર કરી લીધા છે કે એથી ઉત્પન્ન થતી ભેદ કલ્પનાથી પ્રત્યેક જીવ બદ્ધ હોવાથી તે ભેદ કલ્પના કદી પણ જીવમાંથી જવાની નથી. પણ જ્યારે ફક્ત સર્વમય આત્માનું અભેદ જ્ઞાન તેને થાય છે ત્યારે તેનામાં ભેદ કલ્પના બુદ્ધિ નષ્ટ થાય છે, એવું જ્ઞાન જ્યાં સુધી સર્વ વર્ણોની વ્યકિત બુદ્ધિમાં સત્વ, રજ અને તમોગુણ અંશની અધિકતા પ્રમાણે જેવી ભાવના ઉદય પામે છે તથા તે ભાવનામાં જેવી સાત્વિક, રાજસી અને તામસી ઊર્મિ આવે છે તે અનુરૂપ સ્વધર્મ કર્મ આચરણથી તે વ્યકિત ચાલે છે. કર્મ હીનતાથી, સ્વભાવ હીનતા અને જાતિ હીનતા થાય છે, જાતિ હીનતાથી ક્રિયાશક્તિ અને ફળ સિદ્ધ હીનતાને પામે છે, પછી છેવટે ભાવનાશક્તિ નષ્ટ થઈ જીવ અધોગતિને પામે છે. "પણ ગુણાનુરૂપ વર્ણ "ધર્મનો નિર્બંધ અને તે પ્રમાણે જાતિનું બંધારણ બાંધવું કારણ જાતિ એ "જન્મથી સ્વાભાવિક નથી પણ ધંધા અને કર્મોથી એનું બધારણ છે," એમ કેહેવું એ અશાસ્ત્ર યુક્ત છે. જાતિ વર્ણાશ્રમધર્મ નષ્ટ કરવાથી વર્ણસકર પ્રજાની ઉત્પત્તિ થઈ અનાચાર અને અત્યાચાર પેદા થાય છે અને ધર્મ નષ્ટ થતાં પ્રજા દુરાચારી થઈ અધોગતિને પ્રાપ્ત થાય છે. કારણ કુળ, જાતિ, નામ, આશ્રમ, ઇત્યાદિ એ સર્વ સ્થૂળ દેહ આશ્રિત છે. એટલે જીવનો જન્મ જે કુળમાં થાય છે તે કુળની જે જાતિ હોય તે જાતિ સ્થૂળ દેહને લાગુ પડે છે. જાતિને જન્મ કારણ છે પણ કર્મ કારણ નથી જેથી જે જાતિને જે કર્મ કરવા કેહેવામાં આવે છે, તે જાતિનો જીવ તે કર્મ ન કરતાં અન્ય જાતિના કર્મ કરે તો તે જીવ પતિત થાય છે, અને તેથી તેને બીજી જાતિ કદી પણ મળતી નથી. કારણ જાતિ પ્રાપ્ત થવાને જાતિના સ્થૂલ દેહનો જન્મ થવો જોઇએ. વાસ્તે જીવ પોતાની જન્મ જાતિ અનુસાર કર્મ કરે તો તે કર્માનુરૂપ ફળ તે જીવ ભોગવે છે. આ કર્મોનો તથા ભોગનો સર્વ સંસ્કાર જીવની બુદ્ધિમાં અત્યંત તાદાત્મ્ય પામે છે જેથી કર્માનુરૂપ બુદ્ધિ અને બુદ્ધિ અનુરૂપ કર્મ એમ કહેવાયછે. કર્મ અને કર્માનુરૂપ મનોધર્મ (સાત્વિક રાજસી અને તામસી ભાવના) એ બુદ્ધિ આશ્રિત છે, પણ દેહ આશ્રિત નથી. બુદ્ધિ સદા કાયમની જીવાશ્રિત હોવાથી જીવનો સ્થૂલ દેહ જેમ પ્રતિજન્મે બદલાય છે તેમ તેની બુદ્ધિ પ્રતિજન્મે બદલાતી નથી. પણ તે પૂર્વજન્મ કર્માનુરૂપ મનોધર્મ આશ્રિત સ્થિત રહે છે. મૃત્યુ જેમ જન્મમાં એકવાર આવે છે તેમ સૃષ્ટિ યાત્રામાં જીવની બુદ્ધિનું સ્વરૂપ સૃષ્ટિયાત્રા ખલાસ થતાં એકવાર બદલાય છે.

અનંત કર્મ સંસ્કારથી ઘડાયલું બુદ્ધિનું સ્વરૂપ જે (વાસના) ઉપર દૃઢ હોયછે તે ઉપર એક મનુષ્ય જાતિ શું? પણ મનુષ્યઆદિ અનંત જીવો પોતાની સૃષ્ટિયાત્રા ખલાસ કર્યા પછી સ્થૂલ દેહ હરહમેશ નવો ધારણ કરી સૃષ્ટિમાં પરિભ્રમણ કરેછે, પણ બુદ્ધિ માત્ર અખંડ એકરૂપે રહે છે. વર્ણ ધર્મોક્ત કર્મ જે જીવના હાથથી યથાર્થ ઘડવામાં આવે છે તેના મનોધર્મ શુદ્ધ અને શ્રેષ્ઠ હોય છે. આવા શુદ્ધ કર્મ આચરણનો તથા શુદ્ધ મનોધર્મનો જીવ શૂદ્ર જાતિનો હોય અને તે મૃત પામે છે તો સ્વકર્મો ઉન્નતિના બળથી બીજા જન્મમાં તે જીવ બ્રાહ્મણ જાતિમાં પામી તે જાતિના મનોધર્મમાં અને કર્મમાં મળી જાય છે. પણ જે શૂદ્ર જાતિના જીવના કર્મો તથા મનોધર્મ શુદ્ધ હોતો નથી પરતુ સંદૈવથી કદાચ એકાદ સત્કર્મ ઘડવામાં આવેલા તેના ઉન્નત પુણ્ય બળથી તે જીવનો જન્મ બ્રાહ્મણ કુળમાં થાય તો તેના પૂર્વ આચાર તથા મનોધર્મ શુદ્ધ હોવાથી બ્રાહ્મણ કુળમાં જન્મવા છતાં તે શૂદ્રના આચારમાં જ રહે છે; અને તેના કર્મો તેના મનોધર્મ વિગેરે સર્વ પ્રકારના તેના આચરણ બ્રાહ્મણને ન શોભનાર જેવાં દેખાય છે. બ્રાહ્મણ કુળમાં જન્મી જેનો આચાર, મનોધર્મ, સર્વ શુદ્ધ છતાં અકસ્માત્ કારણથી કોઇ દોષ આવવાથી કે કર્મમાં પ્રમાદ થયો હોય તો તે દોષથી તે જીવ હીન કુળમાં જન્મ પામે છે, તે છતાં તેનો મનોધર્મ અને આચાર ઉચ્ચ પ્રતીના દૃષ્ટિએ પડે છે, એટલે આ જન્મમાં દોષ નિવૃત્ત થવાથી તેને ઉચ્ચ કુળમાં પાછો જન્મ આવે છે અને તે દોષની વૃદ્ધિ થવાથી તે નીચ હીન જાતિમાં પાછો જન્મ પામે છે અને છેવટે મનુષ્ય ઇતર યોનિમાં પણ જન્મ પામે છે. જે પ્રાણી મનુષ્ય યોનિમાં ઘોર પાપના ફળ ભોગાર્થે તિર્યક્ યોનિમાં અનેક વખત જન્મ લઈ અનેક ભોગ ભોગવી પાછો મનુષ્ય યોનિમાં આવે છે તો તેનો મનોધર્મ અને તેના કર્મ પશુતુલ્ય દેખાય છે. મનોધર્મનું સંક્રમણ ગુણના સંક્રમણાનુરૂપ હોય છે, કર્મોનું સંક્રમણ મનોધર્મરૂપે હોય છે, અને કર્મોનુરૂપે જીવના જન્મનું અનેક જાતિ અંતરમાં સંક્રમણ થાય છે. ગુણનો અને કર્મનો પ્રવાહ સરખો ચાલે છે, તેમ જાતિ જન્મનો સંક્રમણ બરોબર ચાલે છે; પણ જ્યારે તે બરાબર ચાલેલો હોતો નથી ત્યારે બ્રાહ્મણક્ષત્રિય આદિ ચાર વર્ણોમાં જીવના મનોધર્મમાં અને કર્મમાં પરસ્પર ફેર બદલ નજરે જોવામાં આવે છે. આ મનોધર્મની અને કર્મની સૂક્ષ્મ નિરીક્ષા ઉપરથી કઇ જાતિનો જીવ કઇ જાતિના જન્મમાં આવ્યો અથવા ગયો એ તેના સત્કર્મ, દુષ્કર્મ તથા ઉન્નતિ અવનતિની કેવળ પરીક્ષા ઉપરથી માલમ પડે છે. પણ બ્રાહ્મણનો શૂદ્ર અને શૂદ્રનો બ્રાહ્મણ બનાવી જાતિભેદ સંસ્કાર નષ્ટ કરવો એ નીતિભેદના સંસ્કારથી વિરૂદ્ધ છે એમ શાસ્ત્રકાર કહે છે, કારણ ખરા ઉન્નતિના માર્ગમાં તે નષ્ટતા અડચણ કરતા છે. સૃષ્ટિ ચક્કર બંદ પડતો નથી; મનુષ્ય અજર અમર નથી; અને સર્વ

જીવો પોતાના કર્મ પ્રવાહના ઉત્ક્રમણમાં જન્માંતરના પડેલા છે. કાલગતિના આધારે તે જીવો પોતે આપો આપ ઉપરથી નીચે નીચેથી ઉપર આવે છે, ત્યારે સ્વભાવ સંસ્કારનો સૂક્ષ્મ ભેદ નજરે પડે છે. બાકી બીજાની પરીક્ષા કરવા કરતાં પોતાના ગુણ ધર્મના સંસ્કારની સ્થિતિ ઓળખી પોતાની ઉન્નતિ કરવી એજ આપણી બુદ્ધિની સાર્થકતા છે. કારણ જે યોગ્યતા તથા જે શક્તિ સ્વધર્માચરણથી પ્રાપ્ત થાય છે તે યોગ્યતા, શક્તિ અને ફળસિદ્ધિ જાતિવર્ણાશ્રમપર અવલંબેલી નથી, પણ એ કેવળ શુદ્ધ ભાવનાની વેદ્ય શક્તિ ઉપર છે. જે જીવની ભાવના શુદ્ધ છે તે ગમે તેવી નીચ-જાતિમાં જન્મ્યો હોય તો પણ તે શ્રેષ્ઠ છે. જાતિભેદ જાતિમાં જન્મનું કારણ છે, પણ કર્મ કારણ નથી. જાતિ કોઇએ ઉત્પન્ન કરી નથી પણ સૃષ્ટિ બરોબર અનાદિરૂપે ચાલતી આવેલી છે. વર્ણ અનાદિ છે તેમ તેના ધર્મ પણ અનાદિ છે ; સ્વધર્મ-રક્ષણથી ઉન્નતિનો માર્ગ પ્રાપ્ત થાય છે. વાસ્તે પ્રત્યેક મનુષ્યે સ્વધર્મયુક્ત નિત્ય નૈમિત્તિક કર્મોનું અનુષ્ઠાન કરતા રહેવું; જ્ઞાતાજ્ઞાત દોષ નિવારણાર્થે-પ્રાયશ્ચિત્ત કર્મ કરી, કાયિક, વાચિક, માનસિક વૃત્તિ શુદ્ધ રાખવી; શ્રુતિ શાસ્ત્ર બાહેર નિષિદ્ધ કર્મ કદી કરવાં નહી, અસત્ય અને દુરાચારથી દૂર રહી ઐહિક અને પારમાર્થિક કોઇ પણ ફળની આશા અથવા ઇષ્ટ ફળની ગરજ લાગતા તે પ્રાપ્તિ વાસ્તે જે ક્રિયા કરવાની હોય તે ક્રિયા બહિરંગ તથા અંતરંગ સાધના લક્ષણથી નિયમથી કરવી. એવા વર્ણધર્મ આશ્રમ આચારથી યથા-સાંગ કર્મ કરવામાં આવતાં ભાવના શુદ્ધ થાય છે અને એને જ અંતઃકરણ-શુદ્ધિ કહે છે. અંતઃકરણ શુદ્ધ થવાથી બુદ્ધિમાં વિક્ષેપ નામના દોષની નિવૃત્તિ થાય છે અને જીવ ઉપાસના કરવા યોગ્ય થાય છે. એ ઉપાસના કંઈ પણ ફળની ઇચ્છા વગર બ્રહ્માર્પણ થવી જોઇએ. કારણ

**કર્મ બ્રહ્માર્પણ**

સૃષ્ટિ ચૈતન્યમય અને ગુણમય છે અને સૃષ્ટિમાં જડ અને ચૈતન્ય એવો દ્વૈત ભેદ જીવની બુદ્ધિમાં અજ્ઞાનકલ્પિત છે. પણ એ ભેદ જાય અને જીવ અખંડ સુખી થાય, એવા હેતુથી શ્રુતિએ ત્રણ કાન્ડનું બંધારણ કીધું છે. સૃષ્ટિ એ અનાદિ, જીવનાં કર્મ એ અનાદિ, અને કર્મફળ ભોગ સંસ્કાર પણ જીવની બુદ્ધિમાં એ અના-દિકાળથી ભરેલો છે. અને પ્રતિજન્મે જેમ એ ભોગ સંસ્કાર ઉદ્ભુત થાય છે તેમ જીવની તેમાં પ્રવૃત્તિ થાય છે. જીવની બુદ્ધિ સ્વભાવે ફળાકાંક્ષી હોય છે, અને ફળ ગુણ દોષથી ભરેલું છે, પણ એ ગુણ દોષની પરીક્ષા જીવને સ્વાભાવિકપણે હોતી નથી, જેથી સ્વાભાવિક ફળાકાંક્ષા કેવળ સ્વાર્થપરાયણ હોય છે. જીવની બુદ્ધિ સ્વાર્થપરાયણ થઈ જેથી ગુણ દોષનો વિચાર શૂન્ય જીવને ન થવો જોઇએ, એવા હેતુથી શ્રુતિએ જીવને વર્ણધર્મના કર્મ બંધનમાં દૃઢ બાંધેલો છે. જન્માદારભ્ય ઉત્થાન પામનાર જીવની વાસના સુરક્ષિત-

પણે સૃષ્ટિવિષય સારમાં પડે નહિ અને એ વાસના કર્મધર્મ પદ્ધતિના માર્ગમાં વાળી નિર્દુષ્ટપણે જીવ પોતાના મૂળ ઠેકાણે (આત્મા પ્રાપ્તિ સ્થાને) સુરક્ષિતથી પોહોચે એવા મૂળ ઉદ્દેશથી કર્મકાન્ડની રચના એ શાસ્ત્રથી કરવામાં આવી છે. શ્રુતિ એ સાક્ષાત્ જ્ઞાનમય છે અને આ કાંડત્રય મધે વાસ્તવિક ભેદ બીલકુલ નથી, એટલે જે કર્મ છે તેજ ઉપાસના છે અને ઉપાસનારૂપે થયલાં કર્મ આગળ જતાં જ્ઞાનરૂપ થાય છે. સારાંશ એ કે કર્મ કાન્ડમાં જીવને અનાદિ વિષયની તૃષ્ણા હોવાથી ઐહિક અને પારલૌકિક અપૂર્વ વિષયસુખ સાધનમાં શ્રૌતકર્મનો ઉપયોગ જીવથી કરવામાં આવ્યો, નિષેધ તાત્પર્યથી વિધિ તાત્પર્ય થઈ અને શ્રુતિ એ નિવૃત્તિ પ્રધાન હોવા છતાં પ્રવૃત્તિ પ્રધાન માનવામાં આવી અને તેથી પ્રવૃત્તિ પ્રધાન શ્રૌતકર્મ જીવને પ્રિય અને તેના યોગથી ઇચ્છાનુરૂપ અપૂર્વ ફળ જીવને પ્રાપ્ત થતાં દેખાયાં, જેથી જીવની ભોગશક્તિથી શ્રુતિનું પર્યવસાન એ ફળપ્રાપ્તિમાં તથા તેની વૃદ્ધિમાં થવા લાગ્યું. ફળશક્તિ બંધનું કારણ થતાં કર્મકાંડમાં ગૌણતા આવી અને કર્મકાડ એ ઉપાસના કાંડ અને જ્ઞાનકાંડથી જુદો દેખાવવા લાગ્યો; પણ સર્વ એક રૂપજ છે. ફકત નિષ્કામ બુદ્ધિથી કર્મ બ્રહ્માર્પણ કરવાં એજ પરમ ઉપાસના છે. સકામ બુદ્ધિથી ઇષ્ટ કામ લાભાર્થે કરેલાં કર્મ બ્રહ્માર્પણ ન કરવામાં આવે તો એની ગણના ઉપાસનામાં થતી નથી, એમ શ્રુતિ કહે છે.

કર્મમાં ગૌણતા આવવાથી કર્મથી કેવળ મોક્ષપ્રાપ્તિ થતી નથી, કારણ અહંકારની ઉર્મિ સદૃઢ તથા કર્મરૂઢ હોય તોજ કોઈ પણ ક્રિયા યથાર્થ બને છે ને યથાર્થ ઘડવા વાસ્તે કર્તૃત્વાહંકાર જે જન્મથીજ હોય છે તે પૂર્ણ જાગૃત રહેવું જોઈએ; કર્તૃત્વાહંકાર આવવાથી જીવમાં ભોકતૃત્વાહંકાર પણ આવે છે. કદાચ ભોકતૃત્વાહંકારથી કર્તૃત્વાહંકારની ઉર્મિ જીવમાં જાગૃત હોય છે તો તે ભોકતૃત્વ પ્રાપ્ત કરવા વાસ્તે કર્તૃત્વ થાય છે, જેથી, કર્મને અને ભોગને અંહકારની પુષ્ટિ મળે છે. જીવને ઠેકાણે જન્મક્ષણથી અહંભાવનું ઉત્થાન પ્રતિદિવસ વૃદ્ધિગત થયા કરે છે, તેનો ક્ષય કરવાની જીવને ખબર પડતી નથી. અહંભાવના આવતાની સાથ મમત્વ ભાવના ઉદય પામે છે. મમત્વ ભાવના ઉદય પામતા ભોગ્ય પદાર્થ પ્રાપ્તિ વાસ્તે મમત્વભાવના જે સ્થળે જાય છે, તે સ્થળના તેટલા પ્રદેશમાં રહેલો ભોગ્ય પદાર્થ અપ્રાપ્ય હોય છે અને તેથી તે (મમત્વભાવ) અહંભાવના તાબામાં રહે છે. આમ સ્વાર્થપરાયણ થયલા જીવની ભાવનાને શ્રૌતકર્મ સાધનની હરહમેશ અનુકૂળતા હોય છે અને શ્રૌતકર્મ ફળની અખંડ ભોગવાસનાથી જીવ પુર્ણ બદ્ધ થાય છે; અને તેમાંથી છુટવાની ઇચ્છા જીવને થતી નથી; કારણુ જે કર્મ ઘડવામાં આવે છે અને જે કંઈ ભોગ પ્રાપ્ત થાય છે તેના યોગે જીવના અહંકારની પુષ્ટિમાં વધારો થાય છે. જેટલો અહંકાર પુષ્ટ થાય છે તેટલી ક્રિયા પુષ્ટ થાય છે અને પછી કર્માનુરૂપ

ભોગ પણ પુષ્ટ થાય છે પણ એ અહંભાવના કોઈ પણ શ્રેષ્ઠ ભોગથી તૃપ્ત થતી નથી; વાસ્તે અહંભાવના અને મમત્વભાવના જ્યાં સુધી તેમાં પ્રબલ હોય છે ત્યાં સુધી મોક્ષમાર્ગ બીલકુલ જીવને પ્રાપ્ત થતો નથી. અહંભાવનાનું ઉત્થાન થાય કે મમત્વભાવ અગાડી સન્મુખ આવી ઉભો રહે છે; અને એ ભાવના સાથ અહંભાવનાનો એવો તો વિલક્ષણ તાદાત્મ્ય થાય છે કે અહંભાવના પોતાનું સ્વરૂપ વિસરી જઈ પોતે મમત્વભાવનારૂપ થાય છે અને જીવને દેહાત્મબુદ્ધિ યુક્ત કરે છે. દેહાત્મભાવના દૃઢ થતાં "મારૂં તારૂં" એવો દ્વંદ્વ ઉત્પન્ન થાય છે. આ દ્વંદ્વ ઉત્પત્તિના સંયોગે કરી શત્રુ મિત્ર, પ્રિય દ્વેષ્ય, ઇષ્ટ અનિષ્ટ, શ્રેષ્ઠ, કનિષ્ઠ, સારૂં માઠું, ઇત્યાદિ અનેક દ્વંદ્વ પરંપરા શરૂ થવા માંડે છે અને કર્મમાં આ દ્વંદ્વ ફરક વધતો જતા કર્માનુરૂપ ફળ ભોગમાં અંતર આવે છે. અભિમાનથી ક્રિયાવૃદ્ધિ અને ક્રિયાવૃદ્ધિથી અભિમાનવૃદ્ધિ એવો દ્વંદ્વ ચક્રની વૃદ્ધિ થવાથી જીવને સંસ્રુતિનો બદ્ધ થાય છે. એ બંધમાંથી છુટકો કર્મે કરી જીવને થતો નથી પણ અભિમાન નષ્ટ થવાથી તે કર્મ બંધમાંથી મુક્ત થાય છે. કર્મ પુષ્ટથી થનારો અભિમાન બંધનું મૂળ કારણ હોવાથી તે કર્મથી નષ્ટ થતો નથી પણ આપણાં સર્વ કર્મો બ્રહ્માર્પણ બુદ્ધિથી કરવામાં આવે તો કાળ જતાં અભિમાન નષ્ટ થાય, ઉપાસનાથી તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થાય, ભોગવાસનારૂપી વિકાર નષ્ટ થાય, અને અધ્યાત્મ જ્ઞાનથી અહંકાર પણ નષ્ટ થાય તો જીવ નિરહંકારી ઉપાધિક થઈ સુખ અને આનંદનો ભોગી થાય છે.

આ સર્વ જગત્ બ્રહ્મથી પ્રાદુર્ભૂત છે અને તેથી તે બ્રહ્મરૂપ છે, તેમાં હું પણ બ્રહ્મરૂપ એટલે મારી ક્રિયા કર્મ બ્રહ્મરૂપ, કર્મમાં લાગનારી સામગ્રી એ સર્વ બ્રહ્મરૂપ, ભોગ પ્રાપ્ત સર્વ વિષય બ્રહ્મરૂપ, અને ભોક્તા હું અને સર્વ જીવ બ્રહ્મરૂપ, એવી દૃઢ ભાવના અંતઃકરણમાં સદૈવ સર્વ કર્મમાં અને સર્વ ભોગમાં અહર્નિશ જાગૃત રાખી વ્યવહાર કરવામાં આવે તો સર્વ કર્મ બ્રહ્મ ભાવનારૂપે થઇ અંતે મોક્ષરૂપ નિવડે છે. ઉપાસના અને જ્ઞાનનું ફળ મેળવી છેવટે કર્મ બંધમાંથી આવી રીતે નિર્મુક્ત થતાં કૃતાર્થ થવાનો માર્ગ જીવને સુલભ થાય છે. ઉપાસનાના અનેક પ્રકારમાં કર્મ બ્રહ્માર્પણપણે બરાબર સાધવામાં આવે તો અગાડી જતાં જીવ અપ્રયત્નથી પોતે જ કર્મ બ્રહ્માર્પણમાં ચાલ્યો જાય છે; એવી રીતે ફળનો ત્યાગ કર્યા વગર ઉપાસનામાં અધિકાર આવતો નથી, એટલે ઉપાસનાનું ફળ જે જ્ઞાન તે પ્રાપ્ત કરવાનો અધિકારી થતો નથી. વિષયી જીવોને પરમાત્મા એ જગત વિચિત્ર ચમત્કૃત રૂપે દેખાય છે ત્યારે પામરને એ પરમાત્મા પથર અને માટીના રૂપે દેખાય છે, એટલે વ્યાપક અથવા સર્વમય એવા અનંતવિધ પ્રતીત થતા પરમાત્મા જેવી દૃષ્ટિ હોય છે, તેવા તે દેખાય છે. આ પરમાત્માનો અનંતવિધ ભાસ દૃષ્ટિથી નષ્ટ થાય અને તેના સર્વમયની પ્રતીતિ અથવા અનુભૂતિ જીવને

યથાયોગ્ય થાય એવા હેતુથી આ કાંડત્રયનો ઉપાય બ્રહ્માર્પણમાં યોજેલો છે, કારણ અનંત કાળથી જીવોની દૃષ્ટિ અત્યંત બહિર્મુખ થઇ જવાથી તે મૂળાધારપર પોહોંચતી નથી. આ ભેદ પ્રતીતિનો સર્વ પ્રકાર આગંતુક છે, ભેદના પાછા અનંત ભેદ થયા; અને આ અનંત ભેદના કારણથી જીવાશ્રિત ભાવના શક્તિની અનંત ધારા થઇ. આ સર્વનો સંકોચ તથા ભાવનાનું આકર્ષણ કરવા તેને (દૃષ્ટિને) મૂળાધારપર પાછી જીવે લાવવી જોઇએ, અને ભાવના સર્વ વિષય રહિત થઇ, મૂળાધારમાં લીન થવી જોઇએ એવા ઉદ્દેશથી કાંડત્રયની ઉપાસનામાં બ્રહ્માર્પણ બુદ્ધિ દાખલ કરવામાં આવી છે. કારણ પછી મૂળાધારથી ભાવનાનું પુનઃ ઉત્થાન થાય છે તે સર્વમય–પરમાત્મારૂપથી થાય છે. એમ ભાવનાની સર્વમયતાની ખરી પ્રતીતિ થવાથી કર્મ કૃત્ય, ઉપાસ્ય ઉપાસક, ધ્યેય ધ્યાતા, દૃશ્ય દૃષ્ટા, એ સર્વનો અભેદ પ્રાપ્ત થઇ કૃતાર્થતા જીવને આવે છે. આવી કૃતાર્થતારૂપ મુક્તિપદ પ્રાપ્તિમાં કર્મ અને ઉપાસના આ મુખ્ય પાયરીઓ છે, જેનું અનુક્રમથી ઉલ્લંઘન કરી મૂળ પદપર આવવું, એ સર્વ આ કાંડત્રયનો તાત્પર્ય છે. પણ સર્વમય રૂપના અભેદ પ્રતીતિમાં જ્યાં સુધી અજ્ઞાનના ભ્રમનો અથવા અનંત જન્મના સંસ્કારના ભેદનો આત્મપ્રતીતિપર ભાસ રહે છે, ત્યાં સુધી આ કર્મ કર્તવ્યતાની આવશ્યકતા છે; જેથી કર્તવ્યનો હેતુ પણ એ ભેદભાસમાં કારણરૂપ થાય છે. આ ભેદભાસને લીધે બ્રહ્મ (આત્મા) અધિષ્ઠાનની સર્વમયતા અપ્રત્યક્ષ રહે છે. જ્યાં સુધી કર્મમાં જીવભાવ તથા અહંભાવ કાયમ રહે છે, ત્યાંસુધી અધિષ્ઠાનનું અપરોક્ષ જ્ઞાન એટલે પ્રત્યક્ષ સાક્ષાત્કાર થતો નથી, અને તે સાક્ષાત્કાર થયા વગર કર્તૃત્વ ભોક્તૃત્વ ભાવ પણ જીવનો જતો નથી. કર્તૃત્વભાવ છે ત્યાં સુધી કર્મ છે. તે કર્મ ભોગરૂપ ન થાય એવા હેતુથી બ્રહ્માર્પણ કર્મ થવાં જોઇએ, એમ શ્રુતિનું કહેવું છે.

જ્યાં સુધી કર્મમાં બ્રહ્મભાવનાનો અપરોક્ષ વિષય થયો નથી ત્યાં સુધી જીવને વાસ્તે આ સર્વ કર્મકાન્ડની ખટપટ છે. એકવાર આ કર્મ બ્રહ્માર્પણ વિષય ભાવનાનો થાય કે પછી તે વિષયની ભાવના જીવને બીલકુલ કરવી પડતી નથી. જ્યાં સુધી જીવને પોતાની ભાવનાનો પરોક્ષ વિષય બ્રહ્મ છે ત્યાં સુધી પરોક્ષ ભાવનાથી સર્વ કર્મો બ્રહ્માર્પણ કરવાં જોઇએ, કારણ બ્રહ્મનો વ્યાપક સ્વભાવ હોવાથી તે કર્મ તદાકાર થઈ બ્રહ્મમાં પ્રવિષ્ટ થાય છે. આપણી પોતાની અર્પિત ભાવનાથી કર્મનું તદાકાર થાય છે અને બ્રહ્મના સર્વમયત્વના કારણથી કર્મ, કર્ત્તા, અને કારણ, આ ત્રણ સર્વ બ્રહ્મમય થાય છે. પરંતુ અજ્ઞાનતાને લીધે કર્મમાં જીવભાવ થતો હોવાથી આત્માના અભિન્ન ઓતપ્રોત ભાવનાના અનંત વિભાગ થયેલા છે અને તેથી તે પ્રત્યક્ષ બ્રહ્મ પ્રતિમાદ્વારા પરોક્ષ થયો છે. જે જીવ અજ્ઞાન દૃષ્ટિના

અહંભાવથી પોતાને બ્રહ્મ પરોક્ષ થયો એમ સમજે છે તે જીવ તે બ્રહ્મને પરોક્ષ થતો નથી, કારણ તે સર્વ (કર્મ)નો સાક્ષીરૂપે રહે છે; જેથી બ્રહ્મ વિષયમાં પરોક્ષ ભાવના ધારણ કરીને (એટલે સર્વ કર્મો તેના અંગે થાય છે એ ભાવના રાખી) અખિલ કર્મ બ્રહ્માર્પણ કરવાં જેથી તે કર્મો આપણા પોતાના સ્વાર્થ ફળેચ્છાના ભાવનાથી સંલગ્ન રહેતાં નથી. ફક્ત ફળેચ્છા (વાસનાનું બીજ) ભાવનામાંથી નષ્ટ કરી ભાવના વિષય સંસ્કારમાંથી મુક્ત કરી ભાવનાને વિષય સંસ્કારમાંથી અલિપ્ત રાખવી એજ કૃત્યતા છે. ભાવનાથી અર્પિત કર્મોનો સાક્ષાત્ સંબંધ બ્રહ્મ સાથે થાય છે, કારણ જે જે કર્મ ઘડવામાં આવે છે તે તે કર્મના અધિષ્ઠાન દેવતા અને પ્રત્યેક મંત્રનો પૃથક્ દેવતા હોય છે તેને ઉદ્દેશી ફળેચ્છાથી જે કર્મ કરવામાં આવે છે તે કર્મનો પ્રધાનદેવતા ફળ પણ આપે છે ખરો પણ ફળનો ઉદ્દેશ ન ધરતાં કર્મ પ્રધાન દેવતાદ્વારા તે કર્મ બ્રહ્માર્પણ કરવામાં આવે તો બ્રહ્મભાવથી અર્પિત થતાં કર્મો અને કર્તા એ પણ બ્રહ્માકાર થઈ સર્વની સમરસતા પ્રાપ્ત થાય છે. એ કારણથી શ્રુતિએ સર્વ કર્મના પરિસમાપ્તિમાં તે કર્મો બ્રહ્મને "અર્પિત થાઓ" એવા સંકલ્પનો ઉત્સર્ગ લગાડેલો છે, જેની અજ્ઞાની જીવને એનો માહાત્મ્યની ખબર નથી, ફળેચ્છા રહિત કોઈ પણ દેવતાને ઉદ્દેશી અર્પિત કરેલાં કર્મ બ્રહ્મબુદ્ધિમાં પ્રવિષ્ટ થઈ સ્વાભાવિકપણાથી સ્વીકૃત થાય છે અને ભાવનાને એક વખત બ્રહ્મ પરોક્ષ કરવાથી કરનારનાં કર્મ ફોકટ ન જતાં બ્રહ્મ અર્પિત થાય છે.

અનંતકાળથી આ જીવ અનંત વિષયવાસનામાં અને અનંત કર્મબળમાં ફસી જવાથી અનંતવધિ સુખદુઃખનો અનુભવ કરાતી સ્થિતિમાં રહેવા તેને પ્રિયતા લાગે છે અને તેમાંથી મુક્ત થવાનું જીવને કઠણ અને પ્રાણ જવા બરાબર લાગે છે. વિચાર દૃષ્ટિથી તે સર્વનો નાશ છે, વાસ્તે એવો નાશ ન થાય, જીવને અધોગતિ પ્રાપ્ત ન થાય, અને ઉન્નતિના માર્ગમાં કાળ અનુક્રમે કરી તેની કૃતાર્થતા થાય, એવા હેતુથી જીવના કલ્યાણનો માર્ગ કાન્ડત્રયથી બતાવ્યો છે. કર્મકાંડ એ પોતાના વિષયસારરૂપ હોવાથી જીવને તે અને વિષય પ્રિય લાગે છે. કર્મ, કર્મસામગ્રી, અને કર્મફળ, એ વિષયરૂપ અને ક્રિયા એ જીવના વિષયરૂપ ભાવનાનો વિષય છે જેથી ક્રિયાની ખટપટમાં જીવને વિશેષ કંટાળો ન લાગતા તે તેના આનંદમાં નિમગ્ન રહે છે. વિષય પ્રિય જીવને વિષયરૂપ ઉપાયથી અવિહિત તથા નિષિદ્ધ કર્મો છુટવા જોઇએ, અને એ વિહિત વિષય છુટવા વાસ્તે કર્મ અને કર્મફળ બ્રહ્માર્પણ જીવે કરવાં જોઇએ, એવું શ્રુતિકારોથી કર્મનું બંધારણ થયલું છે. પછી વિષયમાં ભાવનાને નિર્મુક્ત કરી અધ્યાત્મ વિચારથી નિર્વિષયાનંદ સ્થળમાં જીવે તે ભાવનાને લઇ જવી જોઇએ, એવા જ્ઞાનમાર્ગનો તાત્પર્ય બતાવ્યો

છે. પણ વિષયવાસનાના પસારાથી જીવની ભાવના ઘેરાયલી છે, જેથી નિર્વિષય સ્થળમાં ભાવનાને લઈ જવું જીવને કઠણ લાગે છે પણ તે સ્થળે પોહોંચ્યા વગર જીવ કૃતાર્થતા પામતો નથી. જેથી કર્મ અને જ્ઞાનના મધ્યમાં ઉપાસનાની યોજના શાસ્ત્રોથી કરવામાં આવી છે.

**ઉપાસના**

ઉપાસના ચાર પ્રકારની એટલે મખરૂપ, તપરૂપ, જપરૂપ અને ધ્યાનરૂપ છે. જ્ઞાન કાન્ડમાં પોહોંચવા આ ચાર જરૂરની છે અને એમાં પ્રવેશ કરવા આ ચાર ઉપાસનાઓ રચવામાં આવી છે. નિષ્ઠા, નિગ્રહ, સંયમ અને પ્રેમ, આ ચારની ભાવનામાં આ ચાર ઉપાસનાઓથી પ્રવેશ થતા ભાવનાની યોગ્યતા પોતાની મેળે વધે છે અને અપ્રયાસથી સાધક મૂળ ઠેકાણે પોહોચે છે. કરેલાં કર્મો ફળ ઉદ્દેશ વગર બ્રહ્માર્પણ કરવાં એ મખરૂપ ઉપાસના છે. કર્મ ઉપાસનામાં નૈષ્ઠિક ભાવના પૂર્ણ હોય છે તો કર્મ યથાર્થ થઈ તે કર્મ પુણ્યજનક અથવા ફળજનક નિવડે છે અને કર્મમાં ફળ ઉદ્દેશ રાખવાથી થતાં કર્મો નૈષ્ઠિક ભાવથી ફળજનક નિવડે છે. નિષ્ઠા રહિત (આસ્તિક બુદ્ધિ રહિત) કરેલાં કર્મો વ્યર્થ અને કષ્ટજનક થાય છે. ભાવનામાં નૈષ્ઠિકતા પૂર્ણ આવે છે ત્યારે તેમાં નિગ્રહશક્તિ આવે છે અને એ નિગ્રહશકિત સિવાય તપ થઈ શકતું નથી. નિગ્રહશક્તિ દૃઢ થવાથી નિજ ધ્યાસરૂપ સંયમશક્તિ આવે છે અને તેથી સાધક જપરૂપ ઉપાસના કરી શકે છે. સંયમનો અભ્યાસ વધવાથી પ્રેમની ભાવના જાગૃત થાય છે અને એ ભાવના તપરૂપ અને જપરૂપ ઉપાસનાથી જેમ જેમ પુષ્ટ થાય છે તેમ તેમ સાધકની યોગ્યતા ધ્યાન ઉપાસનામાં યોગ્ય થઈ આનંદમાં પ્રેમથી તે રહે છે, અને તેને ત્રિવિધ તાપ લાગતો નથી; અને સગુણ અમૃતનું અખંડ પ્રાશન કરી પાછું તે પ્રાશન કરવા તૃષા તેનામાં જાગૃત રહે છે પણ તૃપ્તિ થતી નથી એ જ તે પ્રેમનું ચિહ્ન છે. એટલે ભક્તના સગુણ આનંદના પાયા નિચે કૈવલ્યરૂપ આત્મા સ્વયં સિદ્ધ ભકતને પ્રતીત થાય છે એજ ઉપાસનાની **ચરમાવસ્થા** કહેતાં છેલ્લી અવસ્થા છે. તપરૂપ ઉપાસનામાં ભાવનાનો નિગ્રહ (નિરાધાર) થવો જોઇએ. જે કર્મ કરવાનું અથવા કરવાનું નથી, એના વિચારપૂર્વક નેમથી ક્રિયા ઉપર નિયમ આરૂઢ રહી ઉદ્દિષ્ટ કાળ સુધી તે ક્રિયા બંધ ન થાય એવા નિશ્ચિત મનોધર્મને **નિગ્રહ** કહે છે. નિગ્રહ ભાવના દૃઢ થયા વગર તપોપાસના કંઇ ફળ આપતી નથી. તપ ઉપાસના થયા પેહેલાં મખોપાસના થવી જોઇએ. મખોપાસનામાં નિષિદ્ધ કર્મો વર્જ્ય કરવાં પછી તેમાં સકામ અને નિષ્કામ બન્નેનો સમાવેશ થાય તો હરકત નથી. નિત્ય નૈમિત્તિક કર્મ અનુષ્ઠાન અને સકામ ક્રિયા એ મખોપાસનાનું પૂર્વરૂપ છે અને નિષ્કામ બુદ્ધિથી કર્મ બ્રહ્માર્પણ કરવું

એ જ મખોપાસનાનો ઉદ્દેશ છે. ઉપાસનામાં મુખ્ય ભાવનાની સહાય વગર કંઇ પણ ક્રિયા થઇ શકતી નથી. વિવિધ ઉપાસનાની ક્રિયારૂપ પ્રધાન સાધન કાયિક, વાચિક, અને માનસિક છે. પાંચ કર્મેન્દ્રિયો, અંતઃકરણ, અને પ્રાણયુક્ત સ્થૂળ શરીર એનો કાયિક શબ્દમાં સમાવેશ થાય છે. અંતઃકરણયુક્ત પ્રાણ, અને પાંચ જ્ઞાનેંદ્રિયો, એનો **વાચિક** શબ્દમાં સમાવેશ થાય છે અને માનસિકમાં અંતઃકરણ ચતુષ્ટયનો સમાવેશ થાય છે. તપોપાસનામાં કાયિક અનુષ્ઠાન પ્રધાન છે. જપ ઉપાસનામાં વાચિક અનુષ્ઠાન પ્રધાન છે અને ધ્યાન ઉપાસનામાં માનસ (માનસિક) અનુષ્ઠાન પ્રધાન છે. આ ત્રિવિધ ઉપાસના અનુક્રમે સિદ્ધ થયા વગર આત્મજ્ઞાન સાક્ષાત્કારના અધિકારી થવાતું નથી. જ્ઞાન પ્રાપ્તિના આ સર્વ અંગભૂત સાધનથી અંતઃકરણનો વિક્ષેપ દોષ નિવૃત્ત થાય છે ત્યારે જ્ઞાન કાન્ડના વિચારમય પ્રદેશમાં ભાવનાને થોડા પ્રયાસથી જવા બને છે. એ જ્ઞાન પ્રદેશમાં દેહત્રય, અવસ્થા ત્રય, તથા પંચ કોશ, આદિના કેવળ વિચારથી સંશોધન એ વિક્ષેપ આદિ દોષ ગયા વગર બરાબર થતું નથી, જેથી પંચ કોશ આદિથી દોષ નિવૃત્ત અર્થે આ ત્રિવિધ ઉપાસના રચવામાં આવી છે અને તેના ત્રિવિધ ક્રિયાના સાધનમાં પંચ કોશની શુદ્ધિ છે. એટલે કાયિક ક્રિયાથી પ્રધાન તપોપાસનાથી અન્નમય અને પ્રાણમય કોશની, વાચિક ક્રિયા પ્રધાન જપ ઉપાસનાથી મનોમય કોશની, માનસિક ક્રિયા પ્રધાન ધ્યાન ઉપાસનાથી વિજ્ઞાનમય કોશની શુદ્ધિ, અને અધ્યાત્મ વિચારથી આનંદમય કોશની શુદ્ધિ થાય છે. શુદ્ધિ થઇ કે કેવળ વિચારથી સર્વ આવરણોનો નિરાસ કરી શુદ્ધાત્માનંદ લાભ કરવાનું કામ ફક્ત રહે છે, જે જ્ઞાન કાંડથી સહજ સાધ્ય છે. ઇન્દ્રિયોના વિષય વ્યાપારના સંસ્કારમાં ભાવના આરૂઢ થયેલી હોવાથી વિષય સંસ્કારનો આનન્દ તેનાથી આચ્છાદન થયલું હોય છે જે આનન્દ જ્ઞાનકાંડના સાધ્યથી સર્વને ભેદી સદા બાહેર આવે છે. પરંતુ ભાવના વિષય સંસ્કારથી કલંકિત થયેલી હોય છે, જેથી તેને તે આનંદ વિષયગત દેખાય છે અને જીવ પણ કલંકિત ભાવનાના વેગે કરી વિષયભોગ કલ્પનાની સદૈવ વૃદ્ધિ કરતો રહે છે. ભાવનામાં દૃઢ રહેલી આ વિષયગત આનન્દની ભ્રાંતિ નિવૃત્ત કરવી એ જ મુખ્ય કર્તવ્ય છે.

તપોપાસનામાં કાયિક ક્રિયા અનુષ્ઠાન પ્રમુખ છે. કાયિક ક્રિયાથી અતઃકરણ ચતુષ્ટય પ્રાણપંચક, જ્ઞાનેન્દ્રિય પંચક, અને કર્મેન્દ્રિય પંચક, મળી આ ઓગણીશની ત્રિપુટી થાય છે. અંતઃકરણમાં વિચાર શકિત, પ્રેરણા શકિત તથા વિષય સ્વાદ શકિત એ ઇન્દ્રિય અવલંબી છે. ઇન્દ્રિયોની સહાયતા વગર અંતઃકરણમાં સ્થૂળ વિષયનો સ્વાદ મળતો નથી. ઇન્દ્રિયોમાં પાંચ જ્ઞાનેન્દ્રિયો એ ક્રિયાશક્તિ તથા જ્ઞાનશક્તિ સમ્પન્ન છે અને પાંચ કર્મેન્દ્રિયો એ ક્રિયાશક્તિ યુક્ત છે, તેમા જ્ઞાન શક્તિ નથી. પાંચ પ્રાણમા

ઇન્દ્રિયો પ્રમાણે જ્ઞાનશક્તિ અને સ્વતંત્રપણે ક્રિયાશકિત નથી. પરન્તુ ઇન્દ્રિયોની પોષકશક્તિ અને પ્રાણની સહાયકશક્તિ એવી અમોઘ અને વિલક્ષણ છે કે પ્રાણની સહાય વગર અંતઃકરણની અથવા ઇન્દ્રિયોની કોઈ પણ કિંચિત્ સુધા હીલચાલ જોવામાં આવતી નથી. પ્રાણની સહાય અને પોષકશક્તિથી સર્વ ઇન્દ્રિયો ક્રિયા સમર્થ અને અન્તઃકરણ એ વિચાર સમર્થ થાય છે. પ્રાણશક્તિના રોધથી સર્વને રોધ થાય છે અને પ્રાણશક્તિના વિકાસથી સર્વની શક્તિ વિકાસ પામે છે. મનને અથવા બુદ્ધિને પ્રાણ સાથ એવો નિકટ સંબંધ છે કે મનના અને બુદ્ધિના નિરોધથી પ્રાણને પોતાની મેળે નિરોધ થાય છે. સારાંશ એ કે, પાંચ કર્મેન્દ્રિયોના નિરોધથી જ્ઞાનેંદ્રિયોને નિરોધ ન થતાં તેની શક્તિ પાંગળી પડે છે એટલે તે ઇન્દ્રિય દ્વારા વિષયભોગ યથાર્થ થતો નથી. જ્ઞાનેંદ્રિયોના નિરોધથી કર્મેન્દ્રિયો નિરુપયોગી થાય છે પણ અંતઃકરણને નિરોધ થતો નથી. અંતઃકરણને પ્રેરણા કરતાં આવડતુ નથી અને ઇંદ્રિયોની સહાય વગર સ્થૂળ વિષયસ્વાદ લેવા બનતું નથી પણ અંતઃકરણના નિરોધથી કર્મેન્દ્રિયો અને જ્ઞાનેંદ્રિયો પાંગળી થાય છે જેથી અંતઃકરણને નિરોધ થયા વગર જ્ઞાનનિષ્ઠતા આવતી નથી. જેથી અહિંસા, સત્ય, અપરિગ્રહ, આર્જવ, શૌચ, બ્રહ્મચર્ય, દેવદ્વિજ, ગુરૂપૂજન, વ્રતાચરણ, સ્વાધ્યાયાધ્યયન, અને સંતોષ એ તપ ઉપાસનામાં મુખ્ય સાધન છે. એ સાધન મખરૂપ ઉપાસનામાં જરૂર સાધવાં જોઇએ.

**જપ** — કેવળ માળા લઈ જપ ન કરવા બેસતાં કોઈ પણ એક ઇન્દ્રિયથી પોતાને ગ્રહણ કરવામાં આવતા ઉદ્દિષ્ટ વિષયને સંસ્કાર સાધકના પોતાનામાં તથા પોતાદ્વારા ભાવનામાં દૃઢ આરૂઢ કરવાના પ્રયોગને **જપ** કહે છે. કારણ ઉદ્દિષ્ટ વિષયને સંસ્કાર ભાવનામાં આવી જ્યાં સુધી દૃઢ આરૂઢ થતો નથી ત્યાં સુધી તેમાં વેધશક્તિ આવતી નથી અને વેધશક્તિ આવ્યા વગર ફળપ્રાપ્તિ થતી નથી. ફળપ્રાપ્તિ ન થવાથી અનુષ્ઠાન કરનારને પોતાના જપના કૃત્યમાં શ્રદ્ધા આવતી નથી. જ્યારે યથાર્થ અનુષ્ઠાન થઈ વેધશક્તિ ઉત્પન્ન થાય છે ત્યારે પૂર્વારૂઢ દુષ્કર્મ સંસ્કાર ક્ષીણ થઈ ઉદ્દિષ્ટ ફળ ઉન્મુખ થાય છે. પરંતુ સાધકની દૃષ્ટિ કેવળ ફળ ઉપર હોવાથી નિજ દુષ્ટ કૃતિને પ્રતિબંધ નિવૃત્તિ કરી ફળસિદ્ધિ પ્રાપ્ત કરવા ઉપર તેનું બીલકુલ લક્ષ હોતું નથી જેથી સાધકની અનુષ્ઠિત ક્રિયાની ફળસિદ્ધિની પૂર્વે આવો પ્રતિબંધ નિવૃત્ત કરવામાં આવે તો ફળપદ પ્રાપ્ત થાય છે. વાસ્તે પ્રથમ દોષ નિવૃત્તિ અર્થે પ્રયત્ન કરી પછી ફળસિદ્ધિની તૈયારી કરી દિન અવધિથી શ્રદ્ધા અને ધૈર્ય રાખી દૃઢ નિગ્રહ થવો જોઇએ. એવી વિચારદૃષ્ટિથી જે તપ અનુષ્ઠાન અથવા ઉપાસના કરવામાં આવે છે તો તેમાં વેધશક્તિ અને ફળસિદ્ધિ જરૂર આવે છે,

કારણ જપ ઉપાસના વાણીએ થતી હોવાથી અને વ્યવહારમાં એ વાણી પ્રધાન હોવાથી અનેક પ્રકારના દોષની ઉત્પત્તિ વાણીથી બીજી ઇન્દ્રિયોપર થતાં તેનો દૃઢ સંસ્કાર બુદ્ધિમાં આરૂઢ થાય છે અને પછી તેમાં સંસ્કારાનુરૂપ તમોગુણપ્રધાન, રજોગુણપ્રધાન અથવા સત્વગુણપ્રધાન એવી વાડ ઇન્દ્રિયોનો વ્યાપાર ચાલે છે, તેમાં તમોગુણપ્રધાન શબ્દગુણ વ્યાપારમાં વાણીની શક્તિ ભ્રષ્ટ થાય છે, રજોગુણથી તેની શક્તિના વ્યયનો નાશ થાય છે અને સત્વગુણથી તે વાણીમાં વેદ્ય શક્તિ અને ફળસિદ્ધિ આવે છે; જેથી તામસી શબ્દત્રિપુટીનો સર્વથા ત્યાગ કરવો; કારણ જ્યારે તામસી શબ્દ વ્યાપારથી વાગ્ ઇન્દ્રિયોની શક્તિનો વ્યય તથા નાશ થાય છે ત્યારે રાજસી શબ્દ વ્યાપારથી તેની શક્તિનો નાશ ન થતાં કેવળ વ્યય માત્ર થાય છે અને કદાચ સંચય ન થતાં તે વ્યય અધિક થાય તો ઇન્દ્રિયશક્તિ ક્ષીણ થાય છે. શક્તિ ક્ષીણ થતાં કાર્યક્ષમ શક્તિ રહેતી નથી. પ્રપંચિક તથા વ્યાવહારિક શબ્દ વ્યાપાર રાજસી છે. રજોગુણ શબ્દ વ્યાપારમાં વ્યાવહારિક, રાજકીય અને સામાજિક અને એ ઉપરાંત અલંકારિક શબ્દ વ્યાપારનો સમાવેશ થાય છે, આલંકારિક શબ્દરચના શ્રેષ્ઠ રજોગુણી હોવાથી વિલાસી મનોવૃત્તિ જાગૃત કરી અંતઃકરણને વ્યામોહ કરે છે; અને તેમાં પ્રસંગ વિશેષ અસત્ય તથા કપટનો પ્રાદુર્ભાવ હોય છે, ત્યારે તે પરમાર્થ લાભમાં વિઘાતક નિવડે છે, જેથી પોતાની શક્તિથી તે રાજસી વ્યાપારમાં પોતાની શક્તિનો વ્યય ન કરતાં, એ વ્યાપારથી અલિપ્ત રહી પરમાર્થસિદ્ધિનો સરળ રસ્તો લેવો, એ ધર્મ રાજસી મનોવ્યાપાર કરનાર વ્યક્તિનો છે. વાસ્તે રજોગુણિક શબ્દવ્યાપારમાં પોતાનો ફોકટ વ્યય ન કરતાં પ્રારબ્ધબળથી જે આપણી શ્રેષ્ઠ સ્થિતિ હોય તેમાં સ્વાર્થિક પરાયણ શબ્દ વ્યાપાર ન ચલાવતાં પરમાર્થિક પરાયણ શબ્દવ્યાપાર સદૈવ રાખવો. બીજાને પ્રિય લાગે એવું ભાષણ કરવું, નિસંગતા પ્રાપ્ત થાય ત્યાં સુધી પોતાની સ્થિતિ અનુરૂપ જરૂર પડે તેટલાંજ નીતિશાસ્ત્રના શબ્દોનો સંગ્રહ કરવો, અને પોતાને મોક્ષ થવા પ્રતિબંધ આવે એવું ખોટા ડહાપણ ભરેલા શબ્દવ્યાપારથી દૂર રેહેવું. કાર્ય શિવાય વ્યર્થ કોઈ સાથ બુદ્ધિવાદ કરવો નહી. તેમજ કોઈને ખરાબપણાના વિષયમાં અથવા દોષ વિષયમાં ચર્ચા પણ કરવી નહી પ્રપંચિક તથા વ્યાવહારિક શબ્દવ્યાપારમાં આવેલા વ્યક્તિએ પોતાનો શબ્દ વ્યાપાર મધુર અને પ્રિય રાખવો; પોતાના ભાષણમાં પ્રૌઢતા તથા શાંતતા રાખવી. સર્વને હિત કરતા, સર્વને પ્રિય અને સર્વને અનુકરણીય થાય એવો સર્વ સાથ વાર્તાલાપ કરવો. સારાંશ પ્રપંચિક વ્યવહારમાં જેની વાણીનો શબ્દવ્યાપાર સત્ય, મધુર, હિતકારક, પૂર્ણ વિચારી, પ્રેમયુક્ત, ગંભીર અને સુખકારક હોય છે તેને સામાજિક અને રાજકીય શબ્દવ્યાપારની પૂર્ણતા ધીરે ધીરે આવ્યા વગર રહેતી નથી. કારણ ભાવનામાં શબ્દસંગ્રહશક્તિ

વાગ્ એ ઇન્દ્રિયદ્વારા ત્રિવિધ કાર્યથી બાહેર નિકળે છે, તે અવશ્ય કાર્ય પુરતી લઇ જો વાગ્ ઇન્દ્રિયદ્વારા તેને બંધ કરવામાં આવે તો શબ્દશક્તિ રૂદ્ધ થતાંને શક્તિનો વેગ વધે છે, અને ભાવનાની વાગ્ ઇન્દ્રિયદ્વારા શક્તિવ્યાપાર શુદ્ધ, નિર્મળ અને પૂજ્ય થાય છે. વાણી શુદ્ધ, નિર્મળ અને નકામી થવાથી તેના નકામા વખતમાં તેને સાત્વિક શબ્દવ્યાપારમાં લગાડવામાં આવતા વાણી સત્વગુણવિશિષ્ટ થાશે અને તેમાં વેધશક્તિ વધારે આવશે. સાત્વિક શબ્દ-વ્યાપાર એ નિવૃત્તિપ્રધાન છે. જો પ્રવૃત્તિ તરફ એ સાત્વિક શબ્દનો વ્યય થાય તો પ્રવૃત્તિ વર્ગના જોવામાં આવતા તે પુરૂષ શ્રેષ્ઠ ગણાય છે, પણ નિવૃત્તિ વર્ગના વ્યક્તિની દૃષ્ટિમાં તે વ્યક્તિનો વ્યવહાર ગૌણ દેખાશે. અજ્ઞાનતાથી સાત્વિક શક્તિનો લય પોતાની પ્રવૃત્તિમાં સ્વાર્થપરાયણતાથી દરેક વ્યક્તિ કરે છે પરંતુ પોતાની બુદ્ધિમાં સ્વાર્થનો દોષ લેશ માત્ર રાખે નહિ તો સાત્વિક શક્તિથી ઇશ્વિરકૃપાનો લાભ તેનાથી મેળવાય છે. પરમાત્મા દયાળુ, કૃપાસાગર, દીનબંધુ અને પતિતપાવન છે. ભક્તવત્સલને તેની યોગ્યતા પ્રમાણે પોતાના ગુણપ્રભાવ અનુરૂપ ભક્તિમાં પ્રવેશ કરાવી તેને મૂળ ઠેકાણે લઇ જાય છે. બાકી તો દુઃખ સંકટ પીડા આદિ તમોગુણના ફળ વ્યાપ્ત થતાં ઇશ્વરનું સ્મરણ કરવું, દુઃખ નિવારણાર્થે તથા સુખલાભાર્થે તેની ભક્તિ કરવી. એ તામસી ભક્તિ છે; સ્વાર્થલાભાર્થે ઉત્સુક થવું તથા ભોગવાસનામાં જાગૃત રહેવું એ રજોગુણક્રિયાનું ફળ છે અને સર્વ વિષયોનો તિરસ્કાર, પ્રપંચ વ્યવ-હારનો કંટાળો અને પરમાર્થ લાભની ઉત્સુકતા એ સાત્વિક ક્રિયાના ફળ છે અને એ ફળના લાભાર્થે ઇશ્વરપરાયણ હોનારને સાત્વિક **જિજ્ઞાસુ** કહેવાય છે. ભક્તિમાર્ગથી ઇશ્વરમાં પ્રવિષ્ટ થતાં તેને ઇષ્ટ લાભ પ્રાપ્ત થાય છે તો ખરૂ; પરંતુ સ્વરૂપદર્શનના આનંદનો લાભ તેને મળતો નથી. એ લાભ ફક્ત જ્ઞાનમાર્ગથી મળે છે. એટલે ત્રિગુણાતીત ક્રિયારહિત વાસના જ્યારે તેની લીન થાય છે ત્યારે જ્ઞાની તે માર્ગથી પ્રવિષ્ટ થઇ સમરસતાને પ્રાપ્ત થાય છે અને પછી તે ઇશ્વરનો **પરમ ભક્ત** કહેવાય છે. શ્રેષ્ઠ પદવીએ પોહોંચવા વાક્ ઇન્દ્રિયોમાંથી તામસી શબ્દવ્યાપાર નષ્ટ કરી રાજસી શબ્દવ્યાપાર પરિમિત થતા વાણીના નકામા વખતમાં વાણીને સાત્વિક શબ્દવ્યાપારમાં રોકવામાં આવે તો તેની શક્તિ વૃદ્ધિગત થઈ મુમુક્ષુ દશાનો તે પાત્ર થાય છે. એ સાત્વિક શબ્દશક્તિને જેવું ઇચ્છાનું અનુપાન કરાવવું હોય તે ઇચ્છા-નુરૂપ ફળશક્તિ તેમાં આવે છે. એ ફળ શક્તિએ કરી દુઃખનિવૃત્તિ ઇષ્ટ-લાભસિદ્ધિ અથવા આત્માનંદપ્રાપ્તિ જે કરવું હોય તે કરવા બને છે.

શબ્દવ્યાપાર કરવાનું સાધન એ વાણીસ્વરૂપના ચાર ભેદ, એટલે પરા, પશ્યતી, મધ્યમા અને વૈખરી છે. જપ ઉપાસનામાં વૈખરી વાણી પ્રધાન છે. એટલે શ્રવણ ગૌચર થવા યોગ્ય સ્પષ્ટ શબ્દ ઉચ્ચાર જીભથી કરવામાં

આવતાં તે વૈખરી વાણી થાય છે. બાકીના ત્રણ ભેદ ધ્યાન ઉપાસનામાં કહેવામાં આવશે. વૈખરી વાણીથી વ્યાપાર થવા વાસ્તે સાત્વિક શબ્દોમાં સ્વાધ્યાય, નિત્યપઠન, આવર્તન અને અધ્યાપન, એવી રીતે ચાર પ્રકારના શબ્દવ્યાપાર વૈખરી વાણીના છે. દોષરહિત અને સાત્વિક ગુણવિશિષ્ટ વાણીનું અનુષ્ઠાન કરવામાં આવતા વાણી સદૈવ સાત્વિક વ્યાપારમાં ગુંઠાંઈ રહે છે અને રાજસી અને તામસી શબ્દો કંટાળા રૂપે છોડી દઈ સાત્વિક શબ્દવ્યાપાર વ્યક્તિને પ્રિય લાગે છે. સર્વત્ર સર્વ કર્મમાં સાત્વિક શબ્દવ્યાપારના ઉપયોગતાને વાઙ્મય તપ કહે છે. એ સિદ્ધ થવાથી બીજા સર્વ સાધનો સિદ્ધ થાય છે. વાઙ્મય શબ્દવ્યાપારની ઉત્પત્તિનું આદિ સ્થાન શ્રુતિ છે. પરમાત્માથી વાણીનો ઉદય થયો પછી શ્રુતિ અર્થથી સ્મૃતિ આદિ શાસ્ત્ર નિર્માણ થયા. તેમાંથી કાળપરત્વે તથા દેશપરત્વે અનેક ભાષાઓ ઉત્પન્ન થઈ. શ્રુતિના પ્રત્યેક વાક્ય મંત્ર છે અને પ્રત્યેક અક્ષર મંત્રબીજ છે. કારણ સર્વ શ્રુતિ પ્રાણ-બીજમાંથી (ॐ) પ્રાદુર્ભૂત થઈ છે અને પ્રણવ એ દૃષ્ટ શ્રુત મનોવેધ સૃષ્ટિનું મૂળ બીજ છે. એ બીજમાંથી શ્રુતિના અક્ષરની વર્ણમાળા થઈ છે. પરમાત્મા સ્વયંભૂ હોવાથી તેની વેદમય વાણી સ્વયંસિદ્ધ મંત્ર શક્તિરૂપ છે. તે વાણીનું સૃષ્ટિ આરંભના ઉત્થાનના અને સૃષ્ટિની સમાપ્તિના નિરોધન એ પરમાત્મા અધિષ્ઠાન સ્વરૂપમાં થવાથી તે અખંડ એકરસ છે. બીજરૂપ અક્ષરમાં જે અનેક અમોઘ ગુપ્ત શક્તિ છે, તેમાં અર્થબોધક શક્તિ અને પ્રેરણાબોદ્ધ શક્તિ એ સર્વ જીવમાત્રને આવી છે અને તે શક્તિએ કરીને સામાન્ય નાની મોટી ફળ સિદ્ધ પોતાની યોગ્યતા પ્રમાણે જીવને પ્રાપ્ત થઈ છે અને તેથી જીવનો સર્વ ઐહિક વ્યવહાર ચાલે છે.

વાસ્તે વાણીનો અન્યથા તથા નિષ્ફળ વ્યાપાર ન થવા દેતા સદૈવ સાત્વિક વ્યાપારમાં ગુંઠેલી રાખી તેને અન્ય શાસ્ત્ર, પુરાણ તથા સાધુપુરુષોના ચરિત્ર વાંચવા તથા પઠન કરવામાં રોકીને રજોગુણ શબ્દવ્યાપાર ઓછો કરવો, ભગવદ્ગુણપઠન, ભગવન્નામસ્મરણ, ભગવત્સંકીર્તન અને વેદાંતપઠન હર હમેશ ચાલુ રાખવું અને ભગવદ્ગુણપઠનમાં તદ્વ્યતિરિક્ત ભાષણથી મૌન રહેવું. પઠનનો નિયમ બરાબર બાંધી પઠન કરવું, સ્થળ એકાંત રાખવુ, શબ્દ ઉચ્ચારણ સ્પષ્ટ સ્વસ્થ ધીરે અને મંદ સ્વરથી કરવું અને ઇન્દ્રિય તત્પર રાખી શ્રવણ એવું રાખવું કે જે શબ્દ ઉચ્ચાર થાય તેમાં કોઈ પણ શબ્દ પોતાનામાં સંભળાયા વગર રહે નહી. ઉચ્ચાર થતાં શબ્દરૂપી જળધારાપ્રવાહમાં વાક્ ઇન્દ્રિય અને શ્રવણ ઇન્દ્રિયનો સંપુતમાં બધ એવો ચાલવો જોઇએ કે બુદ્ધિ અર્થબોધમાં બરાબર પ્રવેશ કરતી રહે; કારણ શ્રવણ અને વાણીના સંપુતમાં એવી ગુપ્ત શક્તિ છે કે સાધનથી પઠન નિત્ય ચાલુ રાખવામાં આવે તો કાલાંતરે કઠણ ગ્રંથ પણ સુબોધ થાય છે. શબ્દો બરાબર, વાણી શ્રવણ દૃષ્ટિ અને

બુદ્ધિ સંલગ્ન રહેવી જોઇએ તેથી પઠન થતાં શબ્દ અનુષ્ઠાન એ બહિરંગ સાધન સમ્પન્ન થઈ ઈષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આવી રીતે વાણી શ્રવણ, દૃષ્ટિ અને બુદ્ધિના સંલગ્નથી જે પાઠ કરે છે તેને પાઠની બાબત નજર આગળ સર્વ આવી ઉભી હોય એવું તેને ભાસ થાય છે અને જે કરૂણારસની તેને પ્રિયતા હોય છે તેમાં રસમય થઈ તેનો મનોવિકાર તે વખતે તે ઠેકાણે જાગૃત રહે છે. ભગવન્નામસ્મરણમાં ઈશ્વરના અનંત નામ તથા રૂપમાંથી પોતાને પ્રિય લાગે તે નામનું સ્મરણ કરવું. ભગવન્નામરૂપી મંત્રનો સદ્ગુરૂના અમૃતમય વાણીથી ઉપદેશ લેવો. સ્થળ એકાંત અને પવિત્ર નામસ્મરણ વાસ્તે રાખવું. આસન મૃદુ અને વખતનો અને જપસંખ્યાનો નિયમ રાખવો. માળા રૂદ્રાક્ષ, સ્ફટિક, તુલશી, પ્રવાળ ઈત્યાદિ મણકાની રાખવી. નામનો ઉચ્ચાર એ વૈખરી વાણીથી શ્રવણગોચર થવા સરખો કરી નામ શ્રવણ વિષય શ્રૌત અતિદક્ષ રાખવું. જેથી બુદ્ધિ જે અનેક પ્રકારના કલ્પનિક વિષયતરંગના નિમગ્ન ભલતા વ્યાપારમાં ગુંઠાય છે તે વ્યાપાર બંધ થાશે. જપ વખતે નેત્ર બંધ કરી રાખવા. જો તેમ ન બને તો સામે પ્રતિમા રાખી તેના ઉપર નેત્રની દૃષ્ટિ રાખવી. અથવા નેત્રની દૃષ્ટિ નાસિકાના અગ્ર ભાગપર રાખવી અને બીજા વિષયપર દૃષ્ટિને જવા દેવી નહી. વૈખરી જપમાં વાણી અને શ્રવણ ઈષ્ટ હોવાથી બુદ્ધિને શ્રવણથી નેત્રમાં અને નેત્રમાંથી શ્રવણમાં રાખતા જવું.

ભગવન્નામસંકીર્તનમાં તાળ, મૃદંગ અને બીજા વાજિત્ર સંયુક્ત ઉચ્ચ સ્વરથી ગાયન તથા નૃત્ય વિધિથી ભજન તથા કીર્તન કરવું એ ઉત્તમ ગણાય છે કારણ એમાં સર્વ ઈન્દ્રિયોને અનુકૂલ વિષય મળવાથી ભગવત્-પરાયણ થવામાં એ સાધનભૂત છે. ઘણો વખત આ ભજનમાં વિતાડવાથી, ભક્ત થાકી જઈ તેને વિશ્રાંતિ જન્ય ભજનાનંદનું મોટું સુખ લાગે છે. જ્યારે બુદ્ધિનું અવધાન કીર્તનથી ચારે બાજુએ ગુંદેલુ હોય છે અને તેની એક ધારા બીજી સર્વ ઈન્દ્રિયોનું વર્તન રૂદ્ધ કરી બાહેર આવે છે ત્યારે આ આનંદ પ્રાપ્ત થાય છે. પણ એ આનંદ કોઈ વખત આવે છે અને વધારે વખત રહેતો નથી. આ ગૌણ અનુષ્ઠાન છે, વાસ્તે એ પૂર્ણ કરી ભગવન્નામનો જપ ચાલુ કરવો. કલિ કાળમાં નામ જપ શ્રેષ્ઠ સાધન છે. પ્રેમથી, સ્નેહથી, મમતાથી, આભક્તિ, ભય, આળસ, ત્રાસ, નિંદા, અથવા કોઇપણ નિમિત્તથી નામ ઉચ્ચા-રણ કરવામાં આવે છે તો તે જપરૂપ થઈ અનેક જન્મોના સંચિત પાપના દોષના કર્મબંધન ક્ષય કરે છે; પણ વેદાંતપઠનમાં તો બ્રહ્માનિષ્ઠ વેદાંતપારંગત આચાર્યની સેવામાં રહી તેની કૃપામૃત વાણીથી અધ્યાત્મ વિષય શ્રવણ કરવો અધ્યાત્મિક ગ્રંથનું આદર અને શ્રદ્ધાથી પઠન કરવું. એનો ભાવાર્થ ઉત્તમ પ્રકારે સમજવો. શંકાનું સમાધાન કરી લેવું. શ્રવણ વખતે બુદ્ધિ અર્થાનુસ્મૃત રાખવી અંતઃકરણમાં ધૈર્ય, શાંતિ, ક્ષમા, સુવિચાર, નિર્લપતા ઇત્યાદિક ગુણો

વધારી પદાર્થની નશ્વરતા આત્માની ત્રિકાળ અબાધિત અખંડ સચ્ચિદાનંદરૂપતા ઇત્યાદિ અનેક સત્ય જ્ઞાનનો લાભ મેળવી ઇશ્વરકૃપાથી ભવપાશમુક્ત થવાનો નિશ્ચય કરવો. આથી સાધન અનુક્રમમાં આનંદની ગતિ વધીને ઉત્સાહ વૃદ્ધિ પામે છે અને ભગવત્કૃપાની અનુભૂતિની સાક્ષ અંતઃકરથી પ્રાપ્ત થાય છે.

**ધ્યાન.** ધ્યાન એટલે નિજધ્યાસ, અર્થાત્ કોઇપણ ઇષ્ટ વસ્તુ વિષયમાં ધ્યાન લગાડી તે વિષયનું અંતઃકરણમાં હરનિશ ચિંતન થાય અથવા ક્ષણોક્ષણ તે વિષયમાં લક્ષ રહે જેથી તદર્થ, તદનુકૂલ, તદ્વિષયક એવો ઇન્દ્રિયવ્યાપાર સદૈવ તત્પર રાખી તે વિષય-સ્વાદમાં અલંબુદ્ધિ ન થતાં તે વિષય શિવાય બીજા વિષયો તુચ્છ જેવા લાગે અને કોઇપણ અપરિહાર્ય કારણથી તે ઇષ્ટ વસ્તુ વિષય પર પ્રીતિ ઓછી ન થાય પણ અધિકાધિક આસક્તિ થઈ છેવટે તે ઇષ્ટ વસ્તુ વિષયમાં તન્મયતા અને તદાકાર પ્રાપ્ત થાય એવી ઇષ્ટ વસ્તુ વિષયાકાર સ્થિતિને ધ્યાન કહે છે. આ લક્ષણો સર્વાંગે પૂર્ણ થવાથી ધ્યાન ઉપાસના અથવા ધ્યાનયોગ તેને પૂર્ણ સિદ્ધ થાય છે. ધ્યાન ઉપાસનામાં ભાવના પ્રેમળ થવી જોઇએ, અને અંતઃકરણમાં ઇશ્વર વિષયક પ્રેમ જાગૃત થવો જોઇએ, એ વગર ધ્યાન ઉપાસના કરવાનો અધિકાર આવતો નથી. એ પ્રેમ જાગૃત કરવા વાસ્તે પ્રેમથી વાઙમય જપ ઉપાસના પ્રથમ થવી જોઇએ. એટલે અધિકારીને પોતાની ભાવનામાં જપ ઉપાસનાના અનુષ્ઠાનથી પ્રેમ અંકુર ઉત્પન્ન થઈ પૂર્વ જન્મ અનુષ્ઠિત સંસ્કારથી પ્રેમ અંકુર સ્વાભાવિક તેમાં ઉદય પામે તોજ તેને ધ્યાનયોગ સાધ્ય છે. ધ્યાનયોગનું મુખ્ય બીજ પ્રેમ છે. પ્રેમ શિવાય ઉપાસના કરવી વ્યર્થ છે. અંતઃકરણમાંથી પાપાદિક દોષ નષ્ટ થઈ તે શુદ્ધ થયા શિવાય ઇશ્વરવિષયી ખરી ભાવના તેમાં ઉત્પન્ન થતી નથી. તેમ ઇશ્વર જગન્નિયંતા કોણ છે અને વિષયભોગ શિવાય અમારૂં કર્તવ્ય શું છે? એનો વિચાર પણ મનમાં આવતો નથી, જેથી અંતઃકરણશુદ્ધિ કરવા મખોપાસનાની જરૂર છે; પણ અંતઃકરણ શુદ્ધ થઈ વિહિત વિષયમાં લલ્લુપતા રહે તો ઇશ્વરપરાયણતા બીલકુલ પ્રાપ્ત થતી નથી. જેથી આ વિષય આસક્તિ જવા વાસ્તે તપ ઉપાસનાની જરૂર છે. જપ અને તપ ઉપાસનાથી જો કે અંતઃકરણ શુદ્ધ થઇ ઇશ્વરવિષયક શુદ્ધ ભાવના થાય છે ખરી, તોપણ તેમાં ઇશ્વરવિષયક પ્રેમ જાગૃત થતો નથી. ઇશ્વરવિષયક પ્રેમભાવના જાગૃત થવા જપ ઉપાસનાના અનુષ્ઠાનથી ભગવત ગુણ અનુવાદનું નિત્ય શ્રવણ, કીર્તન અને ચિંતન શ્રદ્ધાપૂર્વક થવું જોઇએ. એ પ્રેમભાવના જાગૃત થાય છે ત્યારે તેનું ચિંતન અને ધ્યાસ ધરવા મન થાય છે. કારણ ધ્યાસથી પ્રેમ અધિક થાય છે ત્યારે ઇન્દ્રિયવ્યાપાર તત્પર થાય છે. અંતઃકરણ ઇન્દ્રિયોનો પ્રેરણા કરતું હોવાથી અંતઃકરણ અને ઇન્દ્રિયો તત્પરતાને જે રસસ્વાદમાં ગુંથે છે તેને ઠેકાણે અહં-

બુદ્ધિ રહેતી નથી. પછી ઈશ્વરવિષયની પૂર્ણ આસક્તિ થઈ કે બીજા સર્વ વિષયો તુચ્છ લાગે છે, તુચ્છ લાગતા ધ્યાનીને ઈશ્વરની પ્રીતિનો પૂર્ણ વિષય હોવાથી વિષયો સન્મુખ આવતા તેને દુઃખરૂપ થતાં તે સર્વ દુઃખ તુચ્છ લાગે છે અને પછી પ્રેમના અતિશયથી સર્વ સુખમય ઈશ્વરરૂપ થઇ ભાનરહિત દશા ઉત્પન્ન થતાં ઈશ્વરરૂપતા સાધકને પ્રાપ્ત થાય છે. એજ ધ્યાન યોગની **ચરમાવસ્થા** છે. અંતઃકરણમાં ખરો પ્રેમ આવ્યા વગર ધ્યાન પૂર્ણ તૈયાર થતું નથી. અને તૈયાર થયા વગર સાધકને ફળ પ્રાપ્ત થતું નથી.

ધ્યાનની ભાવના ધ્યેયકાર એટલે એકાગ્ર થવી જોઇએ. જે વિષયપર ચિત્તની એકાગ્રતા થાય છે તેજ વિષયની તદાકારતા ધ્યાનીને પ્રાપ્ત થાય છે. આ સામાન્ય એકાગ્રતાના લક્ષણ ઉપરથી ધ્યાની સૃષ્ટિ અંતર્ગત જોઇએ તે ઇષ્ટ પદાર્થ લઇ તેનાપર ચિત્ત-એકાગ્રતા કરતા તેને તદાકારતા પ્રાપ્ત થવા વિલંબ લાગતો નથી. પણ ચિત્ત એકાગ્રતાથી ધ્યાનયોગ સંપૂર્ણ થયો એમ નથી. પણ જે સત્વગુણપ્રધાન અને મોક્ષપદ હોય તેમાં જ એકાગ્રતા થાય તોજ ભાવબંધ નિવારણયુક્ત ધ્યાન યોગ કહેવાય છે. પણ અન્ય પ્રતિબંધરૂપ ઇષ્ટ વિષયમાં ચિત્ત એકાગ્રતાએ બંધ વૃદ્ધિગત કરે છે જેથી એવા ઇષ્ટ પદાર્થમાં ચિત્તની એકાગ્રતા થવી જોઇયે નહી. ઈશ્વર ઠેકાણે થનારી ચિત્ત એકાગ્રતાને **ધ્યાન** કહે છે. કારણ જન્મ આરંભથી જે જે ઇષ્ટ વિષયોપર જેવા પ્રકારની ભાવનાથી ઇષ્ટપણું ઉત્પન્ન થઇ તેનો જે સંસ્કાર બુદ્ધિમાં આરૂઢ રહી જે સંસ્કારો કોઇ પણ પ્રકારથી બદલતા નથી, તે સંસ્કાર બદલવાના હેતુથી જ ઈશ્વરધ્યાનનો વિષય બતાવવામાં આવ્યો છે. ઈશ્વર સર્વસ્વરૂપ, સર્વમય, મન અને વાણીથી અગોચર અને બ્રહ્માદિ દેવોને અગમ્ય હોવા છતાં તે ધ્યાનગમ્ય થઇ શકે છે અને સર્વ સ્વરૂપે કરીને તેની ધ્યાન ઉપાસના થઈ શકે છે. જેને વિરાટ્ ઉપાસના કહે છે. પણ તે પ્રથમ અધિકારીને સાધ્ય નથી. કારણે જ્યારે એક જ વિષયપર તેની બુદ્ધિ સ્થિર રહેતી નથી ત્યારે સર્વ વિશ્વજનનું અંગ (ઈશ્વર) જે પ્રત્ય અંગ ઉપર વિરાજમાન છે એવો અપાર અને અનંત વિશાળનું ધ્યાન કરવા તથા એવા સ્વરૂપપર બુદ્ધિ સ્થિર રાખવી એ ઘણું જ મુશ્કેલનું કામ છે. જ્યાં સુધી આપણી બુદ્ધિ પરિચ્છિન્ન છે ત્યાં સુધી ઈશ્વરનું વિરાટ્ સ્વરૂપ ધ્યાનમાં આવી શકતું નથી; અને તેથી બુદ્ધિની પરિચ્છિન્ન ધારણાવાળી ધ્યેય વસ્તુ પરિચ્છિન્ન હોવી જોઇએ એ કારણથી શાસ્ત્રકારોએ પરિચ્છિન્ન ધ્યેય ઉપાસના કરવા શિવ, વિષ્ણુ ઇત્યાદિ સ્વયં સિદ્ધ વિભૂતિઓ અને રામ કૃષ્ણાદિ અવતાર વિભૂતિઓની ઉપાસના બતાવી છે. પરમાત્મા તત્વ ઓતપ્રોત વ્યાપ્ત છે તેમાં ન્યૂનાધિકતા અથવા અંશ અંશીભાવ મૂળથી જ નથી; પણ માયાની ઉપાધિએ કરી ન્યૂનાધિક ભાવથી પરમાત્મામાં ચૈતનની અધિકતા અને પરિચ્છિન્નતા જીવોને કેવળ ભાસમાન થાય છે,

પણ ઈશ્વરના સમરસતામાં જરા અંશ અંશીભાવ બીલકુલ નથી. પરમાત્મા તો જેવો છે તેવો છે. પરમાત્માના ઠેકાણે મહા ઉપાધિ તે માયા છે અને જીવને ઠેકાણે અતિસૂક્ષ્મ એટલે પરિચ્છિન્ન ઉપાધિ તે અવિદ્યા છે. આ માયાની તથા અવિદ્યાની ઉપાધિમાં ઉપાધિના શકત્યનુરૂપ આવૃત્ત થયેલા વ્યાપક ચેતન અંશમાં જીવ અને ઈશ એ નામ આવ્યા છે. શિવ, વિષ્ણુ ઈત્યાદિ સ્વયંસિદ્ધ વિભૂતિ અને રામકૃષ્ણાદિ અવતાર વિભૂતિ એ પોતે માયા રચિત હોવાથી તેની ઈશ્વર કોટિમાં ગણના કરવામાં આવે છે. માયાના અંગે અચિંત્ય શક્તિ, અચિંત્ય પરાક્રમ, અગાધ જ્ઞાન, અને અખંડ વૈભવ હોવાથી તે (માયા) કર્તુંમકર્તું સમર્થ છે. જેથી તેની ઉપાધિથી આવિર્ભૂત થયલા રામકૃષ્ણાદિ અવતાર વિભૂતિના ઠેકાણે અચિંત્ય શક્તિ, અમોઘ પરાક્રમ સમગ્ર ઈશ્વર્ય, અને સમગ્ર જ્ઞાન આદિ ગુણો સ્વયંસિદ્ધતાથી પ્રગટ થયા છે. અને તે કારણથી તેઓના હાથથી અઘટિત, અતકર્ય, અને અસંભવનીય મહત્તમ કાર્ય થાય છે, અને તેમાં જીવોનું કલ્યાણ થાય છે. એ કારણથી જ તેઓની ગણના ઈશ્વર અવતારમાં કરવામાં આવે છે. પરંતુ અવિદ્યોપાધિ વિશિષ્ટ જીવોમાં જ્ઞાનબળ, પરાક્રમ ઈત્યાદિ ગુણો પોતાની પરિચ્છિન્ન શક્તિ પ્રમાણે હોય છે પણ સ્વયંસિદ્ધતાથી હોતા નથી. તથાપિ તે ગુણો પોતાના સાધનથી જીવો વૃદ્ધિગત કરે છે અને તે પછી શક્તિસમ્પન્ન થઈ લોકાંતરે કાર્ય કરવા સમર્થ થાય છે. તેઓની ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિ એ સાધનથી સંપાદિત હોય છે પણ જ્યારે એ બે શક્તિઓ (ક્રિયાશક્તિ અને જ્ઞાનશક્તિઓ) જે વિભૂતિમાં સ્વયંસિદ્ધ પ્રગટ હોય છે ત્યારે જ તે વિભૂતિ ઈશ્વર ગણાય છે એ ઉપરાંત અવિદ્યા નિર્મિત જીવ કાળક્રમ અને ગુણના આધિન હોવાથી તે જન્મ મરણ પરંપરાને બદ્ધ હોય છે ત્યારે માયા ઉપાધિને આવિર્ભૂત થયલા ઈશ્વર અવતાર વિભૂતિ પોતે જ્ઞાનસમ્પન્ન અને ક્રિયાસમ્પન્ન હોવાથી બંધનિર્મુક્ત હોય છે. તેઓ કાળ કર્મગુણ આધીન હોતા નથી તેમ તેનો તેઓને પણ બાધ આવતો નથી. જ્યારે સૃષ્ટિચક્રમાં બાધક એવો પ્રચંડ વિઘ્નરૂપ દૈત્યાદિ ઉત્પન્ન થઈ ધર્મ નાશ કરે છે, ત્યારે ધર્મની સ્થાપના કરવા નિગ્રહ અનુગ્રહ અર્થે અવતાર રૂપે ઈશ્વર વિભૂતિ માયા ઉપાધિ ગ્રહણ કરીને એકદમ પ્રાદુર્ભૂત થાય છે અને નિગ્રહ અનુગ્રહ અર્થઘટિત રહેલા કાર્યો સંપૂર્ણ ખલાસ થતાં એ અવતાર વિભૂતિ અંતર્ધ્યાન થાય છે એવું શ્રુતિનું વચન છે.

પણ ઈશ્વર નિર્ગુણ નિર્વિકાર મનવાણીથી અગમ્ય હોવા છતાં તે જીવને ધ્યાનગમ્ય થવા સગુણ સવિકાર (આકૃતિમાન) હોવો જોઇએ, એવું કોઈ કારણ નથી. પણ તેની ધ્યાનગમ્યતા થવા તે સગુણરૂપે ધ્યેય વસ્તુ હોવી જોઇએ. કારણ આ સૃષ્ટિના ત્રણ સ્વરૂપ એટલે દૃશ્ય સૃષ્ટિ, (એટલે ઇન્દ્રિયોથી ગ્રહણ થતી **સ્થૂળ** સૃષ્ટિ) મનોમય વાસનાત્મક **સુક્ષ્મ** સૃષ્ટિ, અને બુદ્ધયવેદ, **કારણાત્મક**

સૃષ્ટિ એવા ત્રિવિધ રૂપ સમષ્ટિરૂપે ઇશ સૃષ્ટિ અને ત્રિવિધરૂપ વ્યષ્ટિરૂપે જીવસૃષ્ટિ છે. ઈશસૃષ્ટિમાં માયાશક્તિની પ્રબળતા છે અને જીવસૃષ્ટિમાં અવિદ્યા શક્તિની પ્રબળતા છે. અવિદ્યા શક્તિ પરિચ્છિન્ન હોવાથી માયા શક્તિપર તેની પ્રબળતા ચાલતી નથી. માયા અવિદ્યા, ઇશ ચેતન, જીવ ચેતન, ઇશ સૃષ્ટિ, અને જીવ સૃષ્ટિ, આ દ્વંદ્વ એક જાતિના છે અને તેમ તેઓના ધર્મ પણ સમાન છે. ઉપાધિના ભેદથી ફક્ત તેઓની સમર્થતાની માત્ર ન્યૂનાધિકતા છે. પણ વાસ્તવિક ભેદ નથી. ઇશ-સૃષ્ટિમાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય, ઈશ્વરના ઠેકાણે જેમ સ્વભાવિક નિત્ય છે તેમ જીવને ઠેકાણે જીવસૃષ્ટિના ઉત્પત્તિ, સ્થિતિ, અને લય, સ્વાભાવિક નિત્ય છે. માયા ઉપાધિથી ઈશ્વિર સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય થયા તેમ અવિદ્યા ઉપાધિથી જીવ સૃષ્ટિમાં જીવ આશ્રિત જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્ત, એવી અવસ્થા થઇ. એવી રીતે ઈશ્વિરના અને જીવના સ્થૂળ સૂક્ષ્મ શક્તિનું ચક્ર બરાબર ચાલે છે. ઈશ્વિર નિરિચ્છિત અને તટસ્થ છે જેથી પોતે જીવના ચક્રમાં હાથ ઘાલતો નથી. તેથી એને **તટસ્થ** કહેવામાં આવે છે. મનુષ્ય વિગેરે પ્રાણિ વર્ગ વિચારશૂન્ય છે. જેથી ઈશ્વિરચક્રમાં મનુષ્ય જીવ હાથ ઘાલવા સમર્થ નથી. પણ સર્વ સૃષ્ટિમાં આ મનુષ્ય જીવ, એ ક્રિયાશક્તિ અને વિચારશક્તિના અલ્પ અંશથી સમ્પન્ન થયલો હોય છે ત્યારે તે ઈશ્વિરચક્રમાં પોતાની શક્તિ વૃદ્ધિગત કરી, ઇશ્વરક્ષેત્રમાં પ્રવિષ્ટ થઇ ઇષ્ટસિદ્ધિ કરી શકે છે. ઈશ્વિરના માયા ક્ષેત્રમાં જીવને પ્રવેશ કરવો હોય તો માયાના ગુણ ધર્મ જીવ પોતાના અવિદ્યાના અંગે લાવે તો તેના સમાન ધર્મત્વથી તે ક્ષેત્રમાં જીવનો પ્રવેશ થઈ શકે અને માયા વિભૂતિ જીવને પ્રાપ્ત થાય. ઈશ્વિરને ઠેકાણે સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય એ સમષ્ટિરૂપે તેમ જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્ત આ ત્રણ અવસ્થા જીવને ઠેકાણે નિત્ય કાયમ છે. એટલે સ્વાભાવિકપણે બન્ને ઠેકાણે અવસ્થાત્રિય સરખી છે પરંતુ જીવને જો ઈશ્વિરક્ષેત્રમાં પ્રવેશ કરવો હોય તો પોતાને અવિદ્યાથી નિત્ય પ્રાપ્ત થનાર જાગૃત, સ્વપ્ન અને સુષુપ્ત અવસ્થાના આધીનમાં ન રહેતાં જીવે પોતાની ક્રિયાશક્તિ અને વિચારશક્તિના બળપર સાવધાનપણાથી જાગૃત, સ્વપ્ન અને સુષુપ્ત અવસ્થા સંપાદન કરે તો પોતાની ભાવના ઈશ્વિર સાથે એકત્ર કરી ઈશ્વિરશક્તિનો ગુણ પ્રભાવ પોતાની ભાવનામાં લાવી જીવ ઇશ ક્ષેત્રમાં પ્રવેશ કરવા સમર્થ થાય છે. પણ આ સ્થિતિ પ્રાપ્ત કરવા સત્સ-માગમ, સદ્‌ઉપદેશ, અને ગુરૂકૃપાની આવશ્યકતા છે. જ્યારે મોક્ષ હેતુથી જીવ પોતાના અંતઃકરણ ઇન્દ્રિય વ્યાપારના નિવૃત્તિ માર્ગ ઉપર આવે છે, વિષયોમાં તેને આસક્તિ છુટે છે, અને ગુરૂ ઈશ્વિર અનુરક્તિ દઢતા તેનામાં ઉત્પન્ન થાય છે અને ભાવનાશક્તિમાં સત્ય સંકલ્પ, સત્યવ્રત, સત્ય ક્રિયા, સત્ય સિદ્ધિ, અને સત્યફળ ઈત્યાદિ ગુણો પ્રાદુર્ભૂત થાય છે. ત્યારે જીવને ખરી જાગૃતિ પ્રાપ્ત થઈ આ સમર્થતા આવે છે.

જીવ ઇશ્વરના સ્થૂળ ક્ષેત્રમાં સામાન્ય ઐક્યતા છે એટલે જ્યાંસુધી સ્થૂળ શરીર સાથ, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો, અને અંતઃકરણ, આ સર્વ સંઘાત પાંચભૌતિક સ્થૂળ વિષય વ્યાપાર તથા ભોગ જે ઉપર જીવ કરે છે, ત્યાં સુધી જીવની **જાગૃત** અવસ્થા છે. આ અવસ્થામાં નિત્ય જન્મભર નવા કાર્ય અથવા સંકલ્પ કરવા જીવ વાસનાના તરંગમાં રહે છે; અને શરીર ઇન્દ્રિય અંતઃકરણથી વાસનાની તૃપ્તિ વાસ્તે અહર્નિશ ખટપટ કરવી, ઇષ્ટ લાભથી ક્ષણભર સંતોષ થવો, રાગદ્વેષ આધીન થઈ પોતાનો અનર્થ બીજાના ઉપર મુકવો, અને અહર્નિશ કાયા, વાચા, અને મનથી, સંસ્કૃતિના બન્ધ-વૃદ્ધિથી નિમગ્ન રહેવું, એ સર્વ અવિદ્યા ક્ષેત્રમાં જીવનો પ્રવૃતિ માર્ગ છે અને એને જાગ્રદ્ અવસ્થા કહે છે. આ જાગૃતિમાં જીવને પોતાના વિશે જ્ઞાન, પોતાના કૃત્યની સ્મૃતિ અને પોતે કોણ છે? તેનું પણ ભાન એને હોતુ નથી. એ જાગૃતિ જીવની ઘોર સંસ્કૃતિ છે. પણ જ્યારે સત્ય સમાગમ અને સદ્ઉપદેશ ગુરૂકૃપાએ થાય છે, મોક્ષ હેતુથી અંત.કરણ ઇન્દ્રિયો વ્યાપાર નિવૃત્તિપર આવે છે, વિષયમાં આસક્તિ છુટે છે અને ગુરુ ઇશ્વર અનુરક્તિ દ્દઢતા ઉત્પન્ન થાય છે ત્યારે જીવને ખરી જાગૃતિ આવે છે અને શરીર ઇન્દ્રિયો અને અંતઃકરણની મુખ્ય કર્તવ્યતા ( મખોપાસના, તપઉપાસના, તથા જપ ઉપાસના) ત્રિવિધ પ્રકારે જીવ કરવા મડી જાય છે. પછી ત્રિવિધ ઉપાસના પૂર્ણ સિદ્ધ થતા વિદ્યામાર્ગથી ઇશ ક્ષેત્રના જાગૃતિ સ્થાનમાં જીવ નિ.સંશય જાય છે; ત્યાર બાદ સત્યકામ, સત્યવ્રત, સત્યક્રિયા, સત્યસિદ્ધિ, અને સત્યફળ, આદિ ગુણો જીવની ભાવના શક્તિમાં પ્રાદુર્ભુત થાય છે. એ ઉપરથી વિદ્યા ઉપાધિયુક્ત ઇશ ક્ષેત્રના અને અવિદ્યા ઉપાધિયુક્ત જીવ ક્ષેત્રના ગુણધર્મ ક્રિયા, લક્ષણ, બન્ને ઠેકાણે સમાન છે. એટલે જીવનો મનોરથ અને દેહ ઇન્દ્રિય વ્યાપાર આ બન્ને ક્ષેત્રમાં સમાન છે. ફક્ત વિષયની અસમાન્યતા છે, એટલે અવિદ્યા ક્ષેત્રમાં ઉદ્દિષ્ટ વિષય પંચભૌતિક જડ છે ત્યારે વિદ્યા ક્ષેત્રમાં ઉદ્દિષ્ટ વિષય ચૈતન્યરૂપ ઇશ્વર છે. જેમ જીવ ઇશના સ્થૂળ ક્ષેત્રમાં સામાન્ય ઐકયતા છે તેમ આ સામાન્ય ઐકયતા જીવ ઇશ્વરના સૂક્ષ્મ ક્ષેત્રમાં પણ છે, એટલે સ્થૂળ સૃષ્ટિના પંચભૌતિક સ્થૂલ વિષયમાં શરીરના ઇન્દ્રિયોના અને અંતઃકરણના વ્યાપાર બંધ પડી તેનું ભાન જતુ રહેવું, જાગૃતિમાં અનુભવેલા અનંત વિષય સંસ્કારથી ચિત્ર વિચિત્ર કલ્પિત રચના કરી બુદ્ધિએ કંઠ પ્રદેશમાં વ્યાપાર કરવો, અને તે સર્વનો અનુભવ કરી જીવ જાગૃત થવાથી તેની તેને સ્મૃત્તિ આવવી, આ સર્વ લક્ષણો જીવનાં સ્વપ્ન અવસ્થાનાં છે. આ દશા જીવના અનંત જન્મથી નિત્ય અનુભવમાં આવે છે. જીવની ઇચ્છાશક્તિ, વિષય જ્ઞાનશક્તિ, અને ક્રિયાશક્તિ, આ સર્વ નિદ્રામા અજ્ઞાન આવરણથી રૂદ્ધ થઈ જીવ પજ્ઞા-

ધીન થાય છે; અને બુદ્ધિની સંસ્કારશક્તિ એકલી કોઈ વખત કાયમ રહે છે ત્યારે સ્વપ્ન રચના થાય છે. જો આ સંસ્કાર શક્તિને ઉપર જણાવેલી વિવિધ શક્તિઓની સહાયતા મળે છે, તો જોઇએ તેવો સ્વપ્ન વ્યાપાર જાગૃત અવસ્થામાં કરવા બને છે; પણ સ્વપ્ન દેશમાં તેમ ન થતું હોવાથી આ અવિદ્યા ક્ષેત્રમાં જીવની પ્રવૃત્તિ માર્ગ એ સ્વપ્નસ્થિતિ છે. પણ જો સૂક્ષ્મ સૃષ્ટિમાં પ્રવેશ કરી જીવને દૈવીશક્તિ પ્રાપ્ત કરવા ઇચ્છા થાય તો સ્વપ્ન દેશમાં જે ઉપયુક્ત લક્ષણો અજ્ઞાન આવરણની પરાધીનતાથી સ્વાભાવિક નિત્ય પ્રાપ્ત થાય છે તેજ લક્ષણો અને તેજ સ્થિતિ જાગૃત અવસ્થામાં સાવધાનથી સાધ્ય કરે (એટલે દેહ ઇન્દ્રિયાદિ વિષય વ્યાપારમાં અત્યંત વિસ્મૃત થઈ જીવ જેમ અજ્ઞાન આધીનતાથી અનિચ્છિત સંસ્કાર રચનામાં જેમ નિમગ્ન હોય છે તેમ દેહ ઇન્દ્રિયઆદિ વિષય વ્યાપારમાં અત્યંત વિસ્મૃત થઈ ઇચ્છિત સંસ્કાર રચનામાં સ્વાધીનતાથી અને સાવધપણે નિમગ્ન રહે) તો જીવ એ વિદ્યાક્ષેત્રમાં નિવૃત્તિ માર્ગના ઇશ્વર સ્વપ્ન ક્ષેત્રમાં એટલે સૂક્ષ્મ પ્રદેશમાં પ્રવેશ થવા સમર્થ થાય છે, એવી યોગ્યતાની સાવધાનપણે યત્ન સાધ્ય ઇશ્વર ક્ષેત્રની સ્વપ્ન દશા તે જીવની ધ્યાનસમાધિ અથવા નિજધ્યાસ દશા છે. નામરૂપાત્મક આકારની ભિન્નતાથી સમષ્ટિ વ્યષ્ટિનો જે ભેદ ભાસે છે તે આધારથી ખોટો છે. સમષ્ટિ વ્યષ્ટિના દ્રવ્યનો, ગુણનો, ક્રિયાનો, અને ફળનો, અભેદ જોઈ વિચાર ઐક્ય કરવાનો નથી. ઇશ ક્ષેત્ર અને જીવ ક્ષેત્ર એક જ સાહિત્યથી ઉત્પન્ન થયા છે. કેવળ અજ્ઞાનતાથી જીવનો હેતુ ઇશ્વરના હેતુથી ભિન્ન થયલો હોવાથી અજ્ઞાનકાળ પર્યંત પરસ્પરના ક્ષેત્રના ઐશ્વર્યમાં મહા અંતર પડેલો છે. વ્યષ્ટિરૂપ જીવ સર્વ અવસ્થામાં ઇશ સમષ્ટિ અવસ્થા ઐક્ય જુવે છે પરંતુ હેતુ ભિન્ન હોવાથી ક્રિયા અને ફળ ભિન્ન થયા અને ક્રિયા અને ફળના ભેદથી પ્રવૃત્તિ અને નિવૃત્તિ, અવિદ્યા અને વિદ્યા, એ ભિન્ન માર્ગ થયા અને ક્ષેત્રો જુદાં દેખાવા લાગ્યાં. જીવના સ્વાભાવિકપણાથી જીવની અવસ્થાત્રય જો કે ઇશ્વરની અવસ્થાત્રય સાથ નિત્ય ઐક્ય હોય છે ખરી, તો પણ તે ઐક્યતા અવિદ્યા દશાથી પ્રાપ્ત થતી હોવાથી તે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણના મધ્યમાં આવરણરૂપ થઈ વિદ્યાના સત્, ચિત્ત અને આનંદ એ ત્રણ ગુણ અવસ્થાનો ઐશ્વર્ય પ્રાપ્ત થવા દેતો નથી. પણ તે ઐક્યતાથી આ ઐશ્વર્ય એક બાજુએ રહી જઈ જીવને બીજી બાજુએ અવિદ્યાનો ઐશ્વર્ય બતાવે છે. પણ જો ગુરૂદર્શિત વિદ્યાનો નિવૃત્તિમાર્ગથી મોક્ષનો હેતુ ધારણ કરી જીવ ચાલે તો તેને સચ્ચિદાનંદાત્મક અવસ્થાત્રયનો ગુણ ઐશ્વર્ય પ્રાપ્ત થઈ અવિદ્યા અવસ્થાનું ગુણ ઐશ્વર્ય દૂર થયા વગર રહેશે નહિ. કારણ વિદ્યામાર્ગનો ગુણ પ્રકાશરૂપ હોવાથી અવિદ્યાનો ગુણ તે માર્ગ ઉપર આવરણ લાવી શકતો નથી. વાસ્તે

જીવે પોતાના પુરુષાર્થથી સાવધાનપણે વિદ્યાની અવસ્થા ઉત્પન્ન કરી ઇશ સમષ્ટિ અવસ્થામાં એકયરૂપે જોવું અને ઇશ્વરની અદ્વૈત સૃષ્ટિમાં પ્રવેશ કરી તેને કૃતકૃત્ય થવું, એજ તેનો મુખ્ય પુરૂષાર્થ છે.

સૃષ્ટિ સંસ્કારની જે ઘન અવસ્થા એ જ માયાની અસ્મિતારૂપે ઇશ્વરની સુષુપ્ત અવસ્થા છે. એ સંસ્કાર માયાના ઉત્થાનરૂપ આઘાતથી વિરલ થઈ જાય છે ત્યારે સૃષ્ટિ મનોમય વાસનાત્મક અમૂર્તરૂપે રહે છે. ઇશ્વરને ઠેકાણે તેનું અવલોકન કરવું એ ઇશ્વરની સિદ્ધ સંકલ્પાત્મક સ્વપ્ન અવસ્થા છે, અને એ જ સિદ્ધ સંકલ્પાત્મક સૂક્ષ્મ સૃષ્ટિ જ્યારે માયાના ગતિરૂપે ક્રિયાશક્તિના આઘાતથી અગાડી દૃશ્ય સ્થૂળરૂપે પ્રાપ્ત થઇને કાંઈ કાળ પર્યંત સ્થૂળ રહે છે ત્યારે એ ઇશ્વરની જાગૃત અવસ્થા છે. એવી અવસ્થાત્રયાત્મક (સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ શરીરાત્મક) ઇશ ક્ષેત્રની રચના છે.

આ પંચ ભૌતિક સ્થૂળ સૃષ્ટિ જે બાર તત્વોના અખિલ સૃષ્ટિના મૂળ દ્રવ્યો છે તેના પરિમિત મિશ્રણથી નામરૂપાત્મક પ્રાપ્ત થઈ છે અને તેના સંયોગથી પ્રત્યેક સૃષ્ટિ પદાર્થ એ સ્થૂળ અવસ્થાને પ્રાપ્ત થયા છે. દ્રવ્યના સંયોગથી સ્થૂળ થયલા પદાર્થ (શબ્દાદિ પંચ વિષય)ની એ જડ વર્ગમાં અને જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જની એ ચેતન એટલે પ્રાણિવર્ગમાં ગણના કરવામાં આવી છે. ચતુર્વિધ ભોક્તા જીવ, અને પંચવિધ ભોગ્ય વિષય, તે બન્ને જડ ચૈતન, ભોગ્ય ભોક્ત વર્ગની સહજ અવસ્થા અને સ્વાભાવિક પ્રવૃત્તિ એ ઇશ્વરની સહેતુ રહિત સ્થૂળ સૃષ્ટિ અથવા સ્થૂળ અવસ્થા એ તેની જાગૃત અવસ્થા છે. આ સ્થૂળ સૃષ્ટિ નિર્માણ કરવામાં ઇશ્વરનો પોતાનો હેતુ ન હોવાથી પૂર્વે સૃષ્ટિના સમષ્ટિ સંઘાતના કર્મ સંસ્કારનું બીજ જે પૂર્વે લીન હતું તેના ઉત્થાનરૂપ પ્રેરણાથી ઇશ્વરને સૃષ્ટિરૂપે જીવરૂપે થવું પડ્યું. પછી જીવ સંઘાતના ઠેકાણે પોતપોતાનું પૂર્વ કર્મ સંસ્કાર જાગૃત થતાં તેને શરીર પસરેલા દ્રવ્યરૂપ શોભાયમાન ઇશ સૃષ્ટિ પર શરીર દેહ ઇન્દ્રિયોદ્વારા સ્વાર્થ બુદ્ધિથી પંચ-વિષય (ઉપાદાન કારણરૂપ) જડ દ્રવ્યનું આક્રમણ થયું અને ઇશ્વર પોતે નિમિત્ત કારણ થઈ પોતાના હેતુના પૂર્ણ અર્થથી સૃષ્ટિને વિલક્ષણ ચમત્કૃતિમાં તેને લાવી. એ કારણથી સ્વયંભૂ સ્વાભાવિક ઇશ સૃષ્ટિ અને તેમાં કૃતિજન્ય પદાર્થરૂપ જીવ સૃષ્ટિ એવી દ્વિવિધરૂપે સૃષ્ટિ ભાસવા લાગી. જીવની વિચારશક્તિ અને ક્રિયાશક્તિના અધિકાધિક ઉદયે કરીને જીવના પંચ ભૌતિક દ્રવ્યના પાંચ વિષયોના વર્ગમાં જીવસૃષ્ટિ અનંત ઉપયુક્ત પદાર્થના રૂપે સ્વરૂપમાં આવી; આથી સમષ્ટિરૂપ ઇશ સૃષ્ટિના દ્રવ્ય એ ઉપાદાન કારણરૂપે થયા અને તેનો ભાગ એ પદાર્થરૂપે લાવવા વાસ્તે જીવ નિમિત્ત કારણ થયો, જેથી પ્રત્યેક કૃતિજન્ય પદાર્થના કર્ત્તા પૃથક્ પૃથક્ જીવો હોવાથી વ્યષ્ટિરૂપ જીવોની વ્યષ્ટિ સૃષ્ટિ જુદી જુદી ભાસમાન થવા લાગી. પણ આથી યથાર્થ ભિન્નતા તેમાં આવતી નથી.

કારણ પર્વત, વૃક્ષ, ભૂમિ (એ ત્રણે નામરૂપ પદાર્થ ઈશ સૃષ્ટિના) તેની સ્વયંભૂ સ્થિતિ જેમ છે તેમ છે. જીવની વિચારશક્તિ અને ક્રિયાશક્તિનું આક્રમણ આ પદાર્થો ઉપર થાય છે ત્યારે પર્વતના અને ભૂમિના ભાગો લઈ પથર, ચુનો, માટી ઇત્યાદિક તૈયાર કરી ઘર ઇત્યાદિક તૈયાર થાય છે તેમજ વૃક્ષના અવયવોના ભાગ લઈ, તેને વેહરી પાટિયાં લાકડાં વિગેરે તૈયાર કરવાથી કબાટ, ખુરશી, ટેબલ વિગેરે તૈયાર થાય છે. પર્વત વૃક્ષાદિ ઉપાદાન કારણ એનાં સ્વયંભૂ નામ જુદાં તેમ તેમાંથી બનાવેલાં ઘર કબાટ વિગેરે એ નામો જુદાં તેમજ તેની આકૃતિઓ જુદી છે. એ ભેદ જીવની કૃતિજન્ય વ્યષ્ટિ સૃષ્ટિમાં દેખાયો છે અને આ વ્યષ્ટિરૂપ સૃષ્ટિનો નામરૂપનો આધાર એ સમષ્ટિ દ્રવ્યના કારણ થયા છે વાસ્તે જે ભેદ થયો તે કેવળ જીવના સ્વાર્થ હેતુ અને હેતુ અનુરૂપ કૃતિથી થયો છે. વસ્તુતઃ ઈશ સમષ્ટિ સૃષ્ટિનો અને જીવની વ્યષ્ટિ સૃષ્ટિનો સ્વાભાવિક અભેદ જ છે. ઇશ-સૃષ્ટ સ્વયંભૂ પદાર્થ, કે જીવ સૃષ્ટિ કૃતિજન્ય પદાર્થ હોય તોપણ તેનો સ્થૂળ વ્યવહાર અને ઉપભોગ સ્થૂળ અવસ્થામાં (જાગૃત અવસ્થામાં) થાય છે. સ્વપ્ન અવસ્થામાં કાંઇ પણ બાહ્ય સ્થૂળ પદાર્થ અંદર દાખલ થઇ શકતા નથી. જેથી જાગૃત અવસ્થામાં જીવથી થતા વ્યવહારની ક્રિયાનો સંબંધ ઇશ સમષ્ટિ સાથ સ્વાભાવિક અભિન્ન છે. ફરક માત્ર એટલો છે કે પ્રવૃત્તિ જીવની અને નિવૃત્તિ જીવની વ્યષ્ટિ સૃષ્ટિ ઈશ્વરની સમષ્ટિ સાથ સામાન્યપણે ઐક્ય થતી નથી. જેથી હેતુના અને ક્રિયાના ભિન્નતાથી ભિન્ન ભિન્ન ફળ મળે છે. આ ભિન્ન હેતુના ભિન્ન ફળથી ઇશ સૃષ્ટિને પ્રવૃત્તિ જીવ ઐક્ય જોઇ પ્રપંચ બંધની વૃદ્ધિ કરે છે ત્યારે નિવૃત્તિ જીવ ઐક્ય જોઇ પરમાર્થદ્વારા મોક્ષની વૃદ્ધિ કરે છે. પ્રપંચિક જીવની જાગૃત અવસ્થાની વ્યવહાર ક્રિયા તથા પારમાર્થિક જીવની પોતાના હેતુ પ્રમાણે થતી ક્રિયા ઘડવાને ઇશ જાગૃતિ (સ્થૂળ દ્રવ્યરૂપ સૃષ્ટિ)ની મદદની જરૂર પડે છે. જેથી જીવની જાગૃતિ એ જ જીવની સ્થૂળ અવસ્થા અથવા સ્થૂળ સૃષ્ટિ છે. એવી રીતે બન્નેની ઐક્યતા હોવાથી પ્રવૃત્તિ જીવ સ્વાર્થ હેતુથી તેના દ્રવ્યનો ઉપયોગ કરે છે, જેના અનવયે અવિદ્યાની પ્રબળતા થઈ પ્રાપંચિક ઐશ્વર્યની વૃદ્ધિ કરે છે, અને પારમાર્થિક જીવ તેના દ્રવ્યનો વિનિયોગ કરી ઈશ્વર પરાયણ રહે છે. જેથી વિદ્યાની પ્રબળતા થઈ તપબળથી નિગ્રહાનુગ્રહ સમર્થતાથી તેનું તાદાત્મ્ય ઈશ્વર શક્તિ સાથ થાય છે, જ્યારે પ્રવૃત્તિ જીવની સપત્તિ દ્રવ્યરૂપે પ્રગટ થાય છે ત્યારે પારમાર્થિક જીવની સમ્પત્તિ પુણ્ય પ્રકાશરૂપે વૃદ્ધિ પામે છે. એકનો ઈશ્વર વિષયક હેતુ હોય છે ત્યારે બીજાને પોતાનો હેતુ વિષયક હોય છે અને તે હેતુ બાહેર દૂર જઈ તેને પરિભ્રમણતાની ગતિને પમાડે છે. પરંતુ ઇશ સૃષ્ટિ દ્રવ્ય તો એકજ છે. એટલે પ્રવૃત્તિની બાજુએ લાગવાથી તે બંધરૂપ થાય છે અને નિવૃત્તિની બાજુએ લાગવાથી તે મોક્ષરૂપ

થાય છે. કેવળ ભિન્ન હેતુથી ક્રિયા ભિન્ન થઇ ફળ પણ ભિન્ન મળે છે. જેથી ફળ ભેદથી ઇશ ક્ષેત્ર અને જીવ ક્ષેત્ર એમ બે ભિન્ન દેખાય છે પણ વાસ્તવિક વિચારથી સર્વની ઐક્યના છે. હવે જેમ વ્યષ્ટિ સમષ્ટિ સ્થૂળ અવસ્થાથી ઐક્ય છે તેમ તે સૂક્ષ્મ અવસ્થાએ પણ ઐક્ય છે, ઇષ્ટ સૃષ્ટિ સાથ જીવની કલ્પનાના અને પદાર્થના કાર્ય કારણ સંબંધે કરી તેનું ઐક્ય સ્વાભાવિકપણે અને અસ્વાભાવિકપણે દ્વિવિધરૂપે છે. સ્થાવર સ્વયં સિદ્ધ પદાર્થ અને મનુષ્ય આદિ પ્રાણિ વર્ગ એ બન્નેનો કેવળ સ્વાભાવિકપણે ઐક્ય છે. તેમાં મનુષ્ય જીવની ઐક્યતા બે પ્રકારે છે, એટલે પોતાનો જન્મ થવાથી તથા ઉપયોગ અર્થે સૃષ્ટ દ્રવ્ય સ્વયં ઉપસ્થિત હોવાથી; અને એ જ દ્રવ્યને જીવના કૃતિ જન્યતાથી નામરૂપ કલ્પના આપવામાં આવી અને જેથી જીવ સૃષ્ટિ જુદી ભાસમાન થવા લાગી; એ તેની અસ્વાભાવિક ઐક્ય છે. જેવો આ દ્વિવિધ ઐક્ય જીવ ઈશ્વર સ્થૂળ અવસ્થાએ તેમ સૂક્ષ્મ અવસ્થાએ પણ ઐક્ય છે એટલે જીવની સ્વપ્ન અવસ્થા એ અવિદ્યાના આવરણથી છે. ઇશ્વરની સ્વપ્ન અવસ્થાએ વિદ્યા (માયા)ના આવરણે છે જેથી તે અવસ્થાનું સ્વરૂપ તે જીવ સૃષ્ટિ મનોમય, વાસનાત્મક, સૂક્ષ્મ અવસ્થા છે અને આ ઇશ સૃષ્ટિ સિદ્ધ સંકલ્પરૂપ છે. સ્થૂળ સૃષ્ટિનું દશ્ય વિશાળરૂપે આપણી ઇન્દ્રિયગોચર થાય છે. ઇશ્વરનો સિદ્ધ સંકલ્પ સ્થૂળ દેશમાં પ્રાપ્ત થયા અગાઉ સૂક્ષ્મરૂપે જ્યારે અ-વ્યક્ત હોય છે ત્યારે સર્વ ભોક્તા જીવ પણ અવ્યકતદશામાં રહે છે. પણ જીવની સ્થૂળ ભોગદશા કાળ કર્મગુણ પ્રવાહથી અગાડી પડે છે ત્યારે સિદ્ધ સંકલ્પરૂપ અવ્યકત સૃષ્ટિ એ જડ દ્રવ્યરૂપથી તથા સચેતન જીવરૂપથી સ્થૂળ દેશમાં વ્યકત થાય છે. પણ વ્યકતપણામાં વધારે સ્થૂળપણું આવવા અને બીજી સૃષ્ટિ નિર્માણ કરવા કેટલા સૂક્ષ્મ દ્રવ્ય અને કેટલી કલ્પના એ ઇશ્વરના સિદ્ધ સંકલ્પ શક્તિમાં અવ્યકતરૂપે અપાર હોય છે પણ સ્થૂળ સૃષ્ટિના ઉપાદાન કારણરૂપે અવ્યકત દ્રવ્યો ઇશ સંકલ્પમાં કેટલા સિદ્ધ અને તેમાંથી કેટલા વ્યકત થનાર છે એ જાણવામાં આવતું નથી. પ્રત્યેક જીવમાત્રને જે સ્વપ્નદશા નિત્ય પ્રાપ્ત થાય છે તેમાં જીવનો દેહ ઇંદ્રિયો વ્યાપાર સ્થૂળ સૃષ્ટિ સાથ સલગ્ન ન રહેતાં નિદ્રાના આધીન થઈ જે વખતે કેવળ બુદ્ધિના સંસ્કારાત્મક કહેતા કલ્પનામય સૂક્ષ્મ સૃષ્ટિમાં (સ્વપ્નમાં) જીવ નિમગ્ન રહે છે તે વખતે ઇશ્વરની સૂક્ષ્મ સૃષ્ટિ સાથ તેની સ્વાભાવિક ઐક્ય થાય છે. આ અવસ્થામાં જીવ નિષ્ફળ મનોવ્યાપારમાં નિમગ્ન હોય છે અને ભ્રામક કલ્પનામાં સપડાઈ જઈ જે પોતાની શકિતથી થતી ન હોવાથી, કાર્યરૂપ થતી નથી તેમાં ઇશ્વરના સૂક્ષ્મ સૃષ્ટિ સાથ સ્વાભાવિક ઐકયતાને પામે છે. પોતાની આ મનોવૃત્તિના વ્યાપારદ્વારા જીવનો ઇશ સૂક્ષ્મ સૃષ્ટિ સાથ ઐકયતા થાય તો તે કાર્યક્ષમ નિવડે છે. જીવની કલ્પના અને ક્રિયાથી વ્યકત થનાર પદાર્થ એ સ્થૂળ સૃષ્ટિ

છે. એ સૃષ્ટિને સ્થૂળરૂપમાં લાવ્યા પૂર્વે તેના નામરૂપની અવ્યકત ઘટના કરવા અને એકત્ર કરવા જ્યારે જીવ વિચારરૂપે મનોમય કલ્પનાના પ્રદેશમાં પરિભ્રમણ કરે છે, પૂર્ણ નિમગ્ન થાય છે અને સંકલ્પની સિદ્ધિ કરે છે ત્યારે તે જીવ ઈશ્વરની સમષ્ટિરૂપ સૂક્ષ્મ સૃષ્ટિ સાથ અસ્વાભાવિકપણે (પોતાની સ્વાધીનતાથી) ઐક્ય થાય છે. ઈશ્વરની સિદ્ધ સંકલ્પરૂપ સૂક્ષ્મ સૃષ્ટિ સાથ જીવની બુદ્ધિની વિચાર શકિતનો બરાબર મેળાપ થઈ સિદ્ધ સંકલ્પ સૂક્ષ્મરૂપે જીવની ભાવનામાં સ્થિરતામાં આવે છે, ત્યારે તેની પરિણામ ક્રિયા એ શક્તિદ્વારા દ્રવ્ય ઘડવામાં આવતા, કલ્પના શકિત, ક્રિયાશકિત અને દ્રવ્ય અંતર્ગત વસ્તુ-શક્તિની એકત્રતા થાય છે અને છેવટે પદાર્થની નામ રૂપ સિદ્ધ થતા તેમાંથી સ્થૂળ કાર્ય અને ક્રિયા અનુરૂપ ફળની સિદ્ધિ થાય છે. સારાંશ એ કે જેટલા પદાર્થ જીવની સંકલ્પ સિદ્ધિથી ક્રિયા શક્તિદ્વારા સ્થૂળ દેશને પ્રાપ્ત થાય છે તે સર્વ ઈશ્વરના સિદ્ધ સંકલ્પરૂપ સૂક્ષ્મ સૃષ્ટિમાંથી આવે છે; એટલે આ પદાર્થના સ્વરૂપ જે અગાઉ અવ્યકતરૂપે સિદ્ધ હતા તે જ જીવદ્વારા વ્યકત થાય છે. અજ્ઞાની જીવની ઇચ્છા એ ભોગપરાયણ હોવાથી પોતાની ભાવનામાં તેની સાથી સ્વાર્થ હેતુનું મિશ્રણ કરી ઈશ્વિર ક્ષેત્રમાં તાદાત્મ્ય તે થતો નથી. કારણ તેનો હેતુ તેની ભાવના પર આવરણરૂપ થઈ ઈશ્વિર સૂક્ષ્મ સૃષ્ટિમાં તેને પૂર્ણ ઐક્ય થવા દેતો નથી અને તેથી બહિર્મુખ રહે છે. પરમાત્મા અહેતુક દયાળુ અને જીવના સંકલ્પની વચ્ચે આડે આવતો નથી પણ જો જીવ પોતાના તીવ્ર સંકલ્પે કરી પોતાની ભાવના ઈશ્વિર ક્ષેત્રમાં લઇ જઇ, સ્થિત રાખે તો જીવના સંકલ્પાનુરૂપ ઈશ્વર પોતાના સિદ્ધ વૈભવ નિચે રહેનાર સૂક્ષ્મ પદાર્થને તે જીવદ્વારા સ્થૂલરૂપમાં લાવી જીવને તેનો ઉપભોગ કરવા શક્તિમાન કરે છે અને તે જીવ પાછી પાછી કલ્પના સિદ્ધ કરી વધારે વધારે પદાર્થની વૃદ્ધિ કરતો જાય છે; પણ સિદ્ધ સંકલ્પના ઉત્પત્તિસ્થાનનું ભાન આ પ્રવૃત્તિવાળા જીવને હોતુ નથી અને તેથી તેને ભોગ ઐશ્વર્ય અને શક્તિ પ્રાપ્ત થતી નથી કારણ ઈશ્વિરી સિદ્ધ સંકલ્પાત્મક સૂક્ષ્મ સૃષ્ટિમાં રહેલો પ્રવૃત્તિવાળો જીવ પોતાની સ્વાર્થ બુદ્ધિએ કરી જડ પદાર્થ લાભના સંકલ્પનું આવરણ પોતાની ભાવના શક્તિની જ્ઞાન દૃષ્ટિ ઉપર નાંખે છે. આ ઉપરથી બાહ્યકાર્ય વિસ્મૃતિ અને કાલ્પનિક મન વ્યાપારમગ્ન સ્થિતિ એ લક્ષણ સૂક્ષ્મ દેશ એટલે સ્વપ્ન અવસ્થાના છે, ફરક માત્ર એટલો જ છે કે તેમાં ઇચ્છિત મન વ્યાપારમગ્ન સ્થિતિમાં તેનો ધ્યેય વિષય કલ્પનારૂપ જડપદાર્થ હોવાથી તે ધ્યાનદશા કેહેવાતી નથી; પણ જ્યારે વિચારવાન જીવ એકાંત દેશમાં રહી ઈશ્વરના સૂક્ષ્મ ક્ષેત્રમાં પ્રવેશ કરી ઈશ્વરને ઓળખે છે અને ઈશ્વિર પદાર્થ સિદ્ધની વાસનામાં ગુંદાતો નથી ત્યારે તેની પ્રાપ્ત થતી દશાને ખરી ધ્યાન અવસ્થા કહેવામાં

આવે છે. આ સ્થિતિ પ્રાપ્ત કરનાર બુદ્ધિમાન્ જીવ ઘણા જ થોડા હોય છે. બાકી સર્વ તો ઉચ્છિષ્ટ કલ્પના અને ક્રિયાનો પરંપરે પદાર્થ વૃદ્ધિ કરનાર હોય છે. અજ્ઞાનાત્મક સંકલ્પના આવરણને ફેંકી દઈ, સ્વાધીન માનસિક શક્તિના બળે કરી ઈશ્વરની સૂક્ષ્મ સૃષ્ટિમાં જીવ પ્રવિષ્ટ થઈ તાદાત્મ્ય પામે તો જીવને કૃતાર્થકૃત જેવું બીજું પુણ્ય નથી. નશ્વર પદાર્થસિદ્ધિની વાસનામાં સ્વાર્થબુદ્ધિનું આવરણ ફેંકી દઈ ઈશ્વરવિષયક ભાવના જાગૃત રાખી ઈશ્વર-ક્ષેત્રમાં પહોંચીને બન્નેનું જીવ તાદાત્મ્ય કરે તો તે મોટો મોક્ષલાભ મેળવે છે. આવી રીતે નિર્ગુણ બ્રહ્મ તે સગુણ રૂપ થાય છે અને તેનું ધ્યાન ગમ્ય થવા સવિકાર આકૃતિમાનની જરૂર નથી તેમ છતાં.

**ઈશ્વર અવતાર.**

ભક્તની ભક્તિ પ્રેમ આકર્ષણ અને પ્રેમથી બંધ એમ બન્ને આકર્ષિત થઈ સર્વેશ્વર ભગવાનની અને ભક્તની ઐકયતા થાય છે અને ભગવાન્ તે ભક્તની ઈચ્છા પ્રમાણે નાચે છે એમ શ્રુતિ કહે છે; એટલે સ્વઇચ્છાથી જે પરમાત્મા જગદાકાર થયો છે તેની જ લીલાથી તે ભક્તની ઈચ્છાનું અનુવર્તન કરે છે. એ કારણથી **નિર્ગુણ અવસ્થામાંથી સગુણ અવસ્થા પ્રાપ્ત કરી ભગવાન્ સગુણાકાર થાય** છે અને પછી તેને **ઈશ્વર અવતાર** કહેવામાં આવે છે. એ સવિકાર અવતાર વિભૂતિ મૂર્તિનું ધ્યાન ગમ્ય થઈ શકે છે. એ અવતાર પ્રતિમાપર એકાગ્રહ ચિત્તથી ધ્યાન બરાબર સિદ્ધ થયા વગર નિર્ગુણ બ્રહ્મનું ધ્યાન બરોબર થઈ શકતું નથી. આ ઈશ્વર અવતારના **સ્ફૂર્તિ, આવેશ, પ્રવેશ** અને **આવિર્ભાવ** એવા ચાર ભેદ છે. સ્ફૂર્તિરૂપ અવતાર એ વ્યષ્ટિની શક્તિ આધીન છે, જ્યારે બાકીના ત્રણ અવતાર એ સમષ્ટિ શક્તિ આધીન છે. ઈશ્વરને અનન્ય ભાવથી ભક્ત શરણ થઈ તેનો સર્વ વ્યવહાર જ્યારે સપ્ત ભૂમિકા અનુરૂપ ઈશ્વર પરાયણ થાય છે, ભક્તિ વધતી જઈ, વધીને ધ્યાનનિષ્ઠાની પરિપાકસિદ્ધિ અધિકાધિક સિદ્ધ થતાં ધ્યાન સમાધિમાં ઈશ્વરપ્રસાદનો ફળ ભક્તને મળતો જાય, સ્વસંવેદ્ય અનુભવથી ભક્તને થતા આનંદ અને તૃપ્તિના યોગે બહિર્મુખ થવાની પરમ અવધિથી કંટાળી અધિક અધિક અંતર્લીન તે થાય છે અને તે અંતર્લીન દશા પૂર્ણપણે પ્રાપ્ત થઈ તેની ધ્યાન સ્થિતિમાં ધ્યેય વસ્તુ પ્રગટ થઈ તેનો સાક્ષાત્કાર થાય છે ત્યારે તે સાક્ષાત્કારને ઈશ્વર સ્ફૂર્તિરૂપ અવતાર માનવામાં આવે છે. આ અવતારનો પ્રસાદ જે ભક્તને ભાગ્ય ઉદયથી પ્રાપ્ત થાય છે તેની સ્વેચ્છા પરિપૂર્ણ થયા વગર રહેતી નથી. જે એકાંતિક ધ્યાન નિષ્ઠાથી તન્મયતાને પ્રાપ્ત થાય છે તે ભક્ત ઈશ્વરની વિભૂતિ કહેવાય છે. આ સ્ફૂર્તિરૂપ અવતાર ધ્યાન નિષ્ઠાથી થાય છે. તેના સમષ્ટિના કાળ ક્રમનો પ્રતિબંધ નથી. ઈશ્વરના મહા પ્રસાદથી થતો સ્ફૂર્તિ અવતાર જે વિભૂતિદ્વારા જગતમાં પસરી સર્વ જીવનો ઉપકારક થાય છે તે વિભૂતિ ઈશ્વર ગણાય છે.

કોઇ જાતનો પ્રમાદ અતિ વધી જવાથી ભૂમિભાર ઉતારવા અને તે સર્વના યથાર્થ સંકલ્પ ધારણ કરી ધ્યાનનિષ્ઠાથી મોટું તપ કરી ઈશ્વરી પ્રસાદ જે વ્યક્તિને આવેશરૂપે થાય છે અને ઈશ્વરનો આવેશ આંગમાં આવતાં પ્રમાદ નષ્ટ કરી ભૂમિનો ભાર ઉતારીને વ્યક્તિ આવેશ અંતરગત થાય છે ત્યારે તેવી વ્યક્તિનો આવેશ અવતાર છે એમ કહેવામાં આવે છે.

પ્રવેશરૂપ અવતારમાં જે વખતે જેવું કાર્ય હોય તે કાર્યના વખત પુરતા કાર્ય અનુકૂલ શરીર ધારણ કરી તેમાં પ્રવેશ કરવો અને કાર્ય ખલાસ થતાં તેનું તિરોધાન થવું એ ઈશ્વરી પ્રવેશ અવતાર છે.

આવિર્ભાવ અવતારમાં વામન, રામ, કૃષ્ણ, વિગેરેના અવતાર છે. આવેશ અને પ્રવેશ અવતારોમાં જે કાર્ય પરિચ્છિન્ન એટલે પરિમિત હોય છે તેમ અવતાર શક્તિય પણ પરિમિત વ્યક્ત હોય છે પણ અધિક પ્રભાવ વ્યક્ત થવાનું કારણ હોતું નથી. પરંતુ રામ કૃષ્ણાદિ અવતારોમાં સર્વ અંગે પૂર્ણ લીલાની આવશ્યકતા હોવાથી તે અવતાર વિગ્રહમાં શક્તિ પણ પૂર્ણ હોય છે.

આવેશ, પ્રવેશ અને આવિર્ભાવ એ ઈશ્વર અવતાર થવાનું મુખ્ય કારણ એક તો સનાતન ધર્મનો સર્વસ્વ નાશ અને બીજો સાધુનો એટલે ગો વિપ્ર દેવતાનો અત્યંત છળ એવાં બે કારણ હોય છે. એ બન્ને કારણથી સમષ્ટિ સંઘાતનું અંતઃકરણ ક્ષુબ્ધ થાય, પાપની વૃદ્ધિ થાય, વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય, દુષ્ટ જીવોના કર્મોના પાપનો ઘડો ભરાઇ આવે, અને દુઃખપ્રદ વ્યક્તિનો નાશ થવો જોઇએ, એવી સર્વ જીવની ભાવના તીવ્ર વેગથી જાગૃત એકી વખતે થાય ત્યારે સમષ્ટિ સંઘાતની ભાવના એકી વખતે એક વિષયાકાર થઇ તે એકાકાર સંઘાત શક્તિના આકર્ષણથી સમષ્ટિ અધિષ્ઠાન ભગવાન્ આકર્ષિત થાય છે અને કાર્ય અનુકૂળ શરીર ધારણ કરી ધર્મની સંસ્થા, દુશ્મન દમન, અને સૃષ્ટિનું પાલન કરે છે.

ઈશ્વરના પ્રાદુર્ભાવમાં અને પ્રસાદમાં મુખ્ય શ્રેષ્ઠ સાધન ધ્યાનયોગ છે. ઈશ્વરની નિર્વાસનિક એકાંતિક ભક્તિ છે. પણ અંતઃકરણમાં વિક્ષેપ નામનો દોષ એ ઉપાસનાથી નષ્ટ થવો જોઇએ. ચિત્તની સ્થિરતા ન રહેતાં ક્ષણોક્ષણ ચિત્તમાં અનેક પ્રકારની વાસનાના તરંગો એક પછી એક સરખા આવે છે, ક્ષણિક પણ કોઈ વિષય ઉપર ચિત્ત સરખુ સ્થિર રહેતું નથી, અને અનેક વિષય કલ્પનાનું આવનજાવન ચિત્તમાં થયા કરે છે, ત્યારે એવાં લક્ષણો તે અંતઃકરણમાં વિક્ષેપનાં છે. જે વ્યક્તિના અંતઃકરણમાં સદ્વાસના એક પછી એક આવતી જાય, એ જ વિક્ષેપદોષ છે. એ વિક્ષેપ એટલે ચિત્તમાં આવનારા ચાંચલ્ય દોષ ઉપાસનાથી શાંત થાય છે ત્યારે ચિત્તની એકાગ્રતા થાય છે. ફક્ત અંતઃકરણ દુષ્ટ વાસનાથી રહિત હોવું જોઇએ. નહિ તો ઉપાસના કદી

પણ સફળ થતી નથી. જેથી સત્કર્મ આચરણથી પ્રથમ અંતઃકરણ શુદ્ધ કરવું જોઇએ. કારણ અંતઃકરણ શુદ્ધ થવાથી વિક્ષેપ દોષ જતાં અંતઃકરણ નિર્મળ થાય છે અને ઉપાસના અથવા ભક્તિમાં યોગ્યતા આવતા આગળ જતાં જ્ઞાનના અધિકારી થવાનો માર્ગ સુલભ થાય છે. પણ જે પુરૂષ સત્કુળમાં ઉત્પન્ન થઈ સત્પુરૂષના સ્વભાવમાં અથવા સ્વલ્પ શિક્ષણના બળથી નૈષ્ઠિક બુદ્ધિ રાખે છે, અંતઃકરણ શાંત અને ગંભીર રાખી વિચારમાં સ્થિર હોય છે અને જે સત્કર્મો અને સદાચારપર પૂર્ણ ભક્તિ રાખી ભગવતપ્રેમ સ્વાભાવિકપણે રાખે છે તો તેનાં કર્મો અને ઉપાસના સિદ્ધ સરખાં હોય છે અને તે છેવટે જ્ઞાનનો અધિકારી થાય છે. પરંતુ જેનાં કર્મો અને ઉપાસના પૂર્વ જન્મમાં સિદ્ધ હોય અથવા કાંઈ ન્યૂન રહેવાથી આ જન્મમાં સિદ્ધ થાય કે તેનું અંતઃકરણ એવું નિર્મળ અને શીઘ્ર થાય છે, કે અલ્પ સતક્રિયાથી, મોટા પુણ્યભાવ ઉદય પામતાં સામાન્ય ઈશ્વરમય ધાતુ કે પાષાણની મૂર્તિના સહજ અર્ચનમાં વિલક્ષણ આનંદની ઊર્મિ તેનામાં ઉભરાઈ આવે છે, અને પછી તેના અંતઃકરણમાં અદ્ભુત વિચારની સ્ફુર્તિ આવતાં ઈશ્વરની માયાના અઘટિત સૃષ્ટિની અતકર્ય રૂપતા, જીવની જન્મમરણ પરંપરા અને તેની અનાદિ બદ્ધતા વિગેરે અનેક વિચારો તેના અંતઃકરણમાં ઉભરાય છે. આવા વિચારો ઉભરાવવાથી તે જો સત્પુરૂષને શરણે જઈ આત્મા અનાત્માનો ઉપદેશ લે છે તો ઉપદેશ લેતાં સદ્વસ્તુનો પૂર્ણ વિચાર થતાં તેને ત્યાગબુદ્ધિ એટલે વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. વૈરાગ્ય ઉત્પન્ન થતાં અંતઃકરણ ઇન્દ્રિયો જે અનાદિ કાળથી વિષયના સંગ પ્રીતિ જોડાયલી હોય છે તે તેને છુટી જાય છે, આત્મા વિદ્યાનો મનમાં ચિંતવન કરવા લાગે છે, ચિંતવનથી નિશ્ચયાર્થ હૃદયમાં ઠસે છે અને અહર્નિશ નિજધ્યાસ કરે છે. નિજધ્યાસમાં પૂર્ણ અવસ્થા પ્રાપ્ત થતાં આત્મા સાક્ષાત્કાર થઈ કૃતાર્થ થાય છે; પણ પૂર્વ જન્મમાં કર્મ અથવા ભક્તિ ઉપાસના થયા વગર આત્મવિદ્યાની અભિરૂચિ (જિજ્ઞાસા) થતી નથી. જિજ્ઞાસા જે પ્રમાણમાં મદ, મધ્યમ અથવા તીવ્ર હોય છે તે પ્રમાણમાં આત્મસિદ્ધિ મોડી વેહેલી થાય છે. અજ્ઞાનના આવરણનો પડદો ગુરૂ કૃપાથી ખસી જતાં તીવ્ર જિજ્ઞાસુને આત્મજ્ઞાન થાય છે. જ્યાં સુધી બુદ્ધિ ઉપર અજ્ઞાનનું આવરણ હોય છે ત્યાં સુધી આત્મજ્ઞાનનો ઉદય થતો નથી અને અનેક જન્મના સાધન સંસિદ્ધિ વગર મોક્ષ થતો નથી એવુ ભગવદ્ગીતાનું વાક્ય છે, વાસ્તે પ્રારબ્ધની સમાપ્તિ વગર, ઈશ્વરની સાહ્ય વગર અને પૂર્ણ ગુરૂ કૃપા વગર મોક્ષ મળતો નથી. ધ્યાન યોગ સિદ્ધિથી એકવાર સ્ફુર્ણ અવતારી ઈશ્વરનો પ્રસાદ મળતા અનિચ્છિત સર્વ સંકલ્પોની સિદ્ધિ પોતાની મેળે આવે છે; પણ ભક્ત નિરતિશય તૃપ્ત થાય છે ત્યારે તેને

સિદ્ધિની ગરજ રહેતી નથી. સર્વ કાળ સિદ્ધ અને સુલભ ઈશ્વર પ્રાપ્તિનો માર્ગ એવો રાજમાર્ગ તે ધ્યાન યોગ છે. પ્રેમળ અને વિમલ એવી રીતે ભક્તિ પૂર્ણ હોવી જોઇએ.

તેજોમય વિરાટ્ સ્વરૂપ કોઇને પણ પ્રથમ ધ્યાનગમ્ય નથી, અને ભાવના તેનું આકલન (ગ્રહણ) કરી શક્તિ નથી એમ આપણે અગાડી કહ્યું. વાસ્તે ઈશ્વરના અવતાર વિગ્રહ જે પોતાને સ્વભાવે પ્રિય લાગે તેવા વિગ્રહનું ધ્યાન કરવું. વ્યાપક પરમાત્મા જે અવતાર વ્યાપક હોવાથી સમષ્ટિની વિદ્યારૂપ ભાવનામાં તે સંસ્કારરૂપે સર્વ સિદ્ધ છે. ફક્ત ભક્તિ સંસ્કારાત્મક ધ્યાન પોતાની ભાવનામાં લાવી ધ્યાન સિદ્ધિ કીધી કે તેવા ઇષ્ટ વિગ્રહનો આવિર્ભાવ તે ભક્તના ધ્યાન સમાધિમાં સ્ફુરણરૂપે પ્રગટ થાય છે અને ભક્તનું અને ઉપાસ્ય દેવનું ઐક્ય થાય છે. ઇષ્ટસિદ્ધિપદ ઈશ્વર એક જ હોવાથી સર્વ વિગ્રહોનું ધ્યાનથી એકરૂપતા છે, તેમાં ભેદ બુદ્ધિ રાખવી કંઈ કામ આવતી નથી. ધ્યેય વસ્તુમાં ચિત્તની એકાગ્રતા થઈ કે ધ્યાન કરનારને તન્મય તદાકારતા પ્રાપ્ત થાય, ભાવના પ્રેમપૂર્ણ થઈ તેમાં આકર્ષણ શક્તિ પૂર્ણતાને પ્રાપ્ત થાય, અને તેમાં પ્રેમ આકર્ષણનો અનન્ય વિષય ઈશ્વર જ થાય ત્યારે ધ્યાન યોગ પૂર્ણતા પામે છે. આ ધ્યાનયોગ સિદ્ધિનું મુખ્ય લક્ષણ છે. ધ્યાનયોગની એકાગ્રતા એ અંતરંગ ઉપાસના પૂર્ણ સિદ્ધતાને પ્રાપ્ત થયા વગર સાધ્ય થઈ શકતી નથી અને આ અંતરંગ ઉપાસના એ બહિરંગ ઉપાસના સિદ્ધ થયા વગર સાધ્ય થઈ શકતી નથી, અર્થાત્ બહિરંગથી અંતરંગ અને અંતરંગથી એકાગ્રતા, એવી રીતે ધ્યાન યોગનાં ત્રણ પ્રધાન અંગો છે જેની બહિરંગ તથા અંતરંગ સાધના સિદ્ધ થઈ નથી તેને એકાગ્રતાની એકાંત અવસ્થા કદી પણ પ્રાપ્ત થતી નથી. અંતરંગ અને બહિરંગ સાધનાના લક્ષણ અને સાધનાનો ઉપયોગ એ ધ્યાન અવસ્થામાં થયા વગર ધ્યાન સિદ્ધ થતું નથી.

મખોપાસનામાં બાહ્યેન્દ્રિય વ્યાપારની ક્રિયા, ક્રિયામાં લાગનાર ઉપચારિક સામગ્રી, અને ક્રિયાનો કર્ત્તા, એ ત્રિપુટીના ઇષ્ટ લાભાર્થે યથાવિધિથી જે કરવામાં આવે છે તે જ બહિરંગ સાધનાની સર્વ ત્રિપુટી ધ્યાનયોગ સિદ્ધિમાં હોવી જોઇએ. સર્વ ઉપચારથી (સ્થૂળ સામગ્રીથી) ભગવતનું પૂજન અથવા અર્ચન તે ઉપાસનાની બહિરંગ સાધના છે. સ્થૂળ સામગ્રીને સૂક્ષ્મરૂપમાં લાવી કેવળ મન વ્યાપારરૂપ ક્રિયાએ કરી ભગવતનું પૂજન અથવા અર્ચનથી કરવામાં આવતી ઉપાસનાને અંતરંગ સાધન કહે છે. એવી રીતે ઉપાસના અંતરંગ અને બહિરંગ સિદ્ધ થાય છે અને એકાગ્રતાનું શ્રેષ્ઠ અંગ સાધ્ય થાય છે. પણ પ્રથમીજ તે (બહિરંગ અને અંતરંગ) સાધના વગર

ઈશ્વરનું ધ્યાન કરવામાં આવે તો ચિત્ત એકાગ્રતા ન થતાં તેમાં મનોવ્યાપારના તરંગો ઉપર તરંગો મનમાં આવે છે, ચિત્તમાં સદૈવ સ્વાર્થપરાયણનો અખંડ વ્યાપાર ચાલુ રહે છે અને તેથી ચિત્ત ઈશ્વરપરાયણ થતું નથી. ચિત્ત એકાગ્ર કરવાનું મુખ્ય સાધન માનસ પૂજા છે. માનસ વિધિથી અચેતન દેખાતો ઈશ્વર સંસ્કારરૂપી દેખાય છે. એ સંસ્કાર ભાવનામાં આરૂઢ થવા કરતાં અને ઇચ્છાનુરૂપ સ્થિર રાખવા કરતાં બાહ્ય વ્યાપાર (જેનો ધક્કો સંસ્કારરૂપ છે) ઈશ્વર આરાધનારૂપ થવો જોઈએ. કારણ ભાવના જેવા પ્રકારનો સંસ્કાર તેમાં આરૂઢ થાય તેવા પ્રકારનો સંસ્કાર પોતાનામાં ધારણ કરે છે અને સ્વાર્થપરાયણનો બાહ્ય વ્યાપાર ઈશ્વરપરાયણ ન થાય તો ઈશ્વરપરાયણ સંસ્કાર ભાવનામાં આવતો નથી, અને માનસ અર્ચન ઈશ્વરપરાયણ સંસ્કાર બળપર થતો નથી. સર્વ વ્યર્થ જાય છે. કારણ અનંત જન્મોથી જન્મક્ષણ આરંભથી તે મરણ ક્ષણ સુધી સ્વાર્થના બાહ્ય વિષયોમાં જીવની ભાવના અખંડ વ્યાપાર કરતી હોય છે જેથી પોતે અંતર્મુખ કેમ થવું અને સ્વસ્થ કેમ રહેવું એને તેની ખબર પડતી નથી. બહિર્મુખતાની ટેવ છુટી અંતર્મુખ થઈ એકાગ્રહ થવું એ ભાવનાને ઘણુંજ કઠણ લાગે છે. વાસ્તે ભાવનાને એકદમ નિર્વ્યાપાર ન રહેવા દેતાં તેને છુટી રહેવા દેવી, અને તેને વ્યાપાર અર્થે બંધરૂપ સ્વાર્થનો વિષય ન આપતાં મોક્ષરૂપ (ઈશ્વરપરાયણ)નો વિષય આપી (ભગવત નામ સ્મરણમાં રોકી) તેને નિર્મગ્ન રાખવી. કાંઈ કાળ આવો અભ્યાસ થવાથી ભાવનાને ઈશ્વર વિષયનો ધ્યાસ લાગતાં તેનો સર્વ બાહ્ય વ્યાપાર ઈશ્વરપરાયણ થઈ તે પોતાના સ્વાર્થના હેતુથી અલિપ્ત રહે છે. અલિપ્ત રહી તન્મય થતાં વિષય વ્યાપારનો સંસ્કાર ભાવનામાં દૃઢ થયો કે ભાવના તે સંસ્કારમાં રહી કેવળ સંસ્કારમય એવા ઈશ્વરનું માનસ અર્ચન કરવા સમર્થ થાય છે; અને પછી તેના અંતઃ વ્યાપારમાં દાખલ થતો અનિષ્ટ મનોવ્યાપાર તેને વિક્ષેપ કરતો નથી અને પોતાની મેળે એકાગ્રતા પ્રાપ્ત થયા વગર રહેતો નથી. બહિરંગ ભાવના, અંતરંગ ભાવના અને એકાગ્ર ભાવના એવી ત્રિવિધ અંગે ભાવના પૂર્ણપકવ થતાં ધ્યાન યોગ (ધ્યાન સમાધિ) બરાબર જીવને લાગે છે પછી તે પોતાનું કૃતાર્થ સમજી જ્ઞાન માર્ગ પ્રાપ્ત કરવા યત્ન કરે છે.

**બહિરંગ ઉપાસના.**

બહિરંગ ઉપાસના એ ઈશ્વર અર્ચનરૂપ છે. જીવના અંતઃકરણમાં, જ્ઞાનેન્દ્રિયમાં અને કર્મેન્દ્રિમાં જે બાહેર સૃષ્ટિ વ્યાપાર ચાલે છે તે સ્વાર્થ બુદ્ધિથી ન કરતાં ઈશ્વરપરાયણ જીવથી થવી જોઈએ. અહર્નિશ આપણ પોતાનો

સર્વ વ્યાપાર એ ઇશ્વર પોતે સાક્ષી રહી, મારી પોતાની મારફત કરાવે છે એવી દઢ ભાવનાસાધક ઇશ્વરપરાયણ રહી પોતાનામાં જાગ્રત રાખવામાં આવે તો સર્વ વ્યાપાર તેની પ્રેરણાથી થાય છે એમ જીવને દેખાશે. પછી પ્રત્યેક ક્રિયા તેને નિવેદન કરી આપણે તે ક્રિયાથી અલિપ્ત રહેવું, તેના પ્રસાદરૂપ ફળથી આપણે વ્યવહાર પુર્તી ક્રિયા કરતા જવી, કોઈ પણ વિષયમાં આપણી સ્વાર્થબુદ્ધિ ન રાખતાં પ્રથમ ઇશ્વર અર્પણ કરી પછી પ્રસાદરૂપે ગ્રહણ કરવામાં આવે તો તે પોતાના સ્વાર્થ પુર્તી સ્વાભાવિક થવાથી તે વિષયમાં ઇશ્વર પ્રસાદનું અનુપાન લાગે છે અને બંધરૂપ ન થતાં પ્રસાદના પ્રભાવથી તે મોક્ષ સાધનરૂપ થાય છે. કારણ બુદ્ધિથી ઉપભુકત કાર્ય એ બંધનું કારણ થાય છે પણ તે જ વિષય ઇશ્વર પ્રસાદી બુદ્ધિથી ઉપભુકત થાય તો તે ઠેકાણે એક પ્રકારની આદરબુદ્ધિ વધી તેમાં પ્રેમ સ્વાદ અધિક આવે છે અને તૃપ્ત થતાં તેમાં નિરાદર બુદ્ધિ થતી નથી. ઇશ્વરપરાયણ તે પ્રાસાદિક વિષય પૂજ્ય લાગે છે અને ભોગ તૃપ્તિનો સંસ્કાર બરાબર તેમાં પૂજ્યપણાનો સંસ્કાર સંવેદનાદ્વારા ભાવનામાં જઈ બેસે છે, તે પછી ભાવના, સવેદના અને ક્રિયા, એ ત્રણ પવિત્ર અને નિર્મળ થાય છે. એટલે સ્વાર્થ બુદ્ધિરૂપી મળ નહી જેવો થઈ અંતઃકરણશુદ્ધિ અને વિષયથી અલિપ્તપણું આવે છે; અને સ્વાર્થહાનિ ન થતાં પરમાર્થ સિદ્ધિના વિલક્ષણ સુલભ ઉપાય એવી ઉપાસના સિવાય બીજો કોઈ નથી.

સર્વ શ્રેષ્ઠ ઉપાસના એ છે કે સ્વધર્મ વર્ણાચાર સમ્પન્ન થઇ સ્વકૃતાર્થે શ્રી સદ્ગુરૂ શરણે જવું, કાયા વાચા અને મને કરી નિસ્પૃહપણું, નિરાભિલાષ અને પ્રેમળ ભાવથી શ્રી ગુરૂ સેવા કરવી, તેની આજ્ઞાનુરૂપ સ્વવ્યવહારનું વર્તન રાખવું, તેની આજ્ઞા બાહેર ન જતાં આપણો સર્વ વ્યવહાર તેને નિવેદન કરવો, ગુરૂમુનિનું સદૈવ પ્રેમથી ધ્યાન કરવું, આપણો સર્વ વિહિત વિષય શ્રી ગુરૂ સમર્પણ કરવો અને પ્રાપ્ત પ્રસાદનું સેવન કરવું, આનંદથી સદૈવ સંતુષ્ટ રહી શ્રી ગુરૂના પ્રસન્ન વિષયપર તત્પર રહેવું, સારા અવસરે સ્વકૃતાર્થે વાસ્તે અધ્યાત્મ વિષયક આત્મા અનાત્મા વિચારનું શ્રવણ, મનન અને સંશય શમન કરતા રહેવું, અને આત્માનંદ પ્રાપ્તિ વાસ્તે અહર્નિશ ઉત્સુકતા પ્રગટ કરી તત્પ્રસાદથી કૃતાર્થ થવું. શ્રી સદ્ગુરૂ માનવ વિગ્રહધારી એ સાક્ષાત્ ઇશ્વરનો અવતાર છે અને બ્રહ્મવેત્તા પુરૂષ સાક્ષાત્ બ્રહ્મરૂપ છે એમ શ્રુતિ પણ કહે છે. જેથી શ્રી ગુરૂની ઉપાસના એ સાક્ષાત્ બ્રહ્મની ઉપાસના છે, કારણ એના પ્રસાદથી સાક્ષાત્ આત્માનંદનો લાભ થઇ મુક્તિ પ્રાપ્ત થાય છે. જ્યારે ઇશ્વરનો પ્રસાદ મળે છે ત્યારે આત્મનિષ્ઠ એવા સદ્ગુરૂનો સમાગમ થાય છે. ગુરૂ નથી ત્યારે ગુરૂની પ્રાપ્તિ એ ઇશ્વર કૃપા શિવાય થતી નથી અને ઇશ્વરી કૃપા એ ઇશ્વર

ભક્તિ શિવાય થતી નથી, ભક્તિની પ્રાપ્તિ એ શ્રદ્ધા તથા આસ્તિકતા શિવાય થતી નથી, અને શ્રદ્ધા અને આસ્તિકય એ સ્વધર્માચા શિવાય અનવતી નથી; જેથી સ્વધર્માચારથી શુદ્ધિ પેહેલા થવી જોઇએ અને પછી ગુરૂ શરણે જવું જોઇએ ત્યારે જ કૃતાર્થ થવાય છે. કૃતાર્થતાનું સાક્ષાત્ કારણ એ શ્રીગુરૂ હોવાથી ગુરૂ ઉપાસના સર્વથી શ્રેષ્ઠ છે. પણ આ ઉપાસના જેને સર્વાંગે પૂર્ણતા થઇ નથી અને જેને સદ્‌ગુરૂ બ્રહ્મનિષ્ઠ પ્રાપ્ત થયા નથી, તેને તો વર્ણોક્ત ધર્મ પ્રમાણે ઇશ્વિર અર્ચનરૂપ ઉપાસના કરવી જોઇએ.

ઇશ્વિરનું અર્ચન તથા આરાધના એ સગુણરૂપ વગર થઇ શકતી નથી. સગુણ ઉપાસના બે પ્રકારે એટલે સમષ્ટિરૂપ વિરાટ્ ઉપાસના અને વ્યક્તિરૂપ અવતાર વિગ્રહ ઉપાસના છે. વિગ્રહની પરિચ્છિન્ન ઉપાસના સિદ્ધ થયા વગર જીવ ભાવના એ વિરાટની વ્યાપક ઉપાસના ધારણ કરી શકતી નથી. સગુણ અવતાર નિગ્રહ એ ભગવાન્ વિરાટ્ પુરૂપનો છે, જેથી તેમાં કંઇ ભેદ નથી. જે અવતાર વિગ્રહની લીલાવતારી મૂર્તિ તથા ચરિત્ર પોતાને અત્યંત પ્રિય લાગે તેને જ આપણા ઇષ્ટ દેવતા સમજી તેની પ્રતિમાનું ધ્યાન કરવું. પ્રતિમા બે પ્રકારે એટલે એક સાવયવ સમ્પન્ન શિવ, વિષ્ણુ ઇત્યાદિ ઇષ્ટદેવની પ્રતિમા અને બીજી શાલિગ્રામ, નર્મદેશનુ બાણુ, સૂર્યકાંત ઇત્યાદિ સ્વયંભૂ આકારમાં નિરવયવ શિવ, વિષ્ણુ, ગણુપતિ, સૂર્ય ઇત્યાદિ દેવતાની પ્રતિમાની ભાવના કરવી. એટલે બન્ને પ્રતિમામાં જે પ્રિય લાગે તેનું શાસ્ત્રોક્ત વિધાન પ્રમાણે અર્ચન કરવું. એટલે સાક્ષાત્ જગદીશ્વર ભગવાનની મૂર્તિ મારા ઇષ્ટ રૂપથી પ્રતિમામાં વિરાજમાન છે, પરમાત્મા જડચેતનરૂપ ઓતપ્રોતરૂપ છે અને તેનું જ હું પોતાના પરિચ્છિન્ન શકત્યનુરૂપ પ્રતિમામાં ધ્યાન કરૂં છું, અને વ્યાપક પરમાત્માનું વિશ્વરૂપમાં અને તેની અંતર્ગત પ્રતિમારૂપમાં લેશ માત્ર અતર નથી એવી દૃઢ ભાવના અહિર્નિશ જાગૃત રાખી આરાધન કરવું; અને આપણો સર્વ વ્યાપાર પરિચાર્ય તે અનુરોધથી ચલાવવો તેમાં વિષય વિસ્તારના શબ્દ સ્પર્શ, રૂપ, રસ, અને ગધ, આ પાંચ વિષયોમાંથી જે જે વિષયો પોતાને પ્રિય હોય તે તે સર્વ અર્ચન વિધિથી પ્રતિમાને સમર્પણ કરવી અને તેના પ્રાસાદિક ભાવથી પાછી સ્વીકાર કરી પોતાની ઇષ્ટ પુરતી કરતા જવું. મંત્ર ઉપચાર, જપ, શ્રવણુ, ભજન, કીર્તન, ઇત્યાદિ શબ્દ વિષયમાં આવે છે. વસ્ત્ર અલકાર, ગંધાક્ષત, પુષ્પ, અશ્વ આદિ વાહન સુખ, શયન ઇત્યાદિ સ્પર્શ વિષયમાં આવે છે. ગૃહમંદિર, આરામ, પાત્રાદિ સામગ્રી, આર્તિક, દીપજ્યોતિ, અને પૂજન વિધિની શોભા, ઇત્યાદિ એ રૂપ વિષયમાં આવે છે. ષડરસ અન્ન, સુસ્વાદ મધુર પદાર્થ, શીતલ, સુગંધિક દ્રવ્ય નિવેદન

વિગેરે રસ વિષયમાં આવે છે અને સૌગંધિક દ્રવ્ય અને ધુપ કપુર વિગેરે ગંધ વિષયમાં આવે છે, એમ પાંચ વિષયાત્મક સર્વ પદાર્થની યથાકાળ યથાપ્રાપ્ત અને યથાશક્તિથી ઇષ્ટ દેવની પ્રતિમાની વેદોકત તથા પુરાણોકત ષોડશોપચાર મંત્રથી યથાસાંગ પૂજન નિત્ય નિયમથી કરવું જોઇએ. ભાવના પોતાની સ્વાર્થ બુદ્ધિથી સર્વ ઇન્દ્રિયોદ્વારા બાહેર પડી પંચ વિષયોના પસારામાં દબાઈ જાય છે અને તેમાંથી છુટવું તેને અતિ દુર્ઘટ લાગે છે તેથી સ્વાર્થ-પરાયણતા દૂર કરવા અને તેના પ્રત્યેક ઇન્દ્રિયો વ્યાપાર ઇશ્વિરપરાયણ દૃઢ થવા ઇશ્વિર પાસ તેના ચરણારવિંદ સેવા, અંતઃકરણ શુદ્ધિ સત્પુરૂષ સમાગમ, પૂજ્ય બુદ્ધિ, અને સદ્વાસના આપવા વરદાન માંગવું. આ સાધન કરવાથી અંતઃકરણપર ઇન્દ્રિય નિગ્રહનો કાંઇક દાબ ન રહેતાં તે સુખથી તૃપ્ત, શાંત, નિર્મળ, અને કોમળ થાય છે. ઇન્દ્રિયોની ત્રિપુટીનો પ્રવાહ ઇશ્વિર આરાધનામાં જેમ જેમ અધિક દૃઢ થાય છે, તેમ તેમ અંતઃકરણમાં અનુરાગ, પ્રેમ, ભક્તિ, વિશ્વાસ, ઇત્યાદિ કોમળ મનોવૃત્તિ જાગૃત થઈ ઉપાસકને આનંદની અને ઇશ્વિરી પ્રસાદની અનુભૂતિની સાક્ષ મળે છે અને ભાવનામાં ઉપાસનાની પરિપાક સ્થિતિ થઈ આનંદની ઉર્મિ આવે છે. આ લક્ષણો સાધકના અંગે પૂર્ણપણે આવવાથી તેનો અહર્નિશ વ્યાપાર ઇશ્વિરપરાયણ થઈ તેને બાહેરથી તન્મયતા થાય છે. પ્રવાહપતિત અન્ય ગતિથી જે વ્યવહાર કદાચ પછી સાધકથી કરવામાં આવે તો તેમાં તે ભક્ત ઇશ્વિરી ભાવનાનું અનુપાન કરી પોતે તેનાથી અલિપ્ત રહે છે, એટલે તેને વ્યવહાર જનિત સુખદુઃખ, હર્ષ, શોક, તથા પ્રિય, દ્વેશ, ભાવની વિશેષ નડતર આવતી નથી પણ ભગવત પ્રેમની ધુંધ અંતઃકરણમાં લાવી તેમાં સદા આનંદમાં રહે છે. ભદ્રાંગ અને છિદ્રાંગ ઉપાસના કંઈ સાર્થકતા કરતી નથી.

**અંતરંગ ઉપાસના.**

અંતરંગ ઉપાસનામાં ભગવત નામ સ્મરણ, ભગવત ગુણપઠન, ભગવત પરિચાર્ય, ભગવત પૂજન, અને ભગવત ધ્યાન, એ પાંચ મુખ્ય છે. જ્યારે બહિરંગ ક્રિયા બાહ્ય વિષય ઇન્દ્રિયોની ત્રિપુટીરૂપ છે ત્યારે અંતરંગ ક્રિયા કેવળ સંસ્કાર-યુક્ત અંતઃકરણ ત્રિપુટીરૂપ છે. બાહેર વ્યાપારમાંથી અંતર વ્યાપારમાં એક-દમ આવવું કઠણ છે એમ સમજી તેમાં ફેરબદલ કરવા મધ્ય સ્થિતિ કયા પ્રકારના સાધનથી થવી જોઇએ અને બહિરંગ ઉપાસના પૂર્ણ જેવી ને તેવી સુલભ રીતથી કેવી રીતે અંતરંગ ઉપાસનામાં પ્રવિષ્ટ થાય એવા હેતુથી શાસ્ત્રકાર તરફથી ભગવત નામ સ્મરણ બતાવવામાં આવે છે. તે સ્મરણ એકાંત સ્થળે સુખ આસનથી બેસી, હાથમાં માળા ધરી, મુખથી ભગવત નામનું ઉચ્ચારણ

કરવું અને માળાથી જપ સંખ્યા ધરી, નામની ધ્વનિ પોતાના કર્ણગોચર થાય એવી ઉચ્ચ અને સ્પષ્ટ રાખવી. જપ વખતે નેત્ર બંધ કરવાં અને શબ્દોચ્ચારની એક સરખી ધારા ચલાવવી. એને વૈખરી વાણી કહે છે.

**વાણીના ભેદ.** પરા, પશ્યંતી, મધ્યમા, અને વૈખરી એવી વાણીના ચાર ભેદ અથવા ચાર સ્થાન છે. પરાનું સ્થાન નાભિમાં, પશ્યંતીનું સ્થળ હૃદયમાં, મધ્યમાનું સ્થાન કંઠમાં અને વૈખરીનું સ્થાન જીભ છે. અવ્યક્ત શબ્દ એનું ઉત્થાન થઈ નાભિમાંથી આવી, હૃદયમાં શબ્દ વ્યક્ત થતાં કંઠમાંથી ધ્વનિરૂપે થઈ જીભની ઉપાધિથી તે વર્ણરૂપ એટલે વાણીરૂપ થાય છે. જીવ માત્રના શબ્દ ઉચ્ચારની આવી ક્રિયા આ અનુક્રમથી અખંડ ચાલુ હોય છે. શબ્દ આકાશનો ગુણ છે, જેથી શબ્દને પકડી શબ્દનો ગ્રાસ કરતાં કરતાં આકાશવત્ શૂન્ય સ્થિતિને પ્રાપ્ત થઈ પછી તે શૂન્યનો પણ ગ્રાસ કરી શૂન્યાતીત સ્થળે પોહોચવુ (એટલે જે સ્થાનથી શબ્દનું ઉત્થાન થઈ જે જે સ્થાનથી તે શબ્દ ઉપરની સંધીના આઘાતથી બાહેર પડે છે, તે શબ્દને ધરી) એવા ઉલટ માર્ગે સાધકને જવાનું છે. એટલે સ્થાનાસ્થાનપર શબ્દમાં સધી છોડી સ્થાનને ઠેકાણે તે શબ્દ પોતાના સ્વરૂપમાં ઓળખવાનો છે અને ઉપરનું સ્થાન છોડી નિચેના સ્થાનપર મુકામ કરતાં કરતાં છેવટે પરામાં તે શબ્દના ઉત્થાનનું લીન કરવાનું છે. સ્થાન ધારણાથી પ્રાપ્ત થતાં ભાવનાને બાહેર મુકામમાં છોડી દઈ જ્યારે અંદરના મુકામમાં આરૂઢ કરવામાં આવે છે ત્યારે ભાવનાનું ગ્રાસ થયું એમ કહેવાય છે એટલે જે સ્થાન ભાવના છોડે છે તે સ્થાન ભાવનાનો ગ્રાસ થાય છે. બાહેર આવવાના શબ્દ વ્યાપારને "પ્રસવ" કહેવામાં આવે છે. એકમાંથી અનેક રૂપતા થાય છે એટલે અવ્યક્તમાંથી શબ્દ વર્ણરૂપ થાય છે તે પ્રસવનાં લક્ષણ છે; અને અનેકરૂપતામાંથી એકરૂપતા અનુક્રમે પ્રાપ્ત થાય છે એટલે શબ્દથી વાણીરૂપે થતું ઉત્થાન, પોતાના અસલ સ્થાનપર લીન થાય છે એ ગ્રાસનું લક્ષણ છે. ભાવનાની ધારણા એક મુકામપર દૃઢ થવી જોઇએ કારણ તે વગર અંદર બીજા મુકામપર ભાવના બેશી શકતી નથી અને સાધકને તેથી વિક્ષેપ થવાની ધાસ્તી રહે છે. તેથી વૈખરી વાણીની જપ ઉપાસના બહિરંગ સાધનમાં બતાવવામાં આવે છે. પશ્યંતી એ અંતરંગ લક્ષણ ધ્યાન ઉપાસના છે, અને મધ્યમા એ મધ્ય પ્રવેશ દ્વારા છે. વૈખરીમાંથી મધ્યમાની ધારણા સાધ્ય થયા વગર એકદમ પશ્યંતીમાં જવાતું નથી, જેથી મધ્યમા વાણીથી ભગવત નામ સ્મરણ કરવું એ અવશ્યનું છે; તેમાં જપ અસ્પષ્ટ ધ્વનિ રૂપ,

શ્રવણની ધારા તુટયા વગર હોવી જોઇએ. મન બીજા વ્યાપારમાં ન જાય તો જપ થવાથી મનનો વેગ બીજા વિષયોપર જવા શિથળ પડે છે અને પછી જપ સંખ્યા માળાના મણકાથી ન ધરતા કાળની ગણનાથી કરવી પડે છે. સરળ સ્થિતિમાં બેસી, નેત્ર બંધ કરી, નાસાગ્રપર મન ઠસવી, શ્વાસોચ્છ્વાસ ગમનાગમન અવધાનથી જોતાં ભગવત નામનો જપ (જે પૂર્વે અસ્પષ્ટ શબ્દોથી થતો હતો અને જીભ તેમાં હાલતી હતી તે જીભ બંધ રાખી) શ્વાસોચ્છ્વાસની ધ્વનિમાં ગુપ્ત શબ્દથી ચાલુ રાખવો. શ્વાસપ્રવાહમાં મન ગુંઠેલું રહેવાથી શ્વાસની ધારાથી ધરવામાં આવતો ગુપ્ત શબ્દ અને શ્રવણરૂપ મન એ ત્રિપુટી સ્થિર રહે છે. આ ત્રિપુટી બરાબર થોડો વખત શ્વાસપ્રવાહથી સ્થિર થવા લાગે છે ત્યારે બાહેર સ્થિતિનું અને પોતાના શરીરનું ભાન સાધકને જતું રહે છે અને વાયુના જોકામાં ડોલે છે એવી પ્રતીતિ તેને ભાસમાન થાય છે; જ્યારે મન શાંત અને ગંભીર સ્થિતિમાં રહે છે, હૃદયમાં આનંદ લાગે છે અને નેત્રમાં પ્રેમ આંસુની ધારા આવે છે ત્યારે પોતાના નિત્ય અભ્યાસની વૃદ્ધિ થઈ સાધક પરિપકવ થાય છે. આવી સ્થિતિમાં ભગવત્‌નામ પ્રભાવથી અંદર એક પ્રકારનો દિવ્ય પ્રકાશ પ્રગટ થાય છે. એ આનંદ સ્થિતિનું વર્ણન શબ્દોથી થઈ શકતું નથી. આમ મધ્યમા વાણીના અનુષ્ટાનની પરિપકવ સ્થિતિ પ્રાપ્ત થયા પછી શ્વાસ આધાર અને નામની ગુપ્ત ધ્વનિનું અનુસંધાન છોડી હૃદય મંદિરમાં દિવ્ય પ્રકાશને સ્વસ્થપણે અંતર્દૃષ્ટિથી અવલોકન કરતા સ્થિર રહેવું. અહીઆ ભાવના અને મન જે દૃષ્ટિરૂપે હોય છે તે ભાવના મનના ચચલત્વપણાનો લોપ કરી પૂર્ણપણે સ્થિર રહે છે. આ સ્થિતિમાં સાધક કેટલો વખત સ્થિર રહી શકે છે એનો નિયમ નથી. કારણ જે સ્થળે સાધકે જઈ સ્થિર રહેવાનું છે એનું સાધકને અત્રે કાળનું ભાન રહેતું નથી. અહીઆ સ્થિર રહેવું કે પાછું ઉત્થાન આવવા દેવું એ સાધકના સંયમ આધિન છે. જેમ જેમ સંયમ અધિક થાય છે તેમ તેમ સાધક પૂર્ણ સિદ્ધિને પોહોંચે છે અને પછી પોતાની ભાવના વેદ્યશક્તિથી પૂર્ણ સમ્પન્ન થાય છે, એટલે પોતાની ભાવનામાં જે ઇચ્છા, વાસના અથવા સંકલ્પ હોય છે તે સર્વની સિદ્ધિ આપોઆપ આવે છે. આવી સિદ્ધિની ખટપટ છેવટે દુઃખદાયક નિવડવાથી અને કાળનો ફોકટ વ્યય થવાથી સાધકે તેમાં ન પડતાં ભગવન્નામની એકાગ્રતારૂપ ધ્યાન, ઉપાસના વધારતા જવું અને ઈશ્વરનો એકાતિક ભક્ત થઈ કૃતાર્થ થવું આ પશ્યંતી વાણીના ધ્યાન ઉપાસનાની પૂર્ણ સ્થિતિ છે. પરા વાણી સ્થાન એટલે અહીઆથી નાભિ સ્થાનમાં જવાનું

બાકી રહે છે. પૂર્વે હૃદયપ્રકાશમાં દિવ્ય અક્ષરઅંશભાવના દષ્ટિરૂપ થઈ જે પોતાથી પૃથક્ જોતી હતી તે ભાવના અહીંઆં પૃથક્ ન રેહેતાં પોતે સ્વયં અક્ષરરૂપ થઈ નાભિ સ્થાનમાં સ્થિર રેહે છે એટલે નામની અસ્તિત્વસંજ્ઞા કેવળ પોતામાં ધારણ કરી નાભિ સ્થાનમાં પોતે પોતાની વિષયી થાય છે. પૂર્વસ્થિતિમાં (પશ્યંતીમાં) નામ અક્ષર જે દશ્ય હતાં અને ભાવના દર્શતીત હતી તે દર્શનરૂપ ભાવના પોતાના દશ્ય સહિત અધિષ્ઠાનમાં લીન થાય છે એટલે જે ભગવત્ નામ અક્ષરો પૂર્વે સત્રયવ લાગતા હતા તે અહીંઆં નિરવયત્ર થઈ રહે છે. આવી રીતે જ્યારે ભાવના સ્વવિષય ગૌચર થઈ નાભિબિંદુ સ્થાને સ્થિર રેહે છે ત્યારે એ પરા વાણીનું તન્મય અનુષ્ઠાન છે. આ પૂર્ણ સ્થિતિમાં ભગવત નામ, ઉપાસ્ય અને ઉપાસક એ ત્રણનું સાધકને ઐકયતા થઈ હરહમેશ નિમગ્ન રહી તે નિરતિશયાનંદ સુખ ભોગવે છે. હાલના કલિ કાળમાં સર્વ ઉપાસના કરતાં ભગવત્ નામ ઉપાસના અતિ શ્રેષ્ઠ સુલભ અને સ્વતંત્રપણે ઇષ્ટ સિદ્ધ પદ છે. એ ઉપાસના કોઈ કાળે નિરર્થક ન જતાં કાળાંતરે તેની ઉન્નતિ સાધનભૂત થાય છે.

**ભગવદ્ગુણપઠન**–આ વૈખરી વાણીનું અનુષ્ઠાન છે. એને અંતરંગ સાધનમાં લેતા સાધકે પાઠ કરતી વખતે શબ્દ ઉચ્ચાર ન કરતાં વાણી બંધ કરી કેવળ નેત્રદ્વારા શબ્દ પંક્તિપર દષ્ટિ લગાડવી અને મનથી અનુસંધાનની ધારા ચાલુ રાખવી. વાણી અને શ્રવણની બાજુએ અનુસંધાન રાખવું નહી કારણ વાણીનું કામ નેત્ર અને કર્ણનું કામ મન કરે છે. જે અવતાર મૂર્તિ ઉપાસકને ઉપાસ્ય હોય તેના ચરિત્રનું નિત્ય નિયમથી પાઠ કરવો એ પઠન છે. અનુક્રમથી પાઠ કંઈક વખત ચાલ્યા પછી જ્યારે તે કંઠાગ્ર અથવા મોહોડે થાય છે ત્યારે ગ્રંથ અને દષ્ટિનું અનુસંધાન છોડી સુખથી એકાંત નેત્ર બંધ કરી માનસિક ધારાથી ચરિત્રનું આવર્તન ચલાવવું. મનથી ચરિત્ર આવર્તન ચાલ્યું કે અર્થાનુસંધાન પણ ચાલે છે, અને મન બન્ને કામ કરે છે, એવી રીતનું પઠન પશ્યંતી વાણીનું છે. આ કંઈ કાળ ચાલુ રહેવાથી સાધકને દેશ, કાળ, અને પોતાના દેહાદિ ઉપાધિનું ભાન રહેતું નથી, અને પછી તેની તદાકાર સ્થિતિ થાય છે. આ ધ્યાનલક્ષણ એ પાઠની અંતરંગ સિદ્ધિ થવાની નિશાની છે. એવા ધ્યાનરૂપ પાઠના પ્રવાહમાં જ્યારે જીવને પરમાત્મા ઐકયતા વિષે બોધવાક્ય આવે છે ત્યારે પાઠ કરનાર ભક્ત ધારાપ્રવાહમાં શિથલ પડે છે, નિર્વિષયથી કંઈ વખત સ્થિર રહે છે અને પાછો પાઠ અગાડી ચલાવે છે. આ નિર્વિષય સ્થિરતા એ પરા વાણીનું તન્મય તદાકારરૂપ ભગવન્ ગુણ પાઠનું અનુષ્ઠાન છે. આથી કૃતકૃત્ય અને અખંડ તૃપ્ત થવાય છે.

**ભગવત્ પરિચર્યં પૂજન અને ધ્યાનમાં** પૂજન વેદોક્ત મંત્રથી

ભગવાનને ષોડશોપચારથી કરવું. એ ઉપચારમાં લાગનાર દ્રવ્ય અથવા પદાર્થ સામગ્રી એકત્ર કરી તેની વ્યવસ્થા કરવી. એ વ્યવસ્થા કરવાના વ્યવહારને પરિચર્ય કહે છે. પુષ્પ, નૈવેદ્ય વિગેરેની વ્યવસ્થા કરવી એ પણ પરિચર્ય છે. ભગવત્ પરિચર્ય અહર્નિશ પોતાના શરીરથી કરવી જેથી આપણનો સર્વ વ્યવહાર ઇશ્વરપરાયણ થઈ અંતઃકરણ તન્મયતાને પ્રાપ્ત થાય છે અને પ્રાપ્ત થતાં સર્વ વ્યવહાર સંસ્કાર એ ભાવનામાં દૃઢ આરૂઢ થઈ તે સસ્કારનો અંત વ્યાપાર કરવા ભાવના સમર્થ થાય છે. **ભગવત્ ધ્યાન** એ ભગવત્ પૂજન અને પરિચર્યનો મુખ્ય અંગ છે, અને તેમ અંતરંગ ઉપાસનાનો મુખ્ય કેંદ્ર બિંદુ છે અને તેના ઉપર અંતરંગ ઉપાસના અને તેની સર્વ સિદ્ધિ અવલંબુન છે. જેને ભગવત્ ધ્યાન પૂજન અને પરિચર્ય બહિરંગ સાધનથી પરિપક્વ કરી હોય છે તેને જ પોતાની અંતરંગસાધના પરિપક્વ થાય છે

આ ભગવત્ પરિચર્ય, પૂજન અને ધ્યાનમાં મુખ્ય ચિત્તની સ્થિરતા આવવી જોઇએ. જે સ્થાનપર ચિત્તને સ્થિર રહેવું જોઇએ એવો વૃત્ત અથવા નેમ છોડી, બાહેર પ્રદેશમાં સાધકનું મન (ચિત્ત) અનર્ગળપણાથી ભટકે છે અને પોતે કયા ઠેકાણાપર છે એની તેને ખબર હોતી નથી; પણ તે ચિત્તનો પોતે નિબંધ કરી, તે વૃત્ત રેશાથી પોતાને જોવામાં આવે તો તે ચિત્તનું વૃત્ત કેટલું બાહેર અથવા દૂર છે એ સાધકને સમજવામાં આવે છે પણ તેમાં તેને કેંદ્ર દર્શન થતું નથી. (સ્થાનપર ચિત્ત સ્થિર કરવાનું હોય છે તે જોવામાં આવતું નથી.) બાહેરનું પ્રમાણ છોડી વૃત્ત રેષાપર ચિત્તથી પરિવર્તન કરવામાં આવે છે ત્યારે સાધકને કેંદ્ર દર્શન બરાબર થઈ કેંદ્રપર જઈ શકે છે અને પરિભ્રમણતા જઈ ચિત્તમાં સ્થિરતા આવે છે. જીવનું અનર્ગળપણે વિષયમાં ભટકવું એ ચિત્તવૃત્ત બાહેર પરિભ્રમણ છે, તે પરિભ્રમણ છોડી સાધક-સાધનારૂઢ થાય (ભગવત્ પરિચર્યમાં રૂઢ થાય) તો એ ચિત્તવૃત્ત દર્શનરૂપ થાય છે અને તેમાં ભગવન્મૂર્તિના દરશણ થાય છે. એ ભગવતદર્શન વૃત્ત કાઢી નાંખી સાધક ધ્યાનનિષ્ઠ થાય છે ત્યારે એ કેંદ્રપર સ્થિરતા આવે છે અને એ સ્થિરતાની પરિપાક દશાથી તન્મયતા સાધકને પ્રાપ્ત થાય છે; ત્યાર બાદ અંતરંગ-સાધનામાં સિદ્ધ થવા તેને વખત લાગતો નથી.

જણાવેલી વિધિથી પરિચાર્ય યુક્ત ભગવત્ પૂજનની સમાપ્તિમાં ભગવત્ પ્રાર્થના, મંત્ર, તથા સ્તુતિના સ્તોત્રનું પઠન કરવું અને અનિમિષ દૃષ્ટિથી ભગવાનની સુંદર મૂર્તિનું અધિક પ્રેમથી અવલોકન કરવું. દૃષ્ટિ એ મૂર્તિ તરફ લગાડી "ભગવત્ પદ કમળમાં મારૂં મન સંલગ્ન રહો" એવી દૃઢ વાસના રાખવી. પછી અનુકૂળ આસન કરી બેસવું. હાથ જોડી ભગવાનની મૂર્તિની

શોભા અવલોકન કરતાં કરતાં નેત્ર બંધ રાખવા અને કેવળ અંતઃકરણકલ્પિત પૂર્વાનુભૂત સંસ્કારરૂપથી ભગવાનનું માનસપૂજન કરવું. માનસપૂજામાં જે ક્ષેત્ર, જે સ્થળ, જે મૂર્તિ, જે પૂજન દ્રવ્ય સામગ્રી અને જેવી આપણી સ્થિતિ હોય તેવી ને તેવી સંસ્કારની રચના ભાવનામાં સ્થાપના કરવી: કદાચ તે રચના પૂર્વ અનુભૂતિથી ભાવનામાં સ્વાભાવિક સ્થાપિત હોય છે તેની પૂર્વાનુષ્ઠિત પૂજનક્રિયાથી આરૂઢ થયલા સંસ્કારની મનમાં પુનરાવૃત્તિ કરવી. ભાવનાને ઇષ્ટ વ્યાપારમાં છુટી રાખવી. ભગવન્મૂર્તિ પૂજન આદિ સામગ્રી અને પૂજક (પૂજા કરનાર પોતે) પૂર્ણાવયવસમ્પન્ન ત્રિપુટી અંદર મનમાં કલ્પવી. જેમ બાહાર ઇશસૃષ્ટિમાં સ્થૂળ વ્યાપારથી અર્ચન કર્યું હોય તેમ નેત્ર બંધ કરી પોતાની કલ્પિત સૂક્ષ્મ સૃષ્ટિમાં માનસકલ્પિત અર્ચન કરવું. મન તે ક્રિયામાંથી પાછું હઠે નહી તેની સાવચેતી રાખવી; નહી તો અર્ચન છુટી જશે અને મનોરાજ્યનો વ્યાપાર લાગુ પડશે. આ માનસ અર્ચન ત્રિપુટીસંયમથી જેટલી અધિકાધિક સ્થિરતાપર આવે છે તેમ તેમ અંતરંગ પ્રદેશમાં ભાવના પોતે ત્રિપુટીરૂપ થઈ સંયમથી રૂઢ થાય છે. રૂઢ થઈ તેમાં વેધશક્તિ ઉત્પન્ન થાય છે અને પછી કાલાંતરે સિદ્ધ શક્તિસંપન્ન થાય છે. માનસ અર્ચન વખતે ઘણી જ નિવાંત અને નિવેદ્ય સ્થિતિ સાધકની હોવી જોઇએ તો જ સ્થિરતા આવે છે. સ્થિરપણું અને શાંતપણું અંતરંગ અર્ચનમાં થવા લાગતાં શરીરનું અને બાહેર સ્થિતિનું અત્યંત વિસ્મૃતિ થઈ અંગ શિથળ થાય છે. જ્યારે બાહેરના શબ્દો અંદર પ્રવેશ થતા નથી ત્યારે જ અંતરંગ સાધનાની સિદ્ધ સ્થિતિ અને ભાવનામાં વેધશક્તિ આવે છે. વેધશક્તિથી માનસ અર્ચન થતાં "હું પ્રત્યક્ષ બહિરંગમાં છું કે શું?" એવું ઉત્થાન થાય છે. તે ક્ષણે અંતરંગમાં કંઈ ચમત્કાર ભાસે છે અને ભાવનાથી થયેલા સિદ્ધ સંસ્કાર અર્ચન ઉત્થાન કાળમાં સંવેદનારૂપે ઇન્દ્રિયોમાં પ્રતીત થાય છે અર્થાત્ વિષયાનુભવપ્રતીતિ અંદર ને અંદર આવતી દેખાય છે. આવી રીતની ધારણાથી સ્થિરતા આવતા સાધકને પોતાને ઠેકાણે અંતર્જ્ઞાનની સિદ્ધિ સ્વાભાવિક પ્રગટ થાય છે અને તેની મનોગતિ જ્યાં જાય ત્યાં તે પોહોંચી તેની પ્રતીતિ તે ઠેકાણાસાથ મેળવવા બની આવે છે. એકાંતિક અવસ્થા દિવસે દિવસે વૃદ્ધિ પામે છે, બાહેર વિષય અથવા શરીરનું ભાન રેહેતું નથી અને અન્તરંગમાં અનિષ્ટ મનોવ્યાપાર બંધ પડી ભગવાનપર ઇષ્ટ મનોવ્યાપાર નિવેદ્ય અને શાંતપણે યથાર્થ થવા લાગે છે. ઉત્થાનથી સાધકને બાહેરની જાગૃતિ આવવા કંટાળો આવે છે ત્યારે માનસ અર્ચનની પૂર્ણ દશાએ તે પોહોંચે છે. આ સ્થિતિમાં ઇશ્વરના સાંનિધ્ય આનંદના અનુ-

ભવની અતુલ્ય તૃપ્તિ, ઈશ્વિર અનુગ્રહની વિલક્ષણુ જાગૃતિ અને અંતઃકરણની પ્રફુલ્લતા આવે છે.

બહિરંગ અર્ચન કરતા અતરંગ માનસ અર્ચન શ્રેષ્ઠ અને ઉચ્ચ છે. એમાં શ્રમ બીલકુલ નથી. જે બહિરંગ અર્ચનમાં સામગ્રી બરાબર ન મળવાથી સાધકના મનને ગલાની ઉત્પન્ન થાય છે તે માનસ અર્ચનમાં કલ્પના માત્રથી ભગવત અર્પણુ થાય છે અને તે અર્પણુ ખરૂં થાય છે કે નહી તેના પ્રસાદની ખાતરી સાધકને થાય છે. બહિરંગ સ્થૂળ સૃષ્ટિ એ ઈશ્વિર ક્ષેત્ર છે અને અંતરંગ સૂક્ષ્મ સૃષ્ટિ જીવાત્માનું ક્ષેત્ર છે એથી જ માનસ અર્ચન શ્રેષ્ઠ માનવામાં આવે છે. કારણુ તેમાં સર્વ સાહિત્યો જીવની ભાવના શક્તિના સંયમથી સંસ્કારાત્મક પરમાણુ ધટિત ઘનીભૂત થાય છે અને જે પદાર્થ સિદ્ધ થાય છે તે અતિ નિર્મળ અને દિવ્ય હોય છે. કારણુ અંતઃકરણુ એ પાંચ તત્વોના કેવળ સત્વ અંશથી ધટિત છે, સત્વ અંશ અતિ નિર્મળ અને સ્વચ્છ છે, સ્વપ્ન અભિમાની એ જીવનો તેજસ છે એટલે જીવની સ્વપ્ન અવસ્થા તેજસ્વી છે, જેથી સ્વપ્ન અવસ્થાનું અને માનસ અર્ચન કહેતાં ધ્યાન અવસ્થાનું એ કામ છે, ફક્ત માત્ર અનિચ્છિત અને ઇચ્છિત મનોવ્યાપારનો ફરક છે. જીવાત્માના તૈજસ અવસ્થાનું તેજ અને સત્ય અંશનું નિર્મળ સંસ્કારાત્મક પરમાણુ એ એના સંયમથી મિશ્રણુ થતાં થતાં ભાવનાથી તૈયાર કરેલો પદાર્થ તે નિર્મળ તેજસ્વી અનુરૂપ હોય છે અને એ દિવ્ય પદાર્થ તેજસ જીવ તેજોનિધાન સર્વેશ્વર ભગવાનને પોતાના તૈજસ અવસ્થામાં અર્પણુ કરે છે તો સર્વનો સજાતીય સમરસતા પ્રાપ્ત થાય છે અને પૂજ્ય, પૂજક અને પૂજન એ ત્રિપુટીની ગુણધર્મ સામ્ય અવસ્થા પ્રાપ્ત થઈ આનંદ અનુભવ આવે છે. આ સર્વ વ્યવસ્થાનો આધાર પ્રેમળ ભાવના—શક્તિ ઉપર છે. આ ભગવાન્ સ્વસ્થ ભક્તની એકાંત અવસ્થા અને ભક્તની ધ્યાન અવસ્થા છે, જે અવસ્થામાં ભાવના કંઈ પણ મનોવ્યાપાર ન કરતાં એકાગ્ર થવી જોઇએ એટલે વિષયક મનોવ્યાપાર બંધ કરી એકાગ્ર અંતર દૃષ્ટિથી ભગવન્મૂર્તિનું સ્વસ્થ અવલોકન કરવું એ ધ્યાન એકાગ્રરૂપતા છે. એ સ્થિતિમાં ધ્યાતા, ધ્યેય અને ધ્યાનરૂપ એવી ભાવના ત્રિપુટીની ધારા એકાગ્રતાથી સ્થિર રહેવી જોઇએ. એવી એકાગ્રતાથી સ્થિર રહેવાનો હેતુ જીવને પ્રથમ કૃત્યાર્થતા જ્ઞાન માર્ગ પ્રાપ્તિ વાસ્તે પ્રથમ પોતાનામાં હોવો જોઇએ. તે ઉપરાંત મનુષ્યત્વ, મુમુક્ષુત્વ અને સદ્ગુરૂકૃપા આ ત્રિપુટીનાં અબાધિત અનુક્રમે પૂર્ણ ભાગ્ય ઉદય થવો જોઇએ, ત્યારબાદ પૂર્ણ દશા પ્રાપ્ત થતાં વૈરાગ્ય, બોધ અને ઉપરામ અનુક્રમે આવવા વિલંબ લાગતો નથી. આત્મા અનાત્માનો વિવેક વિચાર સત્સંગથી યથાર્થ થાય છે ત્યારે વૈરાગ્ય

ઉત્પન્ન થાય છે. જ્યારે ઇંદ્રિયોગ્રાહ્ય વિષયોનો ત્યાગ થઈ અસંભાવના વિપરીત ભાવના તથા આવરણ વિક્ષેપના દોષરહિત નિર્મળ બુદ્ધિથી સ્વરૂપનો (આત્માનો) બોધ થાય છે ત્યારે તે બોધના આનંદમાં બુદ્ધિ અખંડ નિમગ્ન રેહેતા જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તે સ્થિતિને ઉપરામ સ્થિતિ કેહેવામાં આવે છે. સારાંશ એ કે વિષય ગ્રહણમાંથી અંતઃકરણઇંદ્રિયોની અલંબુદ્ધિનું અત્યંત પરાઙ્મુખ થવું જોઇએ. વૈરાગ્ય, બોધ, અને ઉપરામ અનુક્રમે એક પછી એક આવવું જોઇએ એવો કંઈ નિયમ નથી; કારણ કોઇને વૈરાગ્ય અને ઉપરામ હોય છે તો તેને બોધ હોતો નથી; કોઇને વૈરાગ્ય અને જ્ઞાન હોય છે તો ઉપરામ હોતો નથી, અને કોઇને વૈરાગ્ય, બોધ અને ઉપરામ એ ત્રણ સાથે હોય છે. પણ મુખ્ય શ્રેષ્ઠ મોક્ષ પ્રાપ્તિ કરાવનારૂ બોધ છે. જ્ઞાનબોધ શ્રેષ્ઠ અને દૃઢ હોય, વૈરાગ્ય અને ઉપરામ ન હોય તોપણ મોક્ષ પ્રાપ્તિમાં અડચણ આવતી નથી. પ્રથમ એકવાર દૃઢ બોધ થવો જોઇએ; પછી તેના અંતર્ગત વૈરાગ્ય અને ઉપરામની પ્રભા પોતાની મેળે પ્રકાશી નીકળે છે. પરંતુ કેવળ વૈરાગ્ય અને ઉપરામ હોવાથી મોક્ષ થતો નથી જેથી જ્ઞાન બોધ લેવાની જરૂર છે, ફક્ત વ્યક્તિના મોક્ષ અર્થે તીવ્ર જિજ્ઞાસા હોવી જોઇએ. તેમાં પણ જો સાધકને પૂર્વજન્મના પ્રારબ્ધ અનુસાર વૈરાગ્ય અને ઉપરામની ફળસિદ્ધિ થઈ હોય છે તો આ જન્મમાં એ બન્નેની આવશ્યકતા વગર એકલા બોધથી જ્ઞાન ઉત્પન્ન થાય છે પણ એ બેની ફળસિદ્ધિમાં કંઈ અંશ બાકી રહ્યા હોય છે, તો તેઓની ફળપ્રાપ્તિ પ્રથમ થયા પછી બોધથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. બોધ વગર જ્ઞાન ઉત્પન્ન થતું નથી, એ નિયમ જેમ પ્રાપંચિક કર્મફળને લાગુ પડે છે તેમ તે નિયમ પારમાર્થિક સાધન અનુષ્ઠાનના ફળ સિદ્ધિને પણ લાગુ પડે છે. જેમ પૂર્વ કર્મનો બોધ એ વ્યવહારિકને હોતો નથી તેમ પૂર્વાનુષ્ઠિત સાધનનો બોધ એ સાધકને પણ હોતો નથી. પૂર્વ કર્મનું પ્રત્યક્ષ સ્મરણ વ્યક્તિને ન હોવાથી ફળપ્રાપ્તિમાં તેને અલ્પ અને અધિક શ્રમ કરવું પડે છે અને પૂર્વે થયેલા તથા બાકી રહેલા કર્મોનું અનુમાન પોતાથી થઈ શકતું નથી, એટલા વાસ્તે સિદ્ધ સદ્ગુરૂના શરણે સાધકે જવું જોઇએ પછી તે સદ્ગુરૂ અધિકારીના અંતઃકરણમાં સાધનાની રૂચિ બરોબર પરિપક્વ છે કે નહિ એ તપાસી અધિકારના પૂર્વાનુષ્ઠિત સાધન પરિપક્વનું અનુમાન પોતે કરી અધિકારીના ફળ સિદ્ધાંતમાં જે કંઈ ફળ સાધના કરવામાં બાકી રહ્યું હોય છે ત્યાંથી ફળસિદ્ધિ જલદી થવા સાધકને અગાડી સાધના કરવાને રસ્ને પાડે છે.

યોગફળ પ્રાપ્તિના અર્થે કર્મ અનુષ્ઠાન છે પણ મોક્ષ ફળની પ્રાપ્તિના અર્થે સાધના અનુષ્ઠાન છે. જે કંઈ કર્તવ્ય બુદ્ધિ જેના ઉપર થાય છે તે

ભવની અતુલ્ય તૃપ્તિ, ઈશ્વર અનુગ્રહની વિલક્ષણ જાગૃતિ અને અંતઃકરણની પ્રફુલ્લતા આવે છે.

બહિરંગ અર્ચન કરતા અતરંગ માનસ અર્ચન શ્રેષ્ઠ અને ઉચ્ચ છે. એમાં શ્રમ બીલકુલ નથી. જે બહિરંગ અર્ચનમાં સામગ્રી બરાબર ન મળવાથી સાધકના મનને ગલાની ઉત્પન્ન થાય છે તે માનસ અર્ચનમાં કલ્પના માત્રથી ભગવત અર્પણ થાય છે અને તે અર્પણ ખરૂં થાય છે કે નહી તેના પ્રસાદની ખાતરી સાધકને થાય છે. બહિરંગ સ્થૂળ સૃષ્ટિ એ ઈશ્વર ક્ષેત્ર છે અને અંતરંગ સૂક્ષ્મ સૃષ્ટિ જીવાત્માનું ક્ષેત્ર છે એથી જ માનસ અર્ચન શ્રેષ્ઠ માનવામાં આવે છે. કારણ તેમાં સર્વ સાહિત્યો જીવની ભાવના શકિતના સંયમથી સંસ્કારાત્મક પરમાણુ ઘટિત ઘનીભૂત થાય છે અને જે પદાર્થ સિદ્ધ થાય છે તે અતિ નિર્મળ અને દિવ્ય હોય છે. કારણ અંતઃકરણ એ પાંચ તત્વોના કેવળ સત્વ અંશથી ઘટિત છે, સત્વ અંશ અતિ નિર્મળ અને સ્વચ્છ છે, સ્વપ્ન અભિમાની એ જીવનો તેજસ છે એટલે જીવની સ્વપ્ન અવસ્થા તેજસ્વી છે, જેથી સ્વપ્ન અવસ્થાનું અને માનસ અર્ચન કહેતાં ધ્યાન અવસ્થાનું એ કામ છે, ફક્ત માત્ર અનિચ્છિત અને ઇચ્છિત મનોવ્યાપારનો ફરક છે. જીવાત્માના તૈજસ અવસ્થાનું તેજ અને સત્ય અંશનું નિર્મળ સંસ્કારાત્મક પરમાણુ એ એના સંયમથી મિશ્રણ થતાં થતાં ભાવનાથી તૈયાર કરેલો પદાર્થ તે નિર્મળ તેજસ્વી અનુરૂપ હોય છે અને એ દિવ્ય પદાર્થ તૈજસ જીવ તેજોનિધાન સર્વેશ્વર ભગવાનને પોતાના તૈજસ અવસ્થામાં અર્પણ કરે છે તો સર્વનો સજાતીય સમરસતા પ્રાપ્ત થાય છે અને પૂજ્ય, પૂજક અને પૂજન એ ત્રિપુટીની ગુણધર્મ સામ્ય અવસ્થા પ્રાપ્ત થઈ આનંદ અનુભવ આવે છે. આ સર્વ વ્યવસ્થાનો આધાર પ્રેમળ ભાવના—શક્તિ ઉપર છે. આ ભગવાન્ સ્વસ્થ ભક્તની એકાંત અવસ્થા અને ભક્તની ધ્યાન અવસ્થા છે, જે અવસ્થામાં ભાવના કંઈ પણ મનોવ્યાપાર ન કરતાં એકાગ્ર થવી જોઇએ એટલે ત્રિષયક મનોવ્યાપાર બધ કરી એકાગ્ર અંતર દૃષ્ટિથી ભગવન્મૂર્તિનું સ્વસ્થ અવલોકન કરવું એ ધ્યાન એકાગ્રરૂપતા છે. એ સ્થિતિમાં ધ્યાતા, ધ્યેય અને ધ્યાનરૂપ, એવી ભાવના ત્રિપુટીની ધારા એકાગ્રતાથી સ્થિર રહેવી જોઇએ. એવી એકાગ્રતાથી સ્થિર રેહેવાનો હેતુ જીવને પ્રથમ કૃત્યાર્થતા જ્ઞાન માર્ગ પ્રાપ્તિ વાસ્તે પ્રથમ પોતાનામાં હોવો જોઇએ. તે ઉપરાંત મનુષ્યત્વ, મુમુક્ષુત્વ અને સદ્ગુરૂકૃપા આ ત્રિપુટીનાં અબાધિત અનુક્રમે પૂર્ણ ભાગ્ય ઉદય થવો જોઇએ. ત્યારબાદ પૂર્ણ દશા પ્રાપ્ત થતાં વૈરાગ્ય, બોધ અને ઉપરામ અનુક્રમે આવવા વિલંબ લાગતો નથી. આત્મા અનાત્માનો વિવેક વિચાર સત્સંગથી યથાર્થ થાય છે ત્યારે વૈરાગ્ય

ઉત્પન્ન થાય છે. જ્યારે ઇંદ્રિયોગ્રાહ્ય વિષયોનો ત્યાગ થઈ અસંભાવના વિપરીત ભાવના તથા આવરણ વિક્ષેપના દોષરહિત નિર્મળ બુદ્ધિથી સ્વરૂપનો (આત્માનો) બોધ થાય છે ત્યારે તે બોધના આનંદમાં બુદ્ધિ અખંડ નિમગ્ન રેહેતા જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તે સ્થિતિને ઉપરામ સ્થિતિ કેહેવામાં આવે છે. સારાંશ એ કે વિષય ગ્રહણમાંથી અંતઃકરણઇંદ્રિયોની અલંબુદ્ધિનું અત્યંત પરાઙ્મુખ થવું જોઇએ. વૈરાગ્ય, બોધ, અને ઉપરામ અનુક્રમે એક પછી એક આવવું જોઇએ એવો કંઈ નિયમ નથી; કારણ કોઇને વૈરાગ્ય અને ઉપરામ હોય છે તો તેને બોધ હોતો નથી; કોઇને વૈરાગ્ય અને જ્ઞાન હોય છે તો ઉપરામ હોતો નથી, અને કોઇને વૈરાગ્ય, બોધ અને ઉપરામ એ ત્રણ સાથે હોય છે. પણ મુખ્ય શ્રેષ્ઠ મોક્ષ પ્રાપ્તિ કરાવનાર બોધ છે. જ્ઞાનબોધ શ્રેષ્ઠ અને દૃઢ હોય, વૈરાગ્ય અને ઉપરામ ન હોય તોપણ મોક્ષ પ્રાપ્તિમાં અડચણ આવતી નથી. પ્રથમ એકવાર દૃઢ બોધ થવો જોઇએ; પછી તેના અંતર્ગત વૈરાગ્ય અને ઉપરામની પ્રભા પોતાની મેળે પ્રકાશી નીકળે છે. પરંતુ કેવળ વૈરાગ્ય અને ઉપરામ હોવાથી મોક્ષ થતો નથી જેથી જ્ઞાન બોધ લેવાની જરૂર છે, ફક્ત વ્યક્તિના મોક્ષ અર્થે તીવ્ર જિજ્ઞાસા હોવી જોઇએ. તેમાં પણ જો સાધકને પૂર્વજન્મના પ્રારબ્ધ અનુસાર વૈરાગ્ય અને ઉપરામની ફળસિદ્ધિ થઈ હોય છે તો આ જન્મમાં એ બન્નેની આવશ્યકતા વગર એકલા બોધથી જ્ઞાન ઉત્પન્ન થાય છે પણ એ બેની ફળસિદ્ધિમાં કંઈ અંશ બાકી રહ્યા હોય છે, તો તેઓની ફળપ્રાપ્તિ પ્રથમ થયા પછી બોધથી જ્ઞાન ઉત્પન્ન થાય છે. બોધ વગર જ્ઞાન ઉત્પન્ન થતું નથી, એ નિયમ જેમ પ્રાપંચિક કર્મફળને લાગુ પડે છે તેમ તે નિયમ પારમાર્થિક સાધન અનુષ્ઠાનના ફળ સિદ્ધિને પણ લાગુ પડે છે, જેમ પૂર્વ કર્મનો બોધ એ વ્યવહારિકને હોતો નથી તેમ પૂર્વાનુષ્ઠિત સાધનનો બોધ એ સાધકને પણ હોતો નથી. પૂર્વ કર્મનું પ્રત્યક્ષ સ્મરણ વ્યક્તિને ન હોવાથી ફળપ્રાપ્તિમાં તેને અલ્પ અને અધિક શ્રમ કરવું પડે છે અને પૂર્વે થયેલાં તથા બાકી રહેલા કર્મોનું અનુમાન પોતાથી થઈ શકતું નથી, એટલા વાસ્તે સિદ્ધ સદ્ગુરૂના શરણે સાધકે જવું જોઇએ પછી તે સદ્ગુરૂ અધિકારીના અંતઃકરણમાં સાધનાની રૂચિ બરોબર પરિપક્વ છે કે નહિ એ તપાસી અધિકારના પૂર્વાનુષ્ઠિત સાધન પરિપક્વનું અનુમાન પોતે કરી અધિકારીના ફળ સિદ્ધાંતમાં જે કંઈ ફળ સાધના કરવામાં બાકી રહ્યું હોય છે ત્યાંથી ફળસિદ્ધિ જલદી થવા સાધકને અગાડી સાધના કરવાને રસ્તે પાડે છે.

યોગફળ પ્રાપ્તિના અર્થે કર્મ અનુષ્ઠાન છે પણ મોક્ષ ફળની પ્રાપ્તિના અર્થે સાધના અનુષ્ઠાન છે. જે કંઈ કર્તવ્ય બુદ્ધિ જેના ઉપર થાય છે તે

સર્વ ક્રિયારૂપ એટલે કર્મરૂપ થાય છે. કર્તાની કર્તૃત્વઅહંકારબુદ્ધિ કર્મોમાં કાયમ જ્યાં સુધી છે ત્યાંસુધી કર્મફળબીજ વૃદ્ધિગત થાય છે અને જ્ઞાન અગ્નિથી કર્મ બીજ નાશ થયા વગર તે કર્મફળ બીજવૃદ્ધિ બંધ પડતી નથી. કર્મબીજમાં વાસના અંકુરની શક્તિ નષ્ટ કરવાનું સામર્થ્ય કેવળ જ્ઞાન અગ્નિનું છે એમ શ્રુતિનું વચન છે અને એ વાસના બીજઅંકુરશક્તિની નષ્ટતા એ શમ દમ આદિ સાધનોથી અથવા યોગ, તપ આદિ અનુષ્ઠાનથી થતી નથી પણ તેથી ઇંદ્રિયોનો, અંતઃકરણનો, તથા વાસનાનો રોધ થાય છે. વાસનાનો ક્ષય જ્ઞાન વગર થતો નથી અને જ્ઞાન થયા વગર જન્મ મરણ પરંપરા જતું નથી. જો કોઈ પણ સાધનથી વાસનાનો રોધ કદાચ કરવામાં આવે તો તેથી પ્રાપ્ત થયલા એક જન્મમાં ઉત્પન્ન થયલી વાસનાનો રોધ થાય પણ એ રોધ અનંત જન્મોમાં સંચિત કરેલી વાસનાસમૂહનો રોધ કરતો નથી અને રોધનું દબાણ વાસનાપર ઓછું થતાં સર્વ વાસના પાછી ઉદ્દભવ પામે છે; અને આવરણવિક્ષેપનો પડદો બુદ્ધિ ઉપર પડવાથી પૂર્વાનુષ્ઠિત સાધનની અત્યંત વિસ્મૃતિ પડે છે. કર્મોની વિસ્મૃતિ પડતાં અનુષ્ઠિત કર્મોથી બુદ્ધિની જે કંઈ પરિપકવ દશા પૂર્વજન્મમાં થઈ હતી તે પરિપકવતા બુદ્ધિમાંથી જતી નથી. એ નિર્વાણનો માર્ગ જ્ઞાન ઉદય વગર હાથ આવતો નથી. વૈરાગ્યની તીવ્ર દશા આવે, શમદમ આદિ સાધનસમ્પત્તિ વધતી જાય અને પ્રારબ્ધનો અદષ્ટ પ્રતિબંધ ખલાસ ન થાય ત્યાંસુધીમાં ઇંદ્રિયો અને અંતઃકરણ શિથિલ થઈ જતા નથી. પછી મધ્યમાં ઉપરામ સ્થિતિ આવતાં સાધકને સાધન અનુષ્ઠાન આદિ ઉપર અલંબુદ્ધિ થઈ શાંતિ ઉત્પન્ન થાય છે. એ ઉપરામની ચરમાવસ્થા છે. જ્ઞાન ઉદય થતાં પૂર્વી શાંતિ આવવી એ એક પ્રકારની નડતર કારણ છે. જ્ઞાન વગર કૃતાર્થતા આવતી નથી. પણ કોઈ ભાગ્યવાન્ જ્ઞાનનિષ્ઠ પુરૂષનો જ્યારે સમાગમ થાય છે અને પ્રારબ્ધ પ્રતિબંધ નિવૃત્ત થયા હોય છે ત્યારે ઉપરામ પ્રાપ્ત થતાં સાધક એવા સમાગમથી જ્ઞાન મેળવી કૃતાર્થ ન છતાં કૃતાર્થ થાય છે. કૃતાર્થ થઈ સિદ્ધ થઈ બેસે છે, અને પોતાના અંતરંગમાં જ્ઞાનનિષ્ઠા તેને સંપૂર્ણ દેખાય છે. એવા કૃતાર્થ કરનાર સત્પુરૂષ જેની વિભૂતિમાં શ્રેષ્ઠ યોગ્યતા અને ધન્યતા હોય છે તેવા જગતમાં થોડા હોય છે. જ્યાં જ્ઞાનનિષ્ઠ અથવા બ્રહ્મનિષ્ઠ વિભૂતિ હોય છે, ત્યાં વૈરાગ્ય અને ઉપરામના આવરણથી શોભિતી આત્મનિષ્ઠ વિભૂતિ ઘણાં જ થોડા પ્રમાણમાં હોય છે, અને જે કોઈ જોવામાં આવે છે તે ઘણા ખરા ઉન્મની અવસ્થામાં હોય છે. અખંડ ઉન્મની અવસ્થાની તેઓની પ્રાપ્તિ એ જ્ઞાનનું ફળ નથી; કારણ પ્રારબ્ધ સંસ્કારનો અત્યંત ક્ષય થવાનો અને જ્ઞાન ઉદય થવાનો વખત નજીક આવે છે ત્યારે જ ઉન્મની

અવસ્થા પ્રાપ્ત થાય છે; એટલે પ્રારબ્ધનો કંઈ ઓછો વધતો ભાગ શેષ રહ્યો હોય અને તે દરમીઆન જ્ઞાન ઉદયનો વખત આવતાં તે વખત રોકવામાં આવતો નથી, એટલે જ્ઞાનનો ઉદય તો થાય છે અને બાકી રહેલા આયુષ્ય ભર્જિત બીજવત્ ભોગ ભોગવાવતા સમાપ્ત થાય છે. તે ભોગ જેવો ન્યૂન અધિક શેષ રહેલા હોય છે તેવા બ્રહ્મનિષ્ઠના ત્રિવિધ ભેદનું કારણ હોય છે. (સ્વચ્છંદી, વૈરાગી, અને વ્યવહારી) પણ જે આત્મનિષ્ઠ વ્યાવહારિક સ્થિતિમાં હોય છે તેનામાં સર્વસંગ પરિત્યાગ લક્ષણ (વૈરાગ્ય) અને વિષયોથી ઇંદ્રિયો અત્યંત નિવૃત્ત લક્ષણ (ઉપરામ) એ બન્ને લક્ષણો તેના અંતરંગમાં પ્રકાશતા હોય છે પણ જોનારને તે ન દેખાતા છતાં તે બતાવવાને એવો બ્રહ્મનિષ્ઠ કોશેષ કરતો નથી કારણ તેનામાં તીવ્ર જિજ્ઞાસાથી જ્યારે આત્મજ્ઞાનનો ઉદય થાય છે ત્યારે અજ્ઞાન અને અજ્ઞાનકૃત કાર્ય નષ્ટ થતાની સાથે વૈરાગ્ય અને ઉપરામ અપ્રયત્નથી સ્વાભાવિક તેનામાં જાગૃત થાય છે. વાસ્તે પ્રત્યેક મનુષ્યે નિર્ભય અંતઃકરણથી જેવી સ્થિતિમાં પોતે હોય તે સ્થિતિમાં આત્મજ્ઞાન પ્રાપ્તિ વાસ્તે તીવ્ર જિજ્ઞાસા રાખી સદ્ગુરૂ શરણે જઇ આત્મવિદ્યા પ્રાપ્ત કરી આ જન્મનું સાર્થક કરી લેવું. બાકી જે પુરૂષને હાથે પૂર્વજન્મ પરંપરા સત્કર્માદિક થતા આવ્યા છે તે આ જન્મમાં આવતા પોતાની પ્રવૃત્તિ પૂર્વ સંસ્કાર ઉદયાનુરૂપ સ્વાભાવિક સન્માર્ગ તરફ વળે છે અને આત્મવિદ્યા પ્રાપ્ત કરે છે.



# યોગાનંદ સ્વાનુભૂતિ



## જ્ઞાનયોગ

ज्ञानं तदेवममलं साक्षी विश्वस्य भवति परमात्मा ।
संबध्यते न धर्मैः साक्षी तैरेव सच्चिदानंदः ॥

જે સંપૂર્ણ વિશ્વનો સાક્ષી પરમાત્મા છે તે જ નિર્મળ, જ્ઞાનસ્વરૂપ છે. જે જ્ઞાન-સ્વરૂપ આત્માને (અવિદ્યાવડે કલ્પિત કર્તૃત્વ ભોકર્તૃત્વ આદિ) ધર્મોનો સ્પર્શ થતો નથી. તે સચ્ચિદાનંદસ્વરૂપ સાક્ષી છે કારણઃ—

ज्ञानादेव तु कैवल्यं ऋते ज्ञानान्न मुक्तिर्ज्ञान्त्वियादेत्रं सर्वपाशापहानि ॥

જ્ઞાનથી કૈવલ્ય પ્રાપ્ત થાય છે. જ્ઞાનવિના મુક્તિ નથી, પરમાત્મા દેવના જ્ઞાનથી નિવૃત્તિ થાય છે.

**શ્રીમદ્ શંકરાચાર્ય સ્વાત્મનિરૂપણ.**

નિત્ય, નૈમિત્તિક, પ્રાયશ્ચિત્ત, ઉપાસના, આદિ કર્મો અને તપવડે, રાગદ્વેષાદિ અંતઃકરણના મળરૂપ પાપ ક્ષીણ થાય છે, તેવા શાંત અને રાગરહિત મુમુક્ષુના અપેક્ષા લાયક એવો આત્મબોધ તો જ્ઞાનમાર્ગથી જ થાય છે. આ જ્ઞાન વગર મોક્ષ નથી. જેથી ઈશ્વરઅવતાર મૂર્તિનું એકાગ્ર ધ્યાન કરવામાં ધ્યાન ક્રિયાની સમાપ્તિ વખતે "આ મારો દેવ" અને "હું એનો ભક્ત" એવી પૃથક્ પ્રતીતિનો ભાસ પોતાનામાં અહંપણાનો સંસ્કાર દૃઢ રહેલો હોવાથી, સાધકને થાય છે, અને ઈશ્વર સાથ તેને ત્રિકાલે સંયોગ થતો નથી અને અખંડ ધ્યાન સમાધિના યોગે નિરંકુશ તૃપ્તિ તેને આવતી નથી. આ ભેદપ્રતીતિભાસના અસ્તિત્વનો અત્યંત લય તેને જ્ઞાન સમાધિ શિવાય આવતો નથી. જ્ઞાન સમાધિ આ કેવળ સ્વસ્વરૂપ વિચાર અવલંબી છે અને આ ધ્યાન અવસ્થા એ ક્રિયા અવલંબી છે. જ્યારે ક્રિયાની યત્તા ખલાસ થાય છે-ત્યારે ખરા જ્ઞાનનો ઉદય અને વિચાર દશા સાધકને ઉત્પન્ન થાય છે. જો વિચારથી વિચારનો અત્યંત લય કરવામાં આવે તો અહંપણાના સંસ્કારનો અત્યંત અસ્ત વિચારપણામાં થાય છે. ભિન્ન પ્રતીતિ એકવાર નષ્ટ થઈ કે સંયોગ અને વિયોગ, ઉત્થાન અને લય, આનંદ અને દુઃખ, એ સર્વ દ્વંદ્વ નષ્ટ થાય છે. નષ્ટ થતાં ભક્ત નિર્દ્વંદ્વ નિરંકુશ અને નિષ્કંટક થઈ સમરસ આનંદ પ્રાપ્તિમાં નિમગ્ન રહે છે અને કૈવલ્ય પદને પામે છે. આ કૈવલ્ય પદની પ્રાપ્તિમાં સ્વરૂપ વિશે અતિ તીવ્ર જિજ્ઞાસા જાગૃત થવી જોઇએ અને એ ઉપરાંત ક્રિયા પરિપાકના વિચાર વિષયમાં વિચારની શિથલતા અને ત્રિવિધ કર્મની સમાપ્તિ પણ પૂર્ણ થવી જોઇએ.

આ અહંપણાના સંસ્કાર ઉદયનો આધાર સાધકની અજ્ઞાનતાપર છે. આ એકંદર સર્વ કર્મનો મૂળ પાયો એ અજ્ઞાનતા છે. કર્મનિષ્ઠની કર્મસિદ્ધિ, તપોનિષ્ઠની તપસિદ્ધિ અને ભક્તનિષ્ઠની ઉપાસનાસિદ્ધિ એ સર્વ આ અજ્ઞાનતાના બળ ઉપર આધાર રાખે છે અને આ અજ્ઞાનતાના બળે કરી સાધક સર્વ કર્મનો કર્ત્તા અને ફળસિદ્ધિનો પોતે ભોક્તા થાય છે. કર્મમાં જ્યાંસુધી અજ્ઞાનતાનું બીજ શેષ રહે છે ત્યાંસુધી કર્મના કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ અધિકારની યત્તા છે. પછી કર્તૃત્વની ઊર્મિ શેષ રહેવી એ અજ્ઞાનના અસ્તિત્વનું મુખ્ય ચિહ્ન છે. સ્વરૂપ બાહ્ય જે કંઈ હોય તે જ્ઞાનગમ્ય છે અને સર્વતે વિશે અજ્ઞતા એ કેવળ સ્વરૂપ વિષય અજ્ઞાનતા છે, જેથી સ્વરૂપ વિશેની ખરી જિજ્ઞાસા સાધકને થવી જોઈએ, તે વગર કર્તૃત્વની યત્તા ખલાસ થતી નથી. વિચારદૃષ્ટિથી સ્વરૂપનું અજ્ઞાનપણું કાંઈ પણ જીવ માત્રને નથી, કારણ સર્વને આત્માની અહંરૂપ પ્રતીતિ સર્વદા સર્વકાળ પોતાનામાં હોય છે. પણ તે પ્રતીતિ સ્વસ્વરૂપ વિશે ન હોતાં વિપરીતરૂપે થાય છે. આ સ્વસ્વરૂપની વિપરીત પ્રકારની પ્રતીતિને મૂળ અજ્ઞાન કહે છે. આ મૂળ અજ્ઞાન બ્રહ્મ આશ્રિત મૂળાવિદ્યાનું સૂક્ષ્મ અંશ છે. મૂળ અવિદ્યાશક્તિના આવરણ શક્તિ અને વિક્ષેપ શક્તિ એ બે શક્તિઓ છે. આવરણશક્તિ અહંતારૂપ છે જે સ્વરૂપને ઢાંકી નાખે છે અને વિક્ષેપશક્તિ વિક્ષેપરૂપ છે જે તેને વિપરીત સ્વરૂપ આપે છે; અહંતા સ્વરૂપ આશ્રિત છે અને વિક્ષેપ વિષય આશ્રિત છે. સ્વરૂપથી એ ભિન્ન પ્રતીતિની સીમા પર્યંત "વિષય" એ શબ્દની વ્યાપ્તિ છે અને વિષય ઉપર "મમ" અને "ઇદં" અથવા "મારૂં" અથવા "આ" એ શબ્દનો વ્યાપાર સર્વદા ચાલે છે, અર્થાત્ "ઇદં" એ શબ્દ આશ્રિત રહેનારી વિક્ષેપ શક્તિ, એ સ્વરૂપથી ભિન્ન એવા વિષયમાં અહંતાપર આરોપિત કરે છે અને તે ખરા અહંતાનું સ્વરૂપ તિરોધાન કરે છે, જેથી અહંતાની વિપરીત પ્રકારની પ્રતીતિ થયેતે સ્વરૂપનો વિભ્રંશ થાય છે. વિભ્રંશ થતાં અહંતાની અને મમતાના પરસ્પર મિશ્રણ થઈ વિક્ષેપશક્તિથી પ્રતીત થનારો વિષય અહંતાપર આરૂઢ થઈ અહંતાનો પણ તદાકાર કરે છે જેથી વિષયથી અહંતા તાદાત્મ્ય પામવાથી પોતાના સ્વરૂપને (આત્માને) સાધક વિસરી જાય છે. આ વિસ્મૃતિ સર્વ વિચાર એ સંબંધમાં તેને શૂન્ય લાગે છે અને પોતાના સ્વરૂપનું ભાન તેને રહેતું નથી. આવરણશક્તિ એ પોતાના ખરા આત્મા સ્વરૂપને ઢાંકે છે અને વિક્ષપશક્તિ તેને વિપરીત રૂપ આપે છે. આવરણ અને વિક્ષેપરૂપના દોષનું નિવારણ થતાં સુધી સ્વસ્વરૂપનો બોધ તેને થતો નથી. આવરણરૂપ થતા અનંત વિષયોનો સંસ્કાર માલીકતાનો નજીક અંતિમ સંસ્કાર એ

જીવનો અહંકાર કહેતાં જીવોહં છે. આ અનાદિ સિદ્ધજીવસંસ્કારના બળે કરી સાધક કર્મ, તપ, ઉપાસના ઇત્યાદિ અનુષ્ઠાનથી ઈશ્વર આરાધના કરે છે. ઈશ્વર એ ત્રિગુણાત્મિક માયા શક્તિ ઉપાધિ વિશિષ્ટ છે અને જીવ એ ત્રિગુણાત્મિક અવિદ્યા ઉપાધિ વિશિષ્ટ છે, જેથી ઉપાસ્ય અને ઉપાસક એ બન્ને જ્યાં સુધી ગુણશક્તિ ઉપાધિથી વિશિષ્ટ છે ત્યાં સુધી તે (ઉપાસક) ધ્યાન સમાધિના યોગમાં તલ્લીન થાય છે તો પણ આ ઉપાધિના આવરણો બન્ને ઠેકાણે (ઉપાસ્ય-ઉપાસકમાં) સરખાં રહેવાથી તેમાં અત્યંત લીનતા ન થવા દેતાં ઉત્થાન કાલે ઉપાસ્ય અને ઉપાસકની ભિન્ન પ્રતીતિ કરાવે છે એટલે "આ ઈશ્વર" અને "હું ઉપાસક" એવો પૂર્વારૂઢ સંસ્કાર એકદમ આવી ઉભો રહે છે. પણ ઉપાસ્યને તેની ઉપાધિનો અને ઉપાસકને પોતાની ઉપાધિનો એકત્ર નિરાસ કરવામાં આવે છે ત્યારે નિરઉપાધિકરૂપે ઉપાસક ઉપાસ્યમાં લીન થતાં પૂર્ણ સમરસતાને પ્રાપ્ત થાય છે અને પૂર્વારૂઢ પ્રથમ સંસ્કાર "જીવોહં"નો અત્યંત લય થઈ "શિવોહં" એવી ઉર્મિ તેનામાં ઉદય પામે છે. આ ઉર્મિ શુદ્ધ અહંકાર સ્વરૂપ એટલે તુરીય અહંકાર છે. આ શુદ્ધ અહંકારની ઉર્મિ, વિક્ષેપ અને આવરણ એવા બે વિકારો સમૂળ ગયા વગર, કદી પણ જાગૃત થઈ શકતી નથી. આ શુદ્ધ ઉર્મિમાં અવિદ્યા ગુણમય આવરણ દાખલ કરી વિપરીત રૂપે તેને પ્રતીતિમાં લાવે છે ત્યારે તે પ્રતીતિ "જીવોહં" છે. સ્વસ્વરૂપની પ્રતીતિ દૃઢ થાય છે ત્યારે આ શુદ્ધ અહંકાર ઉર્મિ પણ સ્વસ્વરૂપમાં લીન રહે છે.

જીવ અહંકારના ત્રણ એટલે તામસ અહંકાર, રાજસ અહંકાર અને સત્વ અહંકાર અને ઉપર જણાવેલો શુદ્ધ અહંકાર ગુણાતીત હોવાથી એને તુરીય અહંકાર અથવા **સ્વયં પ્રતીતિ** કહે છે. જીવની ભાવનાપર ત્રણ ગુણની ત્રિવિધ આવરણ પડવાથી આ અહંકારનાં પણ ત્રિવિધ રૂપ થાય છે, આ ત્રિવિધ અહંકારના રૂપ પ્રમાણે જીવના પણ ત્રણ વર્ગો થયા છે. ત્રણ વર્ગ પ્રમાણે તેની ક્રિયા પણ ત્રિવિધ થઈ છે એટલે તામસ અહંકારી (પામર) જીવની ક્રિયા નિષિદ્ધ કર્મ પ્રધાન, રાજસ અહંકારી જીવની ક્રિયા વિહિત કર્મ પ્રધાન, અને સાત્વિક અહંકારી (મુમુક્ષુ) જીવની ક્રિયા નિષ્કામ કર્મ પ્રધાન થઈ છે. શુદ્ધ અહંકારી તો અકર્તા અભોક્તા અવિકારી અને અસંગ હોવાથી તે નિત્ય નિર્મુક્ત છે.

જીવપણાનું વાસ્તવિક લક્ષણ જીવનો અહંકાર છે. અહં (પોતાના આકારે થતી પોતાની) પ્રતીતિ તે જીવરૂપ છે. પ્રતીતિ બે પ્રકારની છે, એક પરોક્ષ અને બીજી અપરોક્ષ. અસ્પષ્ટજ્ઞાન, મિથ્યાજ્ઞાન અથવા અનુમાન

આદિ પ્રમાણુથી થનારા જ્ઞાનને પરોક્ષ અનુભૂતિ અને સ્પષ્ટ વિભ્રમ એવું પ્રત્યક્ષ જ્ઞાનને અપરોક્ષ અનુભૂતિ કહેવામાં આવે છે. વિક્ષેપશક્તિના અનેકવિધ સંસ્કારના આવરણમાં જીવનો અહંકાર જ્યાંસુધી સંયુક્ત અથવા મિશ્ર હોય છે ત્યાંસુધી પોતાના ખરા સ્વરૂપનું પોતાથી જુદાપણું જીવને ઓળખવામાં આવતું નથી, તે છતાં પ્રતીતિ માત્ર તો જીવને સદૈવ હોય છે. જ્યારે સંસ્કારના આવરણુથી રહિત કેવળ શુદ્ધઅહંકારની સ્વયં પ્રતીતિ જીવને થાય છે, ત્યારે તેને અપરોક્ષ અનુભૂતિ આવે છે. ત્રિવિધ ગુણના આવરણમાં ત્રિવિધ જીવોને પ્રતીતિ થનાર અહંકાર તે પરોક્ષ અનુભૂતિ છે. કારણુ તેઓના અનંત સંસ્કારના આવરણુરૂપ ઉપાધિમાં અહંકાર તેઓમાં સદંતર તિરોધાન થઈ ગયો છે; પણુ જો આ આવરણુ દૂર થાય તો અહંકારની અપરોક્ષ અનુભૂતિ જીવોમાં થયા વગર રહે નહીં, પણુ આવરણુ ભંગ કરવાના સાધનોની યુક્તિની અનભિજ્ઞતાથી (અજ્ઞાનતાથી) પાછા આવરણુરૂપ થઈ બેસે છે જે જીવને પ્રિય લાગે છે અને પોતાની ભાવનાને પણુ આવા અનંત વિધિ સંસ્કારના આવરણુમાં રહેવા પસંદ પડે છે. પણુ જો અહંકાર આશ્રિત ભાવના સાત્વિક સંસ્કાર આવરણુથી નિર્મુક્ત થાય તોપણુ તેને સંસ્કારરહિત રહેવા બનતું નથી અને ત્યાં પણુ અન્ય સંસ્કાર બરાબર સરખા ન હોવાથી અહંકારના સ્વરૂપી ઐક્યતામાં તેને (ભાવનાને) નિમગ્ન રહેવું પડે છે જેથી ભાવના ઉપર સંસ્કારના આવરણુ પોતાદ્વારા આવેલા હોવાથી ભાવનામાંથી સંસ્કાર જાય તો અહંકાર પણુ સ્વાભાવિકપણે નિરાવરણુરૂપ થાય અને તેનો લય પણુ સંસ્કાર લય બરોબર જ થાય. પ્રારબ્ધ કર્મનો પૂર્ણ ક્ષય અને ભાવનાનો લય એક જ ક્ષણુ આવે છે તો આત્મા અનુભૂતિનો પર્યવસાન એકદમ ઉન્મન અવસ્થામાં થાય છે અને કદાચ પ્રારબ્ધ શેષથી તેનું ઉત્થાન થાય તો ભાવના જે સ્થાનમાં લીન થઈ હોય છે તે સ્થાનમાં અહંરૂપનો સંસ્કાર લઈ ભાવનાનું કદાચ ઉત્થાન થાય તો એ અહં નિઃસંસ્કારરૂપ હોય છે; કારણુ અહંકાર ઉપર લાવેલો અને પોતામાં ધારણુ કરેલો સંસ્કાર બાહેર કાઢી નાખ્યા બાદ ભાવના લીન થઈ હોય છે. આ કારણુથી ભાવનાનું અને અહંકારનું અત્યંત અભિન્ન ઐક્ય થયા બાદ ભાવનાનું જે ઉત્થાન થાય છે તે ભાવનારૂપે ન થતાં અહંરૂપે જ હોય છે અને પછી અહંકાર અને ભાવના એવો વાસ્તવિક ભેદ રહેતો નથી. જે કાંઈ ઉર્મિ પછી આવે છે તે શુદ્ધ નિર્મળાહંકારરૂપે "શિવોહં"નો ઉદ્દગાર આવે છે અથવા જે ઉપાસ્ય દેવ સાથે તદાકાર એકત્ર વૃત્તિ પોતાને થઈ હોય તે દેવના નામનો ઉદ્દગાર તેને આવે છે. આ અભેદ પ્રતીતિને નિર્મળ અહંકાર, તુરીય અહંકાર, શુદ્ધ સ્વરૂપ,

જીવનો અહંકાર કહેતાં જીવોહં છે. આ અનાદિ સિદ્ધજીવસંસ્કારના બળે કરી સાધક કર્મ, તપ, ઉપાસના ઇત્યાદિ અનુષ્ઠાનથી ઈશ્વર આરાધના કરે છે. ઈશ્વર એ ત્રિગુણાત્મિક માયા શક્તિ ઉપાધિ વિશિષ્ટ છે અને જીવ એ ત્રિગુણાત્મિક અવિદ્યા ઉપાધિ વિશિષ્ટ છે, જેથી ઉપાસ્ય અને ઉપાસક એ બન્ને જ્યાં સુધી ગુણશક્તિ ઉપાધિથી વિશિષ્ટ છે ત્યાં સુધી તે (ઉપાસક) ધ્યાન સમાધિના યોગમાં તલ્લીન થાય છે તો પણ આ ઉપાધિના આવરણો બન્ને ઠેકાણે (ઉપાસ્ય-ઉપાસકમાં) સરખાં રહેવાથી તેમાં અત્યંત લીનતા ન થવા દેતાં ઉત્થાન કાલે ઉપાસ્ય અને ઉપાસકની ભિન્ન પ્રતીતિ કરાવે છે એટલે "આ ઈશ્વર" અને "હું ઉપાસક" એવો પૂર્વારૂઢ સંસ્કાર એકદમ આવી ઉભો રહે છે. પણ ઉપાસ્યને તેની ઉપાધિનો અને ઉપાસકને પોતાની ઉપાધિનો એકત્ર નિરાસ કરવામાં આવે છે ત્યારે નિરઉપાધિકરૂપે ઉપાસક ઉપાસ્યમાં લીન થતાં પૂર્ણ સમરસતાને પ્રાપ્ત થાય છે અને પૂર્વારૂઢ પ્રથમ સંસ્કાર "જીવોહં"નો અત્યંત લય થઈ "શિવોહં" એવી ઉર્મિ તેનામાં ઉદય પામે છે. આ ઉર્મિ શુદ્ધ અહંકાર સ્વરૂપ એટલે તુરીય અહંકાર છે. આ શુદ્ધ અહંકારની ઉર્મિ, વિક્ષેપ અને આવરણ એવા બે વિકારો સમૂળ ગયા વગર, કદી પણ જાગૃત થઈ શકતી નથી. આ શુદ્ધ ઉર્મિમાં અવિદ્યા ગુણમય આવરણ દાખલ કરી વિપરીત રૂપે તેને પ્રતીતિમાં લાવે છે ત્યારે તે પ્રતીતિ "જીવોહં" છે. સ્વસ્વરૂપની પ્રતીતિ દૃઢ થાય છે ત્યારે આ શુદ્ધ અહંકાર ઉર્મિ પણ સ્વસ્વરૂપમાં લીન રહે છે.

જીવ અહંકારના ત્રણ એટલે તામસ અહંકાર, રાજસ અહંકાર અને સત્વ અહંકાર અને ઉપર જણાવેલો શુદ્ધ અહંકાર ગુણાતીત હોવાથી એને તુરીય અહંકાર અથવા **સ્વયં પ્રતીતિ** કહે છે. જીવની ભાવનાપર ત્રણ ગુણની ત્રિવિધ આવરણ પડવાથી આ અહંકારનાં પણ ત્રિવિધ રૂપ થાય છે, આ ત્રિવિધ અહંકારના રૂપ પ્રમાણે જીવના પણ ત્રણ વર્ગો થયા છે. ત્રણ વર્ગ પ્રમાણે તેની ક્રિયા પણ ત્રિવિધ થઈ છે એટલે તામસ અહંકારી (પામર) જીવની ક્રિયા નિષિદ્ધ કર્મ પ્રધાન, રાજસ અહંકારી જીવની ક્રિયા વિહિત કર્મ પ્રધાન, અને સાત્વિક અહંકારી (મુમુક્ષુ) જીવની ક્રિયા નિષ્કામ કર્મ પ્રધાન થઈ છે. શુદ્ધ અહંકારી તો અકર્તા અભોક્તા અવિકારી અને અસંગ હોવાથી તે નિત્ય નિર્મુક્ત છે.

જીવપણાનું વાસ્તવિક લક્ષણ જીવનો અહંકાર છે. અહં (પોતાના આકારે થતી પોતાની) પ્રતીતિ તે જીવરૂપ છે. પ્રતીતિ બે પ્રકારની છે, એક પરોક્ષ અને બીજી અપરોક્ષ. અસ્પષ્ટજ્ઞાન, મિશ્રજ્ઞાન અથવા 'અનુમાન

આદિ પ્રમાણુથી થનારા જ્ઞાનને પરોક્ષ અનુભૂતિ અને સ્પષ્ટ વિભ્રમ એવું પ્રત્યક્ષ જ્ઞાનને અપરોક્ષ અનુભૂતિ કહેવામાં આવે છે. વિક્ષેપશક્તિના અનેકવિધ સંસ્કારના આવરણુમાં જીવનો અહંકાર જ્યાંસુધી સંયુક્ત અથવા મિશ્ર હોય છે ત્યાંસુધી પોતાના ખરા સ્વરૂપનું પોતાથી જુદાપણું જીવને ઓળખવામાં આવતુ નથી, તે છતાં પ્રતીતિ માત્ર તો જીવને સદૈવ હોય છે. જ્યારે સંસ્કારના આવરણુથી રહિત કેવળ શુદ્ધઅહંકારની સ્વયં પ્રતીતિ જીવને થાય છે, ત્યારે તેને અપરોક્ષ અનુભૂતિ આવે છે. ત્રિવિધ ગુણુના આવરણુમાં ત્રિવિધ જીવોને પ્રતીતિ થનાર અહંકાર તે પરોક્ષ અનુભૂતિ છે. કારણુ તેઓના અનંત સંસ્કારના આવરણુરૂપ ઉપાધિમાં અહંકાર તેઓમાં સદંતર તિરોધાન થઈ ગયો છે; પણુ જો આ આવરણુ દૂર થાય તો અહંકારની અપરોક્ષ અનુભૂતિ જીવોમાં થયા વગર રહે નહીં, પણુ આવરણુ ભંગ કરવાના સાધનોની યુક્તિની અનભિજ્ઞતાથી (અજ્ઞાનતાથી) પાછા આવરણુરૂપ થઈ બેસે છે જે જીવને પ્રિય લાગે છે અને પોતાની ભાવનાને પણુ આવા અનંત વિધિ સંસ્કારના આવરણુમાં રહેવા પસંદ પડે છે. પણુ જો અહંકાર આશ્રિત ભાવના સાત્વિક સંસ્કાર આવરણુથી નિર્મુક્ત થાય તોપણુ તેને સંસ્કારરહિત રહેવા બનતું નથી અને ત્યાં પણુ અન્ય સંસ્કાર બરાબર સરખા ન હોવાથી અહંકારના સ્વરૂપી ઐક્યતામાં તેને (ભાવનાને) નિમગ્ન રહેવું પડે છે જેથી ભાવના ઉપર સંસ્કારના આવરણુ પોતાદ્વારા આવેલા હોવાથી ભાવનામાંથી સંસ્કાર જાય તો અહંકાર પણુ સ્વાભાવિકપણે નિરાવરણુરૂપ થાય અને તેનો લય પણુ સંસ્કાર લય બરોબર જ થાય. પ્રારબ્ધ કર્મનો પૂર્ણુ ક્ષય અને ભાવનાનો લય એક જ ક્ષણુ આવે છે તો આત્મા અનુભૂતિનો પર્યવસાન એકદમ ઉન્મન અવસ્થામાં થાય છે અને કદાચ પ્રારબ્ધ શેષથી તેનું ઉત્થાન થાય તો ભાવના જે સ્થાનમાં લીન થઈ હોય છે તે સ્થાનમાં અહંરૂપનો સંસ્કાર લઈ ભાવનાનું કદાચ ઉત્થાન થાય તો એ અહં નિઃસંસ્કારરૂપ હોય છે; કારણુ અહંકાર ઉપર લાવેલો અને પોતામાં ધારણુ કરેલો સંસ્કાર બાહેર કાઢી નાખ્યા બાદ ભાવના લીન થઈ હોય છે. આ કારણુથી ભાવનાનું અને અહંકારનું અત્યંત અભિન્ન ઐક્ય થયા બાદ ભાવનાનું જે ઉત્થાન થાય છે તે ભાવનારૂપે ન થતાં અહંરૂપે જ હોય છે અને પછી અહંકાર અને ભાવના એવો વાસ્તવિક ભેદ રહેતો નથી. જે કાંઈ ઉર્મિ પછી આવે છે તે શુદ્ધ નિર્મળાહંકારરૂપે "શિવોહં"નો ઉદ્દગાર આવે છે અથવા જે ઉપાસ્ય દેવ સાથે તદાકાર એકત્ર વૃત્તિ પોતાને થઈ હોય તે દેવના નામનો ઉદ્દગાર તેને આવે છે. આ અભેદ પ્રતીતિને-નિર્મળ અહંકાર, તુરીય અહંકાર, શુદ્ધ સ્વરૂપ,

જીવનો અહંકાર કહેતાં જીવોહં છે. આ અનાદિ સિદ્ધજીવસંસ્કારના બળે કરી સાધક કર્મ, તપ, ઉપાસના ઇત્યાદિ અનુષ્ઠાનથી ઈશ્વર આરાધના કરે છે. ઈશ્વર એ ત્રિગુણાત્મિક માયા શક્તિ ઉપાધિ વિશિષ્ટ છે અને જીવ એ ત્રિગુણાત્મિક અવિદ્યા ઉપાધિ વિશિષ્ટ છે, જેથી ઉપાસ્ય અને ઉપાસક એ બન્ને જ્યાં સુધી ગુણશક્તિ ઉપાધિથી વિશિષ્ટ છે ત્યાં સુધી તે (ઉપાસક) ધ્યાન સમાધિના યોગમાં તલ્લીન થાય છે તો પણ આ ઉપાધિના આવરણો બન્ને ઠેકાણે (ઉપાસ્ય-ઉપાસકમાં) સરખાં રહેવાથી તેમાં અત્યંત લીનતા ન થવા દેતાં ઉત્થાન કાલે ઉપાસ્ય અને ઉપાસકની ભિન્ન પ્રતીતિ કરાવે છે એટલે "આ ઈશ્વર" અને "હું ઉપાસક" એવો પૂર્વારૂઢ સંસ્કાર એકદમ આવી ઉભો રહે છે. પણ ઉપાસ્યને તેની ઉપાધિનો અને ઉપાસકને પોતાની ઉપાધિનો એકત્ર નિરાસ કરવામાં આવે છે ત્યારે નિરઉપાધિકરૂપે ઉપાસક ઉપાસ્યમાં લીન થતાં પૂર્ણ સમરસતાને પ્રાપ્ત થાય છે અને પૂર્વારૂઢ પ્રથમ સંસ્કાર "જીવોહં"નો અત્યંત લય થઈ "શિવોહં" એવી ઉર્મિ તેનામાં ઉદય પામે છે. આ ઉર્મિ શુદ્ધ અહંકાર સ્વરૂપ એટલે તુરીય અહંકાર છે. આ શુદ્ધ અહંકારની ઉર્મિ, વિક્ષેપ અને આવરણ એવા બે વિકારો સમૂળ ગયા વગર, કદી પણ જાગૃત થઈ શકતી નથી. આ શુદ્ધ ઉર્મિમાં અવિદ્યા ગુણમય આવરણ દાખલ કરી વિપરીત રૂપે તેને પ્રતીતિમાં લાવે છે ત્યારે તે પ્રતીતિ "જીવોહં" છે. સ્વસ્વરૂપની પ્રતીતિ દૃઢ થાય છે ત્યારે આ શુદ્ધ અહંકાર ઉર્મિ પણ સ્વસ્વરૂપમાં લીન રહે છે.

જીવ અહંકારના ત્રણ એટલે તામસ અહંકાર, રાજસ અહંકાર અને સત્વ અહંકાર અને ઉપર જણાવેલો શુદ્ધ અહંકાર ગુણાતીત હોવાથી એને તુરીય અહંકાર અથવા **સ્વયં પ્રતીતિ** કહે છે. જીવની ભાવનાપર ત્રણ ગુણની ત્રિવિધ આવરણ પડવાથી આ અહંકારનાં પણ ત્રિવિધ રૂપ થાય છે, આ ત્રિવિધ અહંકારના રૂપ પ્રમાણે જીવના પણ ત્રણ વર્ગો થયા છે. ત્રણ વર્ગ પ્રમાણે તેની ક્રિયા પણ ત્રિવિધ થઈ છે એટલે તામસ અહંકારી (પામર) જીવની ક્રિયા નિષિદ્ધ કર્મ પ્રધાન, રાજસ અહંકારી જીવની ક્રિયા વિહિત કર્મ પ્રધાન, અને સાત્વિક અહંકારી (મુમુક્ષુ) જીવની ક્રિયા નિષ્કામ કર્મ પ્રધાન થઈ છે. શુદ્ધ અહંકારી તો અકર્તા અભોક્તા અવિકારી અને અસંગ હોવાથી તે નિત્ય નિર્મુક્ત છે.

જીવપણાનું વાસ્તવિક લક્ષણ જીવનો અહંકાર છે. અહં (પોતાના આકારે થતી પોતાની) પ્રતીતિ તે જીવરૂપ છે. પ્રતીતિ બે પ્રકારની છે, એક પરોક્ષ અને બીજી અપરોક્ષ. અસ્પષ્ટજ્ઞાન, મિશ્રજ્ઞાન અથવા અનુમાન

આદિ પ્રમાણુથી થનારા જ્ઞાનને પરોક્ષ અનુભૂતિ અને સ્પષ્ટ વિભ્રમ એવું પ્રત્યક્ષ જ્ઞાનને અપરોક્ષ અનુભૂતિ કહેવામાં આવે છે. વિક્ષેપશક્તિના અનેકવિધ સંસ્કારના આવરણમાં જીવનો અહંકાર જ્યાંસુધી સંયુક્ત અથવા મિશ્ર હોય છે ત્યાંસુધી પોતાના ખરા સ્વરૂપનું પોતાથી જુદાપણું જીવને ઓળખવામાં આવતું નથી, તે છતાં પ્રતીતિ માત્ર તો જીવને સદૈવ હોય છે. જ્યારે સંસ્કારના આવરણથી રહિત કેવળ શુદ્ધઅહંકારની સ્વયં પ્રતીતિ જીવને થાય છે, ત્યારે તેને અપરોક્ષ અનુભૂતિ આવે છે. ત્રિવિધ ગુણના આવરણમાં ત્રિવિધ જીવોને પ્રતીતિ થનાર અહંકાર તે પરોક્ષ અનુભૂતિ છે. કારણ તેઓના અનંત સંસ્કારના આવરણરૂપ ઉપાધિમાં અહંકાર તેઓમાં સદંતર તિરોધાન થઈ ગયો છે; પણ જો આ આવરણ દૂર થાય તો અહંકારની અપરોક્ષ અનુભૂતિ જીવોમાં થયા વગર રહે નહીં, પણ આવરણ ભંગ કરવાના સાધનોની યુક્તિની અનભિજ્ઞતાથી (અજ્ઞાનતાથી) પાછા આવરણરૂપ થઈ બેસે છે જે જીવને પ્રિય લાગે છે અને પોતાની ભાવનાને પણ આવા અનંત વિધિ સંસ્કારના આવરણમાં રહેવા પસંદ પડે છે. પણ જો અહંકાર આશ્રિત ભાવના સાત્વિક સંસ્કાર આવરણથી નિર્મુક્ત થાય તોપણ તેને સંસ્કારરહિત રહેવા બનતું નથી અને ત્યાં પણ અન્ય સંસ્કાર બરાબર સરખા ન હોવાથી અહંકારના સ્વરૂપી ઐક્યતામાં તેને (ભાવનાને) નિમગ્ન રહેવું પડે છે જેથી ભાવના ઉપર સંસ્કારના આવરણ પોતાદ્વારા આવેલા હોવાથી ભાવનામાંથી સંસ્કાર જાય તો અહંકાર પણ સ્વાભાવિકપણે નિરાવરણરૂપ થાય અને તેનો લય પણ સંસ્કાર લય બરોબર જ થાય. પ્રારબ્ધ કર્મનો પૂર્ણ ક્ષય અને ભાવનાનો લય એક જ ક્ષણ આવે છે તો આત્મા અનુભૂતિનો પર્યવસાન એકદમ ઉન્મન અવસ્થામાં થાય છે અને કદાચ પ્રારબ્ધ શેષથી તેનું ઉત્થાન થાય તો ભાવના જે સ્થાનમાં લીન થઈ હોય છે તે સ્થાનમાં અહંરૂપનો સંસ્કાર લઈ ભાવનાનું કદાચ ઉત્થાન થાય તો એ અહં નિઃસંસ્કારરૂપ હોય છે; કારણ અહંકાર ઉપર લાવેલો અને પોતામાં ધારણ કરેલો સંસ્કાર બાહેર કાઢી નાખ્યા બાદ ભાવના લીન થઈ હોય છે. આ કારણથી ભાવનાનું અને અહંકારનું અત્યંત અભિન્ન ઐક્ય થયા બાદ ભાવનાનું જે ઉત્થાન થાય છે તે ભાવનારૂપે ન થતાં અહંરૂપે જ હોય છે અને પછી અહંકાર અને ભાવના એવો વાસ્તવિક ભેદ રહેતો નથી. જે કાંઈ ઉર્મિ પછી આવે છે તે શુદ્ધ નિર્મળાહંકારરૂપે "શિવોહં"નો ઉદ્‌ગાર આવે છે અથવા જે ઉપાસ્ય દેવ સાથે તદાકાર એકત્ર વૃત્તિ પોતાને થઈ હોય તે દેવના નામનો ઉદ્‌ગાર તેને આવે છે. આ અભેદ પ્રતીતિને નિર્મળ અહંકાર, તુરીય અહંકાર, શુદ્ધ સ્વરૂપ,

સ્વરૂપ અનુભૂતિ, કે અપરોક્ષ અનુભૂતિ કહે છે. અપરોક્ષ અનુભૂતિ એકવાર સુદઢ થઈ કે પછી કોઈ પણ પ્રકારના આવરણુથી શુદ્ધસ્વરૂપ અહંકાર તિરોધાન થતો નથી પણ તે સદૈવ અલિપ્ત રહે છે. માત્ર શુદ્ધ અહંકારની દઢ પ્રતીતિ થયા પછી ભાસનારો સર્વ સંસ્કાર આપણા પોતાથી પૃથક્ એટલે આપણા સ્વરૂપની વિશેષ લહેરી છે એમ સમજીને તેથી થતો ચિત્તવિલાસનો આનંદ ઓતપ્રોત ભરપૂર સાધકને લાગે છે અને લય પામેલી ભિન્નતાની પ્રતીતિ તેનામાં પાછી ઉદય પામતી નથી.

ત્રિવિધ ગુણાવૃત્ત અહંકારી (અજ્ઞાની) જીવને પોતાની અહંતાની પ્રતીતિ સદૈવ પોતાને હોય છે પણ તે નિરાવૃત્ત શુદ્ધરૂપે ન હોવાથી પોતાને ઠેકાણે કર્તૃત્વ ભોક્તૃત્વની પ્રતીતિ તેને જતી નથી અને પોતાની સંસારની યાત્રા ખલાસ થતી નથી. કારણ અનંત જન્મોના અનાદિ સંસ્કારનાં આવરણો પોતાના શુદ્ધ અહંકારપર પડે છે અને તેથી વિક્ષેપ શક્તિના બળે કરી અહંકાર ઉત્થિત ભાવનાનો પ્રવાહ અત્યંત કલંકિત અને બહિર્મુખ થાય છે. તેમાં તામસ અને રાજસ અહંકારી જીવો એટલા તો પરાકાષ્ઠાથી બહિર્મુખ હોય છે કે તેને પોતાની શુદ્ધિ પોતાના કર્તૃત્વ બદલ પણ રહેતી નથી. ઇન્દ્રિયોથી વિષય વ્યાપાર શરૂ થતાની સાથ તેનાથી ગ્રહણ થતા વિષયોનો પોતાની સાથ તાદાત્મ્ય થઈ એ જીવો વિષયાકાર થયેલા હોય છે. કદાચ તેઓનો ઇન્દ્રિયવ્યાપાર બંધ થયો હોય છે તો અનંત સંસ્કારમય મનોવ્યાપારમાં કલ્પિત વિષયો સાથ તે જીવો તન્મયતા પામેલા હોય છે એટલે તેનો અંતર અને બાહેર ઇન્દ્રિયવ્યાપાર એકસરખો ચાલેલો હોય છે અને ઇષ્ટ સૃષ્ટિનો સંબંધ છોડી અંતર વિચાર કરવાની પ્રતીતિ તેને થતી નથી. એવી રીતે સ્થિતિત્રયમાં જીવો પોતાના વ્યાપારમાં અહંપણું ચાલુ રહેવાથી પોતાનું ભાન પોતે ભુલી જાય છે. સદૈવ વિષયમય અને સંસ્કારમય એ જીવ રહેતો હોવાથી તે બહિર્મુખ જીવ છે. સાત્વિક અહંકારી જીવની ક્રિયા નિષ્કામ કર્મપ્રધાન તથા નિવૃત્તિ તરફ હોવાથી તે તામસ અને રાજસ અહંકારી જીવો કરતાં કાંઇક અંતર્મુખ હોય છે પણ તેની ભાવના શુદ્ધસાક્ષી તરફ વળેલી ન હોવાથી તે પણ સંસ્કાર ધરી વ્યાપાર કરે છે અને તે પણ બહિર્મુખ છે, કારણ પોતાની અહંકાર ઉત્થિત ભાવના તેનું અસ્તિત્વરૂપ અહંકારને ધરીને અથવા તેનો આધાર લઇને તે સાત્વિક અહંકારી જીવોમાં હોય છે, ઉત્થાન એ વિષય સંસ્કારને ધરીને હોય છે, જેથી તે ભાવના અંતર્મુખ અને નિઃસંસ્કારરૂપ થઈ શકતી નથી. શુદ્ધ અહંકારરૂપે (સાક્ષીરૂપે) થવું તે ભાવનાની અંતર્મુખ વૃત્તિ છે એટલે એક વખત ભાવનામાં સાક્ષીરૂપતા આવી કે પાછી તે કદી પણ બહિર્મુખ થતી નથી. સારાંશ એ કે

ભાવનાને મુખ્ય અડચણ કરનાર અને અંતર્મુખ ન થવા દેનાર સંસ્કાર છે જેથી સંસ્કારનું અસ્તિત્વ એ જ ભાવનાનું સ્વરૂપ અને સંસ્કારનો લય એ ભાવનાનો લય અને ભાવનાનો પૂર્ણ લય તે જ્ઞાન સમાધિ છે.

પૂર્ણ શુદ્ધઅહંકાર જાગૃત કરવામાં જ્યારે ભાવના એ સંવેદનદ્વારા અહંકારને દેહ ઉપર લાવે છે ત્યારે જ તેની દેહ ઉપર અહંભાવના થાય છે અને એ અહંરૂપ પ્રતીતિમાં જીવને એ સંસ્કાર વગર બીજા કોઇનો પ્રવેશ નથી જેથી યુક્તિથી સાત્વિક અહંતાનો આવરણ કાઢી નાખી શુદ્ધ અહંકારની જાગૃતિની પ્રતીતિ સંવેદનાથી કાયમ રાખવામાં આવે તો આવૃત્ત અહંકાર પાછો સજીવ થતો નથી અને બ્રહ્માનંદસ્વરૂપ નિધિને આ પ્રચંડ અહંકાર સદૈવ વેષ્ટિત કરતો નથી અને પોતાના ત્રિગુણરૂપે પ્રબળ ત્રણ આવરણો બ્રહ્માનંદ-સ્વરૂપનું આચ્છાદન કરી એ અહંકારનું રક્ષણ કરતા નથી. વિજ્ઞાનથી પોતાનું રક્ષણ કરી જે ધીર પુરૂષ આ ત્રિગુણ આવરણનું છેદન કરે છે તે જ પોતાના આનંદનિધિનો ઉપભોગ કરે છે અને પોતાને ઠેકાણે જે સત્વગુણી અહંભાવના વિશિષ્ટ રહે છે, તેનું પણ છેદન કરી પોતે કૃતાર્થ થાય છે. એ સત્વગુણ અહંકાર છેદનને તુરીય અહંકાર કહે છે. એવા તુરીય અહંકારી પુરૂષ આત્મ-નિષ્ઠ અથવા બ્રહ્મનિષ્ઠ કહેવાય છે. આ કૃતકાર્ય ગુરૂકૃપાલબ્ધ વિજ્ઞાન વગર બની શકતું નથી. વાસ્તે સ્વરૂપ ઉપર ત્રણ ગુણનાં જે ત્રણ આવરણો પડેલાં છે તેને યુક્તિથી નિરાસ કરી ભાવના સ્વવિષય (આત્મ) ગોચર કરવી. સ્વ-વિષયી કૃત ભાવના એજ વિજ્ઞાન છે. ભાવના ઉત્થાન પામી સંવેદનદ્વારા જે વિષય ગ્રહણ કરે, અને પોતે વિષયાકારને પ્રાપ્ત થઈ તેનો જે જે અનુ-ભવજન્ય સંસ્કાર પોતાનામાં ધારણ કરે એવો ઇંદ્રિયોનો સંવેદનરૂપી અનુભવ અને ભાવનાનું સંસ્કાર સંગ્રહ અનુભવ (મનોવ્યાપારનો અનુભવ) એ જ્ઞાન, અને સંસ્કારરહિત ભાવનાની સ્વગોચરતા એ વિજ્ઞાન, એવો જ્ઞાન અને વિજ્ઞાનનો ભેદ છે. યુક્તિથી સત્વગુણનું આવરણ કહાડી નાખવામાં આવે તો શુદ્ધ અહંકારની પ્રતીતિમાં નિવારણરૂપે વિજ્ઞાન ઉદય પામે છે. એવી રીતે અવશિષ્ટ રહેતી અવસ્થા એ તુરીય અવસ્થા છે પણ આવરણ એ સ્વરૂપ વિભ્રંશમાં હરકત કરતું નથી.

પ્રાણિમાત્રને પોતાની આત્મ પ્રતીતિ તો સદૈવ હોય છે તેની વિસ્મૃતિ પડતી નથી. તમોગુણ અને રજોગુણમાં વેષ્ટિત થયેલી ભાવના પોતાનો દોષિત પ્રકાશ પ્રમાણે આત્મપ્રતીતિ કરે છે જેથી એ જીવ પામર કહેવાય છે. જે જીવ સદ્વાસનાથી અને સત્કર્મ અનુષ્ઠાનથી તમોગુણી આવરણ કાઢી નાખે છે તે શુદ્ધ વિહિત વિષય અનુરાગી **વિષયી** જીવ કહેવાય છે, અને વિષય

વિરક્ત જીવ નિષ્કામ ક્રિયાથી રજોગુણ આવરણ કહાડી નાખે છે ત્યારે તેને શુદ્ધ અને શાંત એવો પ્રકાશ ગોચર થાય છે. આ ત્રિવિધ જીવોમાં ત્રિવિધ ગુણવૃત્ત પ્રતીતિનો ત્રિવિધ અહંકારરૂપ કારણ હોય છે. વિજ્ઞાન યુક્તિથી સત્વગુણ અહંકારનું છેદન કરવામાં આવે છે ત્યારે એવા નિરાવરણરૂપને તુરીય અહંકાર કહે છે. એ શુદ્ધ આત્મા પ્રતીતિ અથવા અપરોક્ષ અનુભૂતિ છે. આ પ્રતીતિ એ ભાવનાની અંતિમ કાર્યપ્રતીતિ છે એના ઉપર ભાવનાની પોતાના રૂપથી પૃથક્ આસ્તિત્વ સત્તા છે. નિઃસંસ્કારરૂપે ભાવનાના આસ્તિત્વને સ્ફુરણ અથવા વૃત્તિ કહે છે. એ વૃત્તિને આત્મશક્તિ અથવા ચિત્તશક્તિ કહે છે; અને એ વૃત્તિ દષ્ટ, શ્રુત, મનોવેધ, અખિલ ચિદ્દવિલાસરૂપે છે. એ વૃત્તિ પોતાના ગુણ મિશ્રણથી સ્વરૂપ પ્રતીતિના વિપરીત વિષયનું કારણરૂપ થઈ છે એટલે સ્વરૂપ પ્રતીતિ વિપરીત વિષયરૂપે વૃત્તિને ભાસમાન થાય છે. એ વૃત્તિ વ્યામોહિત પણ થાય છે અને વ્યામોહ રહિત શુદ્ધ સ્વરૂપ પણ થાય છે એવી અતર્ક્ય ઘટના અને અદ્દ્ભુત શક્તિ એ વૃત્તિની છે. જેથી વિજ્ઞાન, જ્ઞાન, અને અજ્ઞાન આ ત્રણ રૂપ આ એક વૃત્તિના છે અને સર્વાધાર સર્વસ્વરૂપ પણ એ વૃત્તિ છે. એટલે સમષ્ટિ અધિષ્ઠાન બ્રહ્મના આશ્રયે રહેલી મહામાયા આદિ શક્તિનું જે ઉત્થાન અને સ્ફુરણ તે વ્યષ્ટિ અધિષ્ઠાન કૂટસ્થ આત્માશ્રિત વૃત્તિનું ઉત્થાન અથવા સ્ફુરણ છે. જેમ પરબ્રહ્મનો સ્પંદ તે માયારૂપે તથા જગત•રૂપે છે તેમ કૂટસ્થ ચિદ્દ આત્માનો સ્પંદ તે વૃત્તિ છે અને વૃત્તિનો વિકાસ એ જ ચિદ્દવિલાસ છે; એવી રીતે જીવાત્મા પરમાત્માની એક સરખી ઐક્યતા થાય છે. ઉત્થાન અવસ્થામાં વૃત્તિ કેવળ સંસ્કાર રહિત હોય છે જેને વૃત્તિનું સ્ફુરણ કહેવામાં આવે છે.

વૃત્તિ ઉત્થાન અવસ્થામાંથી જ્યારે નિકળી વિકાસ અવસ્થામાં આવે છે ત્યારે ત્યાં તે પોતાના સંસ્કાર ઉદયને પામે છે. વૃત્તિની સંસ્કારમય અવસ્થાને ભાવના કહેવામાં આવે છે. ભાવનાના કાર્યભેદ પરત્વે તેનાં ચાર નામ થાય છે એટલે પોતાનામાં ઉદય થયલા સંસ્કારમાંથી કયા સંસ્કારને ગતિ આપવી એવી સંશયમય સ્થિતિમાં રહેનારી ભાવના તે મન છે. આ સંશયમય સંસ્કારમાં પોતાનાથી નિશ્ચિતરૂપ આવતા પોતાના નિશ્ચયરૂપ થતી ભાવનાને બુદ્ધિ કહે છે. નિશ્ચિત સંકલ્પથી પોતે ચિંતન કરવા લાગતા તે ભાવના ચિત્તરૂપ થાય છે અને સંસ્કારનું વિશેષપણું પોતાપર ધારણ કરી પોતાનું વિશેષપણું માની બેસીને વિશેષ યુક્ત થનારી ભાવના તે અહંકાર છે. આવા ચાર પ્રકારના કાર્યભેદથી એક જ ભાવના અથવા વૃત્તિ ચતુર્વિધ અંતઃકરણરૂપે દેખાઈ આવે છે પણ વસ્તુતાએ તે એક છે: વાસના, ઇચ્છા, સંકલ્પ, મનોરથ, ઇત્યાદિ એ સર્વ

વૃત્તિની વિકાસિત અવસ્થા છે. વિકાસિત સંસ્કારયુક્ત ભાવનામાં પછી **સંવેદના** અને **ક્રિયા** એવા બે કાર્યભેદ છે એટલે સંવેદના જ્ઞાન ઇન્દ્રિયોરૂપ અને ક્રિયા સ્થૂળ ઇન્દ્રિયોરૂપ અથવા કર્મ ઇન્દ્રિયરૂપ છે. ગોલક આરૂઢ વૃત્તિનો સંચાર એ ઇન્દ્રિયો છે. ઇન્દ્રિયો એ વૃત્તિથી કાંઈ પૃથક્ વસ્તુ નથી; પણ સંસ્કારયુક્ત વૃત્તિનો ઇન્દ્રિયરૂપે થતો સંચાર તે સંવેદના અને ક્રિયારૂપે પ્રતીત થાય છે. સંવેદના અને ક્રિયા એ જ્ઞાન ઇન્દ્રિય અને કર્મેન્દ્રિયરૂપ હોવાથી તેનો અંતર્ભાવ ક્રિયામાં થાય છે, એટલે વિષયનો સંયોગ ઇન્દ્રિયો સાથ થવો એ સંવેદના અને ઇન્દ્રિયોનો સંયોગ વિષય સાથ થવો એ ક્રિયા છે. સંવેદનાનો સંચાર એ સ્થૂળ કર્મેન્દ્રિયોને પ્રેરણા કરી અગાડી જોર મારી આવે છે અને તેના જોરનો આઘાત જે સ્થૂળ વિષયપર આવે છે ત્યાં તે ક્રિયા થાય છે, એટલે ક્રિયાનું પૂર્વરૂપ એ સંવેદના અને સંવેદનાનું ઉત્તરરૂપ એ ક્રિયા છે. એવી રીતે જ્ઞાનેન્દ્રિય ગોલક આરૂઢ વૃત્તિ એ સંવેદની સંજ્ઞક અને કર્મેન્દ્રિય ગોલક આરૂઢ વૃત્તિ એ ક્રિયા સંજ્ઞક છે એમાં વૃત્તિ શિવાય બીજું કાંઈ નથી. વૃત્તિની છેલ્લી અવસ્થા જે દૃષ્ટ, શ્રુત, મનોવેધ અખિલ સૃષ્ટિ છે તે માયાનું પરિણામ અને બ્રહ્મનું વિવર્ત છે.

માયા જે પરિણામરૂપે જગત્ આકારે થઈ છે તે ત્રિગુણાત્મક મૂળ પ્રકૃતિમાંથી મહત્તત્ત્વ, મહત્તત્ત્વમાંથી અહંકાર, અહંકારમાંથી અગાડી આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી, એમ અનુક્રમે થઈ છે અને આ સર્વ તત્ત્વોના રૂપે તે (માયા) સ્થૂળરૂપથી દ્રવ્યાત્મક, સૂક્ષ્મરૂપે ગુણાત્મક, અને કારણરૂપે સંસ્કારાત્મક એમ અનુક્રમે સંઘટિત થઈ રહી છે; અને જીવ આશ્રિત ચિત્ત શક્તિ તે મહાશક્તિનો સૂક્ષ્મ અંશ છે અને તે શક્તિ ભાવનાશક્તિ, સવેદનશક્તિ અને ક્રિયાશક્તિ, એવી તે શક્તિના રૂપે અનુક્રમે રહી છે. તે જ પ્રમાણે આ ત્રિવિધ શક્તિના ઘટક ત્રિવિધ પરમાણુઓ છે એટલે ભાવનાનું ઘટક સંસ્કારાત્મક પરમાણુ, સંવેદનાનું ઘટક ગુણાત્મક પરમાણુ, અને ક્રિયાનું ઘટક દ્રવ્યાત્મક પરમાણુ છે. ભાવનામાં સંકલ્પ શક્તિ આવતાં સ્થૂળ પરમાણુની સહાય શિવાય કેવળ આત્મશક્તિથી ભાવના ઇચ્છિત પદાર્થ નિર્માણ કરી શકે છે એટલે ભાવનાનું પદાર્થરૂપ તેજ વૃત્તિનું પદાર્થરૂપ કારણ છે. વૃત્તિથી ભાવના પૃથક્ નથી. તેમ ભાવનાથી પદાર્થ કહેતાં વિષય પૃથક્ નથી. ત્રણરૂપ એક વૃત્તિના છે.

વૃત્તિની જેમ ભાવના, સંવેદના, અને ક્રિયા તેમ પદાર્થ કહેતાં વિષયની દ્રવ્યાત્મક, ગુણાત્મક, અને સંસ્કારાત્મક, એવી ત્રણ અવસ્થા છે અને તેઓનું પરસ્પર પોતપોતામાં ઘટક અવયવરૂપે તાદાત્મ્ય સંબંધ છે, જેથી વૃત્તિ અને વિષયનું એકરૂપ થાય છે. કારણ વૃત્તિ વિષયથી ભિન્ન દેખાય છે ખરી તોપણ

વૃત્તિ અંતઃકરણમાંથી ઇન્દ્રિયોદ્વારા બાહેર પડી જે વિષય સાથ સંબંધ કરે છે તે વિષયગુણધર્મના નામરૂપ પરિણામને વૃત્તિ પોતે પ્રાપ્ત થાય છે, એટલે વૃત્તિ જ પોતે સર્વરૂપે થાય છે; એટલે નિરાકાર વૃત્તિ ઇન્દ્રિયોદ્વારા બાહેર પડી જેવી વિષય સન્મુખ આવે છે કે તે વિષય સાથ પોતે સંબંધ કરી સ્થૂળ પરિણામને પ્રાપ્ત થઈ વિષયાકાર થાય છે. યાવત્ જીવ માત્રની વૃત્તિ વિષયાકાર એટલે વિષયરૂપે હોય છે અને વૃત્તિ અને વિષયની તાદાત્મ્ય સંબંધ થાય નહી ત્યાંસુધી બુદ્ધિ પૂર્વારૂઢ સંસ્કારરૂપે તે વૃત્તિ હોતી નથી. વૃત્તિ અજ્ઞાન અવસ્થામાં હોવાથી વૃત્તિમાં દ્વૈતભેદ હોય છે, દ્વૈત હોવાથી ત્યાં જીવક્ષેત્ર અને ઇશ્વરક્ષેત્ર એ વૃત્તિથી ભિન્ન દેખાય છે. જીવને પોતાના ક્ષેત્રમાં પોતાની સર્વ સંપત્તિ સંસ્કારાત્મક છે જેથી વૃત્તિ જીવમાં નિઃસંસ્કારરૂપ અથવા નિરાકાર કરવામાં આવે તો અધિષ્ઠાન આત્મામાં લીન અવસ્થાને પામ્યા વગર એ વૃત્તિ રહેતી નથી. કારણ વ્યષ્ટિરૂપ જીવની વૃત્તિ જેમ વિકાસરૂપે વિષયને પ્રાદુર્ભૂત કરી પછી સંકોચરૂપે સર્વ વિષયોને પોતામાં તિરોધાન કરે છે, તેમ સમષ્ટિરૂપ ઇશ્વરની માયા પોતાની વૃત્તિએ કરી પોતાના વિકાસથી સૃષ્ટિને સ્થૂળરૂપે પ્રાદુર્ભૂત કરે છે અને એ જ માયા પોતાની વૃત્તિએ કરી પાછી સંકોચરૂપે પ્રાપ્ત થઈ કે સર્વ વિષયો અનુક્રમે દ્રવ્યાત્મક, ગુણાત્મક, અને સંસ્કારાત્મકને પ્રાપ્ત થતા થતા તેઓ અધિષ્ઠાનમાં લીન થાય છે. વ્યષ્ટિ જેમ કાળ, કર્મ, ગુણ અને સ્વભાવથી બદ્ધ છે તેમ સમષ્ટિ પણ કાળ, કર્મ, ગુણ અને સ્વભાવથી બદ્ધ છે. ઇશ્વરનો એટલે સમષ્ટિનો જે કાંઈ મહત્તમ છે તે જ તે જીવોનો એટલે વ્યષ્ટિનો સૂક્ષ્મતમ છે. બાકી મૂળ તત્વમાં કાંઈ પણ અંતર નથી.

વૃત્તિ અને ભાવના આ એક જ તત્વરૂપ છે. ભાવનામાં અનેક જન્મોના અનેક પ્રકારના અનંત સંસ્કાર ઐકયપણે આરૂઢ હોય છે અને તે સંસ્કારો ભાવના સ્વરૂપમાં તદાકાર થાય છે, કારણ સંસ્કાર સિવાય ભાવના સિદ્ધ હોતી નથી અને ભાવના વગર સંસ્કારને રહેવાનું કંઈ પણ સ્થાન નથી. એ કારણથી દ્રષ્ટાની દૃષ્ટિમાં ભાવનાની સંસ્કારમય અવસ્થા સદૈવ પ્રતીત થતી હોય છે. નિઃસંસ્કાર અવસ્થાથી નિર્વિષય થવાને જ્યારે ભાવનાને ત્રિવિધ અહંકારમાંથી કોઈ પણ અહંકાર પોતાની સન્મુખ આવી ઉભો રહે છે ત્યારે ભાવના ઉલટે માર્ગે એટલે અધિષ્ઠાન તરફ ફરતી નથી. નિઃસંસ્કારરૂપ સ્થિતિ ભાવનાની કરી અધિષ્ઠાન માર્ગે લઈ જવામાં આવે તો નિરાલંબનથી કેવળ અસ્મિતાની સ્થિતિ તેને પ્રાપ્ત થાય છે, અને ગુરૂસ્વરૂપ બોધક વાક્ય શક્તિથી સાધક ભાવનાને દ્રષ્ટામાં મેળવી દે છે. નિઃસંસ્કારરૂપ ભાવના થઈ કે તેનો પ્રકાશ વૃત્તિરૂપે આવે છે. પરંતુ સંસ્કારની શાંતિ થયા વગર નિરાલંબ સ્થિતિમાં

વૃત્તિને પોતાની કેવળ અસ્મિતાની અવસ્થામાં અધિક ક્ષણ રહેવાનું જ્ઞાન હોતું નથી. પોતાની નિઃસંસ્કારરૂપ અસ્મિતાની અવસ્થામાં વૃત્તિ પોતામાં શાંત અને લીન હોય છે. આ અસ્મિતાની અવસ્થામાં વૃત્તિની લીન અવસ્થા (અસ્ત સ્થિતિ) તે સાક્ષી આત્માનો ઉદય છે અને એ અખંડ અદ્વય શુદ્ધ આત્માસ્વરૂપ છે. આપણ પોતે આત્મા છીએ એવી દૃઢ માનસિક સ્થિતિ અને શાંત વૃત્તિ એ જ સચ્ચિદાનંદ લક્ષણ છે. આ વ્યતિરિક્ત અન્ય પદાર્થ આ સૃષ્ટિમાં કોઈ નથી એટલે સર્વ આત્માથી વ્યાપ્ત છે.

આ આત્માસ્વરૂપ સ્થિતિમાં (નિઃસંસ્કાર અવસ્થામાં) ભાવના અને સંવેદના લુપ્ત થાય છે, અંહતાનો લય થાય છે અને સાધકને પોતાનું ભાન બીલકુલ રહેતું નથી. આવા સંસ્કારરહિત અવસ્થામાં આત્મા સાક્ષાત્કાર કરવા ગુરૂબોધની જરૂર પડે છે કારણ ગુરૂબોધ શિવાય એનો પત્તો લાગતો નથી. આ સંસ્કારરહિત અવસ્થામાં જ્યારે આત્મા સાક્ષીની ઓળખ તો થતી નથી, ભાવનાનું ઉત્થાન બીજા ભળતા જ સંસ્કાર કલ્પનાથી થાય છે, અને એ અવસ્થાની બરાબર ઓળખ ગુરૂબોધ શિવાય થતી નથી ત્યારે આ અવસ્થાનો અનુભવ લેતી વ્યક્તિઓ પોતાની અવસ્થાથી વ્યામોહ પામે છે. એ તેઓની શૂન્ય અથવા જડ અવસ્થા છે. ભાવના નિઃસંસ્કાર દેશને પ્રાપ્ત થતા ગુરૂની અનુકૂળતા હોય છે તો પોતે સ્થિર ન રહેતા ભાવના આત્મા સાક્ષી પ્રાપ્ત કરે છે; પણ દૈવ અનુકૂળ ન હોય તો પોતે ક્ષણિક સ્થિર રહી ભાવના વ્યામોહ, વિક્ષેપ, અને ભય, એવા કોઈ પણ દોષથી બાહેર આવે છે, સંસ્કારજન્ય વિષયભોગનો અનુભવ કરવા મંડી પડે છે અને તેમાં પ્રિયતા લગતા પોતાને પાછી અંતર્મુખ થવા ભાવનાને ધીરજ આવતી નથી. નિઃસંસ્કાર અવસ્થામાં આવતા ભાવના પોતાના ઉત્થાન તથા સ્ફુરણ સાથ ઐક્ય થતી સંધિમાં એકદમ નિઃસંસ્કાર એટલે નિર્વિષય ન થાય એની સાવચેતી સાધકે રાખવી જોઇએ અને પછી જે સ્થિતિ અનુભવમાં આવે તે સ્થિતિ સ્વરૂપાનુભૂતિ છે. ધ્યાન યોગમાં આ સ્થિતિ એક વખત પ્રાપ્ત થયા વગર ભાવનાનું ઉત્થાન અને સ્ફુરણ જાણવામાં આવતું નથી. આ સ્વરૂપાનુભૂતિ જીવન મુક્તનું ચિદ્દવિલાસ છે. આ સ્થિતિમાં જીવ ઈશ્વર ભાવ, વ્યષ્ટિ સમષ્ટિ, વિગેરે દ્વંદ્વભાવ ભેદ રહેતો નથી, અને એ ભાવનાની ભિન્ન પ્રતીત થતી નથી. પણ જ્યાં ત્યાં સ્વાનંદના ચિદ્દવિલાસનો વૈભવ ઓતપ્રોત ભરેલો દેખાય છે.

વૃત્તિનું સ્ફુરણ એક વિષયપર જઇ પાછું લય પામી અને બીજા વિષયને પકડે તે બન્નેની મધ્ય-સ્થિતિવાળી સંધિ તે નિરાલંબ અસ્મિરૂપ વૃત્તિ છે; એ સંધિપર વૃત્તિ સ્થિર રાખી શાંત થવું એ જે તે સ્વાત્મારામ સ્થિતિ છે. આ સંધિમાં વૃત્તિની ઉત્થાન રહિત સમાધિ એ ઉન્મની અવસ્થા છે, જેમાં મન ચંચલત્વરહિત સ્થિર અવસ્થામાં રહે છે. આ ઉન્મની અવસ્થામાં સાધક

૨૦

કૈવલ્યરૂપ હોય છે. પણ તે કૈવલ્યપદને સાધક નિર્વેધ અખંડ સુખાતીત છે, કે શૂન્ય અથવા જડ અવસ્થા છે; એનો અનુભવ સાધકની સમાધિમાં એ વૃત્તિનું ઉત્થાન થયા વગર તેને સમજવામાં આવતું નથી. કારણ ઉત્થાન અને લય અવસ્થામાં વૃત્તિ કેવળ અંત સ્થિતિમાં રહે છે અને વિકાસ અને સંચાર અવસ્થારૂપે પછી ભાવના અને સંવેદનાની અવસ્થામાં તે વૃત્તિ આવે છે. આ ઉન્મતી અવસ્થા એ આત્માનંદ અનુભૂતિ છે અને જેના આનંદમય પરિણામે સાધકની સંવેદના અને ભાવના, ગુરૂના આનંદમય વૃત્તિના આક્રમણથી, આનંદ સંસ્કારયુક્ત ધીરેધીરે થાય છે અને વૃત્તિની આનંદરૂપતા તેને પ્રાપ્ત થાય છે; છેવટે વૃત્તિનું વૃત્તિત્વ (ચંચલત્વ) નષ્ટ થાય છે અને સ્વરૂપ આનંદમયતા તેને અંગે આવે છે. કર્મની ગતિની પ્રબલતા નષ્ટ થાય છે અને ફક્ત આયુષ્ય જ ભોગવવું તેને બાકી હોય છે. આવા આત્મનિષ્ઠ સાધકની વૃત્તિનું પાછું ઉત્થાન થતું નથી. આત્મનિષ્ઠની ઉન્મની અવસ્થાં દેહપાત પર્યંત રહી પાછી આત્માની વ્યાપક અવસ્થામાં જાય છે; પણ જે આત્મનિષ્ઠને પોતાનું દેહ પ્રારબ્ધ ભોગવવું શેષ રહે છે તેને વિષયભોગથી એ પ્રારબ્ધને ક્ષય થવા તેની સમાધિમાં વૃત્તિનું ઉત્થાન થાય છે. કારણ વૃત્તિ એ ઉત્થાન વગર ભાવના અને સંવેદનાનુરૂપ પ્રાપ્ત કરી, વિષયભોગી થઈ પ્રારબ્ધશેષનો ક્ષય કરતી નથી અને કર્મ ક્ષય થયા વગર વ્યાપક સાથ સમરસતાને વૃત્તિ પ્રાપ્ત થતી નથી. એટલે કર્મક્ષય અર્થે જ્ઞાનિને સમાધિમાંથી વૃત્તિનું ઉત્થાન થાય છે એવો જ્ઞાની તુરીય આત્મનિષ્ઠ છે. આત્મનિષ્ઠના કર્મજ્ઞાન બોધરૂપ અગ્નિથી એકવાર શેકાઈ ગયા કે તેઓ કેવળ ક્ષયનું કારણ થાય છે પણ બંધ અને આસક્તિમાં કારણ હોતું નથી. અજ્ઞાનકાળમાં વૃત્તિનું સ્વરૂપ સંસ્કારરહિત છે એ કારણની તેને ન ખબર પડવાથી વૃત્તિ સંસ્કારથી અલિપ્ત રહેતી નથી અને તેથી જ્ઞાન પોતાનો અને સંસ્કારનો તાદાત્મ્ય થયલો હોવાથી વૃત્તિ તેમાં બદ્ધ હોય છે પણ જ્યારે નિઃસંસ્કાર દશામાં તેને પોતાના ખરા સ્વરૂપનો (સંસ્કારરહિત સ્થિતિનો) બોધ થાય છે ત્યારે વૃત્તિ કોઇપણ સંસ્કાર પોતાનામાં ગુંઠવા દેતી નથી અને સંસ્કારને ઉપરથી દૂર રાખી પોતે અલિપ્ત રહે છે. ત્યારબાદ વૃત્તિને આસક્તિ અને બદ્ધ આવતા નથી. આવા તુરીય આત્મનિષ્ઠને કર્મભોગ અનુભૂતિ અને સ્વરૂપાનંદ અનુભૂતિ યુગપત્ થાય છે અને પછી જગતનું કાર્ય કરી ભોગ ભોગવી પોતે અલિપ્ત અને નિર્ભય રહે છે. જ્ઞાનસમાધિમાં "ધી" કહેતા "વૃત્તિ" એક વખત "સમા" કહેતા સરખી થતા, પાછી વિષયરૂપને પામે નહીં, એવી વૃત્તિ આત્મજ્ઞાનવિષયાકાર સ્થિતિનું નામ **સમાધિ** છે. જે સ્વસ્થિતિમાં સ્વાભાવિકપણે સ્વસિદ્ધ હોય છે તેમને ખરી **સમાધિ** હોય છે અને એની એ જ અવસ્થાને નિર્વિકલ્પ અવસ્થા કહે છે. એ નિર્વિકલ્પ અવસ્થામાં કોઈ પણ તરેહનો સંકલ્પ વિકલ્પ ન હોવો જોઇએ, આત્મબુદ્ધિમાં વૃત્તિનું રોકાણ રહેવું ન જોઇએ;

પછી સંસ્કારની લહેરી વૃત્તિને જ્યાં લઈ જાય ત્યાં સંસ્કાર લહેરીનો સંચાર શાંત વૃત્તિ સ્થિર થવી જોઇએ. આનંદનો આવિર્ભાવ એ વૃત્તિની અસ્મિ પર્યંત અવલંબન છે કારણ વૃત્તિ લીન થવાથી આનંદનો આવિર્ભાવ રહેતો નથી, પણ શાંત થાય છે, કારણ તે આનંદ પણ વૃત્તિનું એક અંતિમ વિકૃતરૂપ છે. આત્મા ઠેકાણે વૃત્તિ ગ્રાહ્ય આનંદનો આવિર્ભાવ થવો તે આત્મનિષ્ઠની વિલક્ષણ મૌજ છે એને જ જીવનમુક્તિ સુખ કહે છે; આવિર્ભાવની સ્થિતિ આનંદ લક્ષણી છે અને શાંત આત્મસ્થિતિ એ આનંદમય છે, અને તે આનંદમયતાની વિજ્ઞપ્તિના (વૃત્તિ) યોગે એ આત્મસ્થિતિ તરંગવત્ આવિર્ભાવને પ્રાપ્ત થાય છે અને વિજ્ઞપ્તિની શાંતતાથી શાંત થાય છે; જેથી કૈવલ્ય આત્મપદ આનંદ શબ્દનો લક્ષ્ય છે. આનંદ આ શબ્દ આત્માની કેવળ ઉપાધિ અને વૃત્તિનું વિશેષણ છે કારણ આનંદમયતાથી વૃત્તિ શાંત થતાં આનંદ, આવિર્ભાવ, અને અનુભૂતિ એ ત્રિપુટી લીન થાય છે અને પછી જે કાંઈ છે તે જ આત્મા હું પોતે છું એમ સમજવું. ત્યાં શબ્દની ગતિ પહોંચી શકતી નથી. સારાંશ એ કે પરિચ્છિન્ન સમાધિમાં પોતે પરિચ્છિન્ન રહેવાથી કેવળ પોતામાં પોતાના પુરતો આનંદ માની બેસી રહેવું નહીં, પણ ખુલ્લા વ્યાપ્ય વિશ્વાંગણમાં છુટ-પણાથી સ્થિર રહી વ્યાપક અવસ્થામાં વ્યાપકરૂપે વ્યાપી વ્યાપક પ્રમાણે મૌજ જોતાં રહેવું. આનંદ કલ્લોલ એ આત્માનું સ્વરૂપ નથી પણ વૃત્તિની ઉલ્લસિત અવસ્થા છે કારણ આત્મા શુદ્ધ શાંત અને એકરસ છે. આનંદ તરંગની શાંતિથી વૃત્તિની શાંત અવસ્થા તે કૂટસ્થ આત્મરૂપતાની સહજ અવસ્થા છે. વૃત્તિમાં શાંત એકરસ સ્થિતિ ધારણ કીધી કે વૃત્તિ સહજ અવ-સ્થામાં એકરૂપે રહે છે. એ અવસ્થા પૂર્ણપણે સાંધી વિશ્વમાં વ્યાપક પ્રમાણે વ્યાપકરૂપે મૌજ લેતા રહેવું. પણ જો અંત સ્થિતિમાં વૃત્તિની સહજ અવસ્થા દાબી રાખવામાં આવે તો કંઈ કાલે વૃત્તિનો આનંદ કલ્લોલ જતો રહી, શાંત અવસ્થા પ્રાપ્ત થયા છતાં, ઉદાસીન અવસ્થા પ્રાપ્ત થાય છે; વાસ્તે અંતર બાહ્ય સાકાર નિરાકાર અવસ્થામાં એકરસ સહજ અવસ્થા રહેવી જોઇએ અને આ સર્વ વિશ્વ મારૂં રૂપ છે એમ જાણી તેનાથી પરાઙ્મુખ થવું જોઇએ નહીં. કારણ નિરાકાર બ્રહ્મ અચિંત્ય શક્તિરૂપથી સાકાર વિશ્વરૂપે છે અને પોતે વિલાસ કરતો તે નિરાકારનો નિરાકાર રહ્યો છે.

પિંડેસે બ્રહ્માંડે એટલે જેવી રચના બાહેર છે તેવી જ શરીરની અંદર છે એટલે સમષ્ટિમાં જેમ બ્રહ્મ, માયા, અને સૃષ્ટિ છે તેમ વ્યષ્ટિમાં ભાવના, સંવેદના, અને ક્રિયા છે એટલે આ ત્રણેએ કરી સાકાર નિરાકાર અવસ્થા આ એકજ આત્મા અમૃતરસની ઘન અને વિરલ અવસ્થા છે. જેમ સમષ્ટિમાં અંતિમ નિરાકાર વિરલ અવસ્થા તુરીય બ્રહ્મ છે તેમ વ્યષ્ટિમાં અંતિમ નિરા-કાર વિરલ અવસ્થા ભાવનારૂપ વૃત્તિ છે અને અંતિમ સાકાર સઘન અવસ્થા

એ ક્રિયા એટલે ક્રિયા ઉપાધિ વિશિષ્ટ સ્થૂલ દેહ છે. સમષ્ટિરૂપ બ્રહ્મ અમૃત-રસમાં અનંત સૂક્ષ્મતર પરમાણુના ઘની ભાવે સૂક્ષ્મ અને સ્થૂલ દેહ ઉપાધિ-યુક્ત આ જીવ ભાસે છે, જેથી जीवो ब्रह्मैव नापरः એટલે જીવ બ્રહ્મ જ છે એમ શ્રુતિ કહે છે. વૃત્તિ અવિચ્છિન્ન ચૈતન પર્યંત તુરીય બ્રહ્મ અથવા કૂટસ્થ આત્મા શબ્દનો વ્યાપાર ચાલે છે પણ વૃત્તિ શાંત થયા બાદ ત્યાં એવા શબ્દોનો પ્રયોજન રહેતો નથી. જે છે તે આપણ પોતે (આત્મા) છીએ.

સમષ્ટિ અધિષ્ઠાનથી જેમ આપણ પોતે (આપણનો આત્મા) ભિન્ન નથી તેમ આપણનું શરીર પણ વિશ્વથી ભિન્ન નથી. જીવોનો (આપણ પોતાનો) દેહ પંચક દ્રવ્યમય ભૌતિક સ્થૂળ પરમાત્માથી ઉત્પન્ન થયો છે. એટલે સમષ્ટિથી અન્નરસ અને જળરસથી દેહ પોષિત થાય છે.

સમષ્ટિની મહા શક્તિ એ કેવળ દેહની પરિચ્છિન્ન ઉપાધિએ કરી પરિચ્છિન્ન વૃત્તિ રૂપે વ્યષ્ટિમાં (જીવમાં) આવેલી છે. તથાપિ તેનો (વૃત્તિનો) અંત સંબંધ મહાશક્તિ સાથ સંલગ્ન છે અને તે સર્વ વિશ્વમાં આઘાત રૂપે પ્રદક્ષિણા કરવા સમર્થ છે. પરંતુ સમષ્ટિની મહાશક્તિનું પ્રત્યાઘાત એ વસ્તુ શક્તિના ઉત્ક્રમણને જગો જગ અટકાવી રાખે છે તે કારણથી આ અલ્પ શક્તિ વૃત્તિ કુંઠિત થાય છે. આ વસ્તુશક્તિનું ઉત્ક્રમણ વૃત્તિના તાબામાં બરાબર આવે અને તેમાં વેધશક્તિ તથા સિદ્ધશક્તિ બરાબર લવાય એ કારણથી ઉપાસના કરવાની અગત્યતા છે. એ વેધશક્તિ વૃત્તિ, સમષ્ટિની વસ્તુ-શક્તિના પ્રવાહને ભેદીને ત્યાં (સમષ્ટિમાં) જવા સમર્થ થાય છે તથા ઇષ્ટ કાર્ય કરી શકે છે. એ વૃત્તિનો સર્વ ચમત્કાર સાધનાથી સાધ્ય છે. સમષ્ટિ મહા-શક્તિ એટલે મૂળ પ્રકૃત્તિ જેટલી શુદ્ધ નિર્મળ અને શક્તિમત્ સ્વરૂપની હોય છે. તેટલી તે સર્વધર્મની તે જાતિની અને તે સ્વરૂપી વૃત્તિ થાય છે. વૃત્તિમાં જેવા પ્રકારના પરમાણુની ઉપાધિ વૃદ્ધિગત હોય છે તેવા પ્રકારે તેની શક્તિનો પ્રભાવ તીવ્ર અથવા મંદ હોય છે. એટલે વ્યક્તિની શક્તિ તીવ્ર થતાં તે સમષ્ટિ શક્તિપર પોતાનો આઘાતરૂપ પરિણામ ઘડી કાર્યક્ષમ કરશે અને પોતાની શક્તિ મંદ થતાં તેના ઉપર સમષ્ટિ શક્તિ પોતાનો પ્રત્યાઘાતરૂપ પરિણામ ઘડી તેને પ્રતિબંધ કરશે. જેથી આ મૂળ પ્રકૃતિના અને વૃત્તિના સંચાર-શક્તિનો વેગ સુધારવા કર્મકાન્ડ અને જ્ઞાનકાન્ડની યથા વ્યવસ્થાથી અંતઃ-કરણ શુદ્ધ નિર્મળ થાય તો અહંભાવનો ગ્રાસ થતાં સાધક પરિપક્વ દશાને પહોંચે છે અને વિવેકવિચારથી જ્ઞાનકાંડનો ભાગી થઈ આત્મસ્થિત સ્થિતિ પ્રાપ્ત કરે છે. પછી તેના ઉપર સમષ્ટિ શક્તિ પોતાનો પ્રત્યાઘાતરૂપ પરિણામ ઘડતી નથી પણ તે (વ્યક્તિ) નિરહંકાર અને નિર્વિષયરૂપ રહે છે. મહાશક્તિ અને વૃત્તિ-શક્તિના સ્વરૂપમાં તથા સંલગ્ન સંબંધમાં આવી રીતે કાંઈ પણ ભેદ નથી અને શક્તિના અધિષ્ઠાન એ સર્વત્ર સમાન ઓતપ્રોત વ્યાપ્ત છે તેના વ્યાપક આધારપર

બન્ને શક્તિના પ્રભાવનો આધાર છે. એટલે અધિષ્ઠાન સ્વયં પોતાની શક્તિના વિલાસ અર્થે પોતે પોતાની મોજ લે છે. તે અધિષ્ઠાન આપણો પોતાનો આત્મા છે અને તે સર્વત્ર પોતાની મૌજ કરી રહ્યો છે.

વૃત્તિ પોતાના સાક્ષિરૂપ આત્મા શિવાય પૃથક્ રહેતી નથી. વૃત્તિની વ્યાપ્તિની શક્તિ આત્માની નિ:સીમ સીમા પર્યંત છે. સાક્ષી છોડીને વૃત્તિ કોઇ ઠેકાણે જઇ શકતી નથી એટલે જ્યાં વૃત્તિ ત્યાં અધિષ્ઠાન સાક્ષી. અધિષ્ઠાન સાક્ષીરૂપ આત્મા વૃત્તિરૂપે, ભાવનારૂપે, સંવેદનારૂપે, ક્રિયારૂપે, અને આ વિશ્વરૂપે, વિલસત્ થઇ પોતે વિલાસ કરી રહ્યો છે. આપણુ પોતે આત્મા સર્વ ચિદ્દ્-વિલાસરૂપે છઇએ. આત્મા તત્વ સર્વત્ર વ્યાપ્ત છે. વાસ્તવિક જોતાં સાક્ષી અંતરાત્મા, અને વ્યાપક પરમાત્મા, તથા મહાશક્તિ અને વૃત્તિશક્તિ એનો પરસ્પર નિકટ સ્વરૂપ ઐકયતા છે. બ્રહ્મમાં વિશ્વાકારરૂપે ભાસમાત્ર થતો ચિદ્દ્-વિલાસ એ તરંગરૂપે છે. એટલે જ્યાં ત્યાં જોઇએ ત્યાં ઓતપ્રોત આપણુ પોતે જ આત્મા છઇએ. સાક્ષી, (આત્મા) વૃત્તિ, ભાવના, સંવેદના, ક્રિયા, અને વિશ્વ એ સર્વ આત્માના છે. આપણુ પોતે નિર્વિષયકારરૂપે નિશ્ચલ થઇએ કે સાક્ષી સ્થિર રહે છે અને વૃત્તિની ચળવળ થાય છે કે ભાવના એ ઇન્દ્રિય ગોલકપર ઉભી રહે છે અને સંવેદના બાહેર પડી ક્રિયારૂપે સર્વત્ર પસારો કરે છે. બાકી આત્મા વ્યતિરિક્ત કાંઈ નથી.

આવી રીતે નિરંકુશપણે અને નિર્ભયતાથી વૃત્તિ શાંત કરી સ્થિરપણે આત્મનિષ્ઠામાં સ્થિત થતાં આપણે આત્મા આરૂઢ ભાવે રહીએ છીએ. આ આત્માનુભવ કહેતાં બ્રહ્માનુભવની એક પ્રકારની ઉન્મત્ત દશા છે. વ્યાપ અનુભૂતિથી વ્યાપ્ત સાથ એકવાર તન્મયતા થાય છે ત્યારે વૃત્તિની તન્મયતા મહાશક્તિ સાથ થાય છે. મહાશક્તિ તથા પરિચ્છિન્ન વૃત્તિનું ઐક્ય થતા દેહ ઉપાધિમાં બ્રહ્મભાવ ન રહેતા, વ્યાપક ભાવના ઉછળી વિશ્વાકારે થાય છે. પ્રારબ્ધ કર્મને એકવાર જ્ઞાનાગ્નિનો સંસર્ગ થાય છે તે પ્રારબ્ધ કર્મનો શેષ રહેલા સંસ્કારના ભોગ ક્ષય થતા થતા દેહમયાત્મક ચક્કર શાંત પડે છે. અને જન્મમરણ પરંપરા તુટી જઈ જ્ઞાન કૈવલ્ય સમરસતાને પ્રાપ્ત થાય છે. આત્મ-નિષ્ઠ અને જીવનમુક્તમાં કંઈ ભેદ નથી. કારણ વૃત્તિની શાંતતા અથવા ચંચળતા એ શેષ કર્મ સંસાર અવલંબી હોય છે અને બાકી રહેલો સંસ્કાર એ ભોગ ભોગવ્યા શિવાય ક્ષય પામતો નથી; પણ વૃત્તિ ઉપર જે સંસ્કાર યથાર્થપણે પડે છે તેનું જ્ઞાન એ વૃત્તિ કદી વિસરતી નથી. એ કારણથી ગુરૂ શિષ્યની વૃત્તિમાં મહાવાક્યોનો અંતિમ સંસ્કાર ભેદ છે. તે સંસ્કાર વૃત્તિમાં પૂર્ણ આરૂઢ થઈ તેની સાથ વૃત્તિ એકવાર તદાકાર થઈ કે તે વૃત્તિ પોતાના અધિષ્ઠાન-રૂપની ઓળખાણ કદી પણ વિસરતી નથી. સ્વસ્વરૂપની ઓળખ થવી અને પછી તેની વિસ્મૃતિ ન થવી એ જ બાબત આત્મનિષ્ઠ અથવા જીવન્મુક્ત

થવા અને કૈવલ્ય પદ પ્રાપ્ત કરવા પુરતી છે. જ્યારે એવી અધિષ્ઠાનરૂપ સ્થિતિની વિસ્મૃતિ નથી ત્યારે કોઈ પણ સ્થિતિમાં રહેવા કાંઈ હરકત નથી. ફક્ત વૃત્તિ પૂર્ણતાએ આત્મજ્ઞાનમાં રૂઢ થવી જોઇએ અને પછી ભાવનારહિત થઈ તદાકાર થવી જોઇએ. ભાવનારહિત થતાં વૃત્તિ જે સવિષય એટલે વિષયાકાર થાય છે તે નિર્વિષયી અથવા નિર્વિકલ્પ થતા વૃત્તિ સ્વસ્વરૂપને ઠેકાણે લીન થાય છે. એ વૃત્તિની નિર્વિષયાકાર સ્થિતિને લીન અવસ્થા અથવા વૃત્તિની સહજ અવસ્થા કહે છે. તે અવસ્થા પ્રાપ્ત થતાં સાધક આત્મનિષ્ઠ થઈ કૃતકૃત્ય થાય છે, એને જ જીવન્મુક્ત કહે છે. વૃત્તિ નિરાકૃત થતાં પોતે પોતાને જુએ, એ જ તે આત્મા સાક્ષાત્કાર છે વૃત્તિની લીન અવસ્થા એ નિર્વિકલ્પ સમાધિ છે.

યોગશક્તિથી વૃત્તિનો નિરોધ થતાં થતાં વૃત્તિ નિર્વિકલ્પ દેશમાં આવે છે (વૃત્તિના ગમનાગમનનો માર્ગ બંધ થતાં વિષયો તેમાં પ્રવેશ કરતા નથી) ત્યારે અનિર્વચનીય આનંદ સાધકને પ્રાપ્ત થાય છે અને સાક્ષીની (આત્માની) લહેરી એ વૃત્તિ અને વૃત્તિની સ્થિરતા એ સાક્ષી એમ વૃત્તિનો ઉત્થાન કે લય તેમાં બીલકુલ હોતો નથી. આ સ્થિતિમાં વિષયનો અને સાક્ષીનો જન્મ સંબંધ થાય છે ત્યારે વૃત્તિ લીન અવસ્થામાં હોવાથી સાક્ષી માત્ર તે વિષયનો કેવળ પ્રકાશ કરે છે પણ તેનો સ્વીકાર કરતો નથી. કારણ વિષયનો બોધ વૃત્તિ અવલંબી છે અને વિષય પ્રકાશ એ સાક્ષીનો સ્વભાવ છે. જેથી પ્રકાશ કરવાના કામમાં સાક્ષીને વૃત્તિની ગરજ લાગતી નથી.

આવી રીતે વૃત્તિ નિર્વિષયાકાર અને નિર્વિકલ્પ અવસ્થાને પ્રાપ્ત થતી હોવાથી અને સાથે સાથ ભાવના પણ નિઃસંસ્કારી થવાથી, જ્ઞાનીને ઉત્ક્રમણ કે આગમનનો સંબંધ હોતો નથી; કારણ તેને તો જીવન્મુક્ત દશા પ્રાપ્ત થયેલી હોય છે જેથી પોતે તો મુક્ત જ છે. વ્યાવહારિક દશામાં હોનાર જ્ઞાની પુરૂષ અજ્ઞાની પુરૂષોમાં પોતાનો સર્વ વ્યવહાર કરી અજ્ઞાનીઓમાં આચરે છે પણ પોતે તે વ્યવહારથી અલિપ્ત જ રહે છે, પણ તેની જ્ઞાનનિષ્ઠ દશા અજ્ઞાની જીવોને જોવામાં આવતી નથી. જે કાંઇ (ભાવના અથવા ઇચ્છા) અજ્ઞાની લઈ જાય છે તેનાથી જ્ઞાની વેગળો રહી તેનો સંપર્ક પણ પોતાને થવા દેતો નથી એટલે જે ક્ષણે જ્ઞાનીને આત્મબોધ થાય છે તે જ ક્ષણે જ્ઞાનાગ્નિમાં તેણે પોતાના અહંકારને ભસ્મ કીધેલો હોય છે. નિર્હંકારથી જીવપણાની રક્ષા થતાં જ્યારે મૃત્યુ પોતાનું ભક્ષ્ય ( અહંકાર ) લેવા જાય છે ત્યારે પોતાના જીવપણા બરાબર મૃત્યુ દગ્ધ થતાં જ્ઞાનીને દેખાય છે. કારણ તેથી જ્ઞાની નિર્ભય, નિઃશોક; અને અજર, અમર, થયેલો હોય છે. જ્ઞાની આત્મારૂપે અજર અમર છે પણ એનો દેહ નથી. દેહાદિ અંતઃકરણ એ સર્વ પંચ ભૌતિક હોવાથી તે સમષ્ટિ શક્તિના પ્રત્યાઘાતથી આકર્ષિત થઇ તેઓ વખતસર પોત-

પોતાના ભૂતો ત્યાગ કરવામાં પાછું સંમેલન કરે છે. દેહનું કાંઇ પણ થાઓ તેની જ્ઞાનીને પરવા હોતી નથી કારણ તે સર્વથા મુક્ત છે. ભૌતિક લય સમયે દેહની કાંઇ પણ વ્યવસ્થા થાઓ અને શરીર શેષ કર્મ સંસ્કારથી કોઇ પણ ઠેકાણે અને કંઇ પણ રીતે દેહ પડો તેની કાળજી જ્ઞાની રાખતો નથી. દેહ સંસ્કારના (રાજસ, તામસ, અને સત્વ,) સર્વ ધર્મ અંતઃકરણ છે અને પોતાના જ્ઞાનના યોગે અંતઃકરણથી જ્ઞાની ઘણો જ દૂર હોવાથી તેનો તેને કંઈ પણ સંપર્ક થતો નથી. જ્ઞાની કૈવલ્યરૂપ થવાથી દેહપાતોત્તર (દેહપાત ઉત્તર) વ્યાપકમાં સમરસતાને પ્રાપ્ત થતાં તેની એ દેહાદિક સમષ્ટિ તત્વોમાં સમરસતા પામે છે. જ્યારે અજ્ઞાની પોતાની દેહપાત પૂર્વે પોતાની ભાવના અહંકાર રૂઢ હોવાથી એ ગમનાગમનના કાળ ચક્ર ફેરામાં પડે છે.

હવે બ્રહ્મનિષ્ઠ અથવા આત્મનિષ્ઠની સ્થિતિમાં કોઈ ઉન્મત્ત, (સ્વચ્છંદી) વિરાગી, અને વ્યવહારી, એવા ત્રણ પ્રકારના બ્રહ્મનિષ્ઠ હોય છે. તેમાં પ્રાપંચિક વ્યવહારીઓમાં રહેનાર સાધકને વ્યાવહારિક બ્રહ્મનિષ્ટથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરી પોતાનો ઉદ્ધાર કરવા બની આવે છે, કારણ એ બ્રહ્મનિષ્ઠ દેહ પ્રારબ્ધની અડચણ કરતી તેની બુદ્ધિને કાયમ રાખી સાધક પ્રપંચ વ્યવહાર કેવો કરે છે અને વ્યાવહારિક સ્થિતિમાં રહેનાર સાધકને મોક્ષ કેવી રીતે થવો જોઇએ તેની તેને બરાબર ખબર હોય છે. જ્ઞાનદશા એ સ્વરૂપ પ્રકાશમય અને અખંડાનંદ સહજ સ્થિતિ છે. જેને એ સ્થિતિનો અનુભવ પોતાના અંગે ધારણ કીધો હોય છે તેને પછી પોતાની કાંઇ પણ વ્યાવહારિક સ્થિતિનો બાધ આવતો નથી, જેથી વ્યાવહારિક બ્રહ્મનિષ્ઠ શ્રેષ્ઠ ગણાય છે.

બ્રહ્મવિદ્યા કેવળ જ્ઞાનદષ્ટિ છે અને તીવ્ર જિજ્ઞાસા એ સ્વતંત્ર છે. એ જિજ્ઞાસા ઉત્પન્ન થતા મુમુક્ષુને કોઈ પણ ઠેકાણે અડચણ ન આવતા છેવટ સુધી તેને નિજ શિખરે લઈ જાય છે. પછી વ્યક્તિની કોઈ પણ સ્થિતિ હોય નહીં ? કારણ વિપત્તિનો, દુઃખનો, ઉદ્વેગનો, ઉદાસીનપણાનો, પૂર્ણ વિચારનો તથા વૈરાગ્યનો ધડાકો વ્યક્તિને કંઈ વખતે તીવ્ર આવી, અંતઃકરણમાં એ જ્ઞાનનો ઉદય થાય છે તેનો નિયમ નથી. વાસ્તે પ્રત્યેક વ્યક્તિએ પોતાની સ્થિતિના વિચારમાં ન બેસતા, વૈરાગ્ય ઉત્પન્ન થવાની રાહ ન જોતાં, અને પોતાની આયુષ્યનો ફોકટ ક્ષય ન કરતા જિજ્ઞાસાથી તીવ્ર બુદ્ધિ રાખી આત્મવસ્તુનો વારવાર વિચાર કર્યા કરવો. પછી સદ્ગુરૂ તેના ઉપર સહજ કૃપા કર્યા વગર રહેતો નથી. ફક્ત જીવના અંગે સુદૈવે કરી મુમુક્ષુત્વ ઉત્પન્ન થવું જોઇએ. બાકી ઈશ્વર દષ્ટિએ તો પામર, વિષયી, મુમુક્ષુ એવો જીવભેદ બીલકુલ નથી.

જ્ઞાનદષ્ટિથી જોતાં મનુષ્ય માત્ર સર્વ મુમુક્ષુ છે પણ તેઓમે પોતાન

મુમુક્ષુત્વની ખબર હોતી નથી. "અમો સર્વ સુખી રહીએ, અમોને કોઇ પણ પ્રકારનું દુ:ખ ન આવે અને અમો સદૈવ જીવંત રહીએ." એવી પ્રબળ ઇચ્છા સર્વ મનુષ્ય માત્રને, (પછી તે પામર, વિષયી, કે મુમુક્ષુ હો) હોય છે પણ અક્ષય અસ્તિત્વ અને અખંડ આનંદ સુખ અમોને ન જોઇએ એવું કહેનાર તો કોઇ પણ વ્યક્તિ આ દુનિયામાં નથી. કારણ જીવને પ્રયત્ન રહિત (એટલે ક્રિયા રહિત, પદાર્થ રહિત અથવા વિષય રહિત) કેવળ સુખની ઇચ્છા તો હોય છે; પણ વિષય છોડી સુખ તો મળતું નથી અને પ્રયત્ન વગર વિષય પણ પ્રાપ્ત થતો નથી. જીવનો મુખ્ય ઉદ્દેશ સુખપ્રાપ્તિ છે પણ ક્રિયા અને વિષય વગર તે પ્રાપ્ત થતું નથી. પ્રયત્નથી વિષયસુખ લેતાં લેતાં જ્યારે જીવને થાક અને કંટાળો આવે છે ત્યારે વિષય ઇન્દ્રિયો સંયુક્ત સુખ કરતા જીવને ઇન્દ્રિય સુખ અતિ પ્રિય લાગે છે અને થાક અને કંટાળાથી અંતર્મુખ થતા થતા નિદ્રાને વશ થયલા નિર્વિષયાનંદ સુખમાં જીવ નિમગ્ન રહે છે; એટલે અંતઃકરણ ઇન્દ્રિય-ગ્રાહ્ય વિષય સુખ કરતાં જીવ માત્રને સુષુપ્તિનો નિર્વિષયાનંદ (સુખ) અતિ પ્રિય લાગે છે. આ આનંદ કરતા અધિક આનંદ નથી. જીવ માત્રને તે સુખ ઇષ્ટ દેખાય છે, પણ વિષયાનંદ કરતાં નિર્વિષયાનંદ પ્રાપ્તિની તીવ્ર ઇચ્છા થવી એજ મુમુક્ષુત્વનું મુખ્ય લક્ષણ છે. જ્ઞાન વિશિષ્ટ મનુષ્ય માત્ર આ ઉપરથી સર્વ મુમુક્ષુ છે.

નિદ્રા એ વિષયસુખ નથી કારણ નિદ્રા એ વિષય નથી, કારણ નિદ્રા સુખપ્રાપ્તિમાં ઇન્દ્રિયોની ગરજ લાગતી નથી, એટલે ઇન્દ્રિયોથી અગ્રાહ્ય નિદ્રા છે. જીવને સૃષ્ટિમાં ઉચ્ચ અને શ્રેષ્ઠ વિષય પ્રાપ્ત થયા હશે પણ તે વિષય ભોગમાં આવતો કંટાળો છેવટે દૂર કરવા તથા ઇચ્છા અને ઇન્દ્રિયોને પાછી શક્તિ લાવવા નિદ્રાસુખનો આશ્રય જીવોને લેવો પડે છે. તેથી નિદ્રાસુખ નિર્વિષય સુખ કહેવાય છે, તે સહજ નિત્ય પ્રાપ્ત છે અને તે સુખ લેવાને કોઇ પણ ક્રિયાની જરૂર જીવને લાગતી નથી. આ સ્હેજ પ્રાપ્ત થનાર નિદ્રાનંદ એવી વિલક્ષણ શક્તિ છે કે જ્યારે ક્રિયા સાધ્ય વિષયાનંદમાં ભોગની અવધિ આવે છે ત્યારે જીવને પોતાના ખાસ રક્ષણ કરવા આ નિદ્રાનંદ સુખની સાહ્ય લેવી પડે છે.

આ નિદ્રાનંદ સુખની માફક આત્માનંદ સુખ એ પણ ક્રિયા વગર સહજ અને નિત્ય પ્રાપ્ત છે. આત્માની સર્વત્ર વ્યાપ્તિ છે અને વિષયોમાં તેનાજ સુખનો આભાસ છે. આક્રમણથી જીવ પોતાના શરીર અંદર તણાઈ જાય છે અને કંઠ પર્યંત જઇ નિદ્રારૂપ અજ્ઞાનમાં ડુબકી મારીને પાછો આવે છે પણ તેમાં સાક્ષાત્ આત્મા તેને દેખાતો નથી અને આ નિદ્રારૂપ અજ્ઞાનતામાં તેને વિષયાનંદ સુખ કરતાં પણ અધિક સુખ લાગતું નથી. આ નિદ્રાના નિર્વિષય સુખની અગાડી નિર્વિકલ્પાનંદનું સ્થળ છે જે વિશે ગુરુબોધ લેવો જોઇએ. જે નિર્વિ-

ષયાનંદ સમયે જીવ નિદ્રા લે છે તેમાં જાગૃત કેમ રેહેવું એ બતાવવું ગુરૂનું કામ છે. ઇંદ્રિયો અને અંતઃકરણ એ બેની લીન અવસ્થામાં થનાર આનંદમાં જીવે ઉંઘ લેવી કે સાવધ રહેવું એજ તે સુષુપ્તિ અને સમાધીમાં ભેદ છે જે ભેદ ગુરૂદ્વારાથી જાણવામાં આવતાં સ્વયંસિદ્ધ થવાય છે. સુષુપ્તિનો નિર્વિષયાનંદ જીવ માત્રને પ્રાપ્ત થાય છે અને તેને ઇષ્ટ સમજી તેમાં જીવ નિત્ય નિમગ્ન રહે છે. તે અર્થે પ્રત્યેક વ્યક્તિ મુમુક્ષુ છે. વાસ્તે કોઇ પણ સ્થિતિ તથા વ્યવહારમાં હો, તોપણ જિજ્ઞાસાના બળે કરી શ્રી સદ્‌ગુરૂને અનન્ય ભાવે શરણ જવાથી મોક્ષ સુખની પ્રાપ્તિ થાય છે એમ જાણી, અને તે ઠેકાણે દઢતર નિશ્ચય રાખી, જિજ્ઞાસા ઉત્પન્ન કરવાનો પ્રયાસ કરવો જોઇએ. પછી વૈરાગ્ય આદિ સાધન સંપન્ન હો કે ન હો તેની ગરજ નથી.

હવે આત્મજ્ઞાન વિશે સારાસાર વિચાર કરવામાં આવતાં એ આવે છે કે

**બ્રહ્મ.** જડચૈતન્યાત્મક ચરાચર સૃષ્ટિ નિર્માણ કરી પરમાત્મા એ અખિલ પદાર્થ માત્રમાં ઓતપ્રોત ભાવે સરખો ભરેલો છે.

સ્વતઃસિદ્ધ જગદ્‌વ્યાપિ પરમાત્માએ સત્, ચિત્ત અને આનંદ એવા ત્રણ ગુણોવાળા, સર્વ વ્યાપક, અખંડ, અનંત, અને ત્રિકાળ બાધરહિત છે. વર્તમાન, ભૂત અને ભવિષ્ય, એ ત્રણ કાળનો બાધ તેને આવતો નથી તેથી તેને સત્ કહેવામાં આવે છે. ચલન વલન રહેનાર એટલે સજીવ જોવામાં આવે છે તેથી તેને ચૈતન્ય કહેવામાં આવે છે; એટલે જે સત્ છે તે ચૈતન્ય છે; એટલે શરીરમાં સત્ (આત્મા) છે તો જ ચૈતન્ય છે. કાંઈ પણ પ્રકારનો ભેદ અથવા ન્યૂનાધિકતાપણું પ્રતીતિમાં ન આવતાં સદોદિત કાયમ રહેનારી આનંદ અવસ્થાને આનંદ સ્થિતિ કહેવામાં આવે છે.

સત્ ચિત્ત અને આનંદ જે વિભૂતિ આશ્રિત સંપૂર્ણપણે હોય છે તે **સચ્ચિદાનંદઘન** આત્મા છે. આત્મા તે પરમાત્મા છે. સૃષ્ટિના કોઈ પણ પદાર્થમાં એ ત્રણ ગુણો સદોદિત ન્યૂનાધિકતાપણે રહેલો હોય છે, પણ ન્યૂનાધિકપણાથી ત્રણ ગુણની વ્યાપકતા ઓછી થતી નથી. જેથી સર્વ સૃષ્ટિ સચ્ચિદાનંદઘન પરમાત્મા સ્વરૂપ છે. એ ત્રણ ગુણોની સંપૂર્ણતાથી પરમાત્મા સૃષ્ટિરૂપે અને એ ગુણોની ઉપાધિના અન્વયે કરીને વ્યક્ત થાય છે ત્યારે પરમાત્મા સગુણરૂપે છે. ક્રમોથી નિર્માણ થતી સૃષ્ટિ એ ક્રમો ખલાસ થતાં ઉલટ ક્રમોથી તે પાછી લય પામે છે, જ્યારે સગુણરૂપે પરમાત્મા લય પામતા નિર્ગુણ સ્વસિદ્ધરૂપે રહે છે. જેમ પરમાત્મા અક્ષય છે તેમ તેનો મુખ્ય ગુણ આનંદથી વ્યાપ્ત છે એટલે સત્ ચિત્તના અંતર્ગતમાં આનંદની સ્ફુર્ત્તિ, કહેતાં આનંદના અંતર્ગતમાં રહેલો ચૈતન્યભાવ કોઇપણ વખતે ખંડન ન થતાં સદૈવ રેહેનાર, એકજ પરમાત્મા પોતાનો સત્ ચિત્ત સ્વભાવ

આનંદમય હોવાંથી પોતાના આનંદ સ્વભાવથી અખિલ સૃષ્ટિમાં આનંદરૂપે વ્યાપ્ત થઇ રહેલો છે. આનંદ વ્યતિરિક્ત કોઇપણ ઠેકાણે તે જોવામાં આવતો નથી. આનંદ ગુણધર્મથી તે વ્યક્ત થાય છે અને તે ગુણ વગર તે વ્યક્ત થતો નથી. પોતાના ગુણ અને વ્યાપકતા આ બન્ને અભેદ ગુણની ઉપાધિથી પરમાત્મા વ્યક્ત થયો પણ તેથી પરમાત્માની સ્વઃસિદ્ધતામાં એ ગુણની બીલકુલ જરૂર રહેતી નથી. વાસ્તે પરમાત્મા નિર્ગુણ નિર્વિકાર નિઃસંગ અને સ્વયંબોધ સ્વરૂપ છે. આ પરમાત્માની વ્યાપકતા નિરપેક્ષ છે એટલે તે અખિલ પદાર્થ માત્રને જગા અથવા વસ્તુની હસ્તી છતાં ન છતાં, અંતર બ્રાહ્ય ઓતપ્રોત ભાવે વ્યાપ્ત કરે છે;

પોતે સ્વયંસિદ્ધ છતાં, પરમાત્મા વ્યક્તિમાં પ્રથમ "અહું" એ શબ્દઉત્પત્તિની ઉપાધિ લાગવાથી પરમાત્મા પોતે વ્યક્ત થયો એટલે અંહપણું પ્રથમ આવ્યું, પછી ઇચ્છા ઉત્પન્ન થઇ, અને ઇચ્છા પ્રમાણે પછી ક્રિયા ઘડવામાં આવી. જ્યાં અહંપણાનું સ્ફુરણ ઉત્પન્ન થયું ત્યાં તે મૂળ પુરૂષ એટલે પરબ્રહ્મ પરમાત્મા અને સ્ફુરણરૂપે ઉત્પન્ન થયલી ઇચ્છા તે મૂળ પ્રકૃતિ માયા અથવા આદિ શક્તિ, એવી વ્યક્તિએ કરી પરમાત્મા સગુણ રૂપે થયા. પોતે ઉત્પન્ન થયા અગાઉ ઇચ્છા મૂળ પુરૂષમાં લીન હતી, તેમ પુરૂષરૂપ વ્યક્ત થયા અગાઉ પુરૂષ એ નામ પણ નહોતું. પણ જ્યારે પરમાત્મા અહંપણાના સ્ફુરણરૂપે વ્યક્ત થયા ત્યારે તેને પુરૂષ અને પ્રકૃતિ એ નામો લાગુ પાડવામાં આવતાં, પુરૂષરૂપ પોતે તે પ્રકૃતિરૂપે થયા. આ બે જુદાં નામો પરમાત્માને લાગુ પાડવામાં આવે છે. બાકી પરમાત્મા તો સ્વયસિદ્ધ છે અને આ નામોથી પોતાના મૂળ સ્વરૂપમાં કંઇ પણ અંતર પડતો નથી. એમ એક આત્માની નિસર્ગે સમરૂપતાથી પુરૂષપ્રકૃતિ, બ્રહ્મમાયા, અથવા શિવ-શક્તિ, એવાં દ્વંદ્વ નામે શબ્દ વ્યહવાર ચાલે છે. શિવ અને શક્તિ જુદી ભાસમાન દેખાયા છતાં તેઓનું વાસ્તવિક સ્વરૂપ અદ્વૈત છે. બ્રહ્મવિદ્યા સદ્ગુરૂદ્વારા પ્રસિદ્ધ થતી હોવાથી બ્રહ્મવિદ્યા અને સદ્ગુરૂ એકજ અભેદ સત્તા છે. બ્રહ્મવિદ્યા પ્રાપ્તિથી જગત્ સંબંધી અજ્ઞાનતા દૂર થાય છે અને જીવોનો ઓદ્ધાર થાય છે.

સૃષ્ટિના આરંભમાં સ્ફુરણરૂપ થઇ બીજ ભાવે રહેનાર, મધ્યમાં (સ્ફૂર્તિ ઉત્પન્ન થઇ પાછી લય પામી બીજી ઉત્પન્ન થયા આદિની મધ્યમાં સ્થિતિ) રહેનાર અને છેવટે સ્ફૂર્તિ લયના સમયે પોતાની અંદર સ્ફૂર્તિનો લય કરી અભાવ રહિત સ્વયંસિદ્ધ સ્ફૂર્તરહિતપણે રહેનાર પુરૂષ એ પરમાત્મા છે. પોતાનો સ્ફૂરદ્રુપ અંગ ધારણ કરી "હુ બહુરૂપ થાઉં" એવી સ્ફૂર્તિથી ઉત્પન્ન થતાં એકમાંથી અનેક રૂપો ત્યાગ કર્યા વગર, પોતાના સ્ફુરણરૂપ સ્વભાવે કરી પરમાત્મા જગદ્રૂપી પ્રકૃતિરૂપે છે, સ્ફૂરદ્રૂપ અંગ અને સ્ફુરણશક્તિ એ

જગતના આદિકારણ પરમાત્મા હોવાથી, શિવશક્તિ પુરૂષપ્રકૃત્તિ અથવા દેવદેવી એમ જુદા જુદા નામોથી તેને માનવામાં આવે છે. પુરૂષપ્રકૃતિના એક• મેકના સંબંધના યોગે, એકમેકના પ્રેમભાવયુક્ત પોતામાં બન્ને એકત્ર થઇ, પાછું પોતાના પ્રેમયુક્ત એવા એકત્ર સ્વરૂપથી જગતનો દ્વૈત વ્યવહાર પરમાત્મા ચલાવે છે. એકજ સ્ફુર્ણ દ્રષ્ટાદ્રશ્યરૂપે એક હોવાથી તેનું દ્વિપણું એકજ વસ્તુ (આત્મા)માં જ્યારે આત્મજ્ઞાનથી પુરૂષ પ્રકૃતિ એકત્ર થઈ ભેદરહિત થાય છે ત્યારે પુરૂષ પ્રકૃતિનું દ્વિપણું નષ્ટ થઈ એક આત્મા શેષ રહે છે અને આત્માનંદમાં કંઈ કાળ નિમગ્ન રહેવાથી આત્મનિષ્ઠને પુરૂષ પ્રકૃતિના દ્વિપણાનું ભાન રહેતું નથી. જગત્ ઉત્પન્ન કરવામાં પુરૂષ પ્રકૃતિથી થતો દ્વિપણાનો અભાવ જીવ માત્રને થતો નથી કારણ પુરૂષમાં અહંપણાનું સ્ફુર્ણ (પ્રકૃતિ), અને અહંપણાનું સ્ફુર્ણના ધારણમાં નિમગ્ન રહેનાર પુરૂષ, એ બંનેનું દ્વિપણું જીવને અજ્ઞાનતાથી જાણવામાં આવે છે, અને "આ શરીર મારૂં છે" એવું એકાત્મક દર્શક ભાન ( દ્વિપણાનો અભાવ ) બીલકુલ તેને ઉત્પન્ન થતો નથી. જગતનો દ્રષ્ટા એ પુરૂષ, અને દ્રશ્યરૂપ જગત એ પ્રકૃતિ, એ બે સિવાય આ સંસારમાં કોઈ ત્રીજો નથી. એક પરમાત્માની સત્તાથી આ પુરૂષ પ્રકૃતિનું અસ્તિત્વ છે અને પરમાત્માનું પ્રકા• શરૂપ શરીર ધારણ કરી પુરૂષ પ્રકૃતિ અનાદિકાળથી પરમાત્મા બરાબર આ જગતમાં આવેલી છે. "અહં બ્રહ્માસ્મિ" એવા બ્રહ્મવાક્યનો અંગીકાર જ્ઞાનદશામાં કરવામાં આવે છે ત્યારે પુરૂષ પ્રકૃતિ એ ભેદભાવ બીલકુલ રહેતો નથી અને પુરૂષ પ્રકૃતિ એકરસરૂપ જીવમાં રહેલી હોવાથી બંનેનો પોતપોતામાં પણ ભેદભાવ બીલકુલ નથી. જ્ઞાનસ્વરૂપ પુરૂષથી (આત્માથી) જે પ્રકૃતિ એકમેકના આશ્રયથી જીવભાવે પૂર્ણત્વમાં આવેલી છે તે પ્રકૃતિ વગર કોઈ પણ તરેહનું આત્માનું સ્વરૂપ ન છતાં, મૂળ પુરૂષ ( આત્મા ) નિરાકાર છે. પુરૂષ પ્રકૃતિના એકમેકના સંબંધના યોગથી આ જગતમાં પદાર્થ પરમાણુઓનો નિકટ સંબંધ છે. કારણ પુરૂષ પ્રકૃતિના નિકટ સંબંધ વગર જગતમાં કોઈ પણ કાર્ય થઈ શકતું નથી. એવી રીતે પ્રકૃતિ પુરૂષ એકમેકના જીવ અને પ્રાણ તરીકે આ જગતમાં વ્યાપ્ત થઈ સંચાર કરી રહેલા છે.

**માયા.** જ્યારે પ્રકૃતિ ( માયા )નો અંગીકાર કરી માયાના સ્વાધીનમાં પુરૂષ જાય છે ત્યારે માયા એ પુરૂષ અને પ્રકૃતિ એવા બનેરૂપ ધારણ કરી સર્વ ચરાચર સૃષ્ટિના પ્રપંચની અહંભાવના ધારણ કરે છે. પોતાને આધીન થયેલો પુરૂષ અથવા માયા જ્યારે (આત્મા) જ્ઞાન આવવાથી જાગૃત થાય છે ત્યારે પોતાના ખરા સ્વરૂપનું વિશેષ ભાન તેને આવે છે અને આ ચરાચર સૃષ્ટિનો પ્રપંચ તેને સ્પષ્ટ દેખાઇ આવે છે; પછી જ્યારે એ પ્રપંચનો વિનાશ થાય છે ત્યારે કંઈ પણ

ન કરતાં ફક્ત પુરુપ પોતે સ્વસ્થ થઇ બેસી રહે છે; અને આ દૃષ્ટા દૃશ્યરૂપ શરીરને વિશે પોતાનું ભાન ભુલી જાય છે. પોતાના સત્ય સ્વરૂપતાની તેને જાગૃતિ થાય છે. દૃષ્ટાદૃશ્યરૂપ શરીરનો તેને અભાવ થવાથી આ ચરાચર જગતને દૃષ્ટા અને દૃશ્યરૂપે પોતામાં જુએ છે. દૃષ્ટાની ભોગ વસ્તુ અને દૃશ્યની ભોગ વસ્તુ દૃશ્ય, જ્યાં હોય છે ત્યાં જ દૃષ્ટા હોય છે. અથવા દૃષ્ટાને પોતાનું દૃષ્ટપણું દૃશ્યથી જ આવે છે. જેમ આ પ્રકૃતિ પુરૂપ નામની ભિન્નતાથી જ્ઞાન-સાધક અવસ્થામાં "શિવોહં" એવી સ્ફુર્તિનો નાદ ઉત્પન્ન થાય છે તેમ પુરૂષ પ્રકૃતિના વિભાગે કરી આ સંપૂર્ણ જગત્ ઉત્પન્ન થાય છે. શિવ શક્તિ બે છતાં તેની કાર્ય કારણભાવ સૃષ્ટિ એક જ ભાસમાન થાય છે. આ શિવશક્તિ આત્મકદ્વંદ્વ જગતમાં અનાદિ છે. જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારે તે દૃષ્ટા દૃશ્યરૂપે દ્વિપણાનો ખોટા ભાસ બતાવી આત્મજ્ઞાનથી ઉત્પન્ન થતું એકાત્મા-રૂપી જ્ઞાન આપે છે. પુરૂષ સત્તાના પ્રભાવ સિવાય આ શકિત (માયા)નું અસિત્વ નથી.

પુરૂપના પ્રકાશ સિવાય શક્તિ (માયા) અન્ય કંઈ પણ વસ્તુ નથી જેથી શક્તિ તે જ પુરૂપ છે. પુરૂપના તેજનું માપ એ પ્રતિબિંબરૂપ શક્તિ વગર થઇ શકતું નથી. એ શક્તિ પુરૂષમાં એક અંગે રહેલી હોવાથી તે પુરૂપને જ્ઞાન આપનારી માયા શક્તિ છે. પોતાના વેગે કરી સર્વ જગતને પુરૂપ (આત્મા)ના સંબંધમાં શકિતએ એવું શૂન્યાકાર કીધું છે કે પોતામાં ઉત્પન્ન થતી અહં-ભાવની સ્ફુર્ણ શક્તિના અભાવે કરી, પુરૂષ પોતાનું ભાન ભુલી જઈ માયાના આધીન થઈ રહ્યો છે. મૂળ પુરૂષને (આત્માના) ઠેકાણે અહંભાવ ન હોવા છતાં, આ પ્રકૃતિ (માયા)ના સંયોગે કરી પુરૂષને પ્રકૃતિની સંગમાં અહંભા-વના ઉત્પન્ન થઈ છે અને માયા પોતાની પ્રબળતાથી જગદ્રૂપે પુરૂષને દેખાવ આપે છે. કારણ પુરૂષ એ રૂપરહિત નિરાકાર હોવા છતાં પુરૂષ માયાવી દેખા-વવો જોઇએ એવા હેતુથી શક્તિએ પુરૂપને પોતાનું નામ રૂપ આપી તેને (પુરૂપને) જગદ્રૂપે બતાવી આપ્યો છે. એવા માયાના યોગે કરી પુરૂષને પોતાની સાથ પ્રકૃતિની ઐક્યતા જાણવાનું સાધન રહ્યું નહિ અને પ્રકૃતિની સહજ લીલાથી તે બહુપણે દેખાવવા લાગ્યો. પોતાના ખરા સ્વરૂપની વિસ્મૃતિ આવતાં પ્રકૃતિ બરાબર પુરૂપ કૃત્ય કરવા લાગ્યો, અને પોતાના નામરૂપ યુક્ત સ્વપ્નિક શરીરની જાગૃતિ કરાવીને એ શક્તિએ પોતાના અહંપણાની સ્મૃતિનો ઉદય પુરૂપમાં કીધો; અહંપણાની સ્મૃતિનો ઉદય પોતામાં થવાની સાથ પુરૂષ દ્રષ્ટત્વે સ્ફુર્ણરૂપ થઈ દૃષ્યાકાર થયો, સર્વ જગત્ દૃષ્યાકારરૂપે તેને દેખાવવા લાગ્યું અને પ્રકૃતિના દબાણથી નામરૂપ સૃષ્ટિ તેને ભાસમાન થઈ આવી. આથી પ્રકૃતિનું રૂપ તે પુરૂપનું થયું; અને પોતાના મૂળ સ્વરૂપમાં વિસર્જન પામી નામરૂપ સૃષ્ટિના

છંદમાં પુરૂષ નિમગ્ન રહેવા લાગ્યો. પોતાથી એ નામરૂપ ચરાચર સૃષ્ટિનો કર્ત્તા જુદો છે આવું ભ્રાંતિજનકરૂપ પ્રકૃતિના સંગમાં પુરૂષને દેખાવવા લાગ્યુ; પોતે જીવ અને તેનો કર્ત્તા ઈશ્વર જુદો છે એવો દ્વિભાવ તેનામાં ઉદ્દભવ પામ્યો અને આ ભ્રાંતિએ કરી કોઈ પણ પ્રકારની પદાર્થ ભોગ ઈચ્છા પ્રકૃતિની સહાયતાવગર પુરૂષને થવા લાગી નહિ. આમ પુરૂષ અને પ્રકૃતિ એ બંનેના પરસ્પર મિશ્રણના યોગે કરી સર્વ પ્રકારનો વ્યવહાર આ ચરાચર જગતમાં ચાલે છે. પુરૂષની પ્રકૃતિ એ પુરૂષ બરોબર હોવાથી સર્વ પ્રકૃતિ એ પુરૂષ છે. પણ પુરૂષ જ્યારે જ્ઞાનથી પ્રકૃતિને મિથ્યા સમજે છે ત્યારે પોતાના સત્યસ્વરૂપના સ્મરણની જાગૃતિ પોતાનામાં આવવાથી પુરૂષ એક અદ્વૈતાનંદરૂપમાં રેહે છે, એટલે પ્રકૃત્તિનું ઉત્પત્તિસ્થાન એ પ્રણવના ઉચ્ચારણથી પુરૂષને જાગૃતિ આવે છે ત્યારે પ્રકૃતિથી ઉત્પન્ન થયલા કારણદેહનો વિનાશ છે એમ સમજી પોતે પુરૂષરૂપે સ્થિત કાયમ રેહે છે અને પછી પોતાના સત્યસ્વરૂપની જાગૃતિથી પોતાની ચાર વાણીએ કરી પ્રણવરૂપે આત્મામાં લીન થાય છે; અને પુરૂષ એ પ્રકૃતિજગતનું બારીક નિરીક્ષણ કરતાં કરતાં બાહેર દૃષ્ટિથી દશ્યને જોતાં તે પોતાનું રૂપ છે એમ સમજે છે, પ્રકૃતિના પ્રવાહને નામની શોભા તરીકે જાણી, પોતાના સ્વરૂપની વ્યાપકતાની ખુબી તે જોઈ રેહે છે અને સચ્ચિદાનંદ આત્મા જે સ્ફુરણરૂપે કે પ્રણવરૂપે ચળકે છે તેની સાથે તન્મયતાને પોતે પામે છે. આવા સત્યસ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યારે આ પ્રકૃતિ પ્રવાહમાં ઘસડાવા છતાં તેને પ્રકૃતિનો બિલકુલ બાધ આવતો નથી. —

**સદ્દગુરૂ.** આત્મા પ્રાપ્તિના નિવૃત્તિ માર્ગરૂપે અનેક તરેહની ઉપાસના કરવાના ઉપાયો જે પરમાત્માએ શ્રુતિદ્વારા બતાવ્યા છે, તેઓમાં મુખ્ય બ્રહ્મવિદ્યા છે, એનું અખંડત્વપણું કાયમ રાખનાર પરમાત્મા નિરાકાર હોવાથી તે કરૂણારૂપે સદ્દગુરૂરૂપદ્વારા શરીર, પોતે જીવાત્માનો ઓદ્ધાર કરવા, ધારણ કરે છે. જીવની અવિદ્યા એ ગાઢ નિદ્રા છે અને સ્વાપ્નિક સૃષ્ટિ એ અરણ્ય છે, એવા અજ્ઞાનમયતામાં જીવો પોતાનું ખરૂં સ્વરૂપ ઓળખતા નથી અને અનંત જીવો તે કારણથી આ સંસારમાં આવી જન્મ મરણના ફેરામાં પડે છે. કામ, ક્રોધ, તૃષ્ણા, આહાર નિદ્રા, ભય, મૈથુનાદિક સર્વે તેઓની આસપાસ વિંટાયલા છે; પણ જ્યારે ખરા ભાવથી (તીવ્ર જિજ્ઞાસાથી) તેની પ્રાર્થના કરવામાં આવે છે ત્યારે તેમાંથી મુક્તિ કરવા સદ્દગુરૂ તેઓની મદદે આવે છે, અજ્ઞાન અંધકારમય નિદ્રારૂપી માયાનો નાશ કરે છે, અને જીવોને સ્વરૂપનું જ્ઞાન આપી જાગૃત કરી અંતે મુક્ત અવસ્થા સદ્દગુરૂ પ્રાપ્ત કરાવે છે. એવા સદ્દગુરૂની કૃપાકટાક્ષથી જીવાત્માનો વ્યામોહ સંસારબંધન છુટી જાય છે અને તેને મોક્ષ પ્રાપ્ત થાય છે; એવા સદ્દગુરૂને ઓળખનાર ઓળખીને તેને ભજે છે. સદ્દગુરૂ નાના મોટા અને પાત્ર

અપાત્રનો ભેદભાવ કેવળ મોક્ષ માટે રાખતા નથી પણ બધા ઉપર સમદષ્ટિ રાખી સદ્‌ગુરૂ જીવાત્માને અંતર્યામી સાક્ષી ઈશ્વરના દર્શન આપે છે. તેના જ્ઞાન સામર્થ્ય આગળ શંકરનું જ્ઞાન પણ નિસ્તેજ છે. સદ્‌ગુરૂ આત્માસહિત પોતાનું સ્વરૂપ બતાવનાર છે, એટલે સદ્‌ગુરૂના આત્મા બોધથી પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ અને મન જે છુટા છુટા વિખરાયલા છે તે એની સહજ લીલાથી એકત્ર થાય છે અને તેની કૃપાથી જીવાત્મામાં તલભાર અંધકાર (અજ્ઞાનતા) રહેવા પામતો નથી. ઈશ્વરપ્રાપ્તિ વાસ્તે જીવાત્માથી હરહમેશ કરવામાં આવતાં નાના પ્રકારની ઉપાસના એ પણ અજ્ઞાનતા નષ્ટ થવાથી, વગર પ્રયાસે બંધ પડે છે. જીવાત્માથી થતી કર્મ માર્ગરૂપ પ્રવૃત્તિ સદ્‌ગુરૂ પ્રાપ્તિથી બંધ પડે છે અને મુમુક્ષુ પરબ્રહ્મરૂપ નારાયણ થઈ સ્થિત રહે છે; એ ઉપરાંત દ્રષ્ટારૂપ પુરૂષ અને દશ્યરૂપ પ્રકૃતિમાં વિવિધ પ્રકારના રૂપે દેખાતી અવિદ્યાનો; સદ્‌ગુરૂ પ્રાપ્ત થવાથી, દ્રષ્ટા દશ્યરૂપે નષ્ટ થઈ તેની કૃપાથી જીવાત્માનો નાશ અને આત્મારૂપી સૂર્યનો ઉદય થાય છે અને તેના પ્રસાદથી જીવ આ સંસારથી મુક્ત થઈ આત્માપદ પ્રાપ્ત કરે છે. આવી રીતે પ્રાપ્ત થતાં પરમાત્મા સ્વરૂપમાં જીવશિવપણાનો અભાવ હોય છે અને "હું શિષ્ય અને આ મારા ગુરૂ" એવો ભેદભાવ તેનામાં બીલકુલ રહેતો નથી. પોતાની કૃપાથી શિષ્ય પરબ્રહ્મ થયેલો હોવાથી સદ્‌ગુરુને પોતાના પાત્રની મહત્વતા ઓછી થતી નથી. સદ્‌ગુરૂ (આત્મા) એક છતાં પોતે ગુરૂશિષ્યપણું આત્મ બોધાર્થે ધારણ કરેલું છે. સદ્‌ગુરૂને જોવાનું કૃત્ય પોતાનું સ્વરૂપ છે અને તે જોવામાં તેને કોઈની મદદની જરૂર રહેતી નથી. જેથી પોતાનું સ્વરૂપ (આત્મા) તે પોતાના શિષ્યનું સ્વરૂપ (આત્મા) છે, એમ તે સમજે છે; અને જાણુવા જોગ આત્મવસ્તુ એટલે "જે છે તે હું આત્મા છું" એવા પ્રકારનો બોધ જ્યારે મુમુક્ષુને પ્રિય લાગે છે ત્યારે જાણુનાર પોતાને જીવાત્મભાવ જઈ પોતે સદ્‌ગુરૂરૂપ થઈ સ્થિત રહે છે, અને પોતાને પ્રાપ્ત થયેલી સદ્‌ગુરૂ દષ્ટિને કોઇ પણ તરેહના વ્યવહાર સંબંધમાં બાધ આવતો નથી. સદ્‌ગુરૂથી બ્રહ્મની મહત્વતા છે, કારણુ સદ્‌ગુરૂ રૂપે બ્રહ્મ અવતીર્ણ હોવાથી સદ્‌ગુરૂદ્વારાથી થતુ જ્ઞાન એ બ્રહ્મજ્ઞાન છે. પોતાને અજ્ઞાનતા હોવાથી બ્રહ્મ શું છે એ સદ્‌ગુરૂ વગર જીવને બ્રહ્મ સમજવામાં અને જાણુવામાં આવતો નથી.

ઈશ્વરપ્રાપ્તિના સાધનમાં ઉપાસનાની અર્થ ફળની પ્રાપ્તિ સદ્‌ગુરૂની કૃપાદષ્ટિ સિવાય થતી નથી અને કૃપાદષ્ટિ વગર સાધકના હાથમાંથી અર્થફળ જતો રહે છે. જેથી દરેક ઉપાસનામાં સદ્‌ગુરૂની કૃપાદષ્ટિ અવશ્ય હોવી જોઇએ. તે વગર જ્ઞાન પ્રાપ્ત થતું નથી અને દ્રષ્ટા દશ્યરૂપ માયા પણુ નષ્ટ થતી નથી. શિષ્ય કરતાં ગુરૂ શ્રેષ્ઠ છે; શિષ્ય છે તો ગુરૂ છે અને ગુરૂ છે તો જ્ઞાન થાય છે. જ્યારે જ્ઞાન થાય છે ત્યારે શિષ્યને પોતાનુ શિષ્યપદ જતા, ગુરૂપદ પણુ કાયમ

ન રહેતાં, પોતે સદ્દગુરૂ (આત્મા) સદૈવ કાયમ રહે છે. સદ્દગુરૂ તો પરબ્રહ્મ છે અને શિષ્યને તારવાથી શિષ્ય પણ પોતે પરબ્રહ્મ થાય છે.

આ જગતમાં સદ્દગુરૂ (આત્મા) એજ સત્ય છે. જેમ શબ્દ એ ગુણરૂપથી સાવયવ આકાર ગુણરૂપ બાદ કરતાં, શુદ્ધ આકાશ રેહે છે તેમ ભાગ-ત્યાગ લક્ષણા વૃત્તિથી ત્યાગ કરતાં સદ્દગુરૂ સ્વરૂપ રહે છે. સદ્દગુરૂ (આત્મા)ને ઠેકાણે સદ્દગુરૂ જોનાર કોઇ નથી, બ્રહ્માઆદિ દેવતાઓ પણ એના જ્ઞાનથી આત્મજ્ઞાની થયા છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એઓ સદ્દગુરૂના જ્ઞાનભાવ અને પ્રકાશભાવ હોવાથી તેઓ સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, અને દેવના રૂપથી સદ્દગુરૂરૂપે દેખાય છે. સદ્દગુરૂ સ્વયં પ્રકાશમાન હોવાથી અનંત બ્રહ્મ ગોળો પણ પ્રકાશ કરવા સમર્થવાન્ છે. આત્મા શિવાય (આત્માને)એને જોનાર કોઇ ન હોવાથી આત્મા કોઇના જોવાનાં આવતો નથી. સ્વપ્રકાશ હોવાથી તે બીજાના પ્રકાશે કરી પ્રકાશ પામતો નથી અને સર્વત્ર હોવાથી તે દરેક ઠેકાણે જોવામાં આવે છે. દશ્યમાન ન હોવાથી એનું શબ્દોથી વ્યાખ્યાન થઇ શકતું નથી. સૂર્ય જોવાને જેમ દીપકની જરૂર પડતી નથી તેમ સદ્દગુરુને (આત્મા) જોવા શબ્દોનું પ્રયોજન નથી કારણ ત્યાં શબ્દો પહોંચી શકતા નથી. પાંચ પ્રકારનાં પ્રમાણો ( પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન અને શબ્દ)ના યોગે પ્રમેય વસ્તુ (સિદ્ધ કરવાની અર્થરૂપ વસ્તુ) જ્ઞાન છે પણ સદ્દગુરૂ (આત્મા) સિદ્ધ કરવાને ઠેકાણે પ્રમાણ નિરપયોગી નિવડે છે. તેને જોવામાં શુદ્ધતા અશુદ્ધતાની જરૂર નથી તોપણ તેને જોવા કોઇ પણ જનમ્યો નથી. આપણ તેને ન જોતાં તે સર્વને જુએ છે. સદ્દગુરૂરૂપમાં આત્માને ઠેકાણે "હું આત્મા છું" એવી દ્વૈત વૃત્તિ ઉત્પન્ન થતી નથી, કારણ ત્યાં નામરૂપ ઉત્પત્તિ સાથ દ્વૈત ઉત્પન્ન થાય છે અને એ પોતે તો અદ્વૈત છે.

સર્વ જડ પદાર્થ સદ્દગુરૂથી (આત્માથી) પ્રકાશિત થયેલા છે અને તેની માયાના યોગે જે કંઇ બને નહી તે બનવા શક્તિમાન થાય છે. એ ઉપરથી સદ્દગુરૂ (આત્મા) માયાવશ થયા સરખો દેખાય છે પણ તેનું વાસ્તવિક સ્વરૂપ અમાયિક છે અને કોઇને તેનું સ્વરૂપ દેખાતું નથી. બહુ પ્રકારની નામરૂપાત્મક સૃષ્ટિ ઉભી કરીને નામરૂપથી એ સદ્દગુરૂ (આત્મા) સગુણરૂપ છે અને પાછું તે સર્વનો લય પોતાનામાં કરવાથી તેને નામરૂપાત્મક ન કેહેતાં એની સર્વ કેવળ સત્તા એની સ્ફૂર્તિરૂપ ઐશ્વર્ય છે.

પોતાનું જીવત્વપણું (અજ્ઞાનતા) ગયા શિવાય શિષ્ય સદ્દગુરૂરૂપે (આત્માસિદ્ધ) થવા પાત્ર થતો નથી. જીવોનો પોતે (આત્મા) માલીક હોવા છતાં સેવકનું શરીર તથા જીવત્વ (આત્મા જ્ઞાન વગર) બદલાતું નથી સદ્દગુરૂરૂપ (આત્મા)ને ઠેકાણે "હું આત્મા છું" એવા અભિમાનનો સંભવ અને કોઇપણ નામરૂપનો સંબંધ તેને લાગુ પડતો નથી. એ ઉપરાંત સદ્દગુરૂ (આત્મા)-

ના વિભાગમાં દૃષ્ટા દૃશ્યરૂપ જગત્ પૈકી અથવા જીવ શિવ પૈકી કોઈ
પ્રકારનો સંબંધ સદ્‌ગુરુના સ્વરૂપ સાથ નથી. સદ્‌ગુરુ સ્વરૂપમાં નામરૂપ ભ
ઉદ્‌ભવતો નથી. આત્મા આત્માને ઠેકાણે વ્યાપ્ત છે. તેના શિવાય અન્ય વ
તો નથી પણ આપણુ પોતે તે રૂપ છીએ. સદ્‌ગુરુ (આત્મા) નિરાકાર જ્ઞાન
હોવાથી તે દેખવામાં ન આવતાં નિરાકાર અમૂર્ત છે અને તે દૃષ્ટિથી જોવા
આવતો નથી. એવા સદ્‌ગુરુ (આત્મા) વ્યતિરિક્ત કાંઈ નથી જેથી ખરો સદ્
સર્વ કોઈનો પોતાનો આત્મા છે.

**દ્વૈતાદ્વૈત.**

જ્યારે "હું" અને "તું" એવો દ્વૈતરૂપી એક પ્રકારનો ભ્રમ જઈ
થાય છે ત્યારે સદ્‌ગુરુ (આત્મા) પોતે જ અવ
રહે છે. સદ્‌ગુરુનાં આંગે (આત્માના ઠેકાણે) "હું
એવા એકપણાનો (અહંકારનો) અથવા મનુષ્ય અં
કરણ આદિ કોઈનો પણ સંબંધ ન હોવા છતાં ગુરુ (આત્મા) પોતે શિ
પણે (જીવપણે) પ્રસિદ્ધ છે. એકપણાનો પોતે સ્વીકાર ન કરવા છતાં
ગુરુ શિષ્યપણાના દ્વંદ્વથી ન બંધાતા, ગુરુએ જીવ સાથ પોતાનું સાખ્ય
રાખેલું છે, એનામાં દ્વૈતપણુંએ નથી અને દ્વૈતપણાથી તે (આત્મા) અ
થતો નથી. આખા જગતનો સમાસ આત્મામાં થાય છે અને એના
ભિન્ન કોઈપણ જગતમાં વસ્તુ નથી. બીજાને તે પોતાથી જુદો જોતોએ ન
એટલે કોઈપણ વસ્તુમાં તે નથી એમ નથી. અદ્વૈતપણાનો અભાવ ન છ
દ્વૈતપણું પણ સદ્‌ગુરુ (આત્મા) બતાવે છે. આવો પરસ્પર વિરોધિ ભાવ
વહાર એનામાં દેખાયા છતાં તેના અદ્વૈતપણાનો વિનાશ થતો નથી. સદ્‌ગુરુ
સત્ય મિથ્યા, જ્ઞાન અજ્ઞાન, અને ગુરુ શિષ્ય, એવા પરસ્પર વિરોધિ પ્રકાશ
ભાસમાન થાય છે અને ગુરુ શિષ્ય (શિવ અને જીવ)પણાનો દ્વંદ્વ જાણે
સદ્‌ગુરુ (આત્મા) અલિપ્તપણે કાયમ રહે છે; એટલે જ્યારે જ્ઞાનમાર્ગથી એ
ઓળખવામાં આવે છે ત્યારે ગુરુશિષ્યપણાનો ભેદભાવ બિલકુલ રહેતો નથી. જે
ગુરુ (આત્મા) પોતાનું અદ્વૈતપણું ન છોડતાં તે ઉભયપણે (ગુરુશિષ્યપણે) રહે છે.
કારણથી શિષ્ય (જીવ) અને ગુરુ (ઈશ્વર) એ બે શબ્દોનો અર્થ સદ્‌ગુરુનાથ
એટલે પોતાને જોવા જાણવાના નિમિત્તથી ગુરુ શિષ્ય થઈ એકપણે એ
રીતે રહેલો છે કે બોધ આપનાર ગુરુ અને બોધ લેનાર શિષ્ય એ બન્ને એ
આત્મા નહીં કે રહેલા છે. બોધ લેતી વખતે અજ્ઞાનતાથી શિષ્ય પોતાને જુ
[illegible] ગુરુરૂપે બોધ આપનારને પોતાથી ભિન્ન સદ્‌ગુરુરૂપે સમજે છે; પ
જ્યારે [illegible] થઈ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે પોતાનો (શિષ્યનો) અને બો
આપનાર (સદ્‌ગુરુ)નો આત્મા એકજ છે એમ તેને અનુભવમાં આવે
[illegible] અજ્ઞાનતાથી શિષ્યને પોતા અને ગુરુ વચ્ચે પૂર્વે રહેલો દ્વૈતભાવ ન
[illegible] પ્રાપ્ત થવાથી, અદ્વૈતભાવ ઉત્પન્ન થાય છે; અને દ્વૈતાદ્વૈત

આધારસ્તંભ આત્મા ગુરૂશિષ્યના ઠેકાણે એકજ સદ્ગુરૂ (આત્મા) તેના જોવામાં આવે છે. ગુરૂ આત્મા જુદાજુદા રૂપે દેખાવવો એ એક જાતનો ભ્રમ છે કારણ સદ્ગુરૂને ઠેકાણે સદ્ગુરૂ છે. સદ્ગુરૂ પોતે પોતાને (જીવરૂપી આત્માને) બોધ કરી પોતે (આત્મારૂપે) બોધ લઇ પોતે પોતાને સમજણ (આત્મા સંબંધી) આપે છે અને એથી ગુરૂ શિષ્યરૂપે કાયમ રહે છે. સદ્ગુરૂ (આત્મા)ની લીલાનું વર્ણન માયાના આવરણ વગર થઇ શક્તું નથી; એટલે માયાના આવરણનું યથાર્થ વિવેચન કરી માયા મિથ્યા છે એમ સમજાવી આત્માનું વિવેચન કરવામાં આવે છે. આત્માને અહંપણાનો સ્પર્શ બીલકુલ નથી અને પોતાની વ્યતિરિક્ત બીજાને જોતો નથી, એટલે એનું રાજ્ય (જગત) એક અને પોતે (આત્મા) બીજો એવો ભાવ તેનામાં બીલકુલ નથી. જ્ઞાનાજ્ઞાનનો સ્પર્શ તેને નથી પણ તે (આત્મા) સતત, નિર્વિકાર, સત્ય, અદ્વૈતનો અદ્વૈત છે, પ્રવૃત્તિ માર્ગનો વિરોધતા ન ધરતા અને નિવૃત્તિનો બોધ ન સ્વીકારતા (પ્રવૃત્તિનો વિરોધ હોવા છતાં નિવૃત્તિનો અંગીકાર કર્યા વગર) નિવૃત્તિનાથ એ નામ ભાગત્યાગ લક્ષણાવડે એને આપવામાં આવે છે. પોતે તો સ્વત.સિદ્ધ અને સ્વયપ્રકાશ છે એના સ્વરૂપ સ્થિતિ બતાવવા તેને કોઇની મદદની જરૂર નથી, કારણ પોતે સર્વાંગે નેત્રરૂપ છે, સ્વયંભૂ તેનું નિવૃત્તિપણું છે, અને સર્વ પ્રકારના સામર્થ્ય યુક્ત એનું ચરણ છે જે ચરણને "શ્રી"એ નામથી સાધારણ રીતે ઓળખવામા આવે છે.

**વાણી.** ચાર વાણી (પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી) અને ચાર મહાવાક્યના વિચારે કરી આત્મા વિષયક અજ્ઞાન જતું રહે છે; પણ સદંતર પૂર્ણપણે એ ન જતું હોવાથી આ આત્મા નિષેધક સ્થિતિ (અર્ધ આત્મજ્ઞાન સ્થિતિ) એ નિદ્રાની (અજ્ઞાનતાની) સમાપ્તિ છે પણ તે પૂર્ણ જાગૃતિ (જ્ઞાનસ્થિતિ) નથી. પરા, પશ્યંતી, મધ્યમા અને વૈખરી એ ચાર વાણી આત્મસ્વરૂપ નથી; અને તેનો યથાર્થ ત્યાગ કરવો જોઇએ એવું જ્ઞાન જ્યારે થાય છે ત્યારે મોક્ષ પ્રાપ્ત થાય છે. પણ એ સ્વરૂપ સ્થિતિનું જ્ઞાન પ્રાપ્ત થાય ત્યાં સૂધી આ જીવ મોક્ષદાયક ઉપયોગી ચાર વાણીએ કરી જીવાત્માના સ્વરૂપનું જ્ઞાન લઈ મુક્તિ સપાદન કરવાનું પોતાનું કામ એ વાણી સાધનરૂપે પોતાને કારણભૂત અથવા ઉપયુક્ત થાય છે. જીવાત્માને બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન થાય છે ત્યારે આ વાણીઓ નિરર્થક થઇ પડે છે કારણ વાણીઓને ઠેકાણે જીવાત્માની પૂર્ણ જાગૃતિ (જ્ઞાનની સંપૂર્ણ સ્થિતિ) બીલકુલ હોતી નથી. જેમ દેહના અચેતનથી હાથ પગ અચેતન થાય છે, અને મનની પછવાડી બધી ઇંદ્રિયો નિદ્રાવસ્થામાં લીન થાય છે તેમ જીવના અવિદ્યાના લય સાથ ચાર વાણી પણ લય પામે છે. જ્ઞાનના ઉદયની સાથ ચાર વાણીઓ અવિદ્યાએ કરી નાશ પામતા તત્વજ્ઞાન રૂપાંતરે "હું બ્રહ્મ

છું" એ જ્ઞાન રહે છે. અવિદ્યા જવાથી ચાર વાણી જીવને નિરર્થક થાય છે પાછી તે તત્વજ્ઞાનરૂપે (એટલે "હું બ્રહ્મ છું" એવા ઉદ્દગારથી) સંજીવન થાય છે. એ કારણથી "હું બ્રહ્મ છું" એવું જ્ઞાનરૂપી ઉદ્દગાર આ ચાર વાણીથી લય થવો જોઇએ. કારણ આ તત્વજ્ઞાનરૂપ બ્રહ્માભિમાન (અહં બ્રહ્માસ્મિ) વ્યર્થ શ્રમ છે. જેમ નિદ્રા અવસ્થામાં સ્વપ્ન અવસ્થા આવી ગયા પછી જાગૃતિ એ નિદ્રાને બતાવે છે અને સ્વપ્ન અને જાગૃત એ બન્ને સ્થિતિ બતાવનારી નિદ્રા છે તેમ તત્વજ્ઞાનરૂપ બ્રહ્માભિમાન આ જ્ઞાનાજ્ઞાન બતાવનારી સ્થિતિ છે. અવિદ્યાએ કરી જીવ દેહ ઇન્દ્રિય "હું છું" એવું વિપરીતજ્ઞાન ગ્રહણ કરી અને પાછું પોતાને યથાર્થજ્ઞાન થતાં પોતાનું ખરૂં સ્વરૂપ જાણી પોતે પોતાના જીવ ભાવમાં સ્થિત રહે છે, તે યથાર્થ જ્ઞાન આ બ્રહ્માભિમાનથી ભાસમાન થાય છે, આવું યથાર્થજ્ઞાન થતાં સુધી સ્વરૂપના આવરણથી જીવાત્માને અવિદ્યા એ બંધ મોક્ષ કારણરૂપ હતી એમ નથી કારણ મોક્ષના યોગે મૂળથી જીવાત્માને બંધ પ્રાપ્ત થયો નથી, અને સત્ય વસ્તુનું જ્ઞાન થતાં સુધી અવિદ્યા છે એમ પણ નથી. આત્મા મૂળથીજ બંધ મોક્ષ વિહિત નિરાકાર નિરંજન છે અને આત્માને બંધ મોક્ષ પ્રાપ્ત થયલું નથી. એ ઉપરથી બંધ મોક્ષ મિથ્યા છે; કારણ અવિદ્યા નથી એમ સમજવામાં આવ્યા પછી મોક્ષ આત્મા કેવળ રહે છે. અવિદ્યા એવી કોઈ પણ વસ્તુ નથી અને બંધ મોક્ષ બતાવનારૂં જ્ઞાન બંધનરૂપ હોવાથી તે મોક્ષનું કારણ થઈ શકતું નથી. જેથી અવિદ્યા ન છતાં તે છે એમ માનવામાં આવતું જ્ઞાન એ બંધ છે. બાકી આત્મા તો નિખાલસ જ્ઞાનસ્વરૂપ છે અને તેને બીજા જ્ઞાનની જરૂર નથી. જ્ઞાનના યોગે જ્ઞાનસ્વરૂપ આત્માને પોતાની સ્મૃતિથી "તે હું છું" એમ સમજવામાં આવ્યું, એમ ધારવામાં આવે તો તેવા માન્યતાના યોગથી તેનો (આત્માએ) પોતાનું બંધન કરી લીધું છે એમ થાય; જેથી એ બ્રહ્માભિમાન જ્ઞાન (હું બ્રહ્મ છું) એ નિદ્રા હોવાથી તેનો સમાવેશ અજ્ઞાનતામાં થાય છે વાસ્તે તે સત્યજ્ઞાન નથી. એ બ્રહ્માભિમાન જ્ઞાન નાશ થતાં જે રહે તે મોક્ષ. પરા, પશ્યંતી, મધ્યમા, અને વૈખરી એ ચાર વાણી સ્થૂળ, સૂક્ષ્મ, કારણ, અને મહાકારણ એવા ચાર દેહના અલંકારરૂપ છે. ચાર દેહ અનુભવરૂપે શબ્દમાં આવવાથી વાચા અને દેહ જુદા નથી, એટલે વાચા તે દેહ અને દેહ તે વાચા છે; જેથી અવિદ્યારૂપ જીવની શણગારરૂપ ચાર વાચા અને ચાર દેહનો અવિદ્યાએ નહીપણું કરવું એજ ખરૂં જ્ઞાન છે. બાકી જીવાત્માના આ ચાર દેહ પોતાના નથી એમ સમજી તેને વિશે મમત્વપણું છોડી દઈ ઉદાસીનપણું પકડવું એજ સત્યજ્ઞાન છે, તે વખતે દેહ નિર્જીવ જેવો થઈ બળેલા કાષ્ઠના અગ્નિ માફક જે બાકી રહે તેને પણ પછી જ્ઞાન અગ્નિથી બાળી ભસ્મ કરવો, પછી જે ઊામ નિકળે તેજ બોધરૂપ પોતે સ્વયંભૂ

આત્મા છે. એ (ઊર્મિ) આત્મજ્ઞાનના યોગે કરી અવિદ્યા અથવા વાચાનો નાશ કરવા માત્ર બોધરૂપે રહે છે. (અવિદ્યાનો નાશ થતાં જ્ઞાનોત્તર કાંઈ કાળ આત્મા બોધરૂપે રહે છે). વાસ્તે આત્મા વ્યતિરિક્ત શરીર આદિ અને "હું" એવા શબ્દ, અને વાચાથી દેખવામાં આવતા દ્વૈત જ્ઞાન એનો ત્યાગ કરી અહંપણું ધારણ કરનારની અહંપણાની પૂર્વના અજ્ઞાનની પૂર્વ રહેનારી આત્મા-સ્વરૂપ સ્થિતિનું અવલંબન કરી આત્મામાં સ્થિત રહેતાં જે બોધ કાયમનો રહે છે તે વાચા તરીકે નિકળે છે. દેહે બરોબર નાશ થતી હોવાથી વાચાથી આપણું મુક્તપણું સદ્‌ગુરૂ (આત્મા)ને શરણે જઇને પ્રાપ્ત કરવામાં આવે છે એમ જાણી, સ્વાત્મ અસ્તિત્વરૂપ આપણી જ્ઞપ્તિ સદ્‌ગુરૂ ભાવ તરીકે રાખવી; અને જ્ઞાનાજ્ઞાનરૂપે રહેનારી ચાર વાચા આત્મા વ્યતિરિક્ત છે એમ સમજી દ્વૈત સંકલ્પના ત્યાગ બરોબર તેનો પણ ત્યાગ કરવો.

**આત્મા અને જ્ઞાન અભિન્ન છે.**

અજ્ઞાનનો નાશ થતા આત્મામાં જ્ઞાન અભેદપણે રહે છે. નિદ્રા જવાથી જાગૃત અભેદપણે આવી સ્થિતપણે રહે છે તેમ અજ્ઞાનનો નાશ થવાથી એ જ્ઞાન આત્મામાં સ્થિતપણે રહે છે. આ આત્મા–જ્ઞાન–સ્થિતપણામાં "આ હું આત્મા" એવા જ્ઞાનનો બોધ થાય છે પણ તેમાં આત્મા સિવાય અન્યનો બોધ નથી એ કારણથી જ્ઞાન અને આત્મા અભિન્ન છે. અજ્ઞાન નાશ થયા પછી જ્ઞાનને પોતાનો નાશ થતાં સુધી તે એક સરખું વધતું જાય છે અને પછી "હું બ્રહ્મ છું" એ તત્વજ્ઞાનના ઉદયથી દેખવામાં આવતું જ્ઞાન પોતાના વિનાશ વાસ્તે ઉદયમાં આવે છે અથવા "અહં બ્રહ્માસ્મિ" એ સ્ફૂર્તિરૂપ જ્ઞાન "દેહાદિક તું છું" એવા અજ્ઞાનની નષ્ટતા કરી બ્રહ્મભાવથી જ્ઞાનરૂપમાં આવે છે; અને જ્યારે એ જ્ઞાન સ્ફૂર્તિના જ્ઞાનરૂપમાં આવતાને સ્ફૂર્તિના અભાવ બરોબર નહી જેવું થાય છે ત્યારે એ જ્ઞાન આત્મામાં અભેદપણે રહે છે (અજ્ઞાનના યોગથી અજ્ઞાન ન રહેતાં અને જ્ઞાનના યોગે જ્ઞાનવાન્ ન થતાં જ્ઞાનાજ્ઞાન સ્થિત આત્મા રહે છે.) આત્મા એ જ્ઞાનના યોગે જ્ઞાનવાન્ થતો નથી અને અજ્ઞાનના યોગે અજ્ઞાન તેને બાધ કરતો નથી એવો તે જ્ઞાન માત્ર પરમાત્મા છે. એ પરમાત્માને ઠેકાણે પ્રકાશ કરનાર અને પ્રકાશ કરાવનાર અન્ય જ્ઞાન નથી તેમ તેને મલિન કરનાર અજ્ઞાન પણ નથી એવો આત્મા કેવળ શુદ્ધ જ્ઞાન માત્ર છે, અને તેને અન્ય જ્ઞાનની જરૂર નથી. તે પોતે સ્વયંજ્ઞાન છે, અર્થાત્ પોતે એક અને જ્ઞાન બીજું એવો ભેદભાવ બીલકુલ આત્માને ઠેકાણે નથી. "હું પોતે જ્ઞાન માત્ર છું," એવું ભાન પણ આત્માને નથી, આત્મા પોતે પોતાને જાણી શકતો નથી; એવો આત્મા જ્ઞાનપણામાં ન છતાં જ્ઞાન માત્ર છે. જ્ઞાનાજ્ઞાનનો પોતામાં પ્રવેશ ન થવા હેતાં આત્મા પોતાનું જ્ઞાન પોતે ગ્રહણ કરતો નથી અને સંપૂર્ણ હોવાને લીધે

કલ્પના કે જ્ઞાનનો તેમાં પ્રવેશ થઈ શકતો નથી. પરમાત્માને જાણનાર અથવા તેમાં અભેદપણે રહેનાર અન્ય જ્ઞાન નથી પણ જ્ઞાનાજ્ઞાનતીત પરમાત્માનો અનુભવ શૂન્યત્વમાં છે; કારણ એના શૂન્યત્વનું એટલે તેના નહીપણાના સાક્ષીત્વે રહેનાર ભાવ જે સ્થિત થઈ રહે છે તેજ પરમાત્મા છે. જ્ઞાનાજ્ઞાનતીત પરમાત્મામાં કંઈ વસ્તુ બાકી રહેતી નથી, એવો શૂન્યત્વનો સિદ્ધાંત બોધ જેની સત્તા પ્રભાવે સિદ્ધ થાય છે, તેને-(પરમાત્માને) શૂન્ય કહેવાતો નથી, જેથી અસ્તિ છતાં તેના નાસ્તિનો આરોપ પરમાત્માને લાગુ પડતો નથી કારણ જ્ઞાન નહી જેવું થતાં એ શૂન્યત્વ જેની સત્તા પ્રભાવે જાણનાર ફક્ત આત્મા છે. જેને ગાઢ નિદ્રા લાગી તે જો નિદ્રાના યોગે મરી જતો નથી કારણ "મને સુખથી નિદ્રા સારી આવી હતી" એમ બોલનાર કોઈ પણ રહે નહી, નિદ્રા વખતે નિદ્રા લેનાર જીવંત કાયમ છે એમ ઠરવાથી નિદ્રામાં જ્ઞાન લીન થયાનો અનુભવ જેના યોગે કહેવામાં આવે છે તે આત્મા છે, અને જ્ઞાનના અભાવમાંજ કાયમ રહે છે. જાગૃતિ કાળમાં જ્ઞાન જાણવાનો વ્યાપાર થતો હોવાથી "આપણે પોતે છીએ" એ જ્ઞાનની આપણને ખબર પડે છે પણ નિદ્રાવસ્થામાં તે જ્ઞાનનો અભાવ હોવા છતાં જ્ઞાનના અભાવપણાનું પણ જાગૃત થતાં આપણને ખબર પડે છે, જેથી જાગૃતમાં આધાર જ્ઞાન હતું તે નિદ્રામાં નષ્ટ થયું હતું પણ તેથી જ્ઞાનના ભાવાભાવમાં પ્રકાશનાર નથી, એમ નથી. એ કારણથી જગતના વ્યવહારમાં જાણવામાં આવતું જ્ઞાન તે સુષુપ્ત કાળે કોઇને ન સમજવામાં આવતા અભાવરૂપે રહેવાથી તે અભાવને જાણનાર આપણ પોતેજ છીએ. એ ઉપરથી આપણને નિદ્રામાં તે સ્ફૂરરૂપ જ્ઞાન ન હોવાથી તે જ્ઞાન નથી એમ નથી, એમ અનુભવથી સિદ્ધ થાય છે. આમ અનુભવ થવાથી તે જ્ઞાન એક અને આપણ (આત્મા) એક, એમ દ્વિભાવ કદી ઉત્પન્ન થઈ શકતો નથી. વાસ્તે અહંપણું ધરનારૂં જ્ઞાન ન રાખતાં અને "હું પોતે છું" એવાં અસ્તિપણાના જ્ઞાનનો સ્વીકાર ન કરતાં, જે છે તેજ આત્મા છે એમ સમજી મૌન રહેવું. આત્મા પોતાનો, અગર બીજાનો, વિષય થવા કે જાણવા જોગ નથી. અને તેથી તે છે તે સ્થિતિમાં સર્વનું કારણ એટલે આશ્રય સ્થાન થઈ રહેલો છે, સ્વોદિત નિશ્ચલ નિર્વિકારપણે કાયમ છે; ચિરસ્થાયી છે આત્માને બીજો કોઈ જાણનાર નથી તેમ પોતે પોતાને જાણતો નથી એજ જ્ઞાનને શુદ્ધ આત્મસ્થિતિ છે. નિદ્રાનો એને સ્પર્શ નથી પરંતુ નિદ્રામાં એનું સ્મરણ ન હોવાથી આત્મા પોતાનું અસ્તિત્વ સેહેજે સહજ નિદ્રામાં પ્રગટ કરી રહે છે. તે ન ઉઘના નેની નિદ્રા સરખી સ્થિતિ તે **આત્મસ્વરૂપ** છે.

પોતાની શુદ્ધ અદ્વૈત સ્થિતિ છતાં આત્મા સર્વ જગતને પ્રકાશ કરે છે જેથી બીજા કોઈ પણ જ્ઞાનના પ્રકાશની એને જરૂર નથી

તેમ અજ્ઞાનતા એને સ્પર્શ કરતી નથી, એવો આ આત્મા જ્ઞાનાજ્ઞાનાતીત છે. દૃષ્ટિ પોતાનું જોવાનું કૃત્ય છોડી દે તો દૃષ્ટિની દૃષ્ટિ, દૃષ્ટિમાંજ લીન થવાથી દૃષ્ટિનું દૃષ્ટિપણું નહી જેવું થઈ જાય છે પણ જેમ એ દૃષ્ટિનું દૃષ્ટિપણું નહિ જેવી થવાની સ્થિતિ દૃષ્ટિને જ દેખાય છે, તેમ આત્મા પોતાની આગળ જોનાર દૃષ્ટિ (જ્ઞાન) પોતાની અંદર નહિ જેવી થઈ રહેલી જુએ છે. એ જ્ઞાનદૃષ્ટિના યોગે તે સર્વને જેવી રીતે જાણે છે તેવી રીતે પોતાની સ્વદૃષ્ટિ નજીવી થઈ ગયલી હોવાને પણ તે જાણે છે, પણ "હું જાણું છું" એવો ભાવ પોતે ગ્રહણ કરતો નથી. આત્મા પોતાને પોતે ન જાણતા અને બીજાથી પણ પોતાને ન જણાવતા છતાં, પોતે છે તેવો જ તે સ્વયંજ્ઞાની છે, એ ઉપરામ સ્થિતિમાં સ્વકાયમ છે. આત્મા સદોદિત સ્વપર પ્રત્યયરહિત છે. આત્મા, જીવાત્મા, પરમાત્મા, પરબ્રહ્મ, પરમેશ્વર, આદિ નામો આત્માનાં છે. તે નામો કાઢી નાખતાં નામ રૂપાતીત હોવાનો પ્રત્યય આત્માને આવે છે. વાસ્તે કેવળ અસ્તિમાં જે આત્મા છે તે આપણે પોતે આત્મા છૈએ. પરંતુ "આ નહિ" પણ "એવો હું આત્મા છું" અથવા "આત્મા નથી" એવી સ્ફુરણાનો (અહંપણાનો) ત્યાગ કરવો. જાગૃત નિદ્રાની સંધી વખતની સ્થિતિ તે જ "હુ પોતે હોવાથી" નિદ્રા અને જાગૃતિ એ બન્નેનો સ્પર્શ ન થવા દેતાં "હું છું" એમ સમજવું; પણ ત્યાં "હુ કાંઈ જાણતો" નથી છતાં "હુ છુ" એવી સ્મૃતિ આવવા દેવી નહિ. આવી રીતના સ્મરણ વિસ્મરણ રહિત આત્મસ્વરૂપનો અનુભવ લેવાનો ન સ્વીકારતાં સહજ રહેવુ, એ આત્મસ્થિતિ છે. નિદ્રામાં જ્ઞાનનો અભાવ અને જાગૃતિમાં જ્ઞાનનો ભાવ, એવા ભાવાભાવનો સ્પર્શ ન થવા દેતાં આપણી જે સ્થિતિ આવે છે તે જ આત્મસ્થિતિ છે એટલે ભાવાભાવસહિત સ્થિતિ આત્મસ્થિતિ છે.

**સચ્ચિદાનંદ આત્મા**

પરમાત્મા સ્વરૂપમાં સત્ ચિત્ત અને આનંદ એ ત્રણ પદ પણ નથી. સતયુક્ત, પ્રકાશયુક્ત, અને આનંદયુક્ત આત્મા હોવા છતાં એ ત્રણ પદના યોગે ત્રણ પદસહિત તે આવેલો (સત્ ચિત્ત અને આનંદ) મળીને એક આત્મા છે. સદ્રૂપ પરમાત્મા તે જ આનંદરૂપ અને ચિદ્રૂપ અને જે ચિદ્રૂપ તે જ સદ્રૂપ અને આનંદરૂપ એવો અભિન્ન રૂપે છે. એટલે એ ત્રણ પદ મળીને જે અર્થ ઉત્પન્ન થાય છે એ ત્રણ પદો આત્મા ઠેકાણે નથી પણ સત્ ચિત્ત અને આનંદ એ ત્રણ પદના યોગે આ સચ્ચિદાનંદ અર્થ અધિકાધિક વૃદ્ધિ થતાં ધર્મના છે, પણ આત્માના નથી. કારણ ભિન્ન ભિન્ન દૃષ્ટિથી આત્માને જોઇએ તો ભિન્ન ભિન્ન શબ્દોના પ્રમાણે ભિન્ન ભિન્ન લક્ષણયુક્ત આત્મા દેખાય છે. આત્માને ઠેકાણે અદ્વિતીયપણું છે અને પ્રકારના અંતરની તેને

ખબર નથી. બાકી તો મિથ્યા અને નાશવંત જગત્ સાથ સરખામણી કરવાને લીધે શ્રુતિએ આત્માને **સત્ય** કહ્યો છે, પંચ મહાભૂતાત્મક જડ સૃષ્ટિને જોઈ આત્મા તેવો જડ નથી એ બતાવવાના હેતુથી આત્માને **ચિત્ત** કહ્યો છે અને સર્વ દુઃખમય સૃષ્ટિનો નાશ થયા પછી છેવટે જે રહે છે તે સુખમય છે, એ બતાવવાના કારણે આત્માને **આનંદ** કહ્યો છે પણ આત્માને ઠેકાણે એ ત્રણ પદોમાંનું કાંઈ નથી, તેમ વળી સત્ ચિત્ત અને આનંદ આ ત્રણ શબ્દોમાં અર્થ વિરૂદ્ધ અર્થ ઉત્પાદક અસત્, જડ, અને દુ.ખ, શબ્દો છે અને તે તેમાં (આત્મામાં) જગત્ રૂપી અર્થસહિત મિથ્યા ઠરે છે અને પાછો તેનો નાશ થયા બાદ સત્ ચિત્ત અને આનંદરૂપ વસ્તુ રહે છે એમ જાણીને સચ્ચિદાનંદ શબ્દનો નિરર્થક રક્ષણ શ્રુતિએ કરેલો છે, વાસ્તે આત્મા એ સચ્ચિદાનંદ છે એ બોલવું મિથ્યા જગદ્રૂપ વસ્તુના કારણથી થાય છે અને જેથી "સચ્ચિદાનંદ" આત્મા વાચક ઠરતો નથી, કારણ એમ કરવાથી જગત્ ભાસના મિથ્યાત્વ બરોબર આત્મા મિથ્યા ઠરશે. જે આત્મા પ્રભાવે સચ્ચિદાનંદ શબ્દ પ્રકાશિત થયલો છે તે શબ્દ આત્માને કોઈ પણ રીતે પ્રકાશ કરી શકશે નહિ. એ ઉપરાંત આત્માના પ્રકાશના અન્વયે કરી આપણને વાચાથી બોલવાનું થાય છે. એ વાચા આત્માને પ્રકાશિત કરે એ સંભવિત નથી. જે આત્મા કોઈનો પણ વિષય (દૃશ્ય) થવાને શક્ય નથી અથવા જે પ્રમેય એટલે બીજાએ જાણેલો છતાં તે તેનાથી જાણવા યોગ્ય નથી, એવો તે સ્વપ્રકાશમાન આત્મતત્ત્વ બતાવવામાં "સચ્ચિદાનંદ" શબ્દનું પ્રમાણ લાવી શકાતુ નથી. જ્ઞાનના બળ ઉપર પ્રમાણત્વ (જ્ઞાનનું સાધનત્વ) સિદ્ધ થાય છે એવાં તે પરાવલંબી પ્રમાણ સ્વતઃસિદ્ધ આત્મા ઠેકાણે લાગુ પડશે નહી. કારણ આત્મા વસ્તુને જાણી લીધા છતાં, જાણવાની આત્મા વસ્તુમાં, જાણ્યા પછી અથવા જાણવામાં આવતા આ ભેદ રહેતો નથી, જેથી "સચ્ચિદાનંદ" શબ્દ આત્મા વસ્તુનો વાચક ઠરતો નથી.

સચ્ચિદાનંદ પદ પ્રસિદ્ધ હોવાથી દ્રષ્ટા (જોનાર કે જાણનાર)ને જ્યારે "હું સચ્ચિદાનંદ આત્મા છું" એમ સ્ફુરદ્રૂપ થઈ દૃશ્યરૂપે મળે છે ત્યારે તે (સચ્ચિદાનંદ) દ્રષ્ટાને બતાવી, નહી જેવો થઈ જાય છે. અને પછી સચ્ચિદાનંદ પદ એવા શેકેલા બીજ ભાવથી મિથ્યા સિલક રહે છે અને સચ્ચિદાનંદ પદમાં સત્, ચિત્ અને આનંદ એ ત્રણ શબ્દો દ્રષ્ટા (આત્મા) બતાવી દ્રષ્ટાને મૌન ધારણ કરાવે છે. મન વાણીની પેલી બાજુએ (શબ્દ ઉત્પત્તિની આદિ) નિઃશબ્દ આત્મા તત્વ છે. જેથી જે જે શબ્દ એ વિષયના સંબધમાં ઉત્પન્ન થાય છે તે એક ચંચળ અને નાશવંત પ્રદેશનો છે જેથી શબ્દોના પ્રમાણે કરી નિશ્ચલ આત્મા પ્રાપ્ત થતો નથી, આત્માનું માપ શબ્દરૂપે થઈ શકતું નથી

અને શબ્દરૂપ અંતઃકરણમાં જાણવામાં આવતા શબ્દને પણ આપણ પોતે અપ્રયોજક ઠરાવીએ છીએ. આત્મા સ્વભાવથી સદ્રૂપ છે, તે ત્રિકાલે પણ અસદ્રૂપ થઈ શકતો નથી. અર્થાત્ આત્મા એ સત્તત્વ એટલે "હુ સત્ છું" એવું અભિમાન કોઇ પણ વખતે ધરતો નથી. અજ્ઞાત પોતાના અજ્ઞાનત્વનો નાશ કરી જ્ઞાન પ્રદેશમાં આવે છે પણ આત્મા મૂળથી જ્ઞાન માત્ર હોવાથી તે જ્ઞાનરૂપમાં આવી શકતો નથી. પ્રબોધને (જે નિત્ય જાગૃત છે તેને) ઠેકાણે નિદ્રા બીલકુલ નથી, ત્યારે તેને પોતાને ઠેકાણે જાગૃતિ પણ ક્યાંથી? તેમ જ્ઞાનરૂપ આત્મા જે નિત્ય જ્ઞાનસ્વરૂપ છે તે પાછો જ્ઞાનરૂપમાં કેમ આવે? આવા પ્રકારના આનંદ સ્વરૂપ આત્માને ઠેકાણે સુખ દુઃખ એ નિઃસંશય નથી, ત્યારે તે આનંદરૂપ છે એ બોલવાનું શું પ્રયોજન? આત્માને ઠેકાણે મિથ્યાત્વ ન છતાં મિથ્યાત્વના સાપેક્ષથી નિકળનાર સત્ પદ વ્યર્થ, જડના નાશ બરોબર ચિત્ એ પદ પણ વ્યર્થ, અને દુઃખના નાશ બરોબર આનંદ પદ પણ વ્યર્થ છે. એ કારણથી આત્માને ઠેકાણે સચ્ચિદાનંદ પદ અર્થાઅર્થી નથી એમ થાય છે.

આ પ્રમાણે સત્, ચિત્ અને આનંદ તથા અસત્ જડ અને દુઃખ એ દ્વંદ્વ ન સ્વીકારાવતા આત્મા સ્વતઃસિદ્ધ છે, સ્વઃસુખી છે, એટલે સુખ એક અને આત્મા એક એવી બે પૃથક્ વસ્તુ આત્મામાં નથી. આત્મા સુખાસુખ ન ગ્રહણ કરતાં મૂળથી જ સુખરૂપ છે. અજ્ઞાનતામાંથી સુખપણામાં આવ્યા પૂર્વે (જ્ઞાન થયા પેહેલાં) આત્મા પોતાનું સુખ પોતે જ ભોગવતો હોવાથી તે સુખરૂપ છે, સુખનો ભોગવટો તેને નથી. સ્વસુખ ભોગવવાની પોતાને સ્ફૂર્તિ આવ્યા વગર જ આત્મા મૂળથી જ સુખમય છે. જ્ઞાનસ્વરૂપ આત્મા એ વ્યક્તા (દ્રષ્ટા) અને વ્યક્તનો (દૃશ્યનો) સ્પર્શ ન છતાં તેનો ભોગ અનાયાસે સતત છે એટલે તેને પોતાને ભોગવવું પડતું નથી. આત્મા સદા પોતે મગ્ન હોવાથી તે અનન્ય છે, એમ સમજી લઈ મૌન ધારણ કરવું એ જ શ્રેષ્ઠ છે. ત્યાં શબ્દનો વ્યાપાર ચાલતો નથી અને શબ્દના અભાવે નિકળનાર મૌનનો પણ ત્યાં પત્તો લાગતો નથી. અર્થાત્ આત્મા નિર્ણયના કામમાં સર્વે સિદ્ધાંત ભૂલ ભરેલા છે તેમાં પ્રત્યક્ષ, અનુમાન, આગમ અને શબ્દો વિગેરે પ્રમાણોને પોતાનું પ્રમાણ (સત્યપણું) અપ્રમાણપણામાં લાવી તેને મિથ્યા કર્યા છે. આત્મા નિર્ણયના કામમાં દ્રષ્ટાંતો પણ કામ આવતા નથી. આત્મા અંગની અગમ્યતા જાણી સર્વ યુક્તિ ફોકટ જાય છે અને તેની બરોબર જહત્ અજહત્ અને જહાદજહત્ લક્ષણો પણ ફોકટ જાય છે.* આત્મા પ્રાપ્તિ વાસ્તે કરવાના ઉપાયો પણ

* જેમાં લક્ષણથી વાચ્યાર્થનો અન્વય થતો નથી. ત્યાં તે લક્ષણને જહત્ લક્ષણ કેહે છે. જહત્ એટલે છોડવું, જ્યાં વાચ્યાર્થનો પણ અન્વય થાય છે તે અજહત્ લક્ષણ

તેની આગળ પાછા ફરે છે અને જેને સ્વાત્મપ્રતીતિ એટલે આત્માનુભવ કહેવામાં આવે છે તેને પણ અનુભવ લેવાનું છોડી દીધું છે. કારણ આત્માનો વિચાર કરતાં કરતાં છેવટે "હું આત્મા છું" એવો જે બોધ રહે છે તે બોધ પણ આત્મા ઠેકાણે ટકી શકતો નથી. જેથી "હું આત્મા છું" એમ ન બોલતાં હુંપણું છોડી દઈ કંઈ પણ ન જાણતાં જે છે તે આત્મા સ્થિતિ છે. આમ જાણવારૂપ નહી જેવું થવાથી ત્રિપુટીનું (જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન, ધ્યાતા, ધ્યેય અને ધ્યાન અને દ્રષ્ટા, દશ્ય અને દર્શન) ભાન જે ખાલી ભાસમાન દેખાય છે તે પણ આત્મા બોધથી લય પામે છે. શબ્દાદિક પ્રમાણથી સર્વ પ્રમાણો તૈયાર થયલાં હોવાથી આત્મા બોધમાં રહેલું "અહં બ્રહ્માસ્મિ" જે બોધરૂપે ઉભો રહેલો દેખાય છે તે પણ શબ્દ હોવાથી શબ્દના નાશ બરોબર તે બ્રહ્મભાવ અહંકાર નષ્ટ પામે છે અને કોઈ પણ જગાએ તે અહં બ્રહ્માસ્મિનો બોધ ન રહેતાં એક આત્મા રહે છે. પછી જ્ઞાતા, જ્ઞાન તથા દ્રષ્ટા દશ્ય એ બેના સંબંધનો અનુભવ એ અનુભવ લેનારના અભાવ બરોબર નહી જેવો થઈ આત્મા એકલો દેખાઈ આવે છે. પોતે એક છતાં એકપણાનું ભાન રહેતું નથી. આવી રીતે અનુભવ લેનારનો અનુભવ (અથવા તેનામાં જ્ઞાતા જ્ઞાન નહી જેવું થઈ રહેલો કેવળ અનુભવ) શેષ રહે છે ત્યારે તેને સ્વસ્મરણ કરવાનું પણ ભાન રહેતું નથી. આ સ્થિતિનું શબ્દોથી વર્ણન થઈ શકે એમ નથી; કારણ આ અનુભવમાં પરા વાચા બંધ પડે છે, અને તેનો યત્ કિંચિત્ નાદ પણ ત્યાં ઉઠતો નથી. જેથી એ સ્થિતિ મુખેથી બોલાય એમ નથી એટલે જેને આ આત્મસિદ્ધાંત મનમાં ઠસ્યું છે તે પોતાનો અનુભવ શબ્દોથી પ્રગટ કરી શકતો નથી. આવી રીતે શબ્દબોધથી મોક્ષનું નિમિત્ત ન રહેવાથી શબ્દોનું પણ કંઈ પ્રયોજન અથવા કારણ આત્મામાં રહેતું નથી. વાસ્તે સાર એ છે કે બીજાને અથવા આપણને પોતપોતાની વિસ્મૃતિથી અજ્ઞાનતાએ કરી આપણ પોતાનો આત્મા જે પોતાને યાદ ન આવ્યો તેનું આપણે શબ્દોના યોગે જ્ઞાન પ્રાપ્ત્યર્થે સ્મરણ કરીએ છીએ જેથી આપણની (પોતાના આત્માની) ઓળખ આપણ પોતાને કરવા વાસ્તે ફકત શબ્દોનો ઉપયોગ કામ આવે છે; એ શબ્દો આપણને (જીવાત્માને) આપણ પોતાની (આત્માની) ઓળખ કરાવવા આ જગમાં સ્મારક અને કીર્તિરૂપે આવેલા છે. આત્મવસ્તુની પ્રાપ્તિ કરવાના કામમાં જેમ શબ્દો ઉપયોગી પડે છે, તેમજ વેદ શાસ્ત્રાદિકનો આપણને પોતાનો પરંપરા આધાર હોવાથી નિરાકાર

છે. જ્યાં વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ એ બન્નેનો પણ ક્રિયાપદ સાથે અન્વય થાય છે તે અજહત્ લક્ષણ કહેવાય છે પણ વાચ્યાર્થ પૈકી કેટલાક ભાગનો અન્વય થતો નથી અને કેટલાક ભાગનો થાય છે તે જહદજહત્ લક્ષણ છે.

વસ્તુનું જ્ઞાન કરી આપનાર શબ્દો છે. આપણને પોતાનું સ્વરૂપ (આત્મસ્વરૂપ) બતાવી આપવાના કારણે કરી શબ્દોનું પ્રયોજન છે. શબ્દના પ્રયોજનથી આત્મસ્વરૂપ ન જાણનાર પોતાનું સ્વરૂપ જોઈ શકે છે. અવ્યક્ત તત્વમાંથી જ્યારથી જગદ્રૂપી અંશ ઉત્પન્ન થયો ત્યારથી જ આરંભી શબ્દ સર્વનો ઉપરીત (ૐ) ઉત્પન્ન થયલો છે. સૂર્યની માફક શબ્દ એ જગદ્રૂપી પ્રકાશ છે. આ એક શબ્દરૂપ ગુણથી આકાશમાં આકાશત્વ આવેલું છે. શબ્દ વગર આકાશ એ વસ્તુ પણ કંઈ સિદ્ધ થાતે નહિ પોતે આકાશથી ઉત્પન્ન થયલો હોવાથી શબ્દ એ આકાશનો વૃથા ભાસ છે, પરંતુ પોતે મિથ્યા હોવા છતાં જગદ્રૂપી ફૂળમાં એ શબ્દ મુખ્ય પસારો કરી રહેલો છે. જ્ઞાન થવાથી એ શબ્દ મિથ્યા ઠરે છે અને તેમાંથી ઉત્પન્ન થયલા જગતનો ભાસ પણ પછી મિથ્યા દેખાય છે. આવી રીતે આ ભ્રમરૂપ શબ્દ પોતામાંથી અનેક શબ્દ રચના ઉત્પન્ન કરી અનંત પ્રકારે જગદ્રૂપ ધારણ કરી રહેલો છે, અને તેનું માપ થઈ શકતું નથી. શબ્દ એ સશાસ્ત્ર, અશાસ્ત્ર, એવા ખરા ખોટા માર્ગ બતાવનાર દીપક અને બંધ મોક્ષની ખટપટ ઉત્પન્ન કરવામાં અગ્રેસર છે. ભાવાર્થ એ કે આ એક આરંભી શબ્દને લીધે વિધિ નિષેધ દર્શક કર્મમાર્ગ, અને બંધ મોક્ષરૂપ જ્ઞાનમાર્ગ, મનુષ્યની પછવાડી અનાદિ કાળથી લાગી રહેલા છે. શબ્દ જ્યારે "હું કોણ છું" એ ન જાણતાં અવિદ્યાનો અંગીકાર કરી "હું દેહ છું" એમ માને છે, ત્યારે અસત્ય સત્યત્વે ભાસમાન થઈ સત્ય વસ્તુની કીંમત કાંઈ જ લેખવામાં આવતી નથી. વાસ્તે આ શબ્દરૂપી જાળ ભ્રમનું મૂળ છે એમ વાસ્તવિક રીતે કેહેવાય. પરમાત્મા સ્વરૂપમાં આરંભી શબ્દ ઉત્પન્ન થઈ જીવ ભાવે રહ્યો છે પરંતુ તે પરમાત્મા વસ્તુમાં જુદે ઠેકાણે ન રહેતાં, પરમાત્મામાં ઉત્પન્ન થઈ પરમાત્મા અંગમાં સંચાર કરી રહે છે અને પરમાત્મા સ્વરૂપમાં રહી પોતાનો સર્વ વ્યવહાર કરે છે; પરંતુ તે યોગે કરી પરમાત્મા સ્વરૂપ, આ શબ્દના વિકારથી, વિકારી થતો નથી. શબ્દયુક્ત જીવ "હું શરીર છું" એવા શબ્દાદિક ભાવનાથી દેહ મધે જખડાઈ ગયો છે પણ "હું શરીર નથી પણ આત્મા છું" એવું જ્યારે જ્ઞાન થાય છે ત્યારે શબ્દનો આધાર છુટી જઈ છેવટે એવા શબ્દના આધારે સાધક આત્માને જઈ મળે છે. વાસ્તે અન્ય વસ્તુ ન છતાં શબ્દભાવ છુટતાં જે પોતાનું સ્વરૂપ શેષ રહે તેજ આત્મા છે. શબ્દ એ દિવસ રાત્ર સરખો પ્રકાશ કરે છે. એકમેકના પરસ્પરનો વિરોધી પ્રવૃત્તિ નિવૃત્તિ માર્ગ પોતાના એકમેકનું વિરૂદ્ધપણું લક્ષમાં ન લાવતાં શબ્દની મદદ લે છે અને શબ્દ પછવાડી જ્યાં શબ્દ પોતાની બરોબર લઈ જાય ત્યાં જાય છે. આત્મવિદ્યાને પણ સાધ્ય કરવા શબ્દ બાલષ્ટ છે અને આત્મસ્મરણ કામમાં ઉપયોગી છે પણ આત્માની કીત ગાવામાં તેનો પ્રત્યક્ષ સંબંધ આત્મા સાથ નથી, કારણ આત્મા

તેને ન ઓળખતાં શબ્દ તેની કીર્તિ ગાય છે. આત્માને શબ્દનો કંઈ પણ પ્રયોજન નથી, કારણ તે સ્વતઃ સિદ્ધ જ્ઞાની છે અને પોતાને જાણી સ્વઃ-સંવેદ્યપણે છે. જેથી આત્મા સિવાય આત્માને અન્ય કોઇના સંબંધની ગરજ નથી. આત્માને સ્મરણ વિસ્મરણ અથવા પોતાને જોવાની ન જોવાની ગરજ નથી કારણ આત્માને આત્મા સિવાય અન્યનો સંબંધ નથી અને જ્ઞાન માત્ર આત્માને ઠેકાણે જ્ઞાનરૂપના આખરે આત્મા સિવાય બીજું કાંઈ નથી. આત્મરૂપ વસ્તુ સદોદિત હૈયાત છતાં પોતાને ઠેકાણે સ્મરણ વિસ્મરણની ગરજ ન લાગતાં પોતાનો પ્રકાશ કરે છે. આદિ શબ્દ (ૐ) અવિદ્યાનો નાશ કરવા અને આત્મામાં આત્માનો પ્રકાશ કરવા ઉપયોગી છે એમ નથી, કારણ આત્માને અવિદ્યાનો સંબંધએ નથી અને પોતાને ઠેકાણે ત્રણ કાળ અવિદ્યાએ નથી. શબ્દનો સંબંધ આત્મા સાથ ન હોવાથી શબ્દથી અવિદ્યાનો નાશ થાય અને શબ્દથી આત્મા આત્મામાં પ્રવેશ કરે એમ પણ નથી. જ્યારે આત્મા ઠેકાણે બીલકુલ અવિદ્યાએ નથી ત્યારે એનો નાશ શબ્દથી થઈ શકે એમ નથી, કારણ અવિદ્યાના અસ્તિત્વનો શબ્દથી નાશ થયા બાદ આત્મા જોવામાં આવતો નથી અને આત્માના અપરોક્ષ અનુભવ કાળે અવિદ્યાની પ્રતીતિ નથી અને કદાચ પ્રતીતિમાં આવે છે તો તે મિથ્યા છે એમ અનુભવથી સિદ્ધ થાય છે. "હું વિદ્વાન્ નથી" પણ "અજ્ઞાત છું" એવા સ્વભાવથી જ તે અવિદ્યા દેખાય છે. અનિર્વચનીય અવિદ્યા નિર્ધારપણે જોતાં દેખાતી નથી અને આત્મા અપરોક્ષ અનુભવ કાળે અવિદ્યાનો પત્તો લાગતો નથી. જે અર્થે આત્મામાં શબ્દના યોગે કરી અવિદ્યાનો નાશ થાય છે તે અર્થે અવિદ્યાના ઠેકાણે કંઈ પણ તેની નિશાની દેખાતી નથી. આત્માને ઠેકાણે અવિદ્યા નથી એ કારણથી તે અવિદ્યાનો નાશ કરે એવી તેની સ્થિતિ નથી. અવિદ્યા માયાવી એટલે મિથ્યા છે અને પોતાનું મિથ્યાત્વપણું છુપાવી તે સત્ય દેખાય છે એમ પણ નથી. અવિદ્યા નથી તેમ શબ્દથી તેનો નાશ થાય એમ પણ નથી કારણ તેનો નાશ કરવાના ઉદ્દેશથી આવેલા શબ્દો પણ જ્ઞાન અનુભવ આવવાથી મિથ્યા ઠરે છે અને શબ્દના આધારે અવિદ્યાનો નાશ કરવા જતાં શબ્દ પણ નિરર્થક ઠરે છે અને શબ્દના અંગભૂત હોનારી અવિદ્યા ન ઓળખતાં તેનો નાશ કરવા ઉઠેલો શબ્દ વ્યર્થ થાય છે. અવિદ્યા મૂળથી જ નથી અને ન હોનારી અવિદ્યાનો નાશ કરવા જતો ઉત્પન્ન થતો શબ્દ પણ વ્યર્થ ઠરે છે પણ જ્યાં સુધી અવિદ્યાનો નાશ કરવા શબ્દ પ્રવૃત્ત થયો નથી ત્યાં સુધી અવિદ્યાના સંબંધમાં શબ્દની શોભા છે. બાકી તો અવિદ્યાનો નાશ કરવાને શબ્દ અસમર્થ છે કારણ શબ્દને પણ પોતાના અસ્તિત્વ કાળે પોતાથી જુદી અવિદ્યા જોવા જતાં પોતાનો પ્રયત્ન નિરર્થક ઠરે છે.

ત્યારે આત્માને આત્મા બતાવવા શબ્દની મહત્વતા છે અને આત્મા

આત્માને જુએ છે એમ બોલવું પણ વ્યર્થ છે કારણ સચ્ચિદાનંદ આત્મા પોતાને ન જાણતો હોવાથી સ્વતઃસિદ્ધ પોતાને ઠેકાણે છે. શબ્દ ઉત્પત્તિ સ્વયંસિદ્ધ આત્માની સ્ફુર્તિ હોવાથી આત્મા આત્માને પ્રાપ્ત કરાવવા શબ્દની ઉપયોગતા નથી. આત્મા જ્ઞાન માત્ર છે પણ પોતાના જ્ઞાન સ્વરૂપને પોતાના જ્ઞાનથી જોઇ શકતો નથી. તે સ્વભાવે કર્માકર્માતીત છે. શબ્દ એ જ્ઞાન માત્ર આત્માને ઠેકાણે જ્ઞાન પણ ઉત્પન્ન કરતો નથી. તેમ અજ્ઞાન પણ આવવા દેતો નથી, એવા બે પ્રકારે શબ્દ વ્યર્થ ઠરે છે. આત્મા સ્વયંસિદ્ધ હોવાથી શબ્દ એ અવિદ્યાનો નાશ તેમ આત્માને આત્મા પ્રાપ્ત કરાવી શકતો નથી. આવી રીતે શબ્દની નિરર્થકતા સમજી જે માણસ શબ્દાતીત થાય તેજ જન્મ મરણથી મુક્ત થાય છે અને આ શબ્દરૂપ અભ્ર જેનામાંથી જાય તે નિશ્ચળ નિર્વિકારપણે શાંતાત્મા છે.

**અજ્ઞાન કહેતાં અવિદ્યા**

જ્ઞાનસ્વરૂપ આત્માનો આધાર ન હોત તો "અજ્ઞાન" એ શબ્દ સમજવામાં પણ આવતે નહી. જ્ઞાન માત્ર આત્મા અજ્ઞાન ન છતાં તે (અજ્ઞાન) હસ્તિમાં આવે છે અને ખોટું છતાં જ્ઞાન માત્ર આત્માના યોગે તે અજ્ઞાન ખરૂં અને અનાદિ ભાસે છે. આત્મામાં પોતાના શુદ્ધજ્ઞાનસ્વરૂપને કંઇ પણ તરેહનો બાધ ન આવતાં એક ખાલી મિથ્યા અહંકાર ઉત્પન્નમાંજ અજ્ઞાન રહેલું છે. આ અહંકારના ઉદય અસ્તથી સત્ય આત્મામાં કંઇ પણ વધઘટ થતી નથી પણ તેથી અજ્ઞાન ખરૂં છે એમ અજ્ઞાનીને ભાસે છે. આત્મા ઠેકાણે આત્મક બાધક એવું અજ્ઞાન પણ નથી (જે જ્ઞાનથી અવિદ્યા મિથાત્વ ઠરે છે). અજ્ઞાન નાશક જ્ઞાન એ પણ એક જાતનું અજ્ઞાન છે એટલે અજ્ઞાન ખોટું ઠર્યા પછી જે જ્ઞાન દેખાય છે તે પણ જ્ઞાનાજ્ઞાન હોવાથી આપોઆપ ખોટું ઠરે છે; કારણ જ્યાં અજ્ઞાન હોય છે ત્યાં સર્વ અજ્ઞાનમય થવું જોઇએ એવો અજ્ઞાનનો સ્વભાવ છે; પણ તેમ તો જ્ઞાન માત્ર આત્મા ઠેકાણે જોવામાં આવતું નથી અને આત્મા પોતાની જ્ઞાનરૂપતા છોડતો નથી એમ અનુભવ આવે છે. આત્માને ઠેકાણે અજ્ઞાન છે એવું જે શાસ્ત્રએ અજ્ઞાન પ્રતિપાદન કર્યું છે તે અજ્ઞાન જો આત્માને આશ્રયે રહ્યું હોત અને તેના આશ્રય સ્થાનમાં ( આત્મામાં ) આચ્છાદિત કરવામાં આવ્યું હોત તો આત્મા એ અજ્ઞાન અને અજ્ઞાન એ પણ અજ્ઞાન ઠરે એમ બને એકમેકને ન ઓળખવાથી તે અજ્ઞાન એ વસ્તુ જાણવામાં આવત નહી અને સર્વ અજ્ઞાનમય રેહેવાથી આત્માને ઠેકાણે બીજું જુદું અજ્ઞાન છે એમ બોલવા કોઈ પણ જ્ઞાતા રેહેતે નહી. વાસ્તે અજ્ઞાનની વાટઘાટ જે અર્થે થતું દેખાય છે તે અર્થે આત્માને ઠેકાણે અજ્ઞાન નથી. કારણ આત્મા સ્વરૂપી

અજ્ઞાન એ જેના યોગે જાણવામાં આવે તે આત્મા તત્વ આગળ ક્યારે પણ અજ્ઞાન રેહેતું નથી.

અજ્ઞાન અંધકાર છે અને આત્મા એ પ્રકાશ છે, એથી અંધકાર અને પ્રકાશ (આત્મા અને અજ્ઞાન ) એ બેની ઐકયતા થતી નથી, જીવવું અને મરવું પરસ્પર એક સ્થળે એકી વખત વાસ કરતા નથી, તેમ આત્મા અને અજ્ઞાન એકત્રપણે રહેતા નથી. જેથી આત્માના પ્રકાશથી અજ્ઞાનરૂપ અંધકાર નષ્ટ થાય છે એ જ બોલવું યથાર્થ છે. અજ્ઞાન જો અજ્ઞાનપણું ઉત્પન્ન કરવા જેટલું જ્ઞાન ઉત્પન્ન કરે તો તેને અજ્ઞાન ન કહેતાં તે જ્ઞાન છે કારણુ અ-જ્ઞાનની શોધ કરવા જતાં અજ્ઞાનની પ્રતીતિ ન આવતાં જ્ઞાનસ્વરૂપ આત્મા અનુભવમાં આવે છે. આત્મામાં જ્ઞાન અને અજ્ઞાન એવી જુદી વસ્તુ ન હોવા છતાં અજ્ઞાન જતાં એક જ જ્ઞાન માત્ર આત્મા રહે છે. જેને ઠેકાણે અજ્ઞાન મૂળથી જ નથી પણ સર્વ આત્મા છે, એ કારણથી અજ્ઞાન ફક્ત એ શબ્દ સિવાય કંઇ પણ વસ્તુ ન છતાં ફક્ત શબ્દથી જ એનો ઉપયોગ કરવામાં આવે છે અને એનું સ્વરૂપ એના કાર્ય પરથી જોવામાં આવે છે. જે વસ્તુનું પ્રત્યક્ષાદિ પ્રમાણુના આધારે ગ્રહણ કરવામાં આવે છે તે વસ્તુ અજ્ઞાન નહિ પણ અજ્ઞાનનું કાર્ય છે. અંકુરમાંથી સરળ ઉગેલું ઝાડ બીજ નહિ પણ બીજનું કાર્ય છે તેમ જગદ્રૂપ એ અજ્ઞાન નહિ પણ અજ્ઞાનનું કાર્ય છે અને અજ્ઞાનનું જગત્ કાર્ય છે જે પ્રત્યક્ષાદિ પ્રમાણથી સિદ્ધ થાય છે. પ્રમાતા (દ્દષ્ટા) પ્રમય (દ્દશ્ય) અને પ્રમાણુ (દર્શન) આ ત્રિપુટી અજ્ઞાનનું કાર્ય હો-વાથી પ્રત્યક્ષાદિ પ્રમાણે કરીને જે ગ્રહણ કરવામાં આવે છે તે અજ્ઞાનનું કાર્ય છે. અને અજ્ઞાનના કાર્યથી જગતનું ગ્રહણ થાય છે તે ગ્રહણ કરવાવાળો પ્રમાતા (આત્મા) છે તે મૂળથીજ અજ્ઞાન નથી. અજ્ઞાનનું કાર્ય જે જગતનો દ્દષ્ટા (આત્મા) તે તેથી અજ્ઞાન ઠરતો નથી. વળી સર્વ અજ્ઞાનમય થવાથી અને અત્રે કાર્યકારણ અભિન્ન હોવાથી કારણને અજ્ઞાન ઠરાવવા જતાં કાર્ય પણ અજ્ઞાન ઠરે છે અને સર્વ અજ્ઞાનમય થવાથી કોઇ કોઇને ગ્રહણ કરવા રહેતો નથી. આવી રીતે પ્રમાણના માપથી અજ્ઞાન સત્ય ઠરતું નથી પણ મિથ્યા ઠરે છે. તેમ અજ્ઞાન સર્વ કાર્ય ઉત્પન્ન કરી શકતું નથી અને કારણરૂપ પણ થઇ શકતું નથી. જેથી આત્માને પોતાના આત્માપણાની ખબર ન હોવાથી આત્મા કેવળ નિર્મળ છતાં તેની બરાબર અજ્ઞાન નથી એ પોતાની મેળે સિદ્ધ થાય છે, અને અજ્ઞાનનો ઉપભોગ આત્માને થતો નથી કારણ આત્મા વસ્તુ માત્ર સત્ય અનંત શુદ્ધ જ્ઞાન માત્ર છે અને ભોગ તો ઇન્દ્રિયોને થાય છે. આત્માને પોતાને અગર બીજાને જોવાનું દ્દષ્ટપણું નથી. તેમ છતાં જગદાકારે દેખાતી આવી મોટી સૃષ્ટિ દેખાય છે પણ અજ્ઞાન દેખાતું નથી છતાં અજ્ઞાન છે એ વિશે તો શંકા નથી અને તેને બીજા

પ્રમાણુની જરૂરએ નથી. પણ જગત્ જે અર્થે દેખાય છે તે અર્થે તેનો જોનાર હોવો જોઇએ (દૃષ્ય દેખાય છે તેનો દૃષ્ટા હોવો જોઇએ) એમ અનુમાનથી સિદ્ધ થાય છે એ ઉપરથી અજ્ઞાન છે. દૃષ્ટાને બોધ ન હોવાથી દૃશ્ય જગત્ બતાવી તે દૃષ્ટા પોતાની અજ્ઞાનતાની સાક્ષ આપતો નથી જેથી દૃશ્ય ઉપરથી અજ્ઞાન છે.

આત્મા વસ્તુ અત્યંત શુદ્ધ હોવાથી તે જગતનું કારણ થઈ શકતી નથી અને જગત્ જે આવી રીતે એક સરખો પસરેલો દેખાય છે તેનું કારણ અજ્ઞાન હોવું જોઇએ. જેના યોગે સંપૂર્ણ જગત્ જાણવામાં આવે છે એવા જગતનો જાણનાર અને પ્રકાશ કરનાર વસ્તુ (આત્મા)ને અજ્ઞાન કેહેવાય નહી કારણ જગત્ વ્યવહાર જાણવાનું જ્ઞાન તે અજ્ઞાન કેહેવાતું નથી; કારણ અજ્ઞાન તે અજ્ઞાન તે જ્ઞાનનું કામ કરશે નહી તેમ જાણવાનો વ્યવહાર જ્યાં આપણી સન્મુખ ચાલ્યો આવે છે તેવા જ્ઞાન આગળ અજ્ઞાન ટકી શકતું નથી. જ્યાં સર્વ જાણવાનો વ્યવહાર દેખાઈ આવે ત્યાં જ્ઞાન વગર બીજું નામ અપાતું નથી તેમ અજ્ઞાનને પોતાનું કોઈ પણ પ્રકારનું અસ્તિત્વ ન હોવા છતાં, હોનારી સત્ય વસ્તુને પણ તે જાણી શકતું નથી. ત્યારે અજ્ઞાન છે એમ સિદ્ધ થતું નથી. વાસ્તે એ સંબંધમાં કંઈ પણ ન બોલતાં મૌન ધરવું શ્રેષ્ઠ છે.

**આત્મા.** ચિન્માત્ર આત્મા બીજા કોઇની પણ અસ્તિત્વ વગર અને બીજું કંઈ પણ ન દેખાતા ફક્ત સ્વસ્થ રહેવાથી દેખાય છે. તે નામરૂપમાં આવતો નથી જો કે તેને નામ રૂપાત્મક સમજવામાં આવે છે. જે આત્મા મહા નિદ્રાને જુએ છે તે આવા મોટા જગતને જુવે તેમાં નવાઇ નથી. સૂર્યએ પ્રકાશ કરવા કોઇને બાકી રાખ્યું નથી તો પણ તેને આત્માને પ્રકાશ કરીને બતાવ્યો નથી અને આકાશના એક ભાગમાં પ્રકાશતો હોવાથી તેને આત્માને પ્રકાશ કીધો નથી કારણ આત્મા સર્વ ગગનવ્યાપ્ત છે અને સૂર્ય તેની બરોબર પ્રકાશ કરી શકતો નથી. અહંકાર "હું" એવું સમજી શરીરમાં રહેલો છે તે પણ આત્માને જાણતો નથી. બુદ્ધિ પણ સર્વજ્ઞ વસ્તુનો બોધ ગ્રહણ કર્યા છતાં આત્માને જાણતી નથી. મન સારા સારા સંકલ્પ કરે છે પણ તે પણ આત્માથી બહિર્મુખ રહ્યું છે. ઇન્દ્રિયો સર્વ પોતપોતાના વિષયમાં પ્રવૃત્ત થાય છે પણ આત્મા રસસ્વાદ તેઓ પણ જાણતી નથી. ચિદાત્મા પોતે પોતાનો વિષય થઇ જોઇ શકતો નથી. વાણી પોતાનો સ્વાદ ચાખવા સમર્થ નથી. અવિદ્યા નાના પ્રકારની નામરૂપાત્મક જગત્ જીવ સન્મુખ રજુ કરે છે પણ તે આત્માની સાથ અભિન્ન હોવાથી આત્મા ઠેકાણે મિથ્યા ઠરે છે. આત્મા ઠેકાણે

અજ્ઞાન એ જેના યોગે જાણવામાં આવે તે આત્મા તત્વ આગળ ક્યારે પણ અજ્ઞાન રહેતું નથી.

અજ્ઞાન અંધકાર છે અને આત્મા એ પ્રકાશ છે, એથી અંધકાર અને પ્રકાશ (આત્મા અને અજ્ઞાન ) એ બેની ઐકયતા થતી નથી, જીવવું અને મરવું પરસ્પર એક સ્થળે એકી વખત વાસ કરતા નથી, તેમ આત્મા અને અજ્ઞાન એકત્રપણે રહેતા નથી. જેથી આત્માના પ્રકાશથી અજ્ઞાનરૂપ અંધકાર નષ્ટ થાય છે એ જ બોલવું યથાર્થ છે. અજ્ઞાન જો અજ્ઞાનપણું ઉત્પન્ન કરવા જેટલું જ્ઞાન ઉત્પન્ન કરે તો તેને અજ્ઞાન ન કહેતાં તે જ્ઞાન છે કારણ અજ્ઞાનની શોધ કરવા જતાં અજ્ઞાનની પ્રતીતિ ન આવતાં જ્ઞાનસ્વરૂપ આત્મા અનુભવમાં આવે છે. આત્મામાં જ્ઞાન અને અજ્ઞાન એવી જુદી વસ્તુ ન હોવા છતાં અજ્ઞાન જતાં એક જ જ્ઞાન માત્ર આત્મા રહે છે. જેને ઠેકાણે અજ્ઞાન મૂળથી જ નથી પણ સર્વ આત્મા છે, એ કારણથી અજ્ઞાન ફક્ત એ શબ્દ સિવાય કંઇ પણ વસ્તુ ન છતાં ફક્ત શબ્દથી જ એનો ઉપયોગ કરવામાં આવે છે અને એનું સ્વરૂપ એના કાર્ય પરથી જોવામાં આવે છે. જે વસ્તુનું પ્રત્યક્ષાદિ પ્રમાણના આધારે ગ્રહણ કરવામાં આવે છે તે વસ્તુ અજ્ઞાન નહિ પણ અજ્ઞાનનું કાર્ય છે. અંકુરમાંથી સરળ ઉગેલું ઝાડ બીજ નહિ પણ બીજનું કાર્ય છે તેમ જગદ્રૂપ એ અજ્ઞાન નહિ પણ અજ્ઞાનનું કાર્ય છે અને અજ્ઞાનનું જગત્ કાર્ય છે જે પ્રત્યક્ષાદિ પ્રમાણથી સિદ્ધ થાય છે. પ્રમાતા (દ્દષ્ટા) પ્રમય (દૃશ્ય) અને પ્રમાણ (દર્શન) આ ત્રિપુટી અજ્ઞાનનું કાર્ય હોવાથી પ્રત્યક્ષાદિ પ્રમાણે કરીને જે ગ્રહણ કરવામાં આવે છે તે અજ્ઞાનનું કાર્ય છે. અને અજ્ઞાનના કાર્યથી જગતનું ગ્રહણ થાય છે તે ગ્રહણ કરવાવાળો પ્રમાતા (આત્મા) છે તે મૂળથીજ અજ્ઞાન નથી. અજ્ઞાનનું કાર્ય જે જગતનો દૃષ્ટા (આત્મા) તે તેથી અજ્ઞાન ઠરતો નથી. વળી સર્વ અજ્ઞાનમય થવાથી અને અત્રે કાર્યકારણ અભિન્ન હોવાથી કારણને અજ્ઞાન ઠરાવવા જતાં કાર્ય પણ અજ્ઞાન ઠરે છે અને સર્વ અજ્ઞાનમય થવાથી કોઇ કોઇને ગ્રહણ કરવા રહેતો નથી. આવી રીતે પ્રમાણના માપથી અજ્ઞાન સત્ય ઠરતું નથી પણ મિથ્યા ઠરે છે. તેમ અજ્ઞાન સર્વ કાર્ય ઉત્પન્ન કરી શકતું નથી અને કારણરૂપ પણ થઇ શકતું નથી. જેથી આત્માને પોતાના આત્માપણાની ખબર ન હોવાથી આત્મા કેવળ નિર્લેળ છતાં તેની બરાબર અજ્ઞાન નથી એ પોતાની મેળે સિદ્ધ થાય છે, અને અજ્ઞાનનો ઉપભોગ આત્માને થતો નથી કારણ આત્મા વસ્તુ માત્ર સત્ય અનંત શુદ્ધ જ્ઞાન માત્ર છે અને ભોગ તો ઇન્દ્રિયોને થાય છે. આત્માને પોતાને અગર બીજાને જોવાનું દૃષ્ટપણું નથી. તેમ છતાં જગદાકારે દેખાતી આવી મોટી સૃષ્ટિ દેખાય છે પણ અજ્ઞાન દેખાતું નથી છતાં અજ્ઞાન છે એ વિશે તો શંકા નથી અને તેને બીજા

પ્રમાણની જરૂરએ નથી. પણ જગત્ જે અર્થે દેખાય છે તે અર્થે તેનો જોનાર હોવો જોઇએ (દૃષ્ય દેખાય છે તેનો દૃષ્ટા હોવો જોઇએ) એમ અનુમાનથી સિદ્ધ થાય છે એ ઉપરથી અજ્ઞાન છે. દૃષ્ટાને બોધ ન હોવાથી દશ્ય જગત્ બતાવી તે દૃષ્ટા પોતાની અજ્ઞાનતાની સાક્ષ આપતો નથી જેથી દશ્ય ઉપરથી અજ્ઞાન છે.

આત્મા વસ્તુ અત્યંત શુદ્ધ હોવાથી તે જગતનું કારણ થઈ શકતી નથી અને જગત્ જે આવી રીતે એક સરખો પસરેલો દેખાય છે તેનું કારણ અજ્ઞાન હોવું જોઇએ. જેના યોગે સંપૂર્ણ જગત્ જાણવામાં આવે છે એવા જગતના જાણનાર અને પ્રકાશ કરનાર વસ્તુ (આત્મા)ને અજ્ઞાન કેહેવાય નહી કારણ જગત્ વ્યવહાર જાણવાનું જ્ઞાન તે અજ્ઞાન કેહેવાતું નથી; કારણ અજ્ઞાન તે અજ્ઞાન તે જ્ઞાનનું કામ કરશે નહી તેમ જાણવાનો વ્યવહાર જ્યાં આપણી સન્મુખ ચાલ્યો આવે છે તેવા જ્ઞાન આગળ અજ્ઞાન ટકી શકતું નથી. જ્યાં સર્વ જાણવાનો વ્યવહાર દેખાઈ આવે ત્યાં જ્ઞાન વગર બીજું નામ અપાતું નથી તેમ અજ્ઞાનને પોતાનું કોઈ પણ પ્રકારનું અસ્તિત્વ ન હોવા છતાં, હોનારી સત્ય વસ્તુને પણ તે જાણી શકતું નથી. ત્યારે અજ્ઞાન છે એમ સિદ્ધ થતું નથી. વાસ્તે એ સંબંધમાં કંઈ પણ ન બોલતાં મૌન ધરવું શ્રેષ્ઠ છે.

**આત્મા.** ચિન્માત્ર આત્મા બીજા કોઇની પણ અસ્તિત્વ વગર અને બીજું કંઈ પણ ન દેખાતા ફકત સ્વસ્થ રહેવાથી દેખાય છે. તે નામરૂપમાં આવતો નથી જો કે તેને નામ રૂપાત્મક સમજવામાં આવે છે. જે આત્મા મહા નિદ્રાને જુએ છે તે આવા મોટા જગતને જુવે તેમાં નવાઇ નથી. સૂર્યએ પ્રકાશ કરવા કોઇને બાકી રાખ્યું નથી તો પણ તેને આત્માને પ્રકાશ કરીને બતાવ્યો નથી અને આકાશના એક ભાગમાં પ્રકાશતો હોવાથી તેને આત્માને પ્રકાશ કીધો નથી કારણ આત્મા સર્વ ગગનવ્યાપ્ત છે અને સૂર્ય તેની બરોબર પ્રકાશ કરી શકતો નથી. અહંકાર "હું" એવું સમજી શરીરમાં રહેલો છે તે પણ આત્માને જાણતો નથી. બુદ્ધિ પણ સર્વજ્ઞ વસ્તુનો બોધ ગ્રહણ કર્યાં છતાં આત્માને જાણતી નથી. મન સારા સારા સંકલ્પ કરે છે પણ તે પણ આત્માથી બહિર્મુખ રહ્યું છે. ઇન્દ્રિયો સર્વ પોતપોતાના વિષયમાં પ્રવૃત્ત થાય છે પણ આત્મા રસસ્વાદ તેઓ પણ જાણતી નથી. ચિદાત્મા પોતે પોતાનો વિષય થઇ જોઇ શકતો નથી. વાણી પોતાનો સ્વાદ ચાખવા સમર્થ નથી. અવિદ્યા નાના પ્રકારની નામરૂપાત્મક જગત્ જીવ સન્મુખ રજુ કરે છે પણ તે આત્માની સાથ અભિન્ન હોવાથી આત્મા ઠેકાણે મિથ્યા ઠરે છે. આત્મા ઠેકાણે

આત્માને જાણનારી અવિદ્યા જન્મ પામી નથી એ કારણથી આત્મા સંબંધી સર્વ નિર્ણય વ્યર્થ થાય છે અને તેનો નિર્ણય કરવા શબ્દનો સંચાર નથી. વાસ્તે આપણ સર્વ કાંઇ છેઇએ એમ જાણી સર્વ પ્રકારે તે જાણવાની ખટપટ છોડી દઇ સ્વસ્થ બેસવાથી સર્વ કાંઇ સ્વાધીન હોવાનો અનુભવ આપણને આવશે. આત્માનો નિર્ણય થતો નથી કારણ ત્યાં દ્રષ્ટા દશ્ય વિરહિત દર્શનરૂપ સ્થિતિનું રાજ્ય છે જે રાજ્ય આત્મા અનાત્મા વિચારથી જ્ઞાનરૂપ નેત્ર ભાવે આવે છે અને અજ્ઞાનપણું નષ્ટ થઇ કેવળ આત્મા શુદ્ધ સ્થિતિ પ્રાપ્ત થાય છે. **દૃષ્ટાદશ્ય ભાવ રહિત દર્શન સ્થિતિ તેજ આત્મા સ્થિતિ છે.** આ સ્થિતિમાં આત્માને પોતાને જોવાની સ્ફૂર્તિ થતી નથી અને નિર્વિકલ્પ આત્મા સ્થિતિમાં દૃષ્ટિ પણ ઉત્પન્ન થતી નથી. ત્યાં "હું આત્મા છું." એવા ઐકયતાના ભાવનાથી સર્વ જગત્ નહી. જેવું થઇ જાય છે, ત્યાં સ્વપ્ન સાથ નિદ્રા એ નથી પણ ત્યાં નિદ્રા સરખી જ્ઞાન માત્ર સ્થિતિ છે.

આવા પ્રકારે પોતાનું નિવકાર નિર્દ્વંદ્વ સ્થિતિમાં કોઇનો સ્પર્શ ન થવા દેતા ( પોતાની ઉપર કાંઇ પણ પ્રકારનો દ્વૈત ઉત્પન્ન ન થવા દેતાં ) સચ્ચિદાનંદ આત્મા પોતાના પ્રકાશિક દૃષ્ટાદશ્યરૂપે દેખાય છે. સ્વપ્રકાશિક (આત્મા) એ દૃષ્ટાદશ્યરૂપે સૃષ્ટિ ઉત્પન્ન કરી એક દૃષ્ટાની દૃષ્ટિ ઉપર બીજી દશ્યરૂપ દૃષ્ટિ ( જીવભાવ અને શિવભાવ ) પણ ઉત્પન્ન કીધી છે. આ જીવશિવભાવ ઈશ્વર દૃષ્ટિમાં રેહેતી હોવાથી, ચિન્માત્ર સ્વરૂપ ( આત્મા) તો પોતાને ઠેકાણે કાંઈ પણ ફરક વગર કાયમ રેહે છે. આત્માએ પોતાના ચિત્ પ્રભાના વિલાસથી નાની વસ્તુને પોતાનું આંગ જોઈ વિશ્વાકાર ધારણ કીધો છે અને પોતાના સ્વભાવે કરી જ્યાં ત્યાં નવી સૃષ્ટિ ઉત્પન્ન કીધી છે. આત્મા પોતાની ચિત્ પ્રભારૂપ દૃષ્ટિએ કરી સુંદર દશ્યરૂપ સૃષ્ટિ ઉત્પન્ન કરીને તેમાં પોતાની ચિત્ત પ્રભાને કર્મરૂપ પ્રપંચમાં નચાવે છે અને પોતે તેના સાક્ષિત્વ રહી તેનું સ્વરૂપ અવલોકન કરે છે. પૂર્વે ધારણ કરેલા દશ્યરૂપ શરીર પોતાના છે એમ સમજી દૃષ્ટિ પણ કર્મરૂપ પ્રપંચના બંધનના અન્વયે તરતજ નવાં નવાં શરીર ધારણ કરે છે. એમ દશ્યાકારરૂપ આકાર પરિધાન થાય છે એટલે તે ચિત્ પ્રભારૂપ દૃષ્ટિ ભિન્ન ભિન્ન આકારં પ્રમાણે ભિન્ન ભિન્ન શરીર ધારણ કરી ભિન્ન ભિન્ન પ્રકારના માણસો તૈયાર કરે છે અને તેઓના મનમાં દાખલ થઇ પોતાનું જાણવાપણું તે ધારણ કરે છે અર્થાત્ એ ચિત્ પ્રભા પોતાની ઉપર બધું સૃષ્ટિકર્મ ઓરી લઈ ભિન્ન ભિન્ન આકાર ધારણ કરી તેમાં પોતાનું મન ઠસાવે છે.

વાસ્તવિક રીતે એ ચિત્ પ્રભારૂપ દૃષ્ટિ તે આત્માથી ભિન્ન નથી. આપણ પોતાની ચિત્ પ્રભા એ પરમાત્માની પ્રભા છે પણ એ ચિત્ પ્રભાએ

અહંકાર ધારણ કરવાથી, પોતે પરમાત્માથી પૃથક્ શક્તિ છે એમ તે અજ્ઞાનતાથી જાણે છે. જ્યારે આત્મા જ્ઞાન પ્રાપ્ત થઈ જ્ઞાન અવસ્થાને સ્થિત થાય છે ત્યારે "હું જ્ઞાન માત્ર આત્મા સ્વરૂપ છું" એમ જાણી તે ચિત્ત પ્રભા આત્માસ્વરૂપ સાથ એકાકાર થાય છે. એ ઉપરથી જ્ઞાનાજ્ઞાન દૃષ્ટિ એ જ્ઞાનાજ્ઞાનનો પ્રકાશ કરે છે અને જ્ઞાનાજ્ઞાન એ જેનો પ્રકાશ છે તે ચિત્ પ્રભારૂપ દૃષ્ટિ છે એટલે જ્ઞાનાજ્ઞાન યુક્ત દૃષ્ટિ તેજ જ્ઞાનાજ્ઞાનનો પ્રકાશ છે. એ દૃષ્ટિ જેમ આ સુંદર દશ્યરૂપ વિશ્વને જોઈ પોતે વ્યક્ત થાય છે તેમ આ દૃષ્ટ દશ્યરૂપ જગત્ આ દૃષ્ટિપર આવી વ્યક્ત થાય છે. ચિત્ છે તે જગત્ દૃષ્ટિ બાહેર નથી. જેમ સ્વાપ્નિક સૃષ્ટિ મનની અંતરમાં રહી બાહેર દેખાય છે તેમ આ દશ્ય સૃષ્ટિ દૃષ્ટિમાં કાયમ રહી બાહેર દેખાય છે. બાકી તો આત્માની બાહેર દૃષ્ટિ નથી અને દૃષ્ટિની બાહેર જગત્ નથી પણ આ સૃષ્ટિ દૃષ્ટિ મધ્યે છે. દૃષ્ટાદશ્ય એવા દ્વૈત સ્વરૂપનો કારભાર ચાલવાથી તેની (દૃષ્ટાની) ઐક્યતા નષ્ટ થતી નથી. કારણ દૃષ્ટિ દૃષ્ટાને પોતાનું દશ્યરૂપ બતાવી દૃષ્ટામાંજ તેને (દશ્યરૂપ)ને કાયમ કરે છે તેથી આ સર્વ જગદ્રૂપ ખેલમાં એક દૃષ્ટિનો ખેલ છે અને દૃષ્ટિ દશ્યરૂપને ઠેકાણે આ જગતનો ખેલ ખેલે છે. જેમ માનસિક સૃષ્ટિ મન મધ્યે પોતાનો કલ્પનિક સર્વ વ્યવહાર કરે છે તેમ આ સર્વે જગત્, પોતાની જગત્ વ્યવહાર દૃષ્ટિ દૃષ્ટિ મધ્યે કરે છે. દૃષ્ટાને ઠેકાણે આ અનંત પ્રકારના દશ્યરૂપ જગતનું ઉભરાઇને બાહેર આવવું, એ એક દૃષ્ટાનુ (આત્માનુ) દૃષ્ટપણું છે. દૃષ્ટા (આત્મા) નાના પ્રકારના દશ્યપણાને પ્રકા-શીત કરે તોપણ તેથી દૃષ્ટા અને દશ્ય એ બન્નેના ભેદનો ખગાડો થતો નથી કારણ ત્યાં સર્વ પ્રકારે એક દૃષ્ટા (આત્મા) છે. સંપૂર્ણ વિશ્વ એક આત્માથી ભરેલો છે (સર્વ મળી એક આત્મા છે). દૃષ્ટિને ઠેકાણે એક પ્રકારનો ભાસનારો દશ્યરૂપ જગતને ઠેકાણે એક ચિત્પ્રભારૂપ દૃષ્ટિ સિવાય અન્ય કાંઇ નથી. આત્માની ચિત્પ્રભારૂપ દૃષ્ટિ આ જગદ્રૂપ વૃક્ષનું બીજ છે અને દૃષ્ટિરૂપ બીજમાંથી સમગ્ર જગદ્રૂપી વૃક્ષ આવી વધેલું છે. આ બીજને છોડી બીજ બાહેર ન દેખાડનાર ચિત્પ્રભારૂપ દૃષ્ટિ આત્મા બાહેર ન આવતાં આત્મામાંજ રહી તેનું સ્વરૂપ જુએ છે અને આત્માના અંગે નિદ્રા રૂપે આવી પુનઃ આત્માની શુદ્ધિ રાખી આત્મામાં દૃષ્ટિ જાગૃત રહે છે. એ દૃષ્ટિના આવા જગદ્રૂપ ઉદય અસ્તના કારણે કરી આત્મા વિકારી થતો નથી. જેથી આત્મા દૃષ્ટિ આત્માની બાહેર કદી આવેલી નથી પણ તે સતત આત્મા છે. એ દૃષ્ટિને પોતાનું સૃષ્ટિરૂપ વિસ્તાર ભાસમાન થઇને પોતે આત્માપ્રભા

થઈ રહેલી છે, કારણ જગતભાવ વખતે આત્મા આત્મત્વમાં રહેલો હોવાથી ત્યાં કંઇ ફેરફાર થતો નથી.

દૃષ્ટા એ સાક્ષી (પુરૂષ) છે અને જ્યારે તે પોતાની જગદ્રૂપ દૃષ્ટિને પોતાનામાં લીન કરે છે ત્યારે પોતાનું દૃષ્ટપણું દૃશ્યપણામાં મળી જાય છે. આ દૃશ્યતી લીન અવસ્થામાં દૃષ્ટા પોતાની દૃષ્ટિનું દૃશ્યપણું મિથ્યા સમજી, જે છે તે પોતે દૃષ્ટા છે, એમ જાણી જ્ઞાનનિષ્ઠાથી જાગૃત થઈ, પોતાના જગદ્રૂપી સ્વપ્નિક (કલ્પનિક) શરીરનો પોતાનામાં લય કરી, પોતે સત્ય આત્મારૂપે રહે છે, પછી "હું દૃષ્ટા." અને "આ દૃશ્ય" એવો દ્વૈતભાવ નષ્ટ થાય છે અને દૃષ્ટાપણાનું ભાવરહિત થઇ એક ભાવરહિત આત્મા રહે છે (પોતે જ આત્મારૂપે પ્રકાશે છે) અને પોતાનામાં (આત્મામાં) પોતે સ્થિત રહેવાથી સર્વ દ્વૈત મુલક જ્ઞાન નષ્ટ થાય છે [illegible] કાંઇ છે તે સહજ છે; ત્યાં દૃશ્ય અને દૃષ્ટા એ બન્નેનું ભા[illegible] જોતો ન હોવાથી સ્વસ્વરૂપ સ્થિતિમાં રહે છે. [illegible] મારી આત્મ[illegible] છે" કે "આ મારી આત્મસ્થિતિ નથી," એવો ભાવ [illegible] સ્વસ્વરૂપ ઉત્પન્ન થવો ન જોઇએ કારણ એવો [illegible] મુલક [illegible]નમાં લઇ સ્વસ્વરૂપ સ્થિતિનું વિસ્મરણ કરાવે છે.

આત્મા પ્રકાશ વિશ્વાકારે [illegible] રે કારના ત્યાગ બરાબર પોતે તેટલી [illegible] એટલે વિશ્વની અસ્તિત્વ નસ્તિત્વ લીન [illegible] નહી એજ તે જુએ છે. [illegible] તે [illegible] અને વિશ્વરૂપે રૂપાંતર [illegible] ફેરફાર ન થતાં વિ રૂપ કારભાર આત્માનો આત્મામાંજ [illegible] પ્રકાશમય હોવાથી વિશ્વરૂપ કારભાર આત્મા પોતે છે એવું તેનું સ્વાભાવિ[illegible] છે અને તેથી જ્ઞાન સ્વરૂપ આત્મા પોતાને ઠેકાણે પો[illegible] વામાં આવે" આ જગતના કૃતત્વનો સંબંધ પોતા[illegible] પોતાને ઠેકાણે જોવામાં આવતા વ્યવહા[illegible] જે જે કાંઇ દેખાય છે તે સર્વમાં એક આત્મા સ્ફુ[illegible] પ્રકારે સહેજા-સહેજ છે. કાંઇ પણ અવલોકન ન કરતાં પોતે પો મેળે આત્મા અવલોકન કરે છે. એવી રીતે અવલોકન કરવા[illegible] ક્રિયા આત્મા સાથ એકત્ર છે એટલે જોવા [illegible] જોવાનું ભાન [illegible] તેની સ્ફુરણ વૃત્તિ આયતીજ અને અનાયાસે છે.

દૃષ્ટા અને દૃશ્યરૂપે આ સૃષ્ટિનો પસારો ચારે બાજુએ રેખ

પણ છેવટે જ્યારે એ બન્નેનો ભેદ એકમેકમાં લીન થઈ અંતે કંઈ રહેતું નથી ત્યારે એક આત્મા માત્ર રહે છે, (એ બન્નેનો પરસ્પર નષ્ટ થતાં શૂન્ય શેષ રહે છે.) શૂન્ય (એટલે કાંઇજ નહી) એ જેનાથી સમજાય છે તેજ આત્મા છે. દ્રષ્ટા, દૃશ્ય અને દર્શન એ ત્રિપુટીથી સહજ ઉત્પન્ન થનાર અને વ્યવહાર કાલે ક્ષણોક્ષણ ભાસનાર ત્રિપુટિના પ્રવાહનો આદિ અંત તે આત્મા જાણે છે અને આત્મા એ ત્રિપુટીના અભાવ બરાબર જાણવામાં આવે છે. દ્રષ્ટા દૃશ્ય લય થતાં નિર્વિશેષ સ્થિતિ પ્રકટ કરનાર સ્વયંપ્રકાશ આત્મા પોતે છે અને ઉદય થતાં દ્રષ્ટા દૃશ્ય સહી સંપૂર્ણ વિશ્વ જીવની અંધકારમય દૃષ્ટિની અંદર ભાસે છે એટલે દ્રષ્ટા દૃશ્યનો વ્યવહાર ચાલુ છતાં તે વ્યવહાર જેના યોગે પ્રકાશીત થાય છે અને લય થતાં જેના યોગે તેના લયનું જ્ઞાન થાય છે તેજ આત્મા છે અથવા આપણ પોતે છઇએ.

**આત્મા સ્થિતિ.** પ્રત્યેક ક્રિયા [illegible] થઈ બીજા કર્મનો આરંભ થયાની અગાઉ જે [illegible] રિકામું સમસુમપણું જાણનાર ભાવ તે આત્માભાવ [illegible]. નિદ્રા અભ્યાસ થતા જાગૃતિ માત્ર પણ બરોબર પ્રાપ્ત [illegible] થી, એવી નિદ્રા જાગૃતની મધ્યમાં આપણી સ્થિતિ તેજ આત્મા સ્થિતિ [illegible]. દૃષ્ટિ એક ઠેકાણે સ્થિત થઈ ઉઠી જઈ બીજે ઠેકાણે [illegible] થવાની અગાઉના [illegible] દરમ્યાનમાં રિકામી દૃષ્ટિની સ્થિતિ તે આત્મા સ્થિતિ [illegible] અને રાત્રિનો અમલ પુરો નહી એ [illegible] સ્થિતિ જે દિવસ રાત્રને સ્પર્શ કરતી નથી તેવી આપણી પોતાની સ્થિતિ તે આત્મા સ્થિતિ [illegible] આપણે શ્વાસનો શ્વાસ નાકથી બાહેર કાહાડી પાછો [illegible] નો સ્પર્શ ન કરતાં જે આપણી સ્થિતિ [illegible] અનુભવનું દ્યોતક છે. સર્વ ઇન્દ્રિયો એકી વખતે પોતપોતાના વિષય ગ્રહણ કરતા છતાં પોત્તે વિષય ન ગ્રહણ કરતાં આપણો સ્વસ્થ રહેનાર ચિદાકાશ ભાવ તેજ આત્માભાવ છે. આત્મા પોતે જોનારરૂપ છે એ [illegible] ની વસ્તુ [illegible] તે જુદા નથી. દૃશ્ય જે ભાસમાન થાય [illegible] એટલે દ્રષ્ટા એ દૃશ્ય અને દૃશ્ય [illegible] દ્રષ્ટા દૃશ્ય ભાવ ફક્ત ખોટો ભાસમાન થાય છે [illegible] એમ ભાસમાન થવાથી ખરા આત્માને દ્રષ્ટા દૃશ્યપણું નથી તે તો સદોદિત [illegible] નો વધઘટના સબબે આત્મા વધઘટ થતો [illegible] આત્મા સ્વયંસિદ્ધ અને સત્ય છે. આત્મસત્તાથી સર્વ ભાસમાન [illegible] સર્વનો નિમિત્ત કારણ થઈ ભાસે છે અને જે દેખાય તેમાં [illegible] કારણ છે. એમ ઉભય પ્રકારે આત્મા છે અને તેમાં [illegible] કારણભાવ [illegible], દૃશ્ય એ દ્રષ્ટાથી જુદું નથી અને દ્રષ્ટાનો દૃશ્યરૂપી

ભાસનાર વ્યવહાર આત્મા નિમિત્ત છે. પોતાને ઠેકાણે આ વ્યવહાર સ્ફુરેલો હોવાથી પોતે દૃશ્ય થઈ દૃષ્ટાપણે આત્મા રેહેલો છે. સ્વયંપ્રકાશ આત્મામાં પોતાનું જોવાનું નિમિત્ત પોતે આત્મા છે. આત્મા સિવાય બીજો કોઈ નથી, જેથી દૃષ્ટા દૃશ્ય ભેદ તદન વ્યર્થ છે. એક સ્ફુરદ્રૂપ આત્મા માત્ર સર્વત્ર છે અને ત્યાં દૃષ્ટા દૃશ્યરૂપ સ્ફુરતિ સહિત આત્મા સ્ફુરતિરૂપે પ્રગટ થાય છે. સ્ફુરતિ એ આત્માથી ભિન્ન નથી, સ્ફુરદ્રૂપે રહેવાનો પોતાનો સ્વભાવ હોવાથી દૃશ્ય સ્ફુરતિરૂપે આત્માની સન્મુખ આવી ઉભો રેહે છે પણ તેથી નાના પ્રકારના દૃશ્યરૂપ સ્ફુરણનો દ્વૈત આત્માને ઉત્પન્ન થતો નથી, તેનો સર્વ વ્યવહાર પોતાના પરભાવ રહિત છે. આત્મા સંબંધી નિર્ણય કરનારનો આત્મા એ જ્ઞાન અવસ્થામાં સ્ફુરણનો ઉદય અસ્ત બરોબર સમજી સેહેજ સ્થિતિમાં હોય છે, તેની કીમત તેને માલમ પડતી નથી અને આવા પ્રકારે આત્મામાં દેખાતા વ્યવહારના યોગે તેને દ્વૈત ઉત્પન્ન થતું નથી.

જ્ઞાનાજ્ઞાનનો સંબંધ છોડતા અને અહંપણાનો સ્પર્શ ન થવા દેતા જે મૂળ સ્વરૂપ રહે છે તે જ આત્માભાવ છે અને એ સ્થિતિએ પોહોંચવું એ આપણું કર્તવ્ય છે. જ્ઞાનાજ્ઞાનરૂપી ભાવાભાવની નષ્ટતા કરી ચિદાકાશને ઠેકાણે ( ચિદ્ આદિત્ય ) ચિત્ત પ્રભા ઉદય પામેલી છે એમ સમજી જગદ્રૂપ પ્રકાશ સાથ એક પરમાત્મા રેહેલો છે અને તેનો સર્વ વ્યવહાર આત્મારૂપ છે. જે આત્મા તે હું પોતે છું એમ સમજી જ્ઞાતા પુરૂષે અક્રિય રેહેવું પોતાનો સર્વ વ્યવહાર પોતાની આત્મા પ્રભા છે એમ સમજી પોતાને બાહેર દૃષ્ટિ રાખવાનું કાંઈ પ્રયોજન નથી પણ આત્મા સુખ વાસ્તે વિધિ માર્ગ ન ધરતા સ્વચ્છંદપણે રેહેવું એ જ જ્ઞાન સમાધિ છે.



# યોગાનંદ સ્વાનુભૂતિ



## સ્વાનુભૂતિ.

આટલું જ્ઞાન પ્રાપ્ત થતાં કદાચ જ્ઞાતાને દેવ પુજન અર્ચન ભજન કરવા પ્રવૃત્તિ થાય તો સર્વ કોઈ એક દેવ છે. એમ સમજી નિર્ધારયુક્ત જપ ધ્યાન કરવાં કોઈ હરકત નથી કારણ સમજવાનું છે તે એ છે કે આત્માનો આ જગદ્રૂપ વિસ્તાર છે અને આત્મા આત્માની ભક્તિ કરે છે. જ્યાં આત્મા છે ત્યાં આત્મા સાથ અંગભૂત ભક્તિ અનાયાસે છે. બાકી તો ભક્તિ અભક્તિ ખરા ખોટા કર્મ એ એક પંક્તિના વાસણ સરખા છે. આત્મા મૌન હોવાથી એની નિંદા સ્તુતિ કરવી વ્યર્થ છે કારણ જ્યાં જોઈએ ત્યાં આત્મા વ્યાપ્ત છે અને દૃષ્ટિ પડતા આત્માદર્શન સેહેજાસેહેજ થાય છે. આત્મા સ્ફુરતિનો સર્વત્ર વ્યવહાર છે અને એ વ્યવહારમાં બીજા કર્મની જરૂર લાગતી નથી. એ સ્ફુરતિ અને જગદ્રૂપ પ્રકૃતિ એ બન્ને એકમેક સાથ સમરસ થઈ આ જગતમાં પ્રાણીમાત્રને દબાવી દીધા છે, સર્વ પ્રાણિમાત્રને વિશે એક ચૈતન્ય રહેલું છે અને એ ચૈતન્યમાં એક પ્રણવ સ્ફુર્ણ રેહેલું છે. એ સ્ફુરણ શ્વાસોશ્વાસની પવન કૃત્તિમાં પોતાનો આકાર ધારણ કરી શરીરની અંદર ષટ ચક્રોમાં ફરે છે અને શબ્દ દ્વારા ઉત્પન્ન થતો ધ્વનિ ઉત્પન્ન કરે છે. આ જગતમાં એક ચૈતન્ય ઇશ્વિર વ્યાપક થઈ સર્વ પ્રાણિમાં ચૈતન્યરૂપ વીર્ય રહેલ છે. ગર્ભવાસમાં દાખલ થયલું વીર્ય ચૈતન્ય થઈ અનેક ચેષ્ટા કરે છે અને વીર્યના સ્વભાવપર સર્વના દેહધર્મ એ કારણથી વરતી રેહેલા છે જેથી દેહધર્મ અને વીર્યનો સ્વભાવ એકજ છે. આત્માનું આ વીર્ય સ્વરૂપ અવિદ્યાએ ધારણ કીધું અને ઇશ્વિર પોતે ચૈતન્યરૂપ અનેક દેહ કૃત્તિમાં વ્યાપક રહી દેહોના પ્રમાણ પ્રમાણે સ્ફુર્તિ કૃત્તિથી એ ચૈતન્ય ફરવા લાગ્યું. આમ દેહ બંધારણના ફરક પડવાથી સ્ફુરણાએ ન્યારૂ ન્યારૂ જ્ઞાન દરેક પ્રાણિઓને બતાવ્યું અથવા એ દેહકૃતિના ફરકથી એક સ્ફુર્ણાનો દેખાવ દરેક દેહાદિક પ્રાણિઓને જુદો જુદો દેખાવવા લાગ્યો; જેથી દરેક પ્રાણિનું જ્ઞાન એક બીજાથી જુદું પડવા લાગ્યું. એવી રીતે દરેક પ્રાણિના વીર્યમાં સ્ફુરણ અંકુર રેહેલું છે; જેના સ્ફુરવાથી સર્વત્રમાં રેહેલો એક આત્મા અનેક આકારરૂપી દેહમાં રેહેલો જુદો દેખાય છે. શબ્દદ્વારા ધ્વનિ ઉત્પન્ન થતાં "અહં" એવો શબ્દ શરીર બાહેર આવતાં અહંકાર તત્વની ઉત્પત્તિ થાય છે અને એ તત્વની ઉત્પત્તિ સાથ માયાનું આવરણ આવતાં "તું" એવો શબ્દ ભેદક શબ્દ બાહેર આવે છે. આ સ્ફુરણના મૂળ તત્વ વિશે જ્ઞાન બતાવું એ આ જ્ઞાનયોગનો મુખ્ય

હેતુ છે, એટલે "હું" કહેતાં એક ચૈતન્યરૂપ સ્ફુરણ અને "તું" કહેતાં ઇન્દ્રિયો-એ બે એક જ આત્મારૂપે આ દેહમાં વિરાજમાન છે અને એવી સ્ફુરણ રહિત સ્થિતિની પ્રાપ્તિથી જ્ઞાન મેળવતાં મોક્ષ પદ પ્રાપ્ત થાય છે. સર્વત્ર વ્યાપેલા આત્માના અખંડ સ્વરૂપમાં દ્વૈતભાવ ન ઉત્પન્ન થતાં તેમાં અદ્વૈત જ્ઞાનની સ્થિરતા આવવી એ જ તે **સ્ફુરણરહિત સ્થિતિ** અથવા **અચિંત્ય-કૃત સ્થિતિ** છે. આત્માને જાણવા સારૂ શ્રવણ, મનન, નિદિધ્યાસન, સત્સંગ અને સત્શાસ્ત્રાધ્યયન અવશ્ય થવું જોઇએ; પછી આત્મા દર્શણમાં નિમગ્ન રહી સદા સમાધિનિષ્ટ એટલે સ્ફુરણ રહિત સ્થિતિપર પોતાની સર્વ મનોવૃત્તિ સ્થિત રાખવાનો અભ્યાસ સદા ચાલુ રાખવો જોઇએ. એવો અભ્યાસ કાંઈક કાળે પરિપક્વ થતાં આત્મા વિદ્યાની જ્ઞાન સ્થિરતા અથવા તુર્યાવસ્થા પ્રાપ્ત થાય છે.

જ્યારે ઇતર વર્ગના મનુષ્યો પોતાની મનોવૃત્તિથી ઉત્પન્ન થતાં કલ્પનાના પ્રવાહને પોતાની દેહકૃત બુદ્ધિ ઉપર લઈ જાય છે ત્યારે જ્ઞાનીઓ તે પ્રવાહને પોતાના આત્મા તરફ લઈ જાય છે એટલે તેઓની વિદ્યાનો તમામ આધાર આત્મા જ્યોતિ સાથ હોવાથી સર્વ કલ્પનાથી પોતાની વાતચિત કરવાનું વલણ દેહપરત્વે ન કરતાં પોતાના આત્મા જ્યોતિપરત્વે કરે છે. એનું કારણ એ કે જ્યારે શબ્દનો દેહ પરત્વે અર્થ કરવામાં આવે છે, ત્યારે આપણી પોતાની ચિત્તવૃત્તિમાં દેહાભિમાનની વૃદ્ધિગત થઈ સર્વ કામાદિક ભાવો સામા આવી ઉભા રહે છે; પણ જો આત્મા પરત્વે અર્થ કરવામાં આવે છે તો આપણા પોતાના સર્વ ભાવો એક સરખા ઇશ્વરી આકૃતિમાં ઉભા રહી છેવટે સર્વજ્ઞપણું પ્રાપ્ત કરાવે છે અર્થાત્ પોતાના સત્યજ્ઞાનથી પોતાના મનને અટકાવે છે અને હૃદયસ્થાન વિશે જેવી કલ્પના ઉત્પન્ન થાય કે તરત તે થનારી કલ્પનાને પોતાના આત્મા સ્વરૂપની લહેરી છે એમ સમજી પોતાની આત્મા સ્વરૂપ જ્યોતિમાં તેને મેળવી દે છે અને પછી પોતપોતાના કર્તવ્ય ધ્યાનમાં એટલે આત્મા સ્થિત સ્થિતિમાં સ્થિર થાય છે. આત્મજ્યોતિ એ નિરંજન નિરાકાર છે પણ સૂક્ષ્મ કે શૂન્યાકાર નથી; પણ એનો આકાર શૂન્યાકૃતિમાં રહેલો હોવાથી અથવા પોતે શૂન્યાકાર દેખાવવાથી આત્માનો આકાર ચિહ્ન માત્ર દેખાય છે આત્મા સર્વત્ર છે; અને સર્વમાં આપણો આત્મા છે એવાં આત્માના મહત્પણાના ઐક્યરૂપ ભાવમાં આપણી સર્વ વૃત્તિઓ સદા સ્થિર રાખવામાં આવે તો જ્ઞાન સિદ્ધતા પ્રાપ્ત થાય છે. સારાંશ એ કે દેહ ધર્મ અને આત્મા ભાવ એ બેનો તફાવત સમજી ભાવ પ્રગટ કરનાર જ્ઞાની પુરૂષે સદંતર અદ્વૈતરૂપ આત્માના સ્વભાવના ભાવમાં લીન થવું એ જ એનું મુખ્ય કર્તવ્ય અને એ જ આ વિદ્યાનો મુખ્ય હેતુ છે. આવી રીતે મનમાં સ્થાપિત કરેલા દૃઢ જ્ઞાનને જ જ્ઞાનશુદ્ધિ કહે છે.

જ્ઞાનદૃષ્ટિથી આમ સર્વ કલ્પનાના શબ્દોને આત્માભાવમાં અર્પણ કરવામાં આવતા કાલાંતરે સાધક જ્ઞાનીને એના અભ્યાસથી ઐશ્વર્યપણું પ્રાપ્ત થાય છે અને પછી તેવી સ્થિતિમાં જેવી જેવી ઇચ્છા કરે કે તે પ્રાપ્ત થાય છે, અર્થાત્ આત્મા જ્યોતિમાં નિમગ્ન થઈ જે જે ઇચ્છા કરવામાં આવે છે તે સર્વ ફલીભુત થાય છે. કારણ આત્મા જ્યોતિના કિરણો સર્વમાં વ્યાપ્ત છે અને આપણો પોતાનો ભાવ સર્વમાં રમણ કરતો હોવાથી આપણી હૃદયગત સ્ફુરણા સર્વમાં પોતાની ભાષારૂપે વ્યાપ્ત હોય છે, અને તેથી આપણા ભાવને સર્વ સમજી શકે છે, સારાંશ કે આપણી ફક્ત પોતાની એક જ આત્મજ્યોતિને મનોમન જ્ઞાનમાં સમજાવવાથી તાબડતોબ સર્વ બ્રહ્માંડના અન્ય જીવોમાં તે કૃત્ય કરવાની સ્ફુરણા આપોઆપ ઉદ્દ્ભવ પામે છે અને તે જીવો કૃત્ય કરતાં થઈ જાય છે. આવા ગુપ્ત વિશેષણ પ્રાપ્ત કરેલા પુરૂષ અસંખ્ય જાતના ચમત્કાર કરે છે.

આત્માજ્યોતિને મનોમન જ્ઞાનમાં સમજાવવું. એનો અર્થ એ કે જે જે ભાવાભાવ અંતરમાં વિષયોને વિશે પ્રગટ થાય કે તેઓને ઇન્દ્રિયોના ધર્મના લક્ષણપર ન જવા દેતાં અન્તર્ગત આત્માને વિશે એ સર્વ ભાવાભાવ મેલવી દેવા અને પછી અંતર આત્માને કેહેવું કે આ ભાવાભાવ તારાથી ઉત્પન્ન "થાય છે અને અજ્ઞાનમય અવિચારમય ઇન્દ્રિયો છે તેના લક્ષણ ઉપરથી "મારા હૃદય સ્થાનમાં ઉત્પન્ન થઈ તેઓ વિકારરૂપી દ્વંદ્વ ઉત્પન્ન કરે છે, "બાકી વસ્તુતાએ તો તું આત્માની પ્રભા શિવાય બીજું કાંઈ નથી." આવી જ્ઞાનમય આત્મા જ્યોતિની પ્રાપ્તિ દરમીઆન જે જે કાર્યની વિચારણા સ્ફુરે છે તેની તમામ જોઇતી સામગ્રી આપોઆપ તૈયાર થઈ વગર મેહેનતે સર્વ કૃતિ ઇચ્છાપૂર્વક થાય છે. કારણ નિરાકાર પરમાત્મા પોતાની એક અખંડ ચૈતન્યથી સર્વત્ર વ્યાપી રહ્યા છે અને તે વ્યાપકરૂપ ચૈતન્યની કૃતિ તદન અચિંત્ય છે. જેથી એ અચિંત્ય કૃતિરૂપ ચૈતન્ય નિમિષ માત્રમાં એવા અસંખ્ય કર્મો કરવા શક્તિમાન થાય છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવા સાધકને ઉપાસનાની પ્રથમ આવશ્યકતા છે, કારણ ઉપાસના વગર મનોવિકાર શાંત થઈ સમદૃષ્ટિભાવ આવતો નથી અને તેથી અજ્ઞાનકૃત નષ્ટતા નથી. નષ્ટતા ન આવતાં વિકારો જેવા કે આશા, તૃષ્ણા, લોભ, આદિ નાશ પામતા નથી અને નાશ ન પામતાં ચિત્તવૃત્તિ શાંતતા પામતી નથી. ઉપાસનાથી ચિત્તવૃત્તિ શાંતિ પામતાં જે ગુપ્ત અનુભવ આવે છે તે એ કે આત્મા સ્વરૂપના અખંડ જ્યોતિના પ્રભાવથી સૃષ્ટિની સર્વ આકૃતિઓ ચાલે છે. જેથી એક ઇશ્વિરની સ્તુતિ કરી બ્રહ્મત્વ સંપાદન કરી ઇન્દ્રિયજન્ય અજ્ઞાનતા નષ્ટ કરી, મનોવિકારના ધર્મથી દૂર રહી, આ આત્મસ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ. આ સ્થિતિ પ્રાપ્ત થાય છે ત્યારે પોતાને ત્રિકાળ

જ્ઞાન આવે છે. એવા ત્રિકાળજ્ઞ જ્ઞાની પુરૂષ ગરીબ મનુષ્યની માફક શાંતિમાં રેહે છે અને નિમગ્ન થઈ જગતમાં વિચર્યા કરે છે. એનું જ્ઞાન પવિત્ર નિર્વિકાર અને વિશુદ્ધ હોય છે અને પોતાના આત્મા જ્યોતિના જ્ઞાનમાં નિમગ્ન રહી જીવન્મુક્તપણું ભોગવે છે. જીવણમુક્તપણાના જ્ઞાનની સમજથી જેમ જેમ આત્મા જ્યોતિને જોતા રેહે છે તેમ તેમ પોતાના અંતરમાં વિશેષ ઇશ્વિરપણાની પ્રગટી થાય છે. આવા જ્ઞાની લોક કોઇની પણ પરવા ન કરતાં જનસંગપરિત્યાગની ઇચ્છાથી એકાંતમાં વિચરે છે.

એક ઇશ્વિરની સ્તુતિ કરી બ્રહ્મત્વ સંપાદન કરી ઇન્દ્રિયજન્ય અજ્ઞાન નષ્ટ કરી મનોવિકાર ધર્મથી દૂર રહ્યા વગર આત્મા સ્થિતિ પ્રાપ્ત થતી નથી અને આત્માની આકૃતિનું જ્ઞાન (સર્વત્ર એક પરમેશ્વર છે તે એક આત્મા સર્વવ્યાપક છે એવું ચિત્ત વૃત્તિને સમજ આપવાનું જ્ઞાન) વગર મુક્ત દશા પ્રાપ્ત થતી નથી. આમ આત્માની આકૃતિનું જ્ઞાન આપી ચિત્તવૃત્તિને દૃઢ કરી કલ્પના વિરક્ત શાંતિમાં રેહેવાથી આત્મા જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્ઞાનીઓનું ગુપ્ત જ્ઞાન એ છે કે સર્વમાં એક જ આત્મા વિશ્વાકૃતિઓને પ્રગટ કરી ઐક્યરૂપે સ્થિર રેહેલો છે; પોતાના સ્વરૂપમાં અચિંત્યભાવે ઐક્યાકારમાં રેહેવાથી આત્મા જ શેષ રેહે છે એટલે નિરાકારપણાને પામેલો તેનું શેષરૂપ તત્વ અદર્શપણામાં રેહે છે જેથી એને જોનાર પણ એના એકાકારમાં મળી જાય છે. એનું વિવેચન શબ્દોથી થઈ શકતું નથી વાસ્તે જ્યાં કંઈ દેખાતું નથી અને કાંઈ છે નહી એવું જ્ઞાન એ જ આત્મા જ્ઞાન છે. આત્માનું અદ્વૈતરૂપ તે જ જગતનું દ્વૈતરૂપ એટલે જે કાંઈ નથી તે કાંઈ છે અને જે કાંઈ છે એનું નામ જગત. અદ્વૈતરૂપ જગત નથી વાસ્તે અદ્વૈતરૂપ આત્મા છે. આત્મા સર્વ વસ્તુમાં વ્યાપક હોવાથી સર્વ આકાર ધારણ કરી જગતરૂપે ભાસે છે તેથી જગત્ એજ આત્મા અને આત્મા એજ જગત્, અને આત્માની સત્યાકૃતિ તે જગતની અનંત કૃતિ છે જે આત્માથી ભિન્નરૂપ નથી પણ અનન્ય ભાવે સ્થિર છે. આવા સ્થિરતાવાળા જ્ઞાનને જ્ઞાનીઓ ગુપ્ત જ્ઞાન કહે છે.

આત્મા જ્યોતિના અનંત કિરણો (ચિત્ પ્રભા) ચૈતન્યતાની આકૃતિમાં જ્યારે અરસપરસ મળે છે ત્યારે તેને વિશે આત્માના સંવેદનાથી દેહરૂપી મિથ્યા જગત્ આકૃતિઓ ભિન્ન ભિન્ન દેખાય છે એટલે અદ્વૈતરૂપ સત્યાકૃતિ (આત્મા) અને અનંતરૂપ દ્વૈતકૃતિ (જગત્) એ બન્ને ન્યારા ન્યારા દેખાય છે. આ સંવેદનથી દર્શાયલા દેહરૂપ જગત્ આકૃતિમાં પાણીના તરંગની માફક અનંત કલ્પનાની આકૃતિઓ ભાસ્યા કરે છે. સત્ય જોતાં આ સંવેદન પોતાની જગાથી જરા પણ હાલતું નથી પરંતુ આપણું જ્ઞાન આપણુ પોતા વિશે અનેક શબ્દો ઉત્પન્ન કરી આપણુ વિશે ઉલટરૂપી (વિપર્યય) જ્ઞાન આપણને

આપે છે. એના ઉપર ધ્યાન ન આપવામાં આવે અને સંવેદનના પ્રવાહને આપણા અંતરમાં બંધ કરવામાં આવે તો એ જ્ઞાન આત્મામાં સ્થિત રહી સર્વત્ર એકાકાર વૃત્તિ આપણામાં કાયમ થઈ રહે છે. એવા વિપર્યય જ્ઞાનથી આપણી કાયામાં મન બુદ્ધિ ચિત્ વિચાર તર્ક અહંકાર એ સર્વોએ અંતઃ- કરણમાં જ્ઞાન વિગેરે તત્વની આકૃતિ ધારણ કીધી અને તેથી શબ્દોના ચિત્ર વિચિત્ર જાતના અંતઃકરણને વિશે અનેક ભાવો કલ્પાઈ તે ભાવના નિશ્ચયાર્થપૂર્વક અસંખ્ય જાતના અર્થો દઢ થયા જે કારણથી અનંત કૃત જગતરૂપ એ સત્ય દેખાયો. એવા દઢ થયેલા અર્થમાં ભ્રમણ કરનાર આપણ પોતાનું વિપર્યય જ્ઞાન છે. એ વિપર્યય જ્ઞાન તે અજ્ઞાન અને એ અજ્ઞાનથી દ્વંદ્વ પ્રકારના સંકલ્પમાં સર્વ જીવો રમણ કરી રહ્યા છે. જ્યાં આવા પ્રકારની ભ્રાંતિની ચમત્કૃતિમાં આપણું વિપર્યય જ્ઞાન કાયમ રહે છે ત્યાંસુધી એ ભ્રાંતિના સંકલ્પ પ્રવાહના વિચારનું આવાગમન કલ્પનાને વિશે સદા થયા કરે છે અને ભ્રાંતિરૂપ અસંખ્ય શબ્દો પ્રત્યેક સંકલ્પમાં જોવામાં આવે છે, જેના યોગથી દેહાભિમાનવાળું જગત્ સત્યરૂપ દેખાય છે. એ ભ્રાંતિરૂપ પ્રવાહ સત્વ, રજ અને તમ ગુણોની આકૃતિમાં કાયમ રહે- વાથી જીવોને અનેક યોનિઓ જન્મ જન્માંતર પ્રાપ્ત કરાવે છે. આ સંકલ્પ પ્રવાહ જાગૃત સ્વપ્ન અને સુષુપ્ત અવસ્થામાં અખંડ કાયમ રહે છે પણ તુર્યા- વસ્થામાં એની ગતિ ન થવાથી એટલે એ પ્રવાહનું સંવેદન ન થતું હોવાથી પૂર્ણ જ્ઞાનીઓ એ પ્રવાહથી દૂર રહેવા સદા સમાધિનિષ્ઠ સ્થિતિમાં રહે છે. એજ તે તેઓની મુક્ત અવસ્થા છે. પણ જો આપણું વિપર્યય જ્ઞાન જાગૃત સ્વપ્ન અવસ્થા આદિમાં ન જોવામાં આવે તો અખંડ શુદ્ધ નિર્વિકાર મુક્ત અવસ્થા પ્રાપ્ત થાય છે. આવી સ્થિતિવાળા જ્ઞાનને પામવા સારૂ એ ત્રણ અવસ્થાના ધર્મનો ત્યાગ કરીએ તો મુક્ત અવસ્થાનો પૂર્ણ લાભ મળે છે એટલે વિદેહમુક્ત અવસ્થા પ્રાપ્ત થાય છે. અર્થાત્ મુક્તપણાની સ્થિતિમાં કાયમ રહેવા સારૂ કોઈ પણ અવસ્થામાં આપણા વિશેની સંવેદની પ્રવાહવાળી કલ્પના આપણી સન્મુખ આવતી અટકાવવાથી દેહાભિમાન વિગેરે ત્રણ અવસ્થાઓની ખટપટ નષ્ટ થાય છે, આપણાં જ અંતરમાં પૂર્ણ શાંતિ આવે છે, શાંતિ આવવાથી કલ્પના વિરક્તપણામાં કાયમ થવાય છે અને પછી મુક્ત અવસ્થારૂપ નિદ્રાનો ભાસ પડે છે. પણ એ ભાસમાં નિદ્રા નથી પણ નિદ્રા સરખી જ્ઞાન માત્ર સ્થિતિ છે. જ્યારે આ સ્થિતિમાં કિંચિત્ માત્ર કોઈ પણ જાતના સંવેદનની સ્મૃતિ જ્ઞાનીના જ્ઞાનને કોઇ પણ કાળે આવતી નથી ત્યારે મુક્ત થવાય છે. જગત્ અનેક આકૃતિમય છે અને અનેક આકૃતિઓ તે એક આકૃતિમય આત્માની છે, જેથી અનેક એવા શબ્દોનો અર્થ જગત્ અને એક શબ્દનો અર્થ આત્મા એટલે એક આત્માથી અનેક આકૃતિઓ

અને દઢ મન એવા ધોરણપર વ્યવહારમાં રહેવાથી આત્મવિદ્યાની ખુબી વધારે સમજાય છે.

નિરાકાર પરમાત્મા સર્વત્રમાં પોતપોતાના આત્મરૂપે અવિચળપણામાં સ્થિર છે અને અંતર્યામી આત્માના કલ્પિત સ્ફુરણાવાળા સંકલ્પે કરી સર્વ સૃષ્ટિ તેને ધારણ કરેલી છે જેથી અલ્પવિરાટ્ અને મહાવિરાટ્ એ દ્વંદ્વ જગત્ સ્ફુરણના ચમત્કારારૂપી ભાવાભાવોએ કરી દેખાયું છે, જેથી જો એવી ચિત્તવૃત્તિનું ધ્યાન યથાર્થ સત્ય નિયમ પ્રમાણે કરવામાં આવે તો આત્માના અવિચળ પદમાં સ્થિર થયા વગર કોઈ પણ રહેશે નહિ. વાસ્તે આપણી પોતાની ભાવનાને કલ્પનાના વ્યવહારપર દઢ ન કરતાં પોતે શાંત થઈ બેસી રહેવું અને સર્વ ગડબડ છોડી દઈ શાંતિમાં પોતાએ સંતોષ માનવો એ જ આપણું સુખદાયી કૃત્ય છે. કદાચ સંતોષ ન પકડતાં ગડબડ કરવામાં આવશે તો આપણી હૃદયગત ભાવના પોતાની કલ્પના અનુસાર સુખ દુઃખ આપ્યા વગર રહેશે નહિ અને મિથ્યા જગત્ વ્યવહારમાં દુઃખી થવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવશે. વાસ્તે જ્ઞાનમાં દઢ રહી એ મિથ્યા જગત્વ્યવહાર ઉપાધિમાં ન પડતાં સ્થિરતાથી ટગર ટગર આપણી કૃતિને જોયા કરશું તો તેમાં જ લાભ છે.

આ સૃષ્ટિમાં જુદા જુદા જીવાત્માઓ જુદી જુદી ભાવનાથી પ્રત્યેક પ્રાણિઓ તરફ વર્તે છે અને તે ભાવનાના દેખાવ મુજબ સર્વત્ર આપણ આપણનો વ્યવહાર કરીએ છીએ. એવો વ્યવહાર ઘરમાં કુટુંબના વડીલથી તે નાના બાળક પર્યંત અને રાજ્યમાં રાજાથી તે પ્રજા પર્યંત, એવા હૃદય દઢિત ભાવનાથી ચાલતો જોવામાં આવે છે અને તેજ પ્રમાણે વ્યવહાર ક્રમ સદા ચાલુ રહેલું હોય છે. એ નિયમના આધારે આપણી પોતાની ભાવના સૃષ્ટિના જુદા જુદા પ્રાણીઓની વર્તણુક વિશે ભિન્ન ભિન્ન સંકલ્પમાં દઢ થાય છે અને તેવો દઢિત સંકલ્પ જેવો નિશ્ચયવાળો હોય તેવા આકારમાં તેઓ દેખાય છે અર્થાત્ જેવો સંકલ્પ તેવી ભાવના અને જેવી ભાવના તેવું પરિણામ હોય છે. આ ભાવના હૃદયમાં ઉઠતી કલ્પનાના તરંગો સાથ એક સરખો સંબંધ રાખે છે જેથી મનુષ્ય બીજાના જ્ઞાનનો આધાર ન લેતાં પોતાની દઢિત ભાવનાના વળણ પ્રમાણે દશ્ય અદશ્ય વ્યવહાર કરે છે અને પ્રત્યેક પોતાના જુદા જુદા જ્ઞાનપર ચાલે છે. આ દઢિત ભાવના તેથી અનેક જન્મજન્માંતરને પમાડે છે. સારાંશ એ કે ભાવના થકી ન બનવાના બનાવો બને છે જેથી જેવી ભાવના અને વાસના હોય તે પ્રમાણે જન્મ પ્રાપ્ત થાય છે. ધર્મ બંધારણમાં ભાવના નષ્ટ કરવા વાસ્તે અનેક ક્રિયા કર્મ અને જ્ઞાનના નિયમો બાંધવામાં આવે છે. ભાવના જગતનું મૂળ છે અને સર્વ કૃતિ તે પોતે પ્રગટ કરી શકે છે. યોગીઓ પોતાની ભાવના શુદ્ધ સદા આત્મા જેવી પ્રકાશમાન રાખે છે અને ભાવના અને વૃત્તિ ધર્મ ઉપર પોતાનું

મુખ્ય ધ્યાન આપે છે. એ ઉપરથી અવિદ્યાકૃત અજ્ઞાન નષ્ટ કરવા સારૂ વૃત્તિ ધર્મ અથવા કલ્પના કૃતિના નિયમપર મોક્ષ જ્ઞાનાર્થે ધ્યાન આપવું જોઇએ. આપણી સ્ફુરણાની દૃઢ વૃત્તિવાળી કલ્પનાની અવિદ્યારૂપ શાખા મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણ અને જ્ઞાન એ મૂળ તત્ત્વોના સ્વરૂપમાં રહેલી છે. એ જ પ્રમાણે સર્વ પ્રાણીમાત્રની અનેક કાયામાં એ જ રીતે એક સરખા પ્રમાણમાં એ જ તત્ત્વો રહેલાં છે. એ તત્ત્વો આપણી દૃઢ વૃત્તિ અનુસાર જગતનો ચાલતો વ્યવહાર સમજાવે છે તેથી આપણી કાયામાં એ તત્ત્વો જેટલી ખુબી બતાવે છે તેટલી ખુબીના પ્રમાણમાં બીજાની કાયામાં એ તત્ત્વો વર્તતા જણાય છે. સારાંશ એ કે બીજાની કાયાના તત્ત્વો વર્તતા ન હોય તોપણ આપણી દૃઢ વૃત્તિથી તે વર્તે છે એમ આપણને દેખાય છે. ફરક એટલો કે કોઇનું ધ્યાન મન તત્ત્વપર, કોઇનો સ્વભાવ બુદ્ધિ તત્ત્વના ભાગમાં, કોઈ ચિત્તના તત્ત્વોની તપાસમાં, કોઈ તર્કમાં, કોઈ વિચારમાં, કોઈ અહંકાર તત્ત્વની લેહેજતમાં અને કોઈ અંતઃકરણની લીલા જોવામાં ગુંથાયલા હોય છે અને કોઈ તો જ્ઞાનમાં મશગુલ હોય છે. આવા કર્તવ્ય કર્મ ઉપરથી પ્રત્યેક મનુષ્યના સ્વભાવના ગુણકર્મમાં ફેર પડી રહે છે તેથી કરીને પ્રત્યેકનું બુદ્ધિજ્ઞાન ભિન્ન ભિન્ન સમજના વળણવાળા થઈ રહ્યું હોય છે. એ વળણ ઉપરથી ભિન્ન ભિન્ન ભાવનાના નિશ્ચયો દૃઢ થવાને લીધે લક્ષ ચોર્યાસી યોનિમાં ગમન કરવું પડે છે. આવા પ્રકારના ભિન્ન ભિન્ન પૃથક્ કારણને લીધે પ્રત્યેકની બુદ્ધિ, તર્ક, વિચાર, અંતઃકરણ અને જ્ઞાન જુદા હોય છે જો કે એ સર્વનું મૂળ સ્ફુરણાનો મધ્ય ભાગ છે. જેથી જ એમ કહેવામાં આવે છે કે ભાવના અને વૃત્તિધર્મપર જ્ઞાતાઓ પોતાનું મુખ્ય ધ્યાન આપે છે અને એ કારણથી તેઓની ભાવના શુદ્ધ અને આત્મા જ્યોતિ પરપ્રકાશમાન હોય છે.

વાસ્તે ઇંદ્રિયોને કબજે રાખી અંતઃકરણમાં સ્ફુરણાના પ્રવાહને ધ્યાનપર લાવી, તેમાં મન, બુદ્ધિ, તર્ક વિગેરે તત્ત્વોમાં કેવા પ્રકારની કલ્પના હાજર થાય છે તેને શાંતિથી ધ્યાનમાં રાખી તે કલ્પનાને આત્મજ્યોતિ અને શ્વાસને અર્પણ કરતાં રહેવું, પછી જે જે વિચારો જે જે તત્ત્વોમાથી આવે તેને હૃદયમાં સમજી લેવું જોઇએ. એ જ નિવૃત્તિ ધ્યાન છે અને જેમાં જ્ઞાનીઓ પોતાનો મુખ્ય વખત ગુજારે છે. જ્યારે આવી એકાગ્રહ વૃત્તિના ધારામાં સ્થિર થઈ તમામ વૃત્તિઓને આત્માભાવે સર્વત્ર વ્યાપેલી જુએ છે ત્યારે તે પ્રસંગે જગતના તમામ ફેરફાર સ્વાભાવિક રીતે જ્ઞાતાના ધ્યાનમાં આવે છે. આ એકાગ્રહવૃત્તિ સ્થિર રાખવાનું કારણ એ કે જેવા વિચાર, જેવી રહેણી, જેવી દૃઢતા અને જેવો નિશ્ચયાર્થ તેવાં ફળ પ્રત્યેકનું અંતઃકરણ વૃત્તિદ્વારા આપે છે એવો શુભ જ્ઞાનિઓનો સિદ્ધાંત છે. જેથી એકસરખી કલ્પનાની એકસરખી નીતિ જોડાઈ જવાના કર્મથી પુણ્યની વૃદ્ધિ થાય છે પણ એના

જગતરૂપે થઇ છે. આત્મા અખંડ મુક્ત સ્વરૂપ નિદ્રા સરખી જ્ઞાન માત્ર સ્થિતિ છે, એમ જે એને ઓળખે છે તે જ જ્ઞાની છે. બાકી તો એવી સ્થિતિ પ્રાપ્ત કરવા બહુ જ મુશ્કેલી પડે છે, કારણ એની નિદ્રાની જ્ઞાનરૂપમુક્ત સ્થિતિ નિસ્વાદ અને કંટાળારૂપ છે અને એને પ્રાપ્ત કરવા ઘણો જ પ્રયાસ અને દુઃખ સહન કરવું પડે છે. એની પ્રાપ્તિ મેળવવા મનને અંતરમાં સ્થિત રાખવું જરૂરનું છે પણ તે નિસ્વાદ હોવાથી અંતરમાં સ્થિત રહેવા મનને પસંદ પડતું નથી, કારણ અનેક વૃત્તિ તરંગમાં રમવા તથા આ બાહેર સૃષ્ટિ વિષયવાસના તુષ્ટ કરવા મન હરહંમેશ બાહેર સ્થિત રેહેવા રાજી રહે છે. જગતના તમામ પ્રાણિઓ પોતાના અંતર્યામી સંવેદનના ગુપ્ત પ્રવાહમાં નિયમિત રીતે વ્યવહાર કરતાં છતાં ખરા સત્ય આત્મજ્ઞાન તરફ વળતા નથી; પણ તેઓ દેહધારીના કર્તવ્ય ક્રમના પ્રમાણના બુદ્ધિના યોગે [illegible] । અને ભાવના જે દેવતા વિશે તેઓની ચિત્તવૃત્તિમાં હે [illegible] તેઓ ભક્તિ કરે છે પણ તે દેવ વિશે દ્રઢિત અં [illegible] ર્યામી આત્મા છે એની તેઓને સમજ [illegible] સંકલ્પ ભાવો એક સર્વ આત્માના છે એમ જાણી આ [illegible] ભાવનાઓ પોતાની અંતરમાં મેળવી દઇ પોતે શાક [illegible]

આત્મા સંવેદનનો પ્રવાહ અંતઃકરણમાં અસંખ્ય [illegible] તે સંકલ્પો જેવા પ્રકારના ભાવથી [illegible] નું ચિંતવન કરે છે. [illegible] અંતરમાં વ્યાપેલો સંવેદનનો પ્રવાહ ચલિત થાય છે અને [illegible] રમન ઇન્દ્રિયોને આ જગત [illegible] છે તેથી એ સંવેદનના પ્રવાહનું નામ ચિંતામણિ કહેવાય છે, એ પ્રવાહમાં જેવા પ્રકારની કલ્પના કરવામાં આવે તેવા પ્રકારની રચના દેખવામાં આવે છે તેથી એ આત્મારૂપી પ્રવાહને ઇશ્વર રૂપે કલ્પવૃક્ષ કહે છે. એ પ્રવાહના સંકલ્પના યોગે સૃષ્ટિની ચમત્કૃતિ રચનાઓ પ્રગટ થતી જોવામાં આવે છે ત્યારે એને સર્વ શક્તિમાન કહે છે.

પણ આત્મા સ્થિતિ પ્રાપ્ત કરવા [illegible] અજ્ઞાનરૂપ ભાવ નષ્ટ કરી મહા વાક્યજ્ઞાનનો પોતાને અનુભવ થવો [illegible] જીવ, ઇશ્વર અને જગત એ ત્રણેનું એકત્રપણું અનુભવથી [illegible] આત્માનો પ્રતિબિંબ પડે છે ત્યારે તે પ્રતિ [illegible] અજ્ઞાનમાં અનેક ભાવોને કલ્પના કરવા [illegible] ભિન્ન આત્માને પોતે જીવ માને છે. આ જીવ [illegible] વથી આ જગતમાં અવિદ્યા અનંત વૃત્તિના સ્વરૂપમાં રહે [illegible] બાહેરનો દેખાવ શબ્દાકારમાં લાવે છે. અવિદ્યા અને [illegible]રૂપ આચ્છાદન થવાથી જીવના દ્વૈતરૂપ ભાવના સંવેદનથી મન, બુદ્ધિ, વિગેરે તત્વોમાં જુદા જુદા

વિચારો દઢ થાય છે અને તેઓ શબ્દાકારે સ્ફુરવા માંડે છે. આ સ્ફુરતારૂપ ભાવાનુસાર ઇન્દ્રિયો પોતાની બાહેરના અનંતકારી આકારથી સ્થૂળ દેહ પર્યંતના વિષયોને જુવે છે અને તેથી અંતઃકરણમાં વ્યાપેલી દઢિન વૃત્તિઓ આ દશ્યરૂપ જગતમાં સારૂં નઠારૂં, પુણ્ય પાપ આદિ રૂપે દેખાય છે જે કારણથી આ વૃત્તિના દઢ સ્ફુરણ થકી આ જગતમાં દ્વંદ્વ પ્રકારની કૃતિમાં ભાસમાન થતી દેખાય છે. "સર્વત્ર આત્મા એક છે આ કલ્પનારૂપી માયા હું જ પ્રગટ કરૂં છું" છતાં "હું પોતે તો શુદ્ધ આત્માનું પ્રતિબિંબ છું, મારાથી આત્મા ભિન્ન નથી' એવું જીવને જ્ઞાન થાય છે ત્યારે અજ્ઞાનતા નષ્ટ થઈ અને અદ્વૈતરૂપ પૂર્ણ આત્માના ભૌધિક' ભાવમાં લીન રહી જીવ પોતાના જીવ ભાવમાંથી મુક્ત થઈ શિવભાવને પામે છે. આપણો આત્મા સર્વત્ર એક છે; તેના શુદ્ધ સ્વરૂપી જ્યોતિ[illegible] કોઈ ભાગમાં અવિદ્યા (અજ્ઞાન) પ્રગટી રહી છે જેથી [illegible] જગતમાં દ્વંદ્વપણું દેખાય છે. આ અવિદ્યારૂપી કલ્પિત [illegible]માંથી જ્યાં [illegible] કલ્પના નિકળે છે ત્યારે તેમાં સુખની આશા ન [illegible] જીવને દુઃખ પ્રાપ્ત કરાવે છે. એ જીવરૂપ આત્મા [illegible] પોતે [illegible] આત્મારૂપ રેહે છે. પણ અવિદ્યાએ કરી કલ્પિત [illegible] જીવની ભાવનાને રેહેવા મન થતું નથી અને સુખની [illegible] ફરી કાળચક્રની વમળમાં ધસડાયા કરે છે. પૂર્ણ [illegible] આત્મા જ્યોતિ[illegible] તન્મય સ્વરૂપમાં પોતાની કલ્પનાને ઐક્ય-[illegible] મનોમન [illegible] પ્રવાહે કરી પોતે જગત્ ચક્રનો [illegible] કરે છે. એ જ્ઞાન તેઓની પોતાની સમજના અનુભવપર આધાર રાખી રહેલું હોય છે. એ સ્થિતિમાં અનુભવ જેને જેવો થયો હોય છે તે જ જાણે છે પણ તેઓથી બીજાને કહી શકાય એમ હોતું નથી.

જગતના તમામ વ્યવહાર પક્ષ નિયમ થકી જ ઉત્પન્ન થયલા હોય છે તેમાં સારા નઠારા પાપ પુણ્ય વિગેરેના નિયમમાં સૃષ્ટિ ઉત્પત્તિ સમયથી સ્વાભાવિક પ્રગટ થઈ આવેલા હોય છે; જેના અન્વયે કરી દેહધર્મ જુદો, કલ્પનાધર્મ જુદો અને ચૈતન્ય[illegible] જુદો, એવા ત્રણ ધર્મના નિયમો સર્વત્રએ વ્યાપક થઈ રહેલા [illegible] ત્યારે એ પ્રથમો ધર્મ એવો શ્રુતિકારોએ [illegible] એ પ્રથમ, મન શુદ્ધિ એ બીજો અને [illegible] ધર્મના નિયમ પ્રમાણે વર્તનારને દેહાભિમાન-[illegible] ભાવના આ નિયમપર ચાલતાં છેવટે શુદ્ધ [illegible] જીવ કર્મફળનો ભોક્તા તે અભોક્તા બને [illegible] કલ્પની સાથ સંબંધ રાખતી હોવાથી જ્યાં સુધી કલ્પન સાથ જીવ વ્યવહાર [illegible] છે ત્યાં સુધી તે સંસારબંધનમાં પડે છે; વાસ્તે કલ્પનારહિત સ્થિતિમાં રહેવું એ જ મુક્તાવસ્થા છે. સ્થિર ચિત્ત, શાંત વૃત્તિ

અને દૃઢ મન એવા ધોરણપર વ્યવહારમાં રહેવાથી આત્મવિદ્યાની ખુબી વધારે સમજાય છે.

નિરાકાર પરમાત્મા સર્વત્રમાં પોતપોતાના આત્મરૂપે અવિચળપણામાં સ્થિર છે અને અંતર્યામી આત્માના કલ્પિત સ્ફુરણાવાળા સંકલ્પે કરી સર્વ સૃષ્ટિ તેને ધારણ કરેલી છે જેથી અલ્પવિરાટ્ અને મહાવિરાટ્ એ દ્વંદ્વ જગત્ સ્ફુરણના ચમત્કારારૂપી ભાવાભાવોએ કરી દેખાડ્યું છે, જેથી જો એવી ચિત્તવૃત્તિનું ધ્યાન યથાર્થ સત્ય નિયમ પ્રમાણે કરવામાં આવે તો આત્માના અવિચળ પદમાં સ્થિર થયા વગર કોઈ પણ રહેશે નહિ. વાસ્તે આપણી પોતાની ભાવનાને કલ્પનાના વ્યવહારપર દૃઢ ન કરતાં પોતે શાંત થઈ બેસી રહેવું અને સર્વ ગડબડ છોડી દઈ શાંતિમાં પોતાએ સંતોષ માનવો એ જ આપણું સુખદાયી કૃત્ય છે. કદાચ સંતોષ ન પકડતાં ગડબડ કરવામાં આવશે તો આપણી હૃદયગત ભાવના પોતાની કલ્પના અનુસાર સુખ દુઃખ આપ્યા વગર રહેશે નહિ અને મિથ્યા જગત્ વ્યવહારમાં દુઃખી થવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવશે. વાસ્તે જ્ઞાનમાં દૃઢ રહી એ મિથ્યા જગત્વ્યવહાર ઉપાધિમાં ન પડતાં સ્થિરતાથી ટગર ટગર આપણી કૃતિને જોયા કરશું તો તેમાં જ લાભ છે.

આ સૃષ્ટિમાં જુદા જુદા જીવાત્માઓ જુદી જુદી ભાવનાથી પ્રત્યેક પ્રાણિઓ તરફ વર્તે છે અને તે ભાવનાના દેખાવ મુજબ સર્વત્ર આપણ આપણનો વ્યવહાર કરીએ છીએ. એવો વ્યવહાર ઘરમાં કુટુંબના વડીલથી તે નાના બાળક પર્યંત અને રાજ્યમાં રાજાથી તે પ્રજા પર્યંત, એવા હૃદય દૃઢિત ભાવનાથી ચાલતો જોવામાં આવે છે અને તેજ પ્રમાણે વ્યવહાર ક્રમ સદા ચાલુ રહેલું હોય છે. એ નિયમના આધારે આપણી પોતાની ભાવના સૃષ્ટિના જુદા જુદા પ્રાણીઓની વર્તણુક વિશે ભિન્ન ભિન્ન સંકલ્પમાં દૃઢ થાય છે અને તેવો દૃઢિત સંકલ્પ જેવો નિશ્ચયવાળો હોય તેવા આકારમાં તેઓ દેખાય છે અર્થાત્ જેવો સંકલ્પ તેવી ભાવના અને જેવી ભાવના તેવું પરિણામ હોય છે. આ ભાવના હૃદયમાં ઉઠતી કલ્પનાના તરંગો સાથ એક સરખો સંબંધ રાખે છે જેથી મનુષ્ય બીજાના જ્ઞાનનો આધાર ન લેતાં પોતાની દૃઢિત ભાવનાના વળણ પ્રમાણે દૃશ્ય અદૃશ્ય વ્યવહાર કરે છે અને પ્રત્યેક પોતાના જુદા જુદા જ્ઞાનપર ચાલે છે. આ દૃઢિત ભાવના તેથી અનેક જન્મજન્માંતરને પમાડે છે. સારાંશ એ કે ભાવના થકી ન બનવાના બનાવો બને છે જેથી જેવી ભાવના અને વાસના હોય તે પ્રમાણે જન્મ પ્રાપ્ત થાય છે. ધર્મ બંધારણમાં ભાવના નષ્ટ કરવા વાસ્તે અનેક ક્રિયા કર્મ અને જ્ઞાનના નિયમો બાંધવામાં આવે છે. ભાવના જગતનું મૂળ છે અને સર્વ કૃતિ તે પોતે પ્રગટ કરી શકે છે. યોગીઓ પોતાની ભાવના શુદ્ધ સદા આત્મા જેવી પ્રકાશમાન રાખે છે અને ભાવના અને વૃત્તિ ધર્મ ઉપર પોતાનું

મુખ્ય ધ્યાન આપે છે. એ ઉપરથી અવિદ્યાકૃત અજ્ઞાન નષ્ટ કરવા સારૂ વૃત્તિ ધર્મ અથવા કલ્પના કૃતિના નિયમપર મોક્ષ જ્ઞાનાર્થે ધ્યાન આપવું જોઇએ. આપણી સ્ફુરણાની દૃઢ વૃત્તિવાળી કલ્પનાની અવિદ્યારૂપ શાખા મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણ અને જ્ઞાન એ મૂળ તત્ત્વોના સ્વરૂપમાં રહેલી છે. એ જ પ્રમાણે સર્વ પ્રાણીમાત્રની અનેક કાયામાં એ જ રીતે એક સરખા પ્રમાણમાં એ જ તત્ત્વો રહેલાં છે. એ તત્ત્વો આપણી દૃઢ વૃત્તિ અનુસાર જગતનો ચાલતો વ્યવહાર સમજાવે છે તેથી આપણી કાયામાં એ તત્ત્વો જેટલી ખુબી બતાવે છે તેટલી ખુબીના પ્રમાણમાં બીજાની કાયામાં એ તત્ત્વો વર્તતા જણાય છે. સારાંશ એ કે બીજાની કાયાના તત્ત્વો વર્તતા ન હોય તોપણ આપણી દૃઢ વૃત્તિથી તે વર્તે છે એમ આપણને દેખાય છે. ફરક એટલો કે કોઇનું ધ્યાન મન તત્ત્વપર, કોઇનો સ્વભાવ બુદ્ધિ તત્ત્વના ભાગમાં, કોઈ ચિત્તના તત્ત્વોની તપાસમાં, કોઈ તર્કમાં, કોઈ વિચારમાં, કોઈ અહંકાર તત્ત્વની લેહેજતમાં અને કોઈ અંતઃકરણની લીલા જોવામાં ગુંથાયલા હોય છે અને કોઈ તો જ્ઞાનમાં મશગુલ હોય છે. આવા કર્તવ્ય કર્મ ઉપરથી પ્રત્યેક મનુષ્યના સ્વભાવના ગુણકર્મમાં ફેર પડી રહે છે તેથી કરીને પ્રત્યેકનું બુદ્ધિજ્ઞાન ભિન્ન ભિન્ન સમજના વળણવાળા થઈ રહ્યું હોય છે. એ વળણ ઉપરથી ભિન્ન ભિન્ન ભાવનાના નિશ્ચયો દૃઢ થવાને લીધે લક્ષ ચોર્યાસી યોનિમાં ગમન કરવું પડે છે. આવા પ્રકારના ભિન્ન ભિન્ન પૃથક્ કારણને લીધે પ્રત્યેકની બુદ્ધિ, તર્ક, વિચાર, અંતઃકરણ અને જ્ઞાન જુદા હોય છે જો કે એ સર્વનું મૂળ સ્ફુરણાનો મધ્ય ભાગ છે. જેથી જ એમ કહેવામાં આવે છે કે ભાવના અને વૃત્તિધર્મપર જ્ઞાતાઓ પોતાનું મુખ્ય ધ્યાન આપે છે અને એ કારણથી તેઓની ભાવના શુદ્ધ અને આત્મા જ્યોતિ પરપ્રકાશમાન હોય છે.

વાસ્તે ઇંદ્રિયોને કબજે રાખી અંતઃકરણમાં સ્ફુરણાના પ્રવાહને ધ્યાનપર લાવી, તેમાં મન, બુદ્ધિ, તર્ક વિગેરે તત્ત્વોમાં કેવા પ્રકારની કલ્પના હાજર થાય છે તેને શાંતિથી ધ્યાનમાં રાખી તે કલ્પનાને આત્મજ્યોતિ અને શ્વાસને અર્પણ કરતાં રહેવું, પછી જે જે વિચારો જે જે તત્ત્વોમાંથી આવે તેને હૃદયમાં સમજી લેવું જોઇએ. એ જ નિવૃત્તિ ધ્યાન છે અને જેમાં જ્ઞાનીઓ પોતાનો મુખ્ય વખત ગુજારે છે. જ્યારે આવી એકાગ્રહ વૃત્તિના ધારામાં સ્થિર થઈ તમામ વૃત્તિઓને આત્માભાવે સર્વત્ર વ્યાપેલી જુએ છે ત્યારે તે પ્રસંગે જગતના તમામ ફેરફાર સ્વાભાવિક રીતે પોતાના ધ્યાનમાં આવે છે. આ એકાગ્રહવૃત્તિ સ્થિર રાખવાનું કારણ એ કે જેવા વિચાર, જેવી રહેણી, જેવી દૃઢતા અને જેવો નિશ્ચયાર્થ તેવાં ફળ પ્રત્યેકનું અંતઃકરણ વૃત્તિદ્વારા આપે છે. એવો ગુપ્ત જ્ઞાનિઓનો સિદ્ધાંત છે. જેથી એકસરખી કલ્પનાની એકસરખી નીતિ જોડાઈ જવાના કર્મથી પુણ્યની વૃદ્ધિ થાય છે પણ એના

અને દૃઢ મન એવા ધોરણપર વ્યવહારમાં રહેવાથી આત્મવિદ્યાની ખુબી વધારે સમજાય છે.

નિરાકાર પરમાત્મા સર્વત્રમાં પોતપોતાના આત્મરૂપે અવિચળપણામાં સ્થિર છે અને અંતર્યામી આત્માના કલ્પિત સ્ફુરણાવાળા સંકલ્પે કરી સર્વ સૃષ્ટિ તેને ધારણ કરેલી છે જેથી અલ્પવિરાટ્ અને મહાવિરાટ્ એ દ્વંદ્વ જગત્ સ્ફુરણના ચમત્કારારૂપી ભાવાભાવોએ કરી દેખાણું છે, જેથી જો એવી ચિત્તવૃત્તિનું ધ્યાન યથાર્થ સત્ય નિયમ પ્રમાણે કરવામાં આવે તો આત્માના અવિચળ પદમાં સ્થિર થયા વગર કોઈ પણ રહેશે નહિ. વાસ્તે આપણી પોતાની ભાવનાને કલ્પનાના વ્યવહારપર દૃઢ ન કરતાં પોતે શાંત થઈ બેસી રહેવું અને સર્વ ગડબડ છોડી દઈ શાંતિમાં પોતાએ સંતોષ માનવો એ જ આપણું સુખદાયી કૃત્ય છે. કદાચ સંતોષ ન પકડતાં ગડબડ કરવામાં આવશે તો આપણી હૃદયગત ભાવના પોતાની કલ્પના અનુસાર સુખ દુઃખ આપ્યા વગર રહેશે નહિ અને મિથ્યા જગત્ વ્યવહારમાં દુઃખી થવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવશે. વાસ્તે જ્ઞાનમાં દૃઢ રહી એ મિથ્યા જગત્વ્યવહાર ઉપાધિમાં ન પડતાં સ્થિરતાથી ટગર ટગર આપણી કૃતિને જોયા કરશું તો તેમાં જ લાભ છે.

આ સૃષ્ટિમાં જુદા જુદા જીવાત્માઓ જુદી જુદી ભાવનાથી પ્રત્યેક પ્રાણિઓ તરફ વર્તે છે અને તે ભાવનાના દેખાવ મુજબ સર્વત્ર આપણ આપણનો વ્યવહાર કરીએ છીએ. એવો વ્યવહાર ઘરમાં કુટુંબના વડીલથી તે નાના બાળક પર્યંત અને રાજ્યમાં રાજાથી તે પ્રજા પર્યંત, એવા હૃદય દૃઢિત ભાવનાથી ચાલતો જોવામાં આવે છે અને તે જ પ્રમાણે વ્યવહાર ક્રમ સદા ચાલુ રહેલું હોય છે. એ નિયમના આધારે આપણી પોતાની ભાવના સૃષ્ટિના જુદા જુદા પ્રાણીઓની વર્તણુક વિશે ભિન્ન ભિન્ન સંકલ્પમાં દૃઢ થાય છે અને તેવો દૃઢિત સંકલ્પ જેવો નિશ્ચયવાળો હોય તેવા આકારમાં તેઓ દેખાય છે અર્થાત્ જેવો સંકલ્પ તેવી ભાવના અને જેવી ભાવના તેવું પરિણામ હોય છે. આ ભાવના હૃદયમાં ઉઠતી કલ્પનાના તરંગો સાથ એક સરખો સંબંધ રાખે છે જેથી મનુષ્ય બીજાના જ્ઞાનનો આધાર ન લેતાં પોતાની દૃઢિત ભાવનાના વળણ પ્રમાણે દૃશ્ય અદૃશ્ય વ્યવહાર કરે છે અને પ્રત્યેક પોતાના જુદા જુદા જ્ઞાનપર ચાલે છે. આ દૃઢિત ભાવના તેથી અનેક જન્મજન્માંતરને પમાડે છે. સારાંશ એ કે ભાવના થકી ન બનવાના બનાવો બને છે જેથી જેવી ભાવના અને વાસના હોય તે પ્રમાણે જન્મ પ્રાપ્ત થાય છે. ધર્મ બંધારણમાં ભાવના નષ્ટ કરવા વાસ્તે અનેક ક્રિયા કર્મ અને જ્ઞાનના નિયમો બાંધવામાં આવે છે. ભાવના જગતનું મૂળ છે અને સર્વ કૃતિ તે પોતે પ્રગટ કરી શકે છે. યોગીઓ પોતાની ભાવના શુદ્ધ સદા આત્મા જેવી પ્રકાશમાન રાખે છે અને ભાવના અને વૃત્તિ ધર્મ ઉપર પોતાનું

મુખ્ય ધ્યાન આપે છે. એ ઉપરથી અવિદ્યાકૃત અજ્ઞાન નષ્ટ કરવા સારૂ વૃત્તિ ધર્મ અથવા કલ્પના કૃતિના નિયમપર મોક્ષ જ્ઞાનાર્થે ધ્યાન આપવું જોઇએ. આપણી સ્ફુરણાની દૃઢ વૃત્તિવાળી કલ્પનાની અવિદ્યારૂપ શાખા મન, બુદ્ધિ, ચિત્ત, વિચાર, તર્ક, અહંકાર, અંતઃકરણ અને જ્ઞાન એ મૂળ તત્ત્વોના સ્વરૂપમાં રહેલી છે. એ જ પ્રમાણે સર્વ પ્રાણીમાત્રની અનેક કાયામાં એ જ રીતે એક સરખા પ્રમાણમાં એ જ તત્ત્વો રહેલાં છે. એ તત્ત્વો આપણી દૃઢ વૃત્તિ અનુસાર જગતનો ચાલતો વ્યવહાર સમજાવે છે તેથી આપણી કાયામાં એ તત્ત્વો જેટલી ખુબી બતાવે છે તેટલી ખુબીના પ્રમાણમાં બીજાની કાયામાં એ તત્ત્વો વર્તતા જણાય છે. સારાંશ એ કે બીજાની કાયાના તત્ત્વો વર્તતા ન હોય તોપણ આપણી દૃઢ વૃત્તિથી તે વર્તે છે એમ આપણને દેખાય છે. ફરક એટલો કે કોઇનું ધ્યાન મન તત્ત્વપર, કોઇનો સ્વભાવ બુદ્ધિ તત્ત્વના ભાગમાં, કોઈ ચિત્તના તત્ત્વોની તપાસમાં, કોઈ તર્કમાં, કોઈ વિચારમાં, કોઈ અહંકાર તત્ત્વની લેહેજતમાં અને કોઈ અંતઃકરણની લીલા જોવામાં ગુંથાયલા હોય છે અને કોઈ તો જ્ઞાનમાં મશગુલ હોય છે. આવા કર્તવ્ય કર્મ ઉપરથી પ્રત્યેક મનુષ્યના સ્વભાવના ગુણકર્મમાં ફેર પડી રહે છે તેથી કરીને પ્રત્યેકનું બુદ્ધિજ્ઞાન ભિન્ન ભિન્ન સમજના વળણવાળા થઈ રહ્યું હોય છે. એ વળણ ઉપરથી ભિન્ન ભિન્ન ભાવનાના નિશ્ચયો દૃઢ થવાને લીધે લક્ષ ચોર્યાસી યોનિમાં ગમન કરવું પડે છે. આવા પ્રકારના ભિન્ન ભિન્ન પૃથક્ કારણને લીધે પ્રત્યેકની બુદ્ધિ, તર્ક, વિચાર, અંતઃકરણ અને જ્ઞાન જુદા હોય છે જો કે એ સર્વનું મૂળ સ્ફુરણાનો મધ્ય ભાગ છે. જેથી જ એમ કહેવામાં આવે છે કે ભાવના અને વૃત્તિધર્મપર જ્ઞાતાઓ પોતાનું મુખ્ય ધ્યાન આપે છે અને એ કારણથી તેઓની ભાવના શુદ્ધ અને આત્મા જ્યોતિ પરપ્રકાશમાન હોય છે.

વાસ્તે ઇંદ્રિયોને કબજે રાખી અંતઃકરણમાં સ્ફુરણાના પ્રવાહને ધ્યાનપર લાવી, તેમાં મન, બુદ્ધિ, તર્ક વિગેરે તત્ત્વોમાં કેવા પ્રકારની કલ્પના હાજર થાય છે તેને શાંતિથી ધ્યાનમાં રાખી તે કલ્પનાને આત્મજ્યોતિ અને શ્વાસને અર્પણ કરતાં રહેવું, પછી જે જે વિચારો જે જે તત્ત્વોમાંથી આવે તેને હૃદયમાં સમજી લેવું જોઇએ. એ જ નિવૃત્તિ ધ્યાન છે અને જેમાં જ્ઞાનીઓ પોતાનો મુખ્ય વખત ગુજારે છે. જ્યારે આવી એકાગ્રહ વૃત્તિના ધારામાં સ્થિર થઈ તમામ વૃત્તિઓને આત્મભાવે સર્વત્ર વ્યાપેલી જુએ છે ત્યારે તે પ્રસંગે જગતના તમામ ફેરફાર સ્વાભાવિક રીતે જોતાના ધ્યાનમાં આવે છે. આ એકાગ્રહવૃત્તિ સ્થિર રાખવાનું કારણ એ કે જેવા વિચાર, જેવી રહેણી, જેવી દૃઢતા અને જેવો નિશ્ચયાર્થ તેવાં ફળ પ્રત્યેકનું અંતઃકરણ વૃત્તિદ્વારા આપે છે એવો શુભ જ્ઞાનિઓનો સિદ્ધાંત છે. જેથી એકસરખી કલ્પનાની એકસરખી નીતિ જોડાઈ જવાના કર્મથી પુણ્યની વૃદ્ધિ થાય છે પણ એના

ઉલટ સુલટ ભાવનાફળ એ પાપનું મૂળ છે, આ પાપપુણ્યથી મળતા ફળને સુકૃત કહે છે. આ સુકૃતની સમજ એવી છે કે પ્રત્યેક મનુષ્ય બાલ્યાવસ્થાથી પોતાના હૃદયમાં આ દશ્યરૂપ સૃષ્ટિના સર્વ વ્યવહારોને સમજી અંતઃકરણમાં જુદા જુદા વિચારોના નિશ્ચયાર્થો નક્કી કરે છે એટલે પોતાની બાલ્યાવસ્થામાં કેવા પ્રકારની રેહેણી રાખવી, કેવું જ્ઞાન મેળવવું, કેવી વર્તણુક રાખવી, અને કયા ધંધામાં પોતાનું પોષણુ કરવું એવા અનેક કલ્પનાના નિશ્ચયાર્થો પોતાના અંતઃકરણમાં ગુપ્ત જ્ઞાનમાં દઢ કરી તે અનુસાર વર્તવા માંડે છે તે જ પ્રમાણે તેવા માણસની સંગતથી એ જ માર્ગના જ્ઞાનમાં પોતાની જીંદગીનો અંત લાવે છે એનું નામ સ્વકૃત (સુકૃત) સૃષ્ટિ કેહેવાય છે. આવા પ્રકારની સ્વકૃત સૃષ્ટિમાં સુકૃતના ફળોદયને સારૂ પ્રત્યેક મનુષ્ય મનોમન નિત્ય નિયમ બાંધી એવાં નિયમની બાંધણીના આધારે અનેક પ્રકારની રહેણી કરણી રાખવાની દઢતા ગુપ્ત વૃત્તિમાં લાવી તેવા પ્રકારની ઇચ્છા સૃષ્ટિ તેનાથી રચાય છે અને પોતાની સ્વેચ્છારૂપ કલ્પનાના બાંધેલા નિયમો પુણ્યરૂપે ફળદાતા નિવડે છે વાસ્તે એનું નામ સુકૃત. આવી રીતે દરેક પ્રાણીએ પોતપોતાની સ્વેચ્છાથી સ્વકલ્પિત નિયમોવાળી કલ્પના સૃષ્ટિ રચી છે અને એ રચાયલી સૃષ્ટિ પોતાના બાંધેલા કાયદાના નિયમ વિરૂદ્ધ ચાલવાથી નાશ પામે છે અને નિયમાનુસાર ચાલવાથી સુખને પામે છે. આ કારણથી ગુપ્ત જ્ઞાનીઓ પોતાના અંતઃકરણમાં એવી સ્વાભાવિક દઢતા પ્રગટ કરે છે અને અમુક નિશ્ચયાર્થવાળા સુકૃતમાં એવી પોતાની જીંદગી પૂરી કરે છે કે જેથી ઉત્તર જન્મમાં અમુક સ્થિતિ પ્રાપ્ત થાય આમ જીંદગી ગુજારવાથી જરૂર તે ફળ પૂર્વ જન્મમાં મળે છે. વાસ્તે જેટલો દેહકષ્ટ અને પરિશ્રમ આ જીંદગીમાં કરવો પડે છે અને જેવી શ્રદ્ધા અને નિશ્ચયાર્થ ધારણુ કરવામાં આવે છે તે અનુસાર ફળ તે પુરૂષ પામે છે. અર્વાચીન ધર્માચાર્યોએ આજની પ્રજાની માફક ઠામેઠામ જઈ કાલાનુસાર ભાષણો આપ્યાં નથી પણ એકાન્તવાસમાં સ્થિર થઈ દેહકષ્ટ કરી આત્માપદને અંતઃકરણની કલ્પના વિશે મેળવી મનોમન જ્ઞાનનો બોધ પોતાને આત્માને આપ્યો છે અને આ પોતાનો ગુપ્ત આત્માબોધનો પ્રવાહ સૃષ્ટિના તમામ મનુષ્યના અંતઃકરણને વિશે કલ્પનારૂપમાં બીરાજી જાય છે અને તેઓ તેને દેવ તરીકે માને છે. મતલબ એ કે પોતાના દેહકષ્ટ થકી જગતને કષ્ટ થાય છે. વૃત્તિ મારવાથી સર્વના અંતઃકરણની શુદ્ધિ થાય છે અને તેઓનું વલણુ આપણા તરફ વળે છે તેમજ પોતાના આત્માને બોધ આપવાથી, સર્વના જ્ઞાનની શુદ્ધિ થાય છે અને સર્વનું કલ્યાણુ વાંચવાથી, તેઓ આપણુનું પોશણુ કરવા સાધન થઈ પડે છે. જિતેન્દ્રિય બનવાથી સર્વના સ્નેહનું આકર્ષણુ પ્રગટ થાય છે. આમ કરવાથી વૃત્તિનો ઉદય થાય છે અને આપણી કલ્પના પ્રમાણે સર્વ આપણે માટે તૈયાર થઈ રહે છે. પણુ ગુપ્ત વિદ્યાના જાતાઓ તેવી કલ્પનાઓને ચિત્તવૃત્તિમાં પ્રગટ ન થવા દેતાં પોતે પોતાના

પૂર્ણ આત્માનંદના પરમ સુખમાં નિમગ્ન રહે છે કારણ તેઓ જાણે છે કે એવી કલ્પનાઓ દેહાભિમાની જ્ઞાનના ભાવમાં લાવવામાં આવે છે તો તે ફળ આપતી નથી પણ આત્મા જ્યોતિને સુપરીત કરવામાં આવે છે તો તે એકદમ ફળ આપે છે. સારાંશ એ કે ઇન્દ્રિયોનું દમન કરી તેમાં ઇન્દ્રિયોના તમામ ગુપ્ત ભાવોનો ત્યાગ કરી તમામ વ્યવહારને બંધ કરવા અને બંધ કરવા સારૂ ઇન્દ્રિયોને જગતના સર્વ માર્ગપર જતી અટકાવવી અને તેને નિવૃત્તિ સ્થિતિમાં અખંડ કાયમ રાખવી એજ તે આત્મા જ્યોતિને સોંપવું છે. આ કાંઈ જેવા તેવા સાધારણ મગજના માણસનું કામ નથી. તેમાં વળી અંતઃકરણની તમામ ગુપ્ત વૃત્તિની ગતિને એક સરખી રાખી આત્મામાં એકત્ર કરવી, એ કરવાવાળા પણ થોડા જ વીર પુરૂષો છે. બાકી તો આપણું અંતઃકરણ શુદ્ધ નિર્મળ અને સ્વચ્છ થાય અને તેમાં મલિન કલ્પના ન ઉત્પન્ન થતાં આપણી જ્ઞાનની ધારા આત્મા જ્યોતિમાં અખંડ કાયમ રહે ત્યારે જ સર્વ જાતનાં કૃત્યો પોતાની ઇચ્છાપૂર્વક બન્યા કરે છે; પણ આપણી સંસારી વર્ગની માયિક પ્રજા પોતાની સર્વ ઇન્દ્રિયોને નિયમિત રાખી નિવૃત્ત જ્ઞાનપર સ્થિર થતી નથી અને તેથી તેઓને આવા ગુપ્ત જ્ઞાનનો ચમત્કાર જોવામાં આવતો નથી. જેથી એવા ચમત્કાર વિશે તેઓનો પૂર્ણ વિશ્વાસ અને માન્યતા ન હોય એ સ્વાભાવિક રીતે બનવાજોગ છે.

આપણા મનમાં જેવું હોય તેવું સામાના મનમાં વિચાર આવ્યા વગર રહેતો નથી એને મનોમન સાક્ષી કહે છે. આ મનોમન સ્થિતિમાં જ્ઞાન ભેદને પામે છે પણ તે આકાર ભેદને પામતો નથી, કારણ આકાર ઇશ્વરરચિત છે અને મનોમયી એ જ્ઞાન છે. આપણી અંતર વૃત્તિઓ આત્મા જ્યોતિના પ્રકાશરૂપ હોવાથી તેઓ અનેક અર્થકાર પ્રગટ કરે છે અને તે અર્થની સમજ ઉપર આપણું મન એ મનોમન કલ્પિત કલ્પનાનો વ્યવહાર ચલાવે છે અને તે વ્યવહાર પ્રમાણે સર્વ કૃતિ બનતી દેખાય છે એનું નામ મનોમન સાક્ષી છે. આ મનોમન સાક્ષીનું મૂળ એ કલ્પનાના પ્રવાહવાળા ગુપ્ત નિશ્ચયાર્થ ઉપર આધાર રાખે છે. તેમાં પોતાની કલ્પના એ ઇન્દ્રિયોના ધર્મપર રહી શબ્દાકારથી સંસારી વર્ગના મનુષ્યો પોતાના ભાવાભાવ અરસપરસમાં દર્શાવી જગતનો વ્યવહાર ચલાવે છે. કલ્પના ચૈતન્યરૂપ નહી હોવાથી જડરૂપ છે અને તેની સાથ સંવેદન પ્રવાહના જ્ઞાતા એટલે મન, ચિત્ત, બુદ્ધિ, અહંકાર, વિચાર, તર્ક, અંતઃકરણ અને જ્ઞાન એ સર્વ પણ જડ છે, મનનો સ્વભાવ સંકલ્પ વિકલ્પ, બુદ્ધિનો સ્વભાવ નિશ્ચયાર્થ બુદ્ધિવાળો, ચિત્તનો સ્વભાવ સ્થિરતાવાળો, વિચારનો સ્વભાવ ગંભીર, તર્કનો સ્વભાવ નિવૃત્તિવાળો, અહંકારનો સ્વભાવ અહં મમતાવાળો અને અંતઃકરણનો સ્વભાવ, શુદ્ધ પવિત્ર અને જ્ઞાન એ નિર્વિકારી અને ન્યાયી, એમ સર્વ

દરેક પોતપોતાના સ્વભાવને માંહોમાંહ ગ્રહણ કરી શકતા નથી; પણ સર્વત્ર પોતાના સ્વભાવપર કાયમ હોય છે જેથી તેઓ સર્વે ચૈતન્યમાં ન ગણાતા જડરૂપ ગણાય છે અને એ સર્વ વિશે ફરી રહેલો શુદ્ધ ચૈતન્યવાળો ભાવ તે ચૈતન્ય આત્મા ગણાય છે. એ ભાવરૂપી સૂર્યના કિરણો ચૈતન્યમય જ્યોતિ આકારે આપણી કાયામાં સર્વત્ર વ્યાપ્ત છે. એ વ્યાપક થયલા કિરણો આપણા હૃદયમાં વૃત્તિરૂપે સ્થિર રહી બાહેરના જગતના પ્રાણી માત્રની આકૃતિઓ વિશે આપણી અંતર વૃત્તિમાં ગુપ્ત વ્યવહાર ચલાવે છે અને એ આપણી વૃત્તિ સમયાનુસાર એકાકારમાં હાજર થઇ, આપણી અનંત જાતની ભાવના અનુસાર અનંત કર્મ કરવા માંડે છે તેથી દુશ્મનનો મિત્ર અને મિત્રનો દુશ્મન થાય છે. એવી રીતે આપણી અંતર્યામી આત્મા જ્યોતિના કિરણો વૃત્તિરૂપે આ જગતના અનેક આકારોમાં અનેક ભાવથી પ્રકાશે છે. આ પ્રકાશવું આપણી બુદ્ધિ જ્ઞાન અને દેહ કષ્ટના ઉપર આધાર રાખી રહ્યું હોય છે એટલે જેમ જેમ જેવા જેવા વિચારથી આપણી બુદ્ધિનો જ્ઞાનાદિક સાધનોમાં ફેર પડતો જાય છે તેમ તેમ આ પ્રકાશનારા રૂપમાં ફેર પડતો જાય છે. સારાંશ એ કે કલ્પના યોગથી વૃત્તિમાં અનેક જાતના ફેરફાર ગુપ્ત રીતે આપણા અંતરભાવમાં જેમ જેમ થયા કરે છે તેમ તેમ તેઓ, સૃષ્ટિમાં આપણી ઇંદ્રિયોને પ્રત્યક્ષ દેખાય છે. વાસ્તે જ્ઞાતાઓનું કર્તવ્ય એ છે કે સર્વ વૃત્તિઓના કલ્પિત પ્રવાહપર ધ્યાન ન આપતાં આત્મસ્વરૂપમાં વૃત્તિઓ સ્થિર કરવી જેથી વૃત્તિઓ સ્થિર થતાં બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે. એવી રીતે જાગ્રતાવસ્થામા આપણી ચિત્તવૃત્તિમાંથી જરા પણ કલ્પનાની ઉત્પત્તિ આપણા અંતઃકરણમાં થાય નહિ અને સર્વ વૃત્તિઓના ભાવાભાવો નિદ્રાભાવે આત્માને વિશે સ્થિર રાખીએ તો નિર્વિકલ્પ સમાધિમાં મન સ્થિર રહેતાં આપણ પોતાને આત્મા સાક્ષાત્કાર થાય છે. એવા પ્રસંગે આપણા નેત્ર દૃષ્ટિની સમક્ષ આત્માની અખંડ પ્રકાશિત જ્યોતિ દેખાયા કરે છે ત્યારે અંતઃકરણની સ્ફુરણામાં સ્વાભાવિક રીતે બ્રહ્મભાવનો ઉદય થાય છે. આ સૃષ્ટિની તમામ ચરાચર સૂક્ષ્મ વિરાટ્ આકૃતિઓ એ આત્માની વૃત્તિના સ્વરૂપો છે અને તેથી એક આત્મા અનેક આકારે જુએ છે એમ એનો આપણને નિશ્ચય થાય છે. બ્રહ્મત્વના જ્ઞાનથી સમજવાનું એ છે કે, આપણી અનેક વૃત્તિઓ જે અનેક ભાવથી આ જગતમાં રહેલી છે તેમાં જેનો જેવો સારો નઠારો ભાવ હોય તેવો ભાવ આપણા હૃદયમાં ઉત્પન્ન ન કરતાં બ્રહ્મત્વ ભાવ પ્રગટ કરવો એનું નામ તે બ્રહ્મત્વ જ્ઞાન છે. જેથી સામાનો નઠારો ભાવ આપણા સારા ભાવથી દુઃખ પામશે નહિ અને આપણો બ્રહ્મભાવથી આપણ તેઓને સાક્ષાત્ ઈશ્વરરૂપ જણાશું. અંતઃકરણની સર્વે અંતર વૃત્તિઓના ભાવોમાં બ્રહ્મભાવ રાખવાથી અંતઃકરણની શુદ્ધિ કરવામાં આ ગુપ્ત ભાસનું જ્ઞાન

મહાફળ આપે છે, જેથી વાણીના અનેક શબ્દોના અર્થજ્ઞાનના તમામ ભાવો પોતાના આત્માપર લાગુ કરવા જોઇએ. આમ બ્રહ્મત્વવાળા જ્ઞાનની દૃઢતામાં આપણે જેમ જેમ કાયમ થતા જઇએ છીએ તેમ તેમ જગતના સર્વ મનુષ્ય તરફથી આપણનું ઈશ્વર તરીકે સન્માન થાય છે અને અંતર્યામીની ભાવના પ્રમાણે વગર બોલે સર્વ વર્તતા જણાય છે. ફક્ત એટલું જ કે આપણી સર્વ વૃત્તિઓને બ્રહ્મભાવમાં લીન કરી એક સરખી નિરાકારમય દૃષ્ટિથી સર્વને જોતા રહેવું જોઇએ.

આપણા અંતરધ્યાનરૂપ જ્ઞાનમાં જેવો ભાવ રાખીએ તેવી દૃષ્ટિ થઈ જાય છે એટલે માયિકભાવથી વૃત્તિ ભટકતી રહે છે અને આત્માભાવ થકી ઈશ્વર દૃષ્ટિ બની રહે છે. આત્માના સ્વરૂપમાં સર્વ નજીક હોવાથી જેવો સંકલ્પ હોય છે તેવી રચના બનવાને જરા પણ વિલંબ લાગતો નથી અને માયાના સ્વરૂપમાં સર્વ દૂર હોવાથી સંકલ્પ ફળીભૂત થતાં પુષ્કળ પ્રયાસ પડે છે. છેવટે આત્મા સાક્ષાત્કાર થાય એવા હેતુથી પ્રત્યેક ધર્મમાં એ કારણથી દેહકષ્ટ, આત્મા ધ્યાન, અને દેહશુદ્ધિ કરવાની, પ્રથમ ફરજ પાડેલી છે કારણ એથી વૃત્તિઓમાં મનના તમામ વિકારો ઠંડા પડી શાંતિમાં નિમગ્ન થાય છે ત્યારે આત્મા જ્યોતિનો સાક્ષાત્કાર પ્રગટ થાય છે. ફક્ત શરીર શુદ્ધતા અને પવિત્રતા, એકાંતવાસ, સ્થિર સ્થિતિ અને ઇન્દ્રિયોનું દમન વિગેરેની પ્રથમ આવશ્યકતા છે. અંતર વૃત્તિ મારવાથી આત્માનો પ્રકાશ જોવામાં આવે છે અને પ્રથમનો સંકલ્પ એ વૃત્તિઓનો સંબધ રાખી મૂળ તત્વ સાથેજ જન્મ જન્માંતરનું જ્ઞાન આપે છે. એ જ્ઞાનની સમજ અભ્યાસથી પડી જાય છે. આપણી વૃત્તિઓ સંકલ્પરૂપ દૃષ્ટિમાં જુદા જુદા કર્માનુસારે રહેલી હોય છે અને તે કર્માનુસારે બુદ્ધિ પ્રગટ થાય છે. જેથી પવિત્ર કર્મ કરવાથી બુદ્ધિ પૂર્વ કાળનું જ્ઞાન આપે છે જેમાં એના યોગે જન્મ જન્માંતરના સર્વ સંકલ્પો અને તેનાથી થયેલાં અનેક કર્મો પોતાના સ્વયં જ્ઞાનથી સ્પષ્ટ જણાઈ આવે છે.

દેહ શુદ્ધિના કૃત્યમાં કાંઇક ખાવા પીવાના પદાર્થનો પણ નિયમ છે એટલે નિર્વિકારી પદાર્થનું સેવન કરવામાં આવે છે ત્યારે આપણનું પોતાનું જ્ઞાન તદ્દન નિર્વૃત્તિ માર્ગની અંતર દૃષ્ટિપર રહે છે અથવા સારાંશમાં કહીએ તો જેવા પ્રકારનું અન્ન ખાઇએ છેઇએ તેવા પ્રમાણમાં બુદ્ધિ જ્ઞાનનો ઉદય થાય છે અર્થાત્ અન્નાહારમાં જેટલો ફેરફાર થાય છે તેટલો વનસ્પતિ આહારમાં થતો નથી. આપણું મન પૃથ્વી તત્વના ભાગથી પ્રગટેલું છે, બુદ્ધિ વાયુ તત્વથી, જળ તત્વથી ચિત્ત વિચાર અને તર્ક, અગ્નિતત્વથી અહંકાર, અને આકાશ તત્વથી અંતઃકરણ બનેલું છે જેથી ખારા પદાર્થથી મનનો વેગ, ખાટા પદાર્થથી બુદ્ધિનો વેગ, મિષ્ટ પદાર્થ થકી ચિત વિચાર અને તર્કની વૃદ્ધિ, તીખાસ

દરેક પોતપોતાના સ્વભાવને માંહોમાહ ગ્રહણ કરી શકતા નથી; પણ સર્વત્ર પોતાના સ્વભાવપર કાયમ હોય છે જેથી તેઓ સર્વે ચૈતન્યમાં ન ગણાતા જડરૂપ ગણાય છે અને એ સર્વ વિશે ફરી રહેલો શુદ્ધ ચૈતન્યવાળો ભાવ તે ચૈતન્ય આત્મા ગણાય છે. એ ભાવરૂપી સૂર્યના કિરણો ચૈતન્યમય જ્યોતિ આકારે આપણી કાયામાં સર્વત્ર વ્યાપ્ત છે. એ વ્યાપક ચયલા કિરણો આપણા હૃદયમાં વૃત્તિરૂપે સ્થિર રહી બાહેરના જગતના પ્રાણી માત્રની આકૃતિઓ વિશે આપણી અંતર વૃત્તિમાં ગુપ્ત વ્યવહાર ચલાવે છે અને એ આપણી વૃત્તિ સમયાનુસાર એકાકારમાં હાજર થઇ, આપણી અનંત જાતની ભાવના અનુસાર અનંત કર્મ કરવા માંડે છે તેથી દુશ્મનનો મિત્ર અને મિત્રનો દુશ્મન થાય છે. એવી રીતે આપણી અંતર્યામી આત્મા જ્યોતિના કિરણો વૃત્તિરૂપે આ જગતના અનેક આકારોમાં અનેક ભાવથી પ્રકાશે છે. આ પ્રકાશવું આપણી બુદ્ધિ જ્ઞાન અને દેહ કષ્ટના ઉપર આધાર રાખી રહ્યું હોય છે એટલે જેમ જેમ જેવા જેવા વિચારથી આપણી બુદ્ધિનો જ્ઞાનાદિક સાધનોમાં ફેર પડતો જાય છે તેમ તેમ આ પ્રકાશનારા રૂપમાં ફેર પડતો જાય છે. સારાંશ એ કે કલ્પના યોગથી વૃત્તિમાં અનેક જાતના ફેરફાર ગુપ્ત રીતે આપણા અંતરભાવમાં જેમ જેમ થયા કરે છે તેમ તેમ તેઓ સૃષ્ટિમાં આપણી ઇંદ્રિયોને પ્રત્યક્ષ દેખાય છે. વાસ્તે જ્ઞાતાઓનું કર્તવ્ય એ છે કે સર્વ વૃત્તિઓના કલ્પિત પ્રવાહપર ધ્યાન ન આપતાં આત્મસ્વરૂપમાં વૃત્તિઓ સ્થિર કરવી જેથી વૃત્તિઓ સ્થિર થતાં બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે. એવી રીતે જાગૃતાવસ્થામાં આપણી ચિત્તવૃત્તિમાંથી જરા પણ કલ્પનાની ઉત્પત્તિ આપણા અંતઃકરણમાં થાય નહિ અને સર્વ વૃત્તિઓના ભાવાભાવો નિદ્રાભાવે આત્માને વિશે સ્થિર રાખીએ તો નિર્વિકલ્પ સમાધિમાં મન સ્થિર રહેતાં આપણ પોતાને આત્મા સાક્ષાત્કાર થાય છે. એવા પ્રસંગે આપણા નેત્ર દૃષ્ટિની સમક્ષ આત્માની અખંડ પ્રકાશિત જ્યોતિ દેખાયા કરે છે ત્યારે અંત.કરણની સ્ફુરણામાં સ્વાભાવિક રીતે બ્રહ્મભાવનો ઉદય થાય છે. આ સૃષ્ટિની તમામ ચરાચર અક્રમ વિરાટ્ આકૃતિઓ એ આત્માની વૃત્તિના સ્વરૂપો છે અને તેથી એક આત્મા અનેક આકારે જુએ છે એમ એનો આપણને નિશ્ચય થાય છે. બ્રહ્મત્વના જ્ઞાનથી સમજવાનું એ છે કે, આપણી અનેક વૃત્તિઓ જે અનેક ભાવથી આ જગતમાં રહેલી છે તેમાં જેનો જેવો સારો નઠારો ભાવ હોય તેવો ભાવ આપણા હૃદયમાં ઉત્પન્ન ન કરતાં બ્રહ્મત્વ ભાવ પ્રગટ કરવો એનું નામ તે બ્રહ્મત્વ જ્ઞાન છે. જેથી સામાનો નઠારો ભાવ આપણા સારા ભાવથી દુઃખ પામશે નહિ અને આપણો બ્રહ્મભાવથી આપણુ તેઓને સાક્ષાત્ ઈશ્વરરૂપ જણાશું. અંતઃકરણની સર્વે અંતર વૃત્તિઓના ભાવોમાં બ્રહ્મભાવ રાખવાથી અંતઃકરણની શુદ્ધિ કરવામાં આ ગુપ્ત ભાસનું જ્ઞાન

મહાફળ આપે છે, જેથી વાણીના અનેક શબ્દોના અર્થજ્ઞાનના તમામ ભાવો પોતાના આત્માપર લાગુ કરવા જોઇએ. આમ બ્રહ્મત્વવાળા જ્ઞાનની દૃઢતામાં આપણે જેમ જેમ કાયમ થતા જઇએ છીએ તેમ તેમ જગતના સર્વ મનુષ્ય તરફથી આપણનું ઇશ્વર તરીકે સન્માન થાય છે અને અંતર્યામીની ભાવના પ્રમાણે વગર બોલે સર્વ વર્તતા જણાય છે. ફક્ત એટલું જ કે આપણી સર્વ વૃત્તિઓને બ્રહ્મભાવમાં લીન કરી એક સરખી નિરાકારમય દૃષ્ટિથી સર્વને જોતા રહેવું જોઇએ.

આપણા અંતરધ્યાનરૂપ જ્ઞાનમાં જેવો ભાવ રાખીએ તેવી દૃષ્ટિ થઈ જાય છે એટલે માયિકભાવથી વૃત્તિ ભટકતી રહે છે અને આત્માભાવ થકી ઇશ્વર દૃષ્ટિ બની રહે છે. આત્માના સ્વરૂપમાં સર્વ નજીક હોવાથી જેવો સંકલ્પ હોય છે તેવી રચના બનવાને જરા પણ વિલંબ લાગતો નથી અને માયાના સ્વરૂપમાં સર્વ દૂર હોવાથી સંકલ્પ ફળીભૂત થતાં પુષ્કળ પ્રયાસ પડે છે. છેવટે આત્મા સાક્ષાત્કાર થાય એવા હેતુથી પ્રત્યેક ધર્મમાં એ કારણથી દેહકષ્ટ, આત્મા ધ્યાન, અને દેહશુદ્ધિ કરવાની, પ્રથમ ફરજ પાડેલી છે કારણ એથી વૃત્તિઓમાં મનના તમામ વિકારો ઠંડા પડી શાંતિમાં નિમગ્ન થાય છે ત્યારે આત્મા જ્યોતિનો સાક્ષાત્કાર પ્રગટ થાય છે. ફક્ત શરીર શુદ્ધતા અને પવિત્રતા, એકાંતવાસ, સ્થિર સ્થિતિ અને ઇન્દ્રિયોનું દમન વિગેરેની પ્રથમ આવશ્યકતા છે. અંતર વૃત્તિ મારવાથી આત્માનો પ્રકાશ જોવામાં આવે છે અને પ્રથમનો સંકલ્પ એ વૃત્તિઓનો સંબધ રાખી મૂળ તત્વ સાથેજ જન્મ જન્માંતરનું જ્ઞાન આપે છે. એ જ્ઞાનની સમજ અભ્યાસથી પડી જાય છે. આપણી વૃત્તિઓ સંકલ્પરૂપ દૃષ્ટિમાં જુદા જુદા કર્માનુસારે રહેલી હોય છે અને તે કર્માનુસારે બુદ્ધિ પ્રગટ થાય છે. જેથી પવિત્ર કર્મ કરવાથી બુદ્ધિ પૂર્વ કાળનું જ્ઞાન આપે છે જેમાં એના યોગે જન્મ જન્માંતરના સર્વ સંકલ્પો અને તેનાથી થયેલાં અનેક કર્મો પોતાના સ્વયં જ્ઞાનથી સ્પષ્ટ જણાઈ આવે છે.

દેહ શુદ્ધિના કૃત્યમાં કાંઇક ખાવા પીવાના પદાર્થનો પણ નિયમ છે એટલે નિર્વિકારી પદાર્થનું સેવન કરવામાં આવે છે ત્યારે આપણનું પોતાનું જ્ઞાન તદ્દન નિર્વૃત્તિ માર્ગની અંતર દૃષ્ટિપર રહે છે અથવા સારાંશમાં કહીએ તો જેવા પ્રકારનું અન્ન ખાઇએ છેઇએ તેવા પ્રમાણમાં બુદ્ધિ જ્ઞાનનો ઉદય થાય છે અર્થાત્ અન્નાહારમાં જેટલો ફેરફાર થાય છે તેટલો વનસ્પતિ આહારમાં થતો નથી. આપણું મન પૃથ્વી તત્વના ભાગથી પ્રગટેલું છે, બુદ્ધિ વાયુ તત્વથી, જળ તત્વથી ચિત્ત વિચાર અને તર્ક, અગ્નિતત્વથી અહંકાર, અને આકાશ તત્વથી અતઃકરણ બનેલું છે જેથી ખારા પદાર્થથી મનનો વેગ, ખાટા પદાર્થથી બુદ્ધિનો વેગ, મિષ્ટ પદાર્થ થકી ચિત વિચાર અને તર્કની વૃદ્ધિ, તીખાસ

પદાર્થથી અહંકારનું જોર, અને કડવાસ પદાર્થથી અંતઃકરણ પ્રકાશે છે વાસ્તે ખાવાપીવાના ધોરણથકી ઘણાએક પવિત્ર નિયમો હાથ આવે છે અને તેથી આપણી રહેણી, કરણી, જ્ઞાન અને વિચારમાં પણ ઘણો જ ફેર પડી જાય છે. એવા જ ગુપ્ત ધોરણના અન્વયે કરી શાસ્ત્રકારોએ સમુદ્ર ઓળંગી પરદેશ-ગમનની મનાઈ કરી છે કારણ તેવા પ્રદેશમાં વસતા જનસમુદાય જેની રહેણી, કરણી, જ્ઞાન અને વિચાર જુદા પ્રકારના હોય છે તેવા સાથે સમા-ગમમાં તે પ્રદેશમાં આવતાં આપણી રહેણી, કરણી, જ્ઞાન અને વિચારમાં ઘણો જ ફરક પડી આપણે આ આત્માપ્રાપ્તિના સાધનો સાંધવામાં બહિ-ષ્કાર થઈએ છીએ. પણ યોગીઓ નિર્વિકારી વસ્તુનું સેવન રાખવાથી તેઓની કાયા શુદ્ધ નિરોગી અને હલકી બનેલી હોય છે જેથી તેઓની કાયામાં મન, બુદ્ધિ વિગેરે તત્ત્વોના ચલણવળણ ઝટ સમજી લેવા તેઓમાં શક્તિ આવે છે. દાખલા તરીકે કોઈ પુરૂષના ચહેરા ઉપરથી તેના અંતરના ભાવો તેના ઉપલા તત્ત્વોમાં તેને વિશે કેવા પ્રકારની રહેણી, કરણી અને જ્ઞાનરૂપે સંગ્રહ થયેલા છે તે સર્વની છાપ યોગીના શુદ્ધ કાયાના તત્ત્વોમાં પડે છે. સારાંશ એ કે આપણે વિશે જે સ્ફુરણા ઉત્પન્ન થાય છે તે સ્ફુરણા આ બાહ્ય જગતમાં અમુક ભાવવાળી વૃત્તિરૂપે હાજર થાય છે. તે સ્ફુરણા ઉપર ધ્યાન ન આપતાં જેમ જેમ ઈશ્વરની અંતર્યામી જ્યોતિના અનેક તારો જોવામાં આવે તેમ તેમ તે સ્ફુરણા મન, બુદ્ધિ વિગેરે તત્ત્વોમાં સ્ફુરવા માંડે છે અને એ સ્ફુરણા પ્રવાહ ઉપરથી જગતના અનેક મનુષ્યો કેવાં કેવાં કૃત્ય કરે છે તેની સમજ યોગીઓને પોતાના દિવ્ય ચક્ષુથી ખબર પડે છે.

**દિવ્યચક્ષુ**

સર્વ શરીર–પિંજરો એક આત્માના અવિદ્યા થકી પ્રકટ થયલા છે અને આત્માની શૂન્યરૂપ જ્યોતિ આખા શરીરના પંચકોશ દેહ ચતુષ્ટય અને ચારે અવસ્થામાં જુદા જુદા નિયમપૂર્વક તમામ પ્રકાશે છે. જાગૃતાવસ્થામાં એ જ્યોતિ પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયોમાં પ્રવેશ પામી સૃષ્ટિના સર્વ બાહાર પદાર્થને પ્રકાશ આપે છે અને એ જ્યોતિ પ્રકાશ અનતરૂપે આખી સૃષ્ટિના તમામ પદાર્થને ધારણ કરી રહેલો છે અને એ જ્યોતિનો અનત પ્રકાશ સર્વ સૃષ્ટિનું આદિ કારણ છે. આત્માના સ્વભાવવાળી સ્ફુરણરૂપ અવિદ્યાના ભિન્ન ભિન્ન દૃઢતાવાળા ભાવોના સામર્થ્યનું કાર્ય એ પ્રકાશના ચળણ વળણથી થાય છે. આત્માની જ્ઞાનદૃષ્ટિવાળી અનેક વૃત્તિઓ જે એ પ્રકાશમાં વ્યાપ્ત છે તે અવિદ્યાના ભિન્ન ભિન્ન દૃઢતાવાળા ભાવો પ્રમાણે શરીરની અંદર તેમ જ આ બાહેર જગતની અંદર કર્તવ્ય કર્મ કરી બતાવે છે. આમ અંદર અને બાહેર વૃત્તિના દર્શનના કારણથી એને બે જાતના ચક્ષુ કહેવાય છે એટલે એક દિવ્ય અને બીજા ચર્મચક્ષુ. રૂપેન્દ્રિયોના સામર્થ્ય થકી જેટલો આ બાહેર-

જગતનો પદાર્થ દેખાય છે એ ચર્મચક્ષુથી છે અને બીજું ઇન્દ્રિયોના અનુભવથી જે જ્ઞાન પ્રગટ થાય છે તે જ્ઞાન ચર્મચક્ષુમાં ગણવામાં આવે ખરૂં પણ જ્ઞાની પુરૂષ પોતે પોતાના અંતર્યામી સ્ફુરણ પ્રવાહના જ્ઞાતા હોવાથી પોતાની એ દૃષ્ટિના જ્ઞાનને દિવ્યચક્ષુ કહે છે. એ દૃષ્ટિને સર્વજ્ઞ આત્મા દૃષ્ટિ પણ કહે છે. એ દૃષ્ટિપર ધ્યાન આપવાથી જન્મજન્માંતરની વિગત જણાઈ આવે છે. આ અંતર્યામિની સ્ફુરણ પ્રવાહમાં અંતઃકરણના તમામ ભાવો જ્યારે આત્માની જ્ઞાન દૃષ્ટિ થકી ચૈતન્યતાને પ્રાપ્ત થાય છે ત્યારે જ્ઞાનીને આ દિવ્ય ચક્ષુરૂપી જ્ઞાન પ્રગટ થાય છે. પણ ખરા જ્ઞાતાઓ પોતાની આવી જ્ઞાનદૃષ્ટિમાં આવતાં જન્માંતરના અસંખ્ય કર્મોપર ધ્યાન આપતા નથી, કારણ પોતાના આત્મજ્ઞાનના અખંડ સ્વરૂપમાં એવું ધ્યાન વિઘ્ન કરતા થઈ પડે છે અને તેથી તેઓ પોતાના આત્માના અખડ સ્વરૂપની નિર્વિકલ્પ શાંત સમાધિના પૂર્ણ સુખમાં રહે છે. આ દિવ્ય (જ્ઞાન) દૃષ્ટિવાળાઓ પોતાની સ્થિર મનોવૃત્તિના અભ્યાસને લીધે આ ગુપ્ત ભાસનું જ્ઞાન મેળવે છે. એવી જ્ઞાનની દૃષ્ટિ મન બુદ્ધિના ભરોસાપર વિશેષ રહે છે, તેથી કરીને પ્રત્યેકના અંતરની વાત તેઓ જાણી જાય છે. તાત્પર્ય એ કે સ્થિર ચિત્તવૃત્તિની ગતિમાં કલ્પનાનો નિરોધ કરી અંતઃકરણ જ્યારે પોતાના ચંચળપણાના સ્વભાવનો ત્યાગ કરે છે ત્યારે જે જે કર્મોના ભાસો યાદ કરીએ કે સર્વનો સ્પષ્ટ ચિતાર અંતઃકરણમાં પ્રતિબિંબરૂપે પ્રગટ થઈ આવે છે. પરંતુ નિર્વિકલ્પ સમાધિનું પૂર્ણ સુખ તે જ પૂર્ણ સ્વરૂપ પરમાત્મા છે અને જેના અખડ સ્વરૂપમાં જીવઈશ્વર લીન થાય છે એ જ તે તેઓનું આત્મરૂપ તુર્યપદ છે. આ તુર્યાવસ્થામાં (પરમાત્માના અખંડ સ્વરૂપના અસ્તિત્વમાં) કાંઈ પ્રકારનો હર્ષ શોક દર્શાતો નથી. આ જ્ઞાનસ્વરૂપમાં નિમગ્ન રહેનારનો સ્વભાવ તદ્દન ઉદાસી, કલ્પના વિરક્ત, કંટાળારૂપ અને જગતના સર્વ પદાર્થનો તિરસ્કાર કરનાર થઈ પડે છે. અચિંત્ય ભાવમાં નિમગ્ન રહેવું એ જ્ઞાતાનું લક્ષણ છે. એવા નિમગ્ન થયેલા પુરૂષો સદા અમૃતરૂપી બની અનંત પ્રકારના જીવણપણાનો અખંડ લાભ લેતા જાય છે.

જેવી ભાવના તેવું ફળ. એ સંબંધમાં જણાવવાનુ એ જે મલિન અન્તઃકરણ થકી વૃત્તિઓ આ સંસારમાં અનેક જાતના સંકટો આપે છે અને શુદ્ધ અન્તઃકરણથી મહા અલૌકિક સુખ પ્રાપ્ત થાય છે. મતલબ એ કે આપણામાં પ્રગટ થયેલી ભાવના જેવી શુદ્ધ કે અશુદ્ધ દૃઢ હોય તેવી દૃઢતા અનુસાર જન્મમરણના સુખદુઃખની રચના થતી દેખાય છે. આપણી અંતર્યામિ ભાવની દૃઢતા અન્તઃકરણની વૃત્તિઓમાં જેવા જ્ઞાન અનુસાર જેવી ભાવનામાં જોવા જઈએ કે તેવીજ ભાવનાના પ્રમાણમાં તે વૃત્તિઓ વ્યવહાર કરતી નજરે પડે છે. વાસ્તે આપણા અન્તઃકરણની અનેક વૃત્તિઓ ભિન્ન ભિન્ન દૃષ્ટિએ ન જોતાં સર્વ વૃત્તિઓ આપણા ચૈતન્યરૂપ ભાવના જેવી શુદ્ધ

પદાર્થથી અહંકારનું જોર, અને કડવાસ પદાર્થથી અંતઃકરણ પ્રકાશે છે વાસ્તે ખાવાપીવાના ધોરણથકી ઘણાએક પવિત્ર નિયમો હાથ આવે છે અને તેથી આપણી રહેણી, કરણી, જ્ઞાન અને વિચારમાં પણ ઘણો જ ફેર પડી જાય છે. એવા જ ગુપ્ત ધોરણના અન્વયે કરી શાસ્ત્રકારોએ સમુદ્ર ઓળંગી પરદેશ-ગમનની મનાઈ કરી છે કારણ તેવા પ્રદેશમાં વસતા જનસમુદાય જેની રહેણી, કરણી, જ્ઞાન અને વિચાર જુદા પ્રકારના હોય છે તેના સાથે સમા-ગમમાં તે પ્રદેશમાં આવતાં આપણી રહેણી, કરણી, જ્ઞાન અને વિચારમાં ઘણો જ ફરક પડી આપણે આ આત્માપ્રાપ્તિના સાધનો સાંધવામાં બહિ-ષ્કાર થઈએ છીએ. પણ યોગીઓ નિર્વિકારી વસ્તુનું સેવન રાખવાથી તેઓની કાયા શુદ્ધ નિરોગી અને હલકી બનેલી હોય છે જેથી તેઓની કાયામાં મન, બુદ્ધિ વિગેરે તત્ત્વોના ચલણવળણ ઝટ સમજી લેવા તેઓમાં શક્તિ આવે છે. દાખલા તરીકે કોઈ પુરૂષના ચહેરા ઉપરથી તેના અંતરના ભાવો તેના ઉપલા તત્ત્વોમાં તેને વિશે કેવા પ્રકારની રહેણી, કરણી અને જ્ઞાનરૂપે સંગ્રહ થએલા છે તે સર્વની છાપ યોગીના શુદ્ધ કાયાના તત્ત્વોમાં પડે છે. સારાંશ એ કે આપણે વિશે જે સ્ફુરણા ઉત્પન્ન થાય છે તે સ્ફુરણા આ બાહ્ય જગતમાં અમુક ભાવવાળી વૃત્તિરૂપે હાજર થાય છે. તે સ્ફુરણા ઉપર ધ્યાન ન આપતાં જેમ જેમ ઈશ્વરની અંતર્યામી જ્યોતિના અનેક તારા જોવામાં આવે તેમ તેમ તે સ્ફુરણા મન, બુદ્ધિ વિગેરે તત્ત્વોમાં સ્ફુરવા માંડે છે અને એ સ્ફુરણા પ્રવાહ ઉપરથી જગતના અનેક મનુષ્યો કેવાં કેવાં કૃત્ય કરે છે તેની સમજ યોગીઓને પોતાના દિવ્ય ચક્ષુથી ખબર પડે છે.

**દિવ્યચક્ષુ**

સર્વ શરીર-પિંજરા એક આત્માના અવિદ્યા થકી પ્રકટ થયલા છે અને આત્માની શૂન્યરૂપ જ્યોતિ આખા શરીરના પંચકોશ દેહ ચતુષ્ટય અને ચારે અવસ્થામાં જુદા જુદા નિયમપૂર્વક તમામ પ્રકાશે છે. જાગૃતાવસ્થામાં એ જ્યોતિ પાંચ જ્ઞાનેંદ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયોમાં પ્રવેશ પામી સૃષ્ટિના સર્વ બાહાર પદાર્થને પ્રકાશ આપે છે અને એ જ્યોતિ પ્રકાશ અનંતરૂપે આખી સૃષ્ટિના તમામ પદાર્થને ધારણ કરી રહેલો છે અને એ જ્યોતિનો અનત પ્રકાશ સર્વ સૃષ્ટિનું આદિ કારણ છે. આત્માના સ્વભાવવાળી સ્ફુરણરૂપ અવિદ્યાના ભિન્ન ભિન્ન દૃઢતાવાળા ભાવોના સામર્થ્યનું કાર્ય એ પ્રકાશના ચળણ વળણથી થાય છે. આત્માની જ્ઞાનદૃષ્ટિવાળી અનેક વૃત્તિઓ જે એ પ્રકાશમાં વ્યાપ્ત છે તે અવિદ્યાના ભિન્ન ભિન્ન દૃઢતાવાળા ભાવો પ્રમાણે શરીરની અંદર તેમ જ આ બાહેર જગતની અંદર કર્તવ્ય કર્મ કરી બતાવે છે. આમ અંદર અને બાહેર વૃત્તિના દર્શનના કારણથી એને બે જાતના ચક્ષુ કહેવાય છે એટલે એક દિવ્ય અને બીજા ચર્મચક્ષુ. રૂપેન્દ્રિયોના સામર્થ્ય થકી જેટલો આ બાહેર

જગતનો પદાર્થ દેખાય છે એ ચર્મચક્ષુથી છે અને બીજું ઇન્દ્રિયોના અનુભવથી જે જ્ઞાન પ્રગટ થાય છે તે જ્ઞાન ચર્મચક્ષુમાં ગણવામાં આવે ખરૂં પણ જ્ઞાની પુરૂષ પોતે પોતાના અંતર્યામી સ્ફુરણ પ્રવાહના જ્ઞાતા હોવાથી પોતાની એ દૃષ્ટિના જ્ઞાનને દિવ્યચક્ષુ કહે છે. એ દૃષ્ટિને સર્વજ્ઞ આત્મા દૃષ્ટિ પણ કહે છે. એ દૃષ્ટિપર ધ્યાન આપવાથી જન્મજન્માંતરની વિગત જણાઈ આવે છે. આ અતર્યામિની સ્ફુરણ પ્રવાહમાં અંતઃકરણના તમામ ભાવો જ્યારે આત્માની જ્ઞાન દૃષ્ટિ થકી ચૈતન્યતાને પ્રાપ્ત થાય છે ત્યારે જ્ઞાનીને આ દિવ્ય ચક્ષુરૂપી જ્ઞાન પ્રગટ થાય છે. પણ ખરા જ્ઞાતાઓ પોતાની આવી જ્ઞાનદૃષ્ટિમાં આવતાં જન્માંતરના અસંખ્ય કર્મોપર ધ્યાન આપતા નથી, કારણ પોતાના આત્મજ્ઞાનના અખંડ સ્વરૂપમાં એવું ધ્યાન વિઘ્ન કરતા થઈ પડે છે અને તેથી તેઓ પોતાના આત્માના અખંડ સ્વરૂપની નિર્વિકલ્પ શાંત સમાધિના પૂર્ણ સુખમાં રહે છે. આ દિવ્ય (જ્ઞાન) દૃષ્ટિવાળાઓ પોતાની સ્થિર મનોવૃત્તિના અભ્યાસને લીધે આ ગુપ્ત ભાસનું જ્ઞાન મેળવે છે. એવી જ્ઞાનની દૃષ્ટિ મન બુદ્ધિના ભરોસાપર વિશેષ રહે છે, તેથી કરીને પ્રત્યેકના અંતરની વાત તેઓ જાણી જાય છે. તાત્પર્ય એ કે સ્થિર ચિત્તવૃત્તિની ગતિમાં કલ્પનાનો નિરોધ કરી અંતઃકરણ જ્યારે પોતાના ચંચળપણાના સ્વભાવનો ત્યાગ કરે છે ત્યારે જે જે કર્મોના ભાસો યાદ કરીએ કે સર્વનો સ્પષ્ટ ચિતાર અંતઃકરણમાં પ્રતિબિંબરૂપે પ્રગટ થઈ આવે છે. પરંતુ નિર્વિકલ્પ સમાધિનું પૂર્ણ સુખ તેજ પૂર્ણ સ્વરૂપ પરમાત્મા છે અને જેના અખંડ સ્વરૂપમાં જીવઈશ્વિર લીન થાય છે એ જ તે તેઓનું આત્મરૂપ તુર્યપદ છે. આ તુર્યાવસ્થામાં (પરમાત્માના અખડ સ્વરૂપના અસ્તિત્વમાં) કાંઈ પ્રકારનો હર્ષ શોક દર્શાતો નથી. આ જ્ઞાનસ્વરૂપમાં નિમગ્ન રહેનારનો સ્વભાવ તદ્દન ઉદાસી, કલ્પના વિરક્ત, કંટાળારૂપ અને જગતના સર્વ પદાર્થનો તિરસ્કાર કરનાર થઈ પડે છે. અચિંત્ય ભાવમાં નિમગ્ન રહેવું એ જ્ઞાતાનું લક્ષણ છે. એવા નિમગ્ન થયેલા પુરૂષો સદા અમૃતરૂપી બની અનંત પ્રકારના જીવણપણાનો અખંડ લાભ લેતા જાય છે.

જેવી ભાવના તેવું ફળ. એ સબંધમાં જણાવવાનું એ જે મલિન અન્તઃકરણ થકી વૃત્તિઓ આ સંસારમાં અનેક જાતના સંકટો આપે છે અને શુદ્ધ અન્તઃકરણથી મહા અલૌકિક સુખ પ્રાપ્ત થાય છે. મતલબ એ કે આપણામાં પ્રગટ થયેલી ભાવના જેવી શુદ્ધ કે અશુદ્ધ દૃઢ હોય તેવી દૃઢતા અનુસાર જન્મમરણના સુખદુઃખની રચના થતી દેખાય છે. આપણી અંતર્યામિ ભાવની દૃઢતા અન્તઃકરણની વૃત્તિઓમાં જેવા જ્ઞાન અનુસાર જેવી ભાવનામાં જોવા જઇએ કે તેવીજ ભાવનાના પ્રમાણમાં તે વૃત્તિઓ વ્યવહાર કરતી નજરે પડે છે. વાસ્તે આપણા અન્તઃકરણની અનેક વૃત્તિઓ ભિન્નભિન્ન દૃષ્ટિએ ન જોતાં સર્વ વૃત્તિઓ આપણા ચૈતન્યરૂપ ભાવના જેવી શુદ્ધ

નિષ્કલંક અને સુખકર્તા રાખવી; અને ભાવાભાવની ભિન્ન ભિન્ન કલ્પના થકી જ સૃષ્ટિ વ્યવહાર ચાલે છે એમ સમજી આપણો કોઈ દુશ્મન કે મિત્ર નથી પણ સર્વ આપણા જેવાં એકસરખા આનંદરૂપ છે એવી વર્તણુક રાખવી. કારણ જેની જેવી ભાવના સમજ, વર્તણુક અને કલ્પના હોય તે સાથ તેવા પ્રકારની ભાવના સમજ વર્તણુક અને કલ્પના રાખીને ચાલવાથી સંપૂર્ણ મિત્રાચારી તેઓની સાથ થાય છે. એ ઉપરથી જ્ઞાતાઓના મુખ્ય જ્ઞાનનો સાર એ છે કે પોતાનો આત્મા સર્વ સૃષ્ટિનું આદિકરણ અને પોતાના અન્તઃકરણમાં વ્યાપેલું જ્ઞાન એ ઉપાદાન કારણ હોવાથી, અજ્ઞાનતાથી જેટલી કલ્પના કરવામાં આવે તેટલી કલ્પનાને અસંગ શુદ્ધ ચૈતન્યરૂપ આત્માની જ્યોતિમાં મેળવી દેવાથી અન્ત.કરણની અનેક વૃત્તિઓમાં સ્ફુરણ પ્રવાહ કેવા પ્રકારથી સંવેદનમાં વ્યાપક થઈ કેવી અનેક રચના બતાવે છે એ સ્પષ્ટ જણાઈ આવે છે.

સ્વપ્ન જે જગતનું મૂળ છે એ આપણી કલ્પના છે અને આ જગત્ જે દેખાય છે તે તદ્દન આપણી કલ્પનાનું રૂપ છે અને એને વિશેની સર્વ વૃત્તિ તે આપણા અંતઃકરણની વૃત્તિ છે. કાયા જે ધારણ થયેલી છે તે પૂર્વ સ્થાનમાં અસંગ શુદ્ધ ચૈતન્યરૂપ આત્માના સ્વભાવની રમણીયતાથી અને સવેદન એ અણુ વિષે પ્રગટયું છે તેના સંયોગે કરી દઢતાવાળા સંકલ્પના સ્ફુરણે કાયા ઉત્પન્ન કીધી છે તે દઢતા અનુસાર તમામ જાતનું ઐશ્વર્ય (સુખ દુઃખ લાભ અલાભ આદિ) જે મળવાનું છે તે સંવેદનના પ્રવાહયોગે આપોઆપ વગર પરિશ્રમે સેહેજ સેહેજ પ્રાપ્ત થતું જાય છે. એવી પ્રાપ્તિને દેહપ્રારબ્ધ કહે છે. આ પ્રારબ્ધ કર્મનું ફળ મળતી વખતે આપણને વિશે જે સ્વાભાવિકપણે કલ્પના આવી અંતઃકરણમાં ઉદય થાય છે તે ઉદય થયલી કલ્પનાને વિશે મનોમન વિચારના જ્ઞાને કરીને અનેક જાતની ભાવના બીજા આકારમા પ્રગટ થઈ જાય છે અને આ પછવાડેથી પ્રગટ થયેલી ભાવનાના ખુબી જ્ઞાન આગળ પ્રથમ અંતઃકરણમાં પ્રગટ થયલી કલ્પના ભુલી જવાય છે. આ પછી ઉત્પન્ન થયલી ભાવના પ્રમાણે કાંઈ બનતું નથી તો આપણે પોતાના મનમાં ઉદ્વેગ પામી પ્રારબ્ધનો દોષ કાહાડીએ છીએ. એમાં આપણી ભૂલ છે કારણ આ સૃષ્ટિ રચનામાં એવી અનાદિ પરમાત્માની નીતિ ચાલી આવે છે કે પોતાના અંતઃકરણની દઢતાથકી જ સર્વ ફેરફાર થાય છે. પોતાના વિચાર દૃશ્ય અદૃશ્ય કૃતિ કરે છે તેથી એવા દૃશ્ય અદૃશ્ય ફેરફારની કલ્પના અંતઃકરણમાં સૂક્ષ્મ સ્વરૂપે વ્યાપેલી હોય છે પણ તે આપણા દીર્ઘ દૃષ્ટિરૂપ જ્ઞાન વિના જણાતી નથી જેથી આપણે પ્રારબ્ધનો દોષ ગણીએ છીએ. એ દીર્ઘ દૃષ્ટિરૂપ જ્ઞાન આત્મા ચૈતન્યતાના સંવેદન ઉપરથી કરવામાં આવે છે. કલ્પના વિરક્ત ...તિમાં રહેવાથી અંતઃકરણની દઢતામાં વ્યાપક થયલા સર્વ સંકલ્પો સમ...વે છે અને તેનો લાભ અનાશ્રુતિ મળતો જાય છે અને જે અના-

શ્રુતિ લાભ મળવાથી આપણે ઇશ્વર ઇચ્છા કે પ્રારબ્ધ કહીએ છીએ. વાસ્તે જે જે કલ્પના એ લાભ અલાભ વિશે ઉત્પન્ન થાય કે સર્વને વિશે સમદષ્ટિ રાખી આત્મા જ્યોતિને સર્વાર્પણ કરતા રહેવું જેથી મનોકલ્પિત અજ્ઞાનતાના સંકલ્પો નષ્ટ થતાં તમામ કલ્પનામાંથી શ્રેષ્ઠ વિચારો પ્રગટ થઈ આવે છે. સર્વ વૃત્તિઓ અંતઃકરણ શુદ્ધિદ્વારા જ્ઞાનદશામાં રહેવાથી આપણી પાસે પવિત્ર કૃતિ, શ્રેષ્ઠ વિચાર, સુખ આનંદ, અને સર્વજ્ઞતા તેઓ (વિચારો) બતાવે છે અને આપણી વાસનાની સર્વ વૃત્તિઓને અંતર્યામી કૃતિમાં રમાડવાથી શુદ્ધ ચૈતન્ય રૂપ અસંગ આત્માની પ્રાપ્તિ થાય છે અને પછી અસંગ કૂટસ્થ ચૈતન્ય આત્મા માહે આત્મારૂપ સદા બની રહે છે.

નિવૃત્તિ નિર્ણયરૂપ જ્ઞાન એ છે કે સર્વ ઇન્દ્રિયોના ભાવોનો અનુભવ મેળવી અંતઃકરણનું જ્ઞાન સંપાદન કરવું, પોતાના આત્માને સાક્ષાત જગતનું આદિકરણ માનવું, અંતઃકરણની અનેક વૃત્તિઓ વિશેષ ભિન્ન ભિન્ન કલ્પનામાં અનેક ભાવો દોડાવવા નહી, સર્વને સમાન દૃષ્ટિએ જોવું કે પોતાના આત્મારૂપ માનવા અને સર્વ કલ્પનાનો ક્ષય કરતાં રહેવું, જન્મમરણ પાપપુણ્ય સુખદુઃખ લાભઅલાભ વિગેરે સર્વ આત્મારૂપ ઇશ્વરની રમણીયતા છે એમ જાણી દ્રશ્યરૂપ સર્વ સૃષ્ટિને મિથ્યા જાણી અનેક પદાર્થમાં ઇન્દ્રિયો મારફત ભિન્ન ભિન્ન કલ્પના કરવી નહી; સર્વ પ્રાણિમાત્રપર દયા રાખવી, સર્વનું ભલું ચાહાવું, કોઈ પણ જાતનો નિશો કરવો નહી, તનમનને જ્ઞાનથી શુદ્ધ કરી તેઓને નડારા પાપરૂપ કર્મની અસરથી લેપન ન થાય એવો નિયમ રાખવો, એ નિવૃત્તિ જ્ઞાનની પ્રાથમિક પાયરી છે. પછી આત્મા ધ્યાનમાં એકાગ્રવૃત્તિ રાખી કલ્પના વિરક્ત થઈ સ્થિર રહેવું. તે સ્થિતિમાં આત્માના સંવેદનમાંથી સ્વાભાવિકપણે એકાએક અનેક સંકલ્પો સ્ફુરે છે જે સ્ફુરનારા સંકલ્પમાં અનેક ભાવના દોડાવવી નહી. એ સ્ફુરનારા સંકલ્પો કયા સ્થાન સારૂ અથવા કયી વૃત્તિ વાસ્તે કયા પ્રકારની કલ્પના દોડાવે છે એનું ધ્યાન રાખી હૃદયમાં નોંધવામાં આવે તો ભવિષ્યમાં શું વૃત્તિ બની આવનાર છે તે સમજવામાં આવશે. પછી એકાગ્રવૃત્તિથી આત્મા ધ્યાનમાં બેસી પોતાના ચૈતન્યની જ્યોતિમાં નિમગ્નતાથી રહેવું, કદાચ એકાદ સ્ફુરણ અકસ્માતે ઉત્પન્ન થાય તો એ સ્ફૂર્તિરૂપ ભાવનાને આત્માપદમાં મેળવી દેવી, એ દ્વિતીય પાયરી છે. પછી સર્વ ભાવનાને આત્મા જ્યોતિમાં અર્પણ કરવામાં આવે છે તો નિસ્ફુર્ણ દશા પ્રાપ્ત થાય છે, જે સાક્ષાત્ પરમેશ્વરરૂપ સ્થિતિ છે. એ જ દશા તે મુક્તાવસ્થા છે જે નિર્વિકલ્પ સમાધિના અભ્યાસવડે પ્રાપ્ત થાય છે. પણ પૂર્ણપદના જ્ઞાતા આત્માપદની શાંતિમાં થતા ચમત્કારની અથવા મનોમન ગુપ્ત ભાવવાળી ગુપ્ત વિદ્યાના સમજણની પણ દરકાર ન રાખતાં આત્મારૂપ અસંગસ્થિતિવાળી નિસ્ફુર્ણ દશામાં કાયમ રહેવા જગતના

એકાંતવાસમાં સ્થિત થાય છે અને સદા આત્મા જ્યોતિને ધ્યાનમાં રાખી તુર્યાતીત સ્થિતિમાં રહે છે. પછી તુર્યાતીત સ્થિતિ છુટયા બાદ વૃત્તિઓ અનેક પ્રકારની રચના દેખાડે છે તોપણ તે ઉપર ધ્યાન ન આપતાં પૂર્ણ જાગૃતાવસ્થાના નિરાકારી અખંડ સ્વરૂપમાં રહે છે એટલે સંતોપ સ્થિતિમાં રહી સમભાવી જ્ઞાનથી તદન તે પુરૂપ સમાધિનિષ્ઠ હાલતમાં રેહે છે. એવા જ્ઞાનીઓ પોતાના શુભ વિચારનો ફેરફાર અંતર ધ્યાનવાળી દૃષ્ટિથી કરી શકે છે. આવા સમભાવી જ્ઞાનથી વરતનાર પુરૂપ સાક્ષાત્ પરમેશ્વરરૂપ હોય છે અને પોતાની અંતર્વૃત્તિ સર્વ હૃદયગત ભાવનાને અદ્વૈત ભાવે જોઈ સ્થિર થાય છે, તે વખતે જગતના સર્વ પ્રાણિમાત્ર તેને હાનિ લાભ આપતા જણાતા નથી.

અદૃશ્યપણે રહી આત્મા આપણી અંદર સર્વ કાર્યાને ચૈતન્યપણાથી ચલાવે છે તે આત્મા પ્રજ્ઞાન બ્રહ્મ કહેવાય છે. એ ચલાવનારૂ સંવિત આત્મા એ પરમાનંદ સ્વરૂપ છે. અદ્વિતીય આત્મારૂપી ઇશ્વરના ચિંતનપણામાં આ સર્વ જગદાકાર ભાસે છે અને અચિંત્યપણામાં ફકત આત્મા રહે છે. જે કાંઈ નથી એવું કાંઈ ન જણાયલું, ન સમજાયલું સ્વરૂપ, જે જડ નથી, ચૈતન્ય નથી, ખરૂં નથી, ખોટું નથી, એવું જે છે તે અચિત્ય સ્વરૂપ આત્મા છે. એ સ્વરૂપના ચિંતનપણાથી તેનો દેખાવ કલ્પ જેવો લાંબો; અને નિરૂપાધિપણામાં નહીં ચિંતન કરવાથી તેનો દેખાવ અલ્પ જેવો કાંઈ નહી, એવો દેખાય છે. જગતનું બીજરૂપ એ આત્મા છે એટલે આત્મા એ બીજ અને જગત્ એ વૃક્ષ છે. આત્માને વિશે જગતના અનંતાકારો નિરૂપાધિએ કરી અચિંત્યપણામાં એકરૂપે સ્થિર થયલા છે અને જ્યારે પાણીના તરંગની માફક આત્માની અંદર સ્વાભાવિક ચિંતનપણાનું સંવેદન થાય છે અને તે સંવેદન સંવિત ચિંતન પોતાની ભાવાભાવવાળી દૃષ્ટિથી સંવેદનવાળા સંવિત પ્રવાહને પોતાથી ભિન્ન એમ જુએ છે ત્યારે તે પ્રવાહને વિશે અનંત કોટી બ્રહ્માંડની ઊતપત્તિ થઈ આવે છે; અને જ્યારે તેના ઉપર ચિંતનપણાની નજર ખસેડવામાં આવે છે એટલે સંવેદન સંવિત ચિંતન અને એ પ્રવાહ એ બન્ને જુદા નહી પણ એક છે એમ જ્ઞાન થાય છે ત્યારે આત્માના ચિંતનરૂપી ચૈતન્યની ભાવાભાવવાળી અનંત ચૈતન્ય એજ આ અનંતકારી સૃષ્ટિ છે અથવા આ અનંત ચૈતન્ય જ્યોતિ આ જગતરૂપ ધારણ કરે છે એવો અનુભવ આવે છે. એ અનંત જ્યોતિના કિરણને ચિદ્, અણુ, ઉર્મિ, એવા નામથી કહેવામાં આવે છે. ઉપાધિપણાથી આત્માની અંદર જે ચિંતનપણું કાયમ રહેલુ છે તે અવિદ્યારૂપે કરી આત્માનો સ્વભાવ થઈ રહેલુ છે. એ સ્વભાવના યોગે આત્મા ચૈતન્યરૂપ ભાસે છે. બાકી તો તે શાંત, ગંભીર અને અચિંત્યરૂપ છે.

આ ભાસમાન થતી સર્વે સૃષ્ટિ, આત્માની વિભૂતિ છે પણ આત્માથી ભિન્ન નથી એવું જ્ઞાન થાય છે ત્યારે ચિતનપણારૂપી અવિદ્યા નાશ પામે છે. અચિત્યરૂપી આત્મા જ્યારે પોતાના સ્વરૂપ વિશે ચિંતન કરવા લાગ્યો ત્યારે ચિતનપણાના જ્ઞાને (અવિદ્યાયે) કરી પોતે પોતાને દ્વંદ્વરૂપે ભાસવા લાગ્યો. એ ચિતન્યપણારૂપી જ્ઞાન તે અવિદ્યારૂપી અજ્ઞાન છે અને તે જ્ઞાન આત્માસાથ એકરૂપ છે. આત્માનો સ્વભાવ તે જ્ઞાને (અવિદ્યાએ) કરી, ચિતનપણાથી આત્માની અંદર રહેલો છે જેથી આ સૃષ્ટિ રચના આત્માથી ભિન્ન નથી. જગત્તરૂપે દેખાય છે, જેથી આ જગત આ આત્માનું ચૈતન્યરૂપ છે. જગત ચિંતનરૂપ હોવાથી તે કલ્પિત છે, કલ્પિત છે જેથી આ જગત અસત્ય છે. અચિત્યરૂપ આત્માની અંદર જરા પણ ચિંતનપણાની શરૂઆત થવાની સાથેજ અનેક ભેદ કલ્પના ઉત્પન્ન થાય છે અને કલ્પનાથી કલ્પનામાં આત્મા ભટકયા કરે છે પણ કંઈ પણ પત્તો તેને લાગતો નથી. એ ચિતનપણાનું જ્ઞાન આપણી કાયાની અંદર કલ્પનાના અનેક શબ્દરૂપે દેખાય છે અને તે શબ્દોના અર્થને કાયાની અંદર અનેક ભાવથી દૃઢ કરી તેવા આકારમાં જીવ ભાવથી જુએ છે. આ વ્યવહાર આત્માના ચિતનપણાની અંદર બની રહ્યો છે પણ અકલ્પિત સ્વભાવથી આત્માની અંદર શબ્દ ઉત્પત્તિ થતી નથી. એવી રીતે આપણું દ્રઢિત થયલું અજ્ઞાન આપણા શરીરની અંદર એક તો શબ્દાકૃતિનો દેખાવ આપે છે અને બીજું તે અજ્ઞાન આ બ્રહ્માંડમાં અનેકાકાર ધારણ કરી તે અજ્ઞાનના દ્રઢિત ભાવના અનુસાર વ્યવહાર કરતું નજરે પડે છે. વાસ્તવિક રીતે જોતાં ચેતન અચેતનનો ભેદ આત્માથી થયેલો નથી પણ બુદ્ધિકૃત ચૈતન્ય પ્રતિબિંબથી (જીવથી) થયલો છે, જ્યારે આત્મા વિશે અવિદ્યાએ કરી સચિત્ય કૃતિનું જ્ઞાન આપણને દૃઢ થાય છે ત્યારે તરત જ કલ્પિત ભેદ બુદ્ધિ એ આપણને આપણ પોતે આત્માથી જુદા દેખાયા પછી હૃદયગ્રંથિ ભેદ પામવા લાગે છે અને અનેક સંકલ્પોની ઉત્પત્તિ અહંકારને વિશે થઈ ચિદાત્માનો વિવેક વિચાર ન કરવાથી, અહંકાર એ સંકલ્પોની ઉત્પત્તિ સાથ એકયતાને પામી કામ ગ્રંથિરૂપતા ઉત્પન્ન કરે છે; પણ અહંકારને વિશે ચિદાત્માનો પ્રવેશ નથી અને ગ્રન્થિના ભેદથી કાંઈ સાક્ષી આત્માને બાધ નડતો નથી. એ ગ્રન્થિભેદજ્ઞાન દેહાભિમાન ઉત્પન્ન કરે છે અને અજ્ઞાનતાનો માયિક પ્રવાહ કલ્પનારૂપે હાજર થઇ, તેના સંયોગથી અનેક અંદેશાઓ (સંકલ્પ વિકલ્પ) ઉત્પન્ન થયા કરે છે.

અચિત્ય કૃતિરૂપ કૂટસ્થ આત્માની અવિદ્યાવાળી ચિત્તશક્તિ એ ચિદાભાસ ભાવે ચૈતન્યરૂપ છે, અને સ્પંદશક્તિ પણ ચૈતન્યરૂપે ભાસે છે. સતરૂપ આત્મા કાંઈ નિરાકાર એ નથી તેમ સાકાર એ નથી પણ તેમાં આ સ્પંદશક્તિરૂપ વિક્રિયામય જગતને સાકાર ભાસે છે પણ તેથી એ સ્પંદશક્તિ નિરાકાર

એકાંતવાસમાં સ્થિત થાય છે અને સદા આત્મા જ્યોતિને ધ્યાનમાં રાખી તુર્યાતીત સ્થિતિમાં રહે છે. પછી તુર્યાતીત સ્થિતિ છુટ્યા બાદ વૃત્તિઓ અનેક પ્રકારની રચના દેખાડે છે તોપણ તે ઉપર ધ્યાન ન આપતાં પૂર્ણ જાગૃતાવસ્થાના નિરાકારી અખંડ સ્વરૂપમાં રહે છે એટલે સંતોષ સ્થિતિમાં રહી સમભાવી જ્ઞાનથી તદન તે પુરૂષ સમાધિનિષ્ઠ હાલતમાં રહે છે. એવા જ્ઞાનીઓ પોતાના ગુપ્ત વિચારનો ફેરફાર અંતર ધ્યાનવાળી દૃષ્ટિથી કરી શકે છે. આવા સમભાવી જ્ઞાનથી વરતનાર પુરૂષ સાક્ષાત્ પરમેશ્વરરૂપ હોય છે અને પોતાની અંતર્વૃત્તિ સર્વ હૃદયગત ભાવનાને અદ્વૈત ભાવે જોઈ સ્થિર થાય છે, તે વખતે જગતના સર્વ પ્રાણિમાત્ર તેને હાનિ લાભ આપતા જણાતા નથી.

અદૃશ્યપણે રહી આત્મા આપણી અંદર સર્વ કાયાને ચૈતન્યપણાથી ચલાવે છે તે આત્મા પ્રજ્ઞાન બ્રહ્મ કહેવાય છે. એ ચલાવનારૂ સંવિત આત્મા એ પરમાનંદ સ્વરૂપ છે. અદ્વિતીય આત્મારૂપી ઈશ્વરના ચિંતનપણામાં આ સર્વ જગદાકાર ભાસે છે અને અચિંત્યપણામાં ફક્ત આત્મા રહે છે. જે કાંઈ નથી એવું કાંઈ ન જણાયલું, ન સમજાયલું સ્વરૂપ, જે જડ નથી, ચૈતન્ય નથી, ખરૂં નથી, ખોટું નથી, એવું જે છે તે અચિંત્ય સ્વરૂપ આત્મા છે. એ સ્વરૂપના ચિંતનપણાથી તેનો દેખાવ કલ્પ જેવો લાંબો; અને નિરૂપાધિપણામાં નહીં ચિંતન કરવાથી તેનો દેખાવ અલ્પ જેવો કાંઈ નહી, એવો દેખાય છે. જગતનું બીજરૂપ એ આત્મા છે એટલે આત્મા એ બીજ અને જગત્ એ વૃક્ષ છે. આત્માને વિશે જગતના અનંતાકારો નિરૂપાધિએ કરી અચિંત્યપણામાં એકારૂપે સ્થિર થયલા છે અને જ્યારે પાણીના તરંગની માફક આત્માની અંદર સ્વાભાવિક ચિંતનપણાનું સંવેદન થાય છે અને તે સંવેદન સંવિત ચિંતન પોતાની ભાવાભાવવાળી દૃષ્ટિથી સંવેદનવાળા સંવિત પ્રવાહને પોતાથી ભિન્ન એમ જુએ છે ત્યારે તે પ્રવાહને વિશે અનંત કોટી બ્રહ્માંડની ઉત્પત્તિ થઈ આવે છે; અને જ્યારે તેના ઉપર ચિંતનપણાની નજર ખસેડવામાં આવે છે એટલે સંવેદન સંવિત ચિંતન અને એ પ્રવાહ એ બન્ને જુદા નહી પણ એક છે એમ જ્ઞાન થાય છે ત્યારે આત્માના ચિંતનરૂપી ચૈતન્યની ભાવાભાવવાળી અનંત ચૈતન્ય એજ આ અનંતકારી સૃષ્ટિ છે અથવા આ અનંત ચૈતન્ય જ્યોતિ આ જગતરૂપ ધારણ કરે છે એવો અનુભવ આવે છે. એ અનંત જ્યોતિના કિરણને ચિદ્દ, અણુ, ઉર્મિ, એવા નામથી કહેવામાં આવે છે. ઉપાધિપણાથી આત્માની અંદર જે ચિંતનપણું કાયમ રહેલું છે તે અવિદ્યારૂપે કરી આત્માનો સ્વભાવ થઈ રહેલુ છે. એ સ્વભાવના યોગે આત્મા ચૈતન્યરૂપ ભાસે છે. બાકી તો તે શાંત, ગંભીર અને અચિંત્યરૂપ છે.

આ ભાસમાન થતી સર્વ સૃષ્ટિ, આત્માની વિભૂતિ છે પણ આત્માથી ભિન્ન નથી એવું જ્ઞાન થાય છે ત્યારે ચિતનપણારૂપી અવિદ્યા નાશ પામે છે. અચિંત્યરૂપી આત્મા જ્યારે પોતાના સ્વરૂપ વિશે ચિંતન કરવા લાગ્યો ત્યારે ચિતનપણાના જ્ઞાને (અવિદ્યાએ) કરી પોતે પોતાને દ્વંદ્વરૂપે ભાસવા લાગ્યો. એ ચિતન્યપણારૂપી જ્ઞાન તે અવિદ્યારૂપી અજ્ઞાન છે અને તે જ્ઞાન આત્માસાથ એકરૂપ છે. આત્માનો સ્વભાવ તે જ્ઞાને (અવિદ્યાએ) કરી, ચિંતનપણાથી આત્માની અંદર રહેલો છે જેથી આ સૃષ્ટિ રચના આત્માથી ભિન્ન નથી. જગત્તરૂપે દેખાય છે, જેથી આ જગત આ આત્માનું ચૈતન્યરૂપ છે. જગત ચિંતનરૂપ હોવાથી તે કલ્પિત છે, કલ્પિત છે જેથી આ જગત અસત્ય છે. અચિંત્યરૂપ આત્માની અંદર જરા પણ ચિતનપણાની શરૂઆત થવાની સાથેજ અનેક ભેદ કલ્પના ઉત્પન્ન થાય છે અને કલ્પનાથી કલ્પનામાં આત્મા ભટકયા કરે છે પણ કંઈ પણ પત્તો તેને લાગતો નથી. એ ચિતનપણાનું જ્ઞાન આપણી કાયાની અંદર કલ્પનાના અનેક શબ્દરૂપે દેખાય છે અને તે શબ્દોના અર્થને કાયાની અંદર અનેક ભાવથી દૃઢ કરી તેવા આકારમાં જીવ ભાવથી જુએ છે. આ વ્યવહાર આત્માના ચિતનપણાની અંદર બની રહ્યો છે પણ અકલ્પિત સ્વભાવથી આત્માની અંદર શબ્દ ઉત્પત્તિ થતી નથી. એવી રીતે આપણું દ્રઢિત થયલું અજ્ઞાન આપણા શરીરની અંદર એક તો શબ્દાકૃતિનો દેખાવ આપે છે અને બીજું તે અજ્ઞાન આ બ્રહ્માંડમાં અનેકાકાર ધારણ કરી તે અજ્ઞાનના દ્રઢિત ભાવના અનુસાર વ્યવહાર કરતુ નજરે પડે છે. વાસ્તવિક રીતે જોતાં ચેતન અચેતનનો ભેદ આત્માથી થયેલો નથી પણ બુદ્ધિકૃત ચૈતન્ય પ્રતિબિંબથી (જીવથી) થયલો છે, જ્યારે આત્મા વિશે અવિદ્યાએ કરી સચિંત્ય કૃતિનું જ્ઞાન આપણને દૃઢ થાય છે ત્યારે તરત જ કલ્પિત ભેદ બુદ્ધિ એ આપણને આપણ પોતે આત્માથી જુદા દેખાયા પછી હૃદયગ્રંથિ ભેદ પામવા લાગે છે અને અનેક સંકલ્પોની ઉત્પત્તિ અહંકારને વિશે થઈ ચિદાત્માનો વિવેક વિચાર ન કરવાથી, અહંકાર એ સંકલ્પોની ઉત્પત્તિ સાથ એકયતાને પામી કામ ગ્રંથિરૂપતા ઉત્પન્ન કરે છે; પણ અહંકારને વિશે ચિદાત્માનો પ્રવેશ નથી અને ગ્રન્થિના ભેદથી કાંઈ સાક્ષી આત્માને બાધ નડતો નથી. એ ગ્રન્થિભેદજ્ઞાન દેહાભિમાન ઉત્પન્ન કરે છે અને અજ્ઞાનતાનો માયિક પ્રવાહ કલ્પનારૂપે હાજર થઇ, તેના સંયોગથી અનેક અંદેશાઓ (સંકલ્પ વિકલ્પ) ઉત્પન્ન થયા કરે છે.

અચિંત્ય કૃતિરૂપ કૂટસ્થ આત્માની અવિદ્યાવાળી ચિત્તશક્તિ એ ચિદાભાસ ભાવે ચૈતન્યરૂપ છે, અને સ્પંદશક્તિ પણ ચૈતન્યરૂપે ભાસે છે. સતરૂપ આત્મા કાંઈ નિરાકાર એ નથી તેમ સાકાર એ નથી પણ તેમાં આ સ્પંદશક્તિરૂપ વિક્રિયામય જગતને સાકાર ભાસે છે પણ તેથી એ સ્પંદશક્તિ નિરાકાર

નથી એમ નથી, પણ સ્પંદશક્તિ વિશે આ જગતરૂપ સાકાર પાણીના પરપોટા માફક થયા કરે છે. આ સ્પંદશક્તિરૂપ નિરાકાર ચૈતન્ય જગતના અનેકાકારમાં વ્યાપ્ત થઈ જાય છે ત્યારે સર્વ આકારો ચૈતન્યમય થાય છે. એ શક્તિ આત્માના ચિદાભાસના મધ્યમાં અખંડ ચૈતન્યરૂપે રહેલી હોય છે. જેવા પ્રકારની આપણી જડકાયા છે તેવાજ પ્રકારની આપણા ચૈતન્યની કાયા સ્પંદશક્તિ વિશે વ્યાપી રહેલી છે. આ વ્યાપી રહેલી અવિદ્યાવૃત ચિતકળાવાળી સ્પંદશક્તિ પોતે પોતાની અંદર ભુલાવો ખાઈ એકના અનેક અને અનેકના એક એવા રૂપમાં પોતાની વિક્રિયાથી આત્માના દેખાવોને જોયા કરે છે પણ જો વિક્રિયા ન થાય તો એકના અનેક અને અનેકના એક એવા રૂપ ન થતાં પોતે એક આત્મા રહે છે. જેથી ચિત્ત કળાની સ્પંદશક્તિની વિક્રિયાથી આ સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ સંભવે છે. સ્પંદશક્તિનું ચૈતન્ય સર્વત્ર વ્યાપ્ત છે. આત્મા સર્વત્ર પ્રકાશરૂપ હોવાથી સ્પંદશક્તિ આત્મામય છે જેથી સ્પંદશક્તિનું ચૈતન્ય તે જ આત્માનું ચૈતન્ય છે જેથી સર્વત્ર વ્યાપક થઈ સર્વ વૃત્તિ આપણ પોતે જ (આત્મા) કરીએ છેઈએ. વાસ્તે ચૈતન્યરહિત સ્થિતિમાં સ્થિત રહેવાથી અચિંત્ય વૃત્તિ આત્મા ભાવ પ્રકટ થાય છે, જે સ્વરૂપ અચળ નિરાકાર બ્રહ્મ તે સૂત્રાત્મા તરીકે વ્યાપ્ત છે. આવી વ્યાપકરૂપ પણ અવ્યક્તપણાવાળી તેની સ્થિતિ ન સમજવામાં આવવાથી એને અલિપ્ત ચિન્માત્ર (શિવ) કહે છે. તે ચિન્માત્રપણામાં શુદ્ધ ચિત્ અચેતન કહેવાય છે અને તે સર્વત્ર વિશે રમણ કરનાર છે. જેથી તેના એકપણામાં અનેકપણું એ દ્વૈતજ્ઞાનથી જણાય છે; પણ એ દ્વૈતરૂપી અવિદ્યાજ્ઞાન અદ્વૈત જ્ઞાનથી નિવૃત્ત થાય છે ત્યારે એના અચેતનપણાનો પૂર્ણ ભાસ આપણને આવે છે.

ત્રણકાલે જગત મિથ્યા છે એવા જ્ઞાનનો અર્થ તે અચેતન ભાસ છે. અચિંત્ય રચનાની શક્તિનું બીજ સ્ફુરણ એ માયારૂપ સુષુપ્ત વિશે સંકોચાઈ લીન હોય છે અને તે બીજ સ્ફુરણની લીન અવસ્થામાં જગતરૂપી વાસના બીજ સ્થિત રહે છે. આ અચેતન ભાસમાં સ્ફુરણ [illegible] વિશે ચૈતન્યના પ્રતિબિંબથી જીવ અને ઇશ એવો દ્વૈત સંકેત [illegible]રી- થયો છે. આ સ્ફુરણરૂપી ચૈતન્ય તે માયા જે અસત્ છે અથવા [illegible]મૃત- અંતર્યામી ધારણાની વિભાગી ખટપટનું નામ માયા છે. એવી [illegible]આપણી રૂપ સ્ફુરણથી ઉત્પન્ન થતાં દૃશ્ય પદાર્થપર ચિંતન ન કરતાં પોતે જ ત્રણે કાલે સત્ છે એવા આત્માનું ચિંતન કરવાથી મોક્ષ [illegible]ને આત્મા છે. આ માયિક સ્ફુરણમાં ચિદાત્માના પ્રતિબિંબે માયાને વશ [illegible]પ સ્થાવર સર્વજ્ઞ ઇશ્વર થયો છે. જેથી આત્મા અનાત્મા વસ્તુનો વિવેક [illegible]નાર સ્થિ[illegible] અચિંત્યપણામાં સ્થિર રહેનાર પુરૂષ આત્મા કે બ્રહ્મ થાય છે. આત્માના

આભાસથી ઉત્પન્ન થયલો ચિદાભાસરૂપી જીવને આ સંસાર લાગેલો છે પણ આત્માને લાગેલો નથી, એવા બોધને બ્રહ્મવિદ્યા કે આત્માવિદ્યા કહે છે. આ વિદ્યા વિવેક વિચાર વગર પ્રાપ્ત થતી નથી એમાં જપ તપની કાંઈ ઉપયોગિતા કામ આવતી નથી. ફકત અંત:કરણ શુદ્ધ અને બુદ્ધિ નિર્મળ જોઇએ કે જેથી જગત, જીવ અને પરમાત્માનો વિચાર થઈ શકે. આત્મા પોતે દૃષ્ટા હોવાથી આપણી કાયામાં ચૈતન્યરૂપે વ્યાપક થઈ હૃદય સ્થાનમાં અનેક જાતની કલ્પના ઉત્પન્ન કરી પછી ઇન્દ્રિયોદ્વારાએ બાહેરના સર્વ સ્થાવર જંગમાદિક પદાર્થને જુએ છે, સાંભળે છે, જાણે છે, અને આખરે અનેક જાતની ભાવનાનો ક્ષય કરી તે જોયલું, સાંભળેલું, અને જાણેલું, નિદ્રા સ્થિતિની માફક ભૂલી જાય છે અથવા જાણવું ન જાણવું, કરવું ન કરવું, બોલવું ન બોલવું, એ સ્થિતિમાં જે ચૈતન્ય કાયામાં વ્યાપી વ્યવહાર કરે છે તેજ દૃષ્ટા આત્મા છે. આ દૃષ્યાનંદ સાક્ષાત્ પરમેશ્વરના દેખાવથી જે આનંદમાં લીન થવાય છે તેજ સ્વાનુભૂતિ અથવા સ્વાનુભવ જ્ઞાન છે, જેનું શબ્દથી વ્યાખ્યાન થઈ શકતું નથી પણ જેને તેને પોતાના અનુભવથી પ્રાપ્ત કરવાનું છે.

તમામ પ્રાણિમાત્રના સ્વભાવ વિશે એ જ્ઞાન તો કાયમ છે પણ એ જ્ઞાન બાહ્ય વિષયના રાગાદિક દોષથી સદા મલિન થયલું હોવાથી આત્મા બોધ લેવાનું સામર્થ્ય જીવને હોતું નથી; પણ જ્યારે ઉપાસના આદિ કર્મયોગથી એ મલિનપણું દૂર થઈ અંત:કરણ સ્વચ્છ થાય છે ત્યારે તેને જ્ઞાન પ્રાપ્ત કરવાને બુદ્ધિની પ્રસન્નતા આવે છે અને પછી સત્યાદિક સાધનસમ્પન્ન અને જિતેંદ્રિય થઈ એકાગ્રતાને પામતા આત્માને જુએ છે. આત્માની અદૃશ્યતા દેખાડવા સારૂ પ્રથમ આ દૃશ્યરૂપ કાર્ય જે મન વાણીનો વિષય છે તે સર્વનો અર્થથી નિષેધ કરવો જોઇએ.

અચિંત્ય ભાવવાળા શાંતકારક આત્મા પોતે દૃષ્ટાના આનંદની દૃઢતામાં લીન રહે છે; અને દેહધર્મ અને પોતાને વિશે સર્વ ભાન કે ફીકર તેને રહેતી [illegible]ી ત્યારે તેને તુર્યાવસ્થા પ્રાપ્ત થાય છે. તુર્ય વિશે લીન થયલા જ્ઞાતા પોતાના [illegible]ય રૂપમા ભાસે છે અને પૂર્ણ દૃષ્ટાના આનંદમાં રહી અચિંત્ય કૃતિના [illegible]કાર પોતે જોયા કરે છે.

[illegible]વિચારરૂપ અજ્ઞાનમય ઇન્દ્રિય ધર્મના લક્ષણ ઉપર તમામ હૃદયના [illegible]નહી જવા દેતાં અંતર્ગત આત્માને વિષે સર્વ ભાવોભાવ મેળવી દેવામાં [illegible]આપણે સારૂ તમામ જોઇતી સામગ્રી સહજ તૈયાર થઈ વગર [illegible] કૃતિ ઇચ્છાપૂર્વક થતી જોવામાં આવશે; અને અન્તર્યામી દૃષ્ટિ [illegible] વ્યાપક થઈ તમામ કૃતિ કેવા પ્રકારના કર્મો કરશે એનું યથાર્થ જ્ઞાન આવે છે ત્યારે સર્વજ્ઞ પરમેશ્વર તરીકેની શક્તિ આપણામાં છે એમ

સમજાશે. એ ઉપરથી મુખ્ય જાણવાનો સાર એ છે કે નિરાકાર પરમાત્મા પોતાના એક અખણ્ડ ચૈતન્યથી સર્વથી વ્યાપ્ત છે, એ તેના વ્યાપકરૂપ ચૈતન્યની કૃતિ તદ્દન અચિંત્ય છે જેથી એ અચિત્ય કૃતિરૂપ ચૈતન્ય નિમિષમાત્રમાં અસંખ્ય કર્મો કરવાની શક્તિ ધરાવે છે. આત્માના ચિંતન અને અચિંતનપણાની પ્રકૃતિથી જીવભાસ પ્રગટ થયેલો છે. આત્માની અકલ્પિત સ્થિતિમાં કલ્પિતપણાનું જ્ઞાન ઉત્પન્ન થવાથી આત્માના દ્રષ્ટારૂપ આનંદને વિષે જ્ઞાન અને અજ્ઞાન અથવા પ્રકાશ અને અન્ધકાર એ બે સ્વરૂપ પ્રગટ થયા છે. પેહેલા સ્વરૂપ જ્ઞાનમાં પોતાના ખરા સ્વરૂપ (આત્મા) વિશે અવિચાર ઉત્પન્ન થવાથી પોતાનામાં અજ્ઞાનતા પ્રગટ થઈ અને બીજા સ્વરૂપ અજ્ઞાનતામાં પોતાના ખરા સ્વરૂપ વિષે વિવેક વિચાર ઉત્પન્ન થવાથી જ્ઞાન આવ્યું અને પોતાનામાં પોતાના સ્વયંપ્રકાશિક અજવાળું પ્રગટ થયું. સર્વત્ર એક આત્મા ચૈતન્યરૂપી અજવાળાના મધ્ય ભાગમાં જ્યોતિરૂપે રહેલો છે અને એને વિશેનું અજ્ઞાનતા એ ભાવનારૂપમાં રમણ કરી રહ્યું છે; અને આપણી ધારણા અથવા ભાવનાપર આ જગતનો વ્યવહાર ચાલી રહેલો છે. કોઈ પણ જાતના ધારણાના ભાવો તમારા પોતામાં પ્રગટ ન થવા દો તો જગત્ કાંઈ કરી શકતું નથી. તમારી અન્તર્યામી ધારણાવાળી અમૃતધારાથી આ જગતનો વ્યવહાર ચાલે છે જેથી જગત્વ્યવહાર ચાલતું તમોને દેખાય છે; પણ જો ધારણારૂપી અમૃતધારાને કોઈ પણ ભાવથી તમારા હૃદયગત સ્થાનમાં ચલિત ન થવા દેશો તો આ જગત્ સંજીવનરૂપે વ્યવહાર ચલાવતું ન માલમ પડતાં જડરૂપે તમોને માલમ પડશે. એ કારણથી તત્વદર્શીઓ પોતાની ધારણારૂપી પ્રવાહને બંધ કરે છે ત્યારે આ જગતના તમામ પ્રાણીઓને પ્રગટ થનારી ધારણાપ્રવાહને પોતાના હૃદયમાં સ્પષ્ટ દેખે છે અને તે ધારણાઓ કેવા કેવા પ્રકારનો વ્યવહાર ચલાવે છે તે સર્વનો ભાસ પોતાની કાયાના અંતરમાં પડે છે. આ પડનારો ભાસ દરેકના મનમાં વ્યાપી જઈ તેઓના હૃદયમાં પેલા તત્વદર્શીની આકૃતિ પ્રગટ થાય છે ત્યારે તેઓ સર્વનું જ્ઞાન આ તત્વદર્શીપુરૂષને ઈશ્વર તરીકે બતાવે છે. જ્યારે આ અમૃતધારાને બંધ ન રાખતાં છુટી મુકવામાં આવે છે ત્યારે તે લોકોનો ભાવ પલટાઈ જઈ ઈશ્વર તરીકેની તેઓની માન્યતા ઓછી થાય છે. વાસ્તે જેમ બને તેમ આ અમૃતધારારૂપી ધારણાના પ્રવાહને (જે આપણું ઐશ્વર્ય છે) સ્થિત કરી આપણી તમામ ભાવનાને સંકોચી જડરૂપ કરી દેવામાં આવે તો આપણ પોતે જ સાક્ષાત્ ઈશ્વર બની જઈએ છીએ અથવા જગત્ અને આત્મા અને આત્મા અને જગત્ એ બન્નેમાંથી જગત્ ભાવ દૂર કરી આ દશ્યરૂપ સ્થાવર જંગમાદિક પદાર્થને આત્મારૂપ જુઓ અને પોતાની જ્ઞાનદૃષ્ટિને સ્થિર રાખો. પણ કદાચ તે દૃષ્ટિ ચળિત થવા માંડે કે તરત પોતાના હૃદયમાં

સમજી કલ્પનાને કહો કે "હું આત્મા હોવાથી મારે વિશે તું કલ્પના સંભવતી નથી." એમ અભ્યાસ કરતા જ્યારે કલ્પના બંધ થાય છે ત્યારે મુક્તદશા આવે છે અર્થાત્ કલ્પના નષ્ટ કરનાર પુરૂષ સાક્ષાત્ પરમેશ્વર થઇ રહે છે. કારણ કલ્પના વિરક્ત સ્થિતિમાં સ્થિત રહેવું એનું નામ તે તુર્યારૂપ મુક્તાવસ્થા છે, જે જાગૃતમાં હોવી જોઇએ. કલ્પના વિરક્ત રહેવાથી મૂળ સ્ફુરણ કદાચ ઉત્થાન પામે તો આત્મામાં સંવેદન કરવાથી આત્મા સ્વરૂપ થવાય છે અને એ જ સ્વરૂપ તે મુક્તાવસ્થા. એ મુક્તરૂપ તુર્યમય આત્માનું એક કિરણ આ સૃષ્ટિ છે. નિદ્રાવસ્થા આનંદરૂપ છે ખરી પણ તે અવસ્થા અજ્ઞાનથી છે. મુક્તાવસ્થા જાગૃતાવસ્થાની છે જે તુર્ય અને આનંદરૂપ છે. જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્ત, એ અવસ્થાઓની ઉત્પત્તિમાં સર્વ ભૂતોની ઉત્પત્તિ સ્ફુરણથકી દેખાય છે અને તેના અભાવથી જ્યારે સર્વ ભૂતોની ઉત્પત્તિનો અભાવ થાય છે ત્યારે એક અદ્વૈત આત્મા રહે છે. ચૈતન્યભાવની છાયા એ સંકલ્પ છે. એ છાયામાં ભાવરૂપી પુરૂષ જેવા પ્રકારની ભાવના કરે છે તેવા પ્રકારમાં તે ભાવ પોતાને દેખાય છે. એ સંકલ્પનું સ્ફુરણ સર્વ અવસ્થાનો વ્યવહાર ચલાવનાર છે. ચિત્ત વ્યવહારનો ચલાવનાર સ્ફુરણ સંકલ્પ જ્યારે નષ્ટ થાય છે ત્યારે પરમાર્થરૂપ આત્માની પૂર્ણ સ્થિતિ પ્રગટ થાય છે. એ સ્ફુરણ ચિત્ત નષ્ટ થવાથી આત્મા સાથ ઐક્યભાવ થાય છે અને તમામ દૃશ્યાવૃત્તિ વિશ્વસ્વરૂપ દૃષ્ટારૂપ આત્મા સાથે નિદ્રા માફક ઐક્યપણાને ધારણ કરે છે. વાસ્તે પરમાર્થ રૂપ એક અદ્વૈતમય મુક્તિનું જે જાગૃત રૂપી સ્થાન છે તેને અનુભવ જ્ઞાન; એને અભ્યાસથી પ્રાપ્ત કરવું જોઇએ. જ્યારે કલ્પના ઉપર આપણું ધ્યાન ખેંચાય નહી ત્યારે આપણે અવિનાશી પદને પામીએ છેઇએ અને તદન અચેતનરૂપ દેખાઇએ છેઇએ અને ત્યારે જ આપણ નિરાકાર નિરંજન બનીએ છેઇએ. જ્યારે જ્યારે કલ્પના સ્ફૂર્તિ અનેક વિષયો વિશે અંતઃકરણમાં ઉત્પન્ન થાય કે તરત જ પોતાના આત્માને વિજ્ઞપ્તિ કરવી કે, "આવી વિષયિક સ્ફૂર્તિ મારા અંતઃકરણમાંથી દૂર કરી નાંખ અને મને સદા આત્માનંદરૂપી નિર્વિકલ્પ મોક્ષમાં રહેવા દે." આમ કરવાથી પેલી સ્ફૂર્તિ જે જગ્યાથી ઉત્પન્ન થાય છે ત્યાં પાછી લય પામે છે અને તરત આપણો ભાવ આત્મારૂપી બને છે. સારાંશ એ કે કલ્પનાના નિયમપર બીલકુલ ધ્યાન આપવું નહી. મહાત્મા જ્ઞાનીઓ પોતે આત્મરૂપ બનવા સારૂ પોતાના મન બુદ્ધિ વિગેરે તત્વોમાં સ્ફુરણના પ્રવાહ તરફ પોતાની નજર રાખતા નથી પણ એ પ્રવાહને નિર્મળ સ્તંભાકાર વૃત્તિના રૂપમાં નિરખતાં પોતે આત્મારૂપ બને છે. સ્ફુરણના પ્રવાહપર મન જતું અટકાવવામાં આવે તો શાંત નિમગ્નપણું પ્રાપ્ત થાય છે. પણ એનો અટકાવ કરવો એ મુશ્કેલ કામ છે, એને વાસ્તે અભ્યાસની જરૂર છે. જીવન-

મુક્ત પુરૂપ આજીવ કૃત સૃષ્ટિપર ધ્યાન ન આપતા તેનો ક્ષય કરે છે એટલે મનોમન કલ્પિત વાસનિક સૃષ્ટિની તૃષ્ણાનો અખંડ નાશ કરે છે અને સદા સમાધિરૂપ જાગૃત સ્થિતિને જોયા કરે છે. જેથી ઉત્તમ કૃત્ય એ છે કે સર્વની અંદર પોતાના આત્માના ઐકયપણાથી અકલ્પિત જ્ઞાનમાં સ્થિર રહી અદ્વૈત ભાવના સ્થિતિ રાખી એ અચલ સ્થિતિની પ્રાપ્તિ સમજી શાંત થવું. પછી આ જ્ઞાનરૂપ અદર્શ અકલ્પિત દેખાવમાં દર્શાયલી અનંત વૃત્તિઓ જે આ જગતમાં ભાસમાન થઈ આવે છે એ તમારૂં આત્મા સ્વરૂપ છે એમ સમજી એને સ્થમ્ભાકારથી તમારા આત્માની અંદર ઐકયપણામાં અકલ્પિત ભાવે તપાસતા રહેશો તો વિદેહમુક્ત સ્થિતિની પ્રાપ્તિ થયા વગર રહેશે નહી. અચિંતન સ્થિતિ એ પરમાત્માનું ખરૂં સ્વરૂપ અને આપણા આત્માનું આત્માપદ છે.

